# श्रीमद् शंकराचार्य द्वादशरत्न.


પ્રસિદ્ધકર્તા.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

सत्यं परं धीमहि

श्रीमत् शंकराचार्य भगवत् प्रणीत

# शंकराचार्य द्वादश रत्न.

મૂળ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર
વિવેચન સહિત.

ભાષાંતર તથા વિવેચન કરનાર
( વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ. )

છપાવી પ્રસિદ્ધ કરનાર
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર
ત્રણ દરવાજા—અમદાવાદ.

प्रथमावृत्ति. नकल १२००.

सत्वप्रकाश प्रिन्टिंग प्रेसमां शा. प्रेमचंद नहालचंद तथा
डाह्याभाइ शकराभाइ गांधीए छाप्युं.
ठे. खाडीयामां–अमदावाद.

संवत् १९६८. सन् १९१२.

मूल्य रु. १–८–०

यावदायुस्त्रयो वन्द्या वेदान्तो गुरु रीश्वरः ।
मनसा कर्मणा वाचा श्रुतिरेवैष निश्चयः ॥ १ ॥
तत्त्वमाध्यात्मिकं दृष्ट्वा तत्त्वं दृष्ट्वा तु बाह्यतः ।
तत्त्वीभूत स्तदा रामस्तत्त्वादप्रच्युतो भवेत् ॥ २ ॥

I have gone through the book. The author Vedanta Kavi Hiralal Jadavrai Buch deserves congratulations for placing such a book before the Gujerati public. The language is lucid and simple, and the author seems to have taken great pains after making the commentary as interesting as possible. Of course, there are some misprints in the Sanskrit Text, but I hope, they will undergo correction in the next edition of the book.

*Harris High School,*
*Palitana.*
*July 3rd 1912.*

**Kashiram Ambashanker Jani. B. A.**
*Sometime Assistant-teacher. G. T. High School, Bombay. Now Assistant-teacher Harris High School, Palitana.*

વેદાન્ત કવિ મહાશય હીરાલાલ રચિત શ્રીમત્ શંકરાચાર્યના સ્તોત્રોનો વિવેચન સાથેનો અનુવાદ અમને અવલોકનાર્થે મળ્યો છે. જણાવવાનો ઘણો હર્ષ થાય છે કે શ્લોકોનું રહસ્ય સમજાવવામાં લેખકે ઘણો શ્રમ લીધો છે ભાષા ઘણી સાદી અને સરલ છે અને સાધારણ જ્ઞાનવાળો મનુષ્ય પણ ઘણી સહેલાઇથી સમજી શકે તેવી ઉત્તમ પદ્ધતિથી વિવેચન કરવામાં આવ્યું છે. કેટલેક સ્થળે સંસ્કૃત શ્લોકોમાં મુદ્રણ દોષ રહી ગયા છે. પણ મને આશા છે કે તે બધાને માટે સારૂં શુદ્ધિપત્ર આપવામાં આવશે.

લી. જેઠાલાલ ચીમનલાલ.

સ્વામીનારાયણ.

પ્રોફેસર ઑફ મેથેમેટીક્સ,

ગુજરાત કૉલેજ, અમદાવાદ.

# श्री

विदित मेव हि विदुषां विद्वन्मंडलमुकुटमणयः विविध नास्तिक समयांधकार निराकरणैक भास्कराः श्री शंकरावतारभताः श्री १०८ शंकराचार्या आसन्निति सुप्रसिद्धानि च तत्कृतानि चतुर चेतश्चमत्कारकारीणि ज्ञानोपदेशनपराणि-बहूनि स्तोत्ररत्नानि तेषु च प्रातः स्मरण मनीषा पंचक शतश्लोकी प्रभृतीनि द्वादश-स्तोत्र रत्नानि संगृह्य जादवरायात्मज हीरालाल शर्मा प्रतिस्तोत्रं प्रबंधरूपेण गुर्जरभाषायां भावार्थेन सह विवेचनं कृतवान् तत्रापि अंतःकरण चतुष्टयादीनां त्रिपुटी प्रदर्शकानि कानि चित् कोष्ठकान्यपि सम्यक् प्रदर्शितानि विवेचनं चैतत् प्रायशः वेदांतमार्गप्रतिपित्सूनां–गीर्वाणवाणीविज्ञानाविरहितानां तर्ककर्कशविचारहीनानां चातीवोपकारकमिति स्वकीयामनुमतिं ददामः–

वीरेश्वर शास्त्री–विद्यानन्दः–

# ॐ ब्रह्मणे नमः

---

विदितमस्ति सर्वेषां विद्याशालिनां यदपारपारावारीणस्य वेदांत सागरस्य बहूनि सन्ति ग्रंथरत्नानि तेषु प्रायो ऽतीवकठीनानि महांति चाल्पधियां सद्‌गुरुयोगं विना ज्ञातुमशक्यानि ज्ञात्वाऽपि आत्मसाधनेऽल्पबुद्धित्वादुहापोहकल्पनयास्मिन्संसारे भ्रमतां मुमुक्षूणां मात्मज्ञाननौकया वेदान्तरत्नसागरपारे स्थितस्य ब्रह्मणः स्वेनाभेदत्वं ( अहं ब्रह्मास्मि ) इति ज्ञात्वा दृश्यमान मायाप्रपंचमोक्षणैकहेतुकोल्पप्रयाससुखसाध्य एक एवायं द्वादशरत्नाख्यग्रंथस्य श्रवण मनन निदिध्यासनरुपोस्त्युपायः। न केवलमल्पमेधसां किंतु विदुषामप्यतीवादरणीयोऽयं ग्रंथः। यस्मिञ्छ्रीमच्छंकराचार्यविरचितद्वादशस्तोत्ररत्नानां गुर्जरभाषायां जिज्ञासूना मतीव सरलज्ञानजनकविवेचनपुरःसरः टीकाकृता श्रीमता नागर कुलावतंसेन जादवरायतनुजनुषां हीरालालेन महाश्रमकारिणा ततोऽसौ धन्यवादमर्हति विदुषामित्यलम्

शास्त्री नर्मदाशंकर वि. अमरजी,
जैन विधवाश्रम पाठशाला
पालीताणा

# अनुक्रमाणिका.



" तावद्गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ।
न गर्जति महाशक्ति र्यावद्वेदान्तकेसरी " ॥

# भूमिका.

शंकरं शंकराचार्यं केशवं बादरायणम्
भाष्यसुत्रकृतौ वंदे भगवन्तौ पुनः पुनः ॥ १ ॥

આદ્ય **શંકરાચાર્યના** અદ્વૈત રહસ્યનું જ્યાંસુધી જ્ઞાન થતું નથી ત્યાં-સુધી ઉચ્ચતમ સુખની આશાનો ઇતર પ્રકારથી અવધિ છેજ નહીં. સર્વ શિરોમણિ **વેદાંત દર્શન** મોક્ષ માર્ગનું સાધક છે અને ઇતર દર્શનો મોક્ષ માર્ગનાં પરોક્ષરીતે અમુક અંશે સાધનો છે. ન્યૂનાધિક સુખની પ્રાપ્તિ-વાળાં અનેક દર્શનોનો જે દર્શનમાં સમાવેશ થઇ જાય છે તેવું સ્વતઃસિદ્ધ **વેદાંતદર્શનજ** ખરેખરી નિવૃત્તિનું સાધક શિષ્ઠપુરૂષો માનતા આવ્યા છે અને માનશે એમાં આશ્ચર્ય નથી. સર્વ વિદ્યાઓનો જેમાં સમાવેશ છે, સર્વ શંકાઓની જેમાં વિલયાવસ્થા છે, સર્વ ધર્મોનું જેમાં દૂરમાં કે સમીપમાં નિ-રાકરણ થઇ જાય છે, તેવું પ્રસ્થાનત્રય–વેદાંતદર્શન અનુભવસિદ્ધ વસ્તુનો સ્વાનુભવ કરાવે છે. પરમ તત્ત્વની પ્રાપ્તિમાં પૂર્ણ સ્થિતિમાં પહોંચાડનારૂં **ભગવત્પાદ શંકરાચાર્યનું** અદ્વૈત રહસ્ય પ્રાકૃત પુરૂષોને બરાબર સમજાતું ન હોવાથી તેઓ અશ્રદ્ધાથી અનાદર કરે છે તેથી ઉચ્ચ તત્ત્વનાં સંપાદક ઉચ્ચ શાસ્ત્રની પ્રતિષ્ઠાને હાનિ નથીજ. વેદાંતનાં ઉચ્ચતમ સુખની પ્રાપ્તિ થવાને ઉચ્ચ અધિકારની સદાય અપેક્ષા રહે છે અને તેવો અધિકાર પ્રાપ્ત થયા વિના સત્ય અનુભવની નિષ્પત્તિ થવી સેંકડો પ્રકારથી અશક્યજ છે. સામા-ન્ય રૂપથી સર્વગત ચેતન એકજ હોવાથી અને પ્રપંચનો સમ્યક્ પ્રકારે બાધ થતો હોવાથીજ વેદોમાં અદ્વૈત સિદ્ધાંતજ સ્થાપિત થયો જોવામાં આવે છે. વેદાંત એ કોઇ સંપ્રદાય નથી પરંતુ એ એક આખી સૃષ્ટિની સર્વથા ઉન્નતિ કરનારી પરમ વિદ્યા છે કે જે વિદ્યાનાં સેવનથી સેંકડો જીવો સ્વસ્વરૂપાવ-

બોધને પામી અખંડાનંદરૂપે રહે છે. અદ્વૈત રહસ્યની ઉત્તમતાનો અનુભવ કોઇ ભેદરૂપે કરનાર નથી કારણુ કે જે વાસ્તવિક સત્ય છે, અદ્વૈત છે અને પરમ તત્ત્વ છે તેજ તેને પોતાને સ્વાનુભવે સર્વપ્રકારે સ્વેચ્છાથી અનુભવે છે.

સાંપ્રતકાળની સૃષ્ટિ, માયાના આવરણુથી શૃંગારિક અને વિભાવિક પદાર્થોની પાશમાં વિશેષે કરી આવી પડે છે અને આથી કરી માયાનાં કાર્ય-રૂપ અનેક આપત્તિરૂપ વેદનાઓમાં વીંટાયેલી રહે છે. સુખની તો સર્વની રૂચિ છે પરંતુ સુખ મેળવવાનાં સાધનમાં ભ્રાંતિ યોગે વિપરીત પ્રયાસ સેવી ઈચ્છિત વસ્તુને પ્રાપ્ત કર્યાં વિના, સેંકડો જીવો જેવા જન્મ્યા તેવાજ જાય છે. મિથ્યા સાંસારિક પ્રપંચ પરાયણુ અનેક માર્ગના ઉપાસક બની ખરાં કર્ત્તવ્યને લોકો આજ ભૂલી ગયા હોવાથી **આર્યાવર્તની** અધમદશાનાં નગારાં સર્વત્ર નાદ કરીરહ્યાં છે. જે સમયે આ દેશપર આર્યધર્મરૂપ વિજયનાદ વેદાદિ શાસ્ત્રોના પ્રણેતા-ઓના પરમ પ્રણુય ગાનથી ઘોષ કરતો હતો તે સમયે આપણી પરમ પાવની બ્રહ્મવિદ્યા પ્રજાની નસેનસમાં અને શ્વાસોચ્છ્વાસમાં વ્યાપક થઈ રહી હતી. પ્રાચીન અર્વાચીન અને ભવિષ્યમાં માયાનું આવરણ તો સૃષ્ટિનાં પ્રાણીઓને લાગેલું તો છેજ પરંતુ આધુનિક જમાનાનો બાહ્યાડંબર ભોળા લોકોને સત્ય માર્ગથી ભ્રષ્ટ કરે છે. કાળ જતાં જતાં આપણો વેદધર્મ અસ્તગત થયો છે. કેટલાક સેંકડા થયાં ભોળાં લોકોમાં અંધ પરંપરા ચાલી રહી છે અને જે વિદ્યાથી ઉચ્ચતમ સ્થિતિમાં રહેનારાં ભૂતકાળનાં આર્ય રત્નો હતાં તે વિદ્યા પણુ હાલ નષ્ટપ્રાયઃ થઇ છે અને તેવાં રત્નોની પણુ હાલ તો ઘણીજ ખામી છે. આપણા અહોભાગ્યે કેટલાક સમય થયાં કેટલાક આચાર્યોએ આર્ય ધર્મનો વિજય ધ્વજ ફરકાવવા પ્રવૃત્તિ કરી હતી પણુ તે પ્રવૃત્તિ પણ હાલ રૂપાંતરને પામી વેદધર્મનો અસ્ત થવા સહાયકારી બળની સંપાદક થઇ પડી છે. અદ્યાપિપર્યંત આર્ય લોકોમાં વેદધર્મ એ સર્વ ધર્મનું નાભિસ્થાન છે એવી શ્રદ્ધા તો દૃષ્ટિગોચર થાય છે પરંતુ તે શ્રદ્ધા તે શ્રદ્ધાના રૂપમાંજ રહે છે પરંતુ વિશેષ અંશે ક્રિયામાં તો શુન્યત્વ વ્યાધિ વ્યાપ્યો છે. વેદ—વે-

દાંતના અનુકૂળ વિચારોને આવરણ કરનારા અનેક નવિન ઉદ્ભવ થયા છે અને થતા આવે છે છતાં જે સત્ય છે તે હજુ પણ તેવું અને તેવું તેની કક્ષામાં ચળકે છે.

અનેક ગદ્ય પદ્યાત્મક પ્રબંધોમાં અનેક આચાર્યોએ વેદના ભિન્ન ભિન્ન પ્રદેશનું રક્ષણ તો કર્યું છે અને વેદના સિદ્ધાંતો મિશ્રિત સ્થિતિમાં સંપૂર્ણ રીતે આબાદ પણ છે તો પણ વેદની પ્રધાનતા તેમજ વેદનો સત્ય નિર્ણય જે પ્રકારનો છે તે પ્રકારને પ્રકાશમાં આવવા **ભગવત્પાદ શંકરાચાર્યેજ** પ્રવૃત્તિ કરી બતાવી છે કે જેનું ફળ આપણે આપણું આર્યત્વ હજુ સુધી જાળવી શક્યા છીએ એ છે. અનેક આચાર્યોના ઉત્તમ ગ્રંથોથી આપણું ઘણું ઇષ્ટ થયું છે તો પણ ઉચ્ચતમ કલ્યાણ અને અખિન્ન સૃષ્ટિનો ખરો આશય વેદોમાં રહેલો પરમગૂઢ અદ્વૈત સિદ્ધાંત છે કે જેની તુલનામાં પૂર્વ અને પશ્ચિમની કોઇ પણ તત્ત્વ વિદ્યા હજુ આવી શકે તેમ નથી. આવા વેદના સાર ભાગ વેદાંતની દિશાઓનું સર્વ પ્રકારથી ભાન કરાવવું એ **ભગવત્પાદ**જેવા સમર્થ તત્ત્વવેત્તા પ્રભુનીજ પ્રભુતાથી બને એમ છે અને એજ કારણથી **શંકરની** વાણી સર્વોપરી કહેવાય છે. **શંકરની** પ્રબંધ રચના તરફ જ્યારે આપણે દષ્ટિ કરીએ છીએ ત્યારે આપણને સહજ ભાન થાય છે કે તેઓની ઉપદેશ પદ્ધતિ અને લેખન પદ્ધતિમાં વેદમય શબ્દધારા સાથે કોઇ અલૌકિક રહસ્ય રહ્યું છે. જ્ઞાનની સંપૂર્ણતાએ પહોંચાડી આનંદની અવધિમાં આનંદરૂપેજ સ્થિતિ કરાવનાર ભગવત્પાદનો પરમ અદ્વૈત બોધ પ્રાકૃત પુરૂષોથી ટીકામાં જણાવ્યો જાય તેવો નથી તોપણ આ પ્રકરણ ગ્રંથમાં પામર બુદ્ધિથી જે કાંઇ વિવેચવામાં આવ્યું છે ,તેથી ઉક્ત **મહાત્મા** પ્રતિ પ્રણયભાવ ભજાવી શકાય છે.

જ્યારે આપણો આર્યાવર્ત અનેક પ્રકારની રાજકીય ધાર્મીય અને ઇતર પ્રકારની વિટંબણારૂપ દશામાં દબાતો હતો અને જ્યારે બૌદ્ધ, ચાર્વાક, અને કાપાલિક ,આદિ, આપણા આર્યધર્મપર પોતાનું સામ્રાજ્ય સ્થાપવાના હેતુથી

ઉસ્કેરાઇ ગયા હતા ત્યારે શુદ્ધ વેદ માર્ગનો જીર્ણોદ્ધાર કરવા માટે તથા વિધર્મી મ્લેચ્છોનો પરાજય કરવા માટે અને વેદના વિજયનો ઘોષ વિશ્વમાં વિસ્તારવા માટે—

**श्रीमत्परमहंस परिव्राजकाचार्यवर्य—पदवाक्यप्रमाणपारावारापारीणयमनियमासनप्राणायामप्रत्याहारध्यानधारणासमाध्यष्टांगयोगानुष्ठानव्याख्यानसिंहासनाधीश्वर—सकलनिगमागम हृदय—सांख्यत्रयप्रतिपादकवैदिकमार्गप्रवर्तक—सर्वतंत्र—स्वतंत्र नास्तिकद्वैतध्वांतकदंबज्ञानमार्तंडबोधाब्जाविभाकर—श्रीराजाधिराज जगद्गुरु श्रीमच्छंकराचार्य**

આપણા આ આર્યક્ષેત્રમાં અવતાર ધારણ કરી પધાર્યા અને વળી—

**दुष्टाचारविनाशाय प्रादुर्भूतो महीतले**
**स एव शंकराचार्यः साक्षात् कैवल्यनायकः**

સાક્ષાત્ મોક્ષના અધિષ્ઠાતા પ્રભુ **શંકરાચાર્યે** દુષ્ટાચારનો વિનાશ કરવાના હેતુથી પોતાનાં વિશેષ સ્વરૂપ શરીરરૂપ ઉપાધિ ધારણ કરી હતી. **ગોવિંદપાદ** ભગવાન શંકરાચાર્યે દિગ્વિજય કરી જે 'માનવતી પદવી પ્રાપ્ત કરી હતી તે પદવીને ઇતર પ્રાકૃત પુરૂષો ક્યાંથી પામી શકે? **ભગવત્પાદનો** જન્મ **કેરલ દેશમાં** પોતાના પિતા **શિવગુરૂ** અને માતા **વિશિષ્ટાથી** થયો હતો. **શંકર** પોતાની વિધવા માતા **વિશિષ્ટાને** સદાય બાળક વયમાંથીજ વેદાંતનાં રહસ્યોદ્વારા આત્મકલ્યાણનો માર્ગ પ્રબોધતા' હતા. કોઇ સમયે ભગવાન શંકરે પોતાની માતાને કહ્યું કે ' હે માતા ! મને મગર મત્સ્યોએ એક મહાન મહાસાગરમાં મારો પગ પકડી સપડાવ્યો છે વાસ્તે તે બંધનમાંથી છૂટી જવાની મને આજ્ઞા આપ. ” પુત્રનાં આવાં વચનથી માતા વિસ્મય પામી અને જ્યારે પુત્રરૂપે પ્રગટ **પ્રભુ શંકરાચાર્યે** કહ્યું કે ' હે માતા ! આ સંસાર-

એક મહાન મહાસાગર છે, તેમાં હું ડૂબેલો છું તથા કામ ક્રોધાદિ મગર અને માછલાં મારો પગ પકડી મને પીડા આપે છે વાસ્તે સર્વ કામનાઓનો જેમાં ત્યાગ છે એવી સન્યાસની મને તું દિક્ષા આપ. આ શબ્દથી માતા પ્રથમ તો ચિંતામાં આવી પડી પરંતુ પુત્રના બોધથી વિશુદ્ધ આશયવાળી તે તત્ત્વજ્ઞાની માતાએ શંકરને તેમ કરવાની અનુજ્ઞા આપી. શંકરે ગોવીંદાચાર્ય ગુરૂની પાસે સન્યસ્ત લઇ તેઓના સમીપમાં નિવાસ કરી શાંત ચિત્તે ગુરૂ શુશ્રૂષા શરૂ કરી. બાલ્યાવસ્થાથીજ સંન્યસ્ત જીવન શંકરનું અલૌકિક દર્શન કરાવે છે. ગુરૂ સમીપ વિદ્યાભ્યાસ કરી શંકર નિરંકુશ સ્વભાવના બની સ્વેચ્છાનુસાર વારાણસીના વિમળ વનમાં વિહાર કરવા લાગ્યા. કોઇ એક સમયે ચંડાળરૂપે ભગવાન સદાશિવ શંકરની કસોટી કરવા તેના સમીપમાં ઉભા રહ્યા. આ પ્રસંગે સદાશિવના મનનું સમાધાન ઉત્તમ પ્રકારથી શંકરે કર્યું હતું એજ એ મહાત્માની પ્રભુતાનો પ્રકાશ છે. સર્વદા નિઃશંકપણે વિચરતા ભગવાન શંકરાચાર્યને તેમનાં આનંદગિરિ આદિ શિષ્યમંડળ સમક્ષ એક વાર ભગવાન વ્યાસ વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ લઇ સમીપ થયા હતા અને તેઓએ શંકરનાં ઉચ્ચ જ્ઞાનની કસોટી કરવા અનેક પ્રકારથી અદ્વૈત સિદ્ધાંતનું ખંડન કરવા યુક્તિઓ વાપરી હતી છતાં શુદ્ધાત્મા શરીરધારી શંકરાચાર્યે વ્યાસજીના તમામ પ્રશ્નોનું ઉત્તમ પ્રકારથી સમાધાન કર્યું હતું. આ પ્રકારે શંકરનાં જીવનની કસોટી અનેકવાર થયાજ કરતી હતી છતાં જળકમળની જેમ નિર્લેપ સ્થિતિવાળા શંકરને શંકાનો અવસર પણ પ્રાપ્ત થતોજ નહીં. આ સ્થળમાં તેઓનું જીવનવૃત્તાંત નથી લખવામાં આવતું પણ ફક્ત સ્મૃતિરૂપે ગ્રંથના નાયકની પ્રણયભક્તિ કરીએ છીએ. બ્રહ્મસુત્રાદિ અનેક ગ્રંથોના પ્રકાશક પરમાત્મા શંકર કોઇએક વાર નર્મદા તીરપર માહેષ્મતિ નગરીમાં કર્મકાંડ નિષ્ઠ પંડિત મંડનમિશ્ર સાથે ધર્મવાદમાં ઉતર્યા હતા. આ પંડિત ભારત ભૂમિપર સમર્થ વિદ્વાન્ મનાતો હતો અને તે વેદના એક દેશ કર્મકાંડનુંજ પ્રતિપાદન કરતો હતો. તેણે પોતાનાં દ્વારમાં મેના પોપટ વિગેરે પક્ષીઓનાં પીંજરાં લટકાવેલાં હતાં.

" स्वतः प्रमाणं परतः प्रमाणं किरांगना यत्र गिरो गिरंति ।
द्वारस्थनीडांतरसंनिरुद्धा जानीहि तन्मंडनामिश्रधाम ॥
॥ शं० दि० ।

આ પક્ષીઓની સાથે શાસ્ત્રાર્થ કર્યા પછીજ મંડનમિશ્રનાં મંદીરમાં પ્રવેશ કરી શકાતો હતો. ભગવત્પાદ ગગન પ્રદેશમાંથી વિહાર કરી મંડન મિશ્રના સામે શાસ્ત્રાર્થ કરવા આવ્યા હતા અને વિવાદરૂપ ભિક્ષા માગી શંકર મંડનમિશ્ર પાસે ઉભા રહ્યા હતા. વિવાદ શરૂ થયો હતો અને તેમાં એવો ઠરાવ થયો હતો કે શંકરાચાર્યે ગળામાં પુષ્પમાળા ધારણ કરી સંવાદ ચલાવવો અને મંડનમિશ્રે પણ તેમ કરવું. જેના કંઠમાં માળા સુકાય તે હાર્યો એમ સમજવું. આ પ્રમાણે શાસ્ત્રાર્થ શરૂ થતાં ભગવત્પાદની અવિચ્છિન્ન વાણીની ધારાઓએ સભાનાં ભુવનને શીતળ કરી નાંખ્યું અને છેવટ મંડનમિશ્રનાં ગળાંમાંની માળાને પણ સુકાવી નાંખી અને તેને હરાવ્યો. મંડનમિશ્રની હાર થવાથી તેની પંડિતા પત્ની ભગવત્પાદની સામે પોતે મંડનમિશ્રનું અરધું અંગ છે તે જીતાય ત્યારેજ મંડનમિશ્ર જીતાયો કહેવાય એમ કહી, શાસ્ત્રાર્થ કરવા તૈયાર થઇ ગઇ. શંકરાચાર્યને મંડનમિશ્રની પત્નીએ કેટલાક શૃંગારિક પ્રશ્નો પૂછ્યા.

શંકરાચાર્ય જન્મથીજ બ્રહ્મચારી હોવાથી શૃંગારથી તદ્દન અપરિચીત હતા, જેથી તેઓએ મંડનમિશ્રની પત્નીનાં પ્રશ્નનું નિરાકરણ કરવા તેની પાસે મુદ્દત માગી અને તે મુદ્દત મળ્યા પછી મૃતઃપ્રાય થએલા અમરક રાજાના શરીરમાં પોતે પ્રવેશી, રાણીઓ પાસેથી કામકળા શીખી મુદ્દતસર હાજર થઇ મંડનમિશ્રની પત્નીના પ્રશ્નોના જવાબ આપી તેને પણ સજ્જડ હાર ખવરાવી અને મંડનમિશ્રને પોતાનો શિષ્ય બનાવી પ્રવાસમાં સાથે લીધો.

આ પ્રમાણે શંકરાચાર્યે આખા ભરતખંડમાં વેદધર્મની—અદ્વૈતમતની સ્થાપના કરી દિગ્વિજય કર્યો હતો અને બૌદ્ધ ચાર્વાક આદિ પ્રાપંચિક ધર્મોનું ખંડન કરી, આર્યાવર્તમાં અનાદિ વેદધર્મના વિજયના ઘોષ સ્થળે સ્થળ

પ્રસરાવ્યા હતા. છેવટે સરસ્વતીનું મંદીર કે જે કાશ્મીરમાં હતું તેનો ત્રણે બાજુઓ પંડિત-શિષ્યોએ ખુલ્લી કરી હતી અને ચોથી બાજુ બંધ હતી તેને ખુલ્લી કરી **ભગવાન શંકરાચાર્ય** સિંહાસન ઉપર બિરાજ્યા હતા. સરસ્વતીએ યુક્તિથી તેમને બેસતાં અટકાવ્યા હતા અને કહ્યું હતું કે હે અપવિત્ર આત્મા ! સંન્યાસી થઈ તેં અમરક રાજાની સ્ત્રીઓ સાથે વિહાર કર્યો છે માટે તું આ સિંહાસનને યોગ્ય નથી. સરસ્વતીનાં આવાં વચનો સાંભળી શંકરે કહ્યું હતું કે ' હે દેવી ! મારા દેહથી મેં વિહાર કર્યો નથી પરંતુ અમરક રાજાનાજ દેહથી મેં વિહાર કર્યો છે વાસ્તે આ દેહ પવિત્ર છે અને આત્મા તો અજર અમર અવિનાશી છે જેથી હું કાંઇ પણ અયોગ્ય કરતો જ નથી. સરસ્વતી શંકરની પ્રભુતાનું માહાત્મ્ય સમજી ગઇ અને વિનયપૂર્વક નમસ્કાર કરી ઉભી રહી. શંકરાચાર્ય સિંહાસનારૂઢ થયા અને સર્વત્ર પુષ્પની વૃષ્ટિ તથા વેદધર્મના વિજય ઘોષો વિસ્તાર પામ્યા હતા. શિષ્યો પ્રશિષ્યોએ ભગવાનની પ્રદક્ષિણા કરી પૂર્ણ પ્રણયભાવ બતાવ્યો હતો. મઠામ્નાય વિગેરે શંકરનાં કાર્યો આ દેશની ઉન્નતિનાંજ સાધક છે તેમ તેઓનાં પ્રત્યેક કર્ત્તવ્યોમાં ઉચ્ચ આનંદનીજ નિષ્પત્તિ થાય છે. આ શંકરાચાર્ય પ્રણીત અનેક પ્રબંધો ઉપર સમર્થ વિદ્વાનોએ વિવેચન કર્યાં છે પરંતુ હાલ કેટલાક પરોપકારી વિદ્વજ્જનો ગુજર્જર ભાષામાં શંકરનાં સાહિત્યોને નિરૂપી, વિશ્વ કલ્યાણ કરે છે તેમ અમને પણ તેઓની કૃતિનાજ આશ્રયથી આવો એકાદ ગ્રંથ બહાર પાડવાની જીજ્ઞાસા થતાં આ શંકરનાં સ્તોત્રોના સંચયરૂપ ' **દ્વાદશ રત્ન** કે જેમાં અનેક પ્રકારે અદ્વૈત રહસ્યની રોશની ચળકાટ મારી રહી છે તેને વિસ્તારપૂર્વક વિવેચન સાથે પ્રકાશમાં મૂકી ગુર્જ્જર પ્રજાની બનતી સેવા બજાવવા ઉમેદ થઇ અને તે ઉમેદ વિદ્વાનોના કર્ત્તવ્યોની આભાર વૃત્તિઓના આશ્રયથી બર આવી. સંસ્કૃત ઉપરથી સંસ્કૃત ટીકાકારો તથા તેનો અન્વય લખનારાઓનો અમે આભાર માનીએ છીએ કે જેઓનાં કર્ત્તવ્યોથીજ અમે આવાં કર્ત્તવ્યોનો પ્રકાશ કરી શકીએ છીએ. ગુર્જ્જર ભાષામાં ભાષાંતર કરનારા પૂર્વ પુરૂષોનો તેમજ આધુનિક વિદ્વાનોનો પણ આ સ્થળમાં અમારે

આભાર માનવો પડે છે કારણ કે તેઓનાં કર્તવ્યો પણ અમને કેટલેક અંશે અનુકરણીય થઇ પડયાં છે. વેદાંત વિષયમાં રહસ્યને કયા પ્રકારે સુતર અને સુલભ બનાવવું અને તેમ કરવામાં કદાચ કોઇની અનુમતિ અનુસાર ચાલવું પડે તો ચાલવું એજ ઉત્તમ છે પરંતુ પ્રસ્તુત વિષયમાં આત્મ ગૌરવને જાળવવા ખાતર નવીન બાબતોની સંકલના કરી રસ ભંગતા કરવી એ ઉચિત નથી. આ ગ્રંથનાં શ્રવણ મનન અને નિદિધ્યાસનથી વાચકોને વરિષ્ઠ આનંદની પ્રાપ્તિ થાય એજ અમારી ઉચ્ચ અભિલાષા છે. ગ્રંથની પ્રશંસા થાય તેના કરતાં તેમાં રહેલાં રહસ્યથી કલ્યાણકારી જીવન બનાવી શકાય તો તેજ ગ્રંથના પ્રયાસની ઉત્તમ ફળ નિષ્પત્તિ છે એમ માનીએ છીએ. अस्तु.

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसंति दुर्जना स्तत्र समादधति साधवः ॥ ११ ॥

ली० संतचरणोपासक.

वेदांत कवि हीरालाल जादवराय बुच.

भाषांतर तथा विवेचन कर्त्ता.

# —: બે બોલ :—

પ્રાણીમાત્રને જાણુમાં કે અજાણુમાં આત્યાંતિક દુ:ખની નિવૃત્તિની અને પરમાનંદરૂપ મોક્ષની પ્રાપ્તિની ઇચ્છા હોય જ છે. દુ:ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિની બાબત, જેવો પ્રયાસ હોય છે તેવી સિદ્ધિ થાય છે. દાખલા તરીકે અનેક સુવર્ણના અલંકારની કીંમત સુવર્ણના ઉચ્ચત્વ નીચત્વથી વિવિધ પ્રકારની અંકાય છે તેમ પરમાનંદરૂપ સુખની પ્રાપ્તિની પૂરેપૂરી સ્થિતિ તો વેદાંતમાં જ છે એમ કહ્યા વિના ચાલે તેવું નથી. વેદાંતનો ઉચ્ચ આશયજ દુ:ખની આત્યાંનિક નિવૃત્તિ અને પરમાનંદરૂપ મેક્ષની પ્રાપ્તિની ઇચ્છાને પૂર્ણતા પમાડે છે અને ઇતર દર્શનો વેદાંતને ન્યૂનાધિક અંશે અનુમોદક છે પરંતુ દુ:ખની સર્વથા હાનિ અને સુખનીજ સર્વથા સ્થિતિ બતાવવા તે દર્શનો સંકુચિત વિચારવાળાં હોઇ સમર્થ નથી. જ્યાં પૂર્ણ અભેદ સ્થિતિમાં અંતરાયનું અણું માત્ર પણ હોય ત્યાં તેટલી ઉચ્ચ ફળની પ્રાપ્તિની ન્યૂનતાજ છે અને જ્યાં સર્વ સિદ્ધાંતોને, સર્વ હૃદયોને અને સર્વ શાસ્ત્રોને નિવાસ મળતો હોય ત્યાં પૂર્ણતાનીજ સ્થિતિ સમજવી. **ભગવત્પાદ શંકરાચાર્ય** વિરચિત આ **દ્વાદશરત્ન** પ્રાકૃત પુરૂષોને એક વેદાંતની પ્રવેશ પોથી સમાન અગર ઉત્તમ અધિકારીને પરમાનંદની પ્રાપ્તિના અપ્રતિહત ઉપાય સમાન અમોએ ગુજર્જર ભાષામાં **વેદાંત કવિ હીરાલાલ જાદવરાય બુચ** પાસે તૈયાર કરાવી છપાવ્યું છે તો આ ઇષ્ટ પ્રવૃત્તિ સર્વ ગ્રાહકોનું ઇષ્ટ થવાજ થઇ છે એમ સમજી ગ્રંથવિષે ગુણ દૃષ્ટિ રાખી સાર ભાગજ લેવા અમારી પ્રાર્થના છે. **અસ્તુ.**

**પ્રસિદ્ધ કર્ત્તા.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

॥ श्रीमच्छंकराचार्य विरचितं ॥

# ॥ प्रातः स्मरण स्तोत्रम् ॥

वसंततिलका वृत्तानि.

प्रातःस्मरामि हृदि संस्फुरदात्म तत्त्वम्
सच्चित्सुखं परमहंस गतिं तुरीयम् ।
यत्स्वप्न जागर सुषुप्त मवैति नित्यम्
तद् ब्रह्म निष्कल महं न च भूतसंघः ॥ १ ॥

**ભાવાર્થ**:—પ્રાતઃકાળમાં હૃદયમાં સ્ફુરતાં આત્મતત્ત્વને હું સ્મરૂં છું, જે સત્ ચિત્ સુખરૂપ છે,, જેની પરમહંસ એવી ગતિ છે, જે તુરીય છે, જે નિરંતર જાગૃત સ્વપ્ન, અને સુષુપ્તિના અભિમાનીને જુએ છે–નિહાળે છે, તે હું નિષ્કલ બ્રહ્મજ છું. (નહીં કે ભૂતોનો સંઘ) સંયોગ રૂપ. પિંજર તે હું નથી અર્થાત્ દેહ તે હું નથી. ॥ ૧ ॥

## विवेचन.

વિવેકી મુમુક્ષુએ પ્રતિદિન અને પ્રતિપળે હું કોણ છું? ક્યાંથી આવ્યો છું, ક્યાં જઇશ, મારૂં શું કર્તવ્ય છે તેનો વિચાર નિરંતર કર્યા કરવાનો છે. હું સત્ ચિત્ અને સુખરૂપ આત્મ તત્ત્વ કે જેની પરમહંસરૂપ ગતિ છે, જે જાગૃત સ્વપ્ન, અને સુષુપ્તિ એ અવસ્થાથી અતીત છે, અર્થાત્ તે ત્રણે સ્થિતિના અભિમાનીનો તટસ્થ દૃષ્ટાંત છે તે હું નિષ્કલ બ્રહ્મજ છું નહીં કે આ પંચ ભૌતિક દેહ તે હું છું, એમ પોતાનાં સ્વરૂપનું ચીંતન કરવાનું છે. વિચાર વિના તત્ત્વનો વિવેક થવો સંભવતો નથી અને તે વિચાર પ્રત્યેક મનુ-ષ્ય મુમુક્ષુને કરવો આવશ્યક છે, કારણ કે દેહના અભિમાનને લઇને જીવ પોતાનું વાસ્તવીક સ્વરૂપ ભુલી ગયો છે, અને જન્મમરણરૂપ બેડીમાં જકડાઇ ગયો છે. આવાં અભિમાનને સમ્યક્ તત્ત્વ વિચારથી તોડી મુક્ત બની શાશ્વત એવાં પોતાનાં મૂળ સ્વરૂપ બ્રહ્મમાં જીવને વિલાવું છે. સ્વરૂપનો વિવેક વિચારરૂપ સ્મરણ વિના સંભવતો નથી. આપણે પિતાને પિતારૂપે, માતાને માતારૂપે, ભાઇને ભાઇરૂપે, સ્ત્રીને સ્ત્રીરૂપે અને સહોદર સંબંધી સર્વને તેના તેના રૂપે ઓળખીએ છીએ. તે પ્રત્યેકને અનુકુળ ધર્મોનો—વ્યવહારોનો આપણે વિવેક રાખીએ છીએ. તે વિવેક આપણને ક્યાંથી આવડે છે? વિચારથીજ તે વિવેક આપણે શીખ્યા છીએ અને એમ કરવું જરૂરનું છે નહીં તો વ્યવસ્થાનો લોપ થાય છે. આ પ્રમાણે આત્માનો વિવેક કરવા—પરબ્રહ્મથી તેનું અનુસંધાન કરવા સ્વસ્વરૂપનો વિચાર આવશ્યક છે. તત્વદૃષ્ટિએ જોતાં આત્મસ્વરૂપથી સર્વ કોઇ એકજ છે. હું તમે બીજા સહુ અદ્વિતીય ઓત-પ્રોત આત્મરૂપજ છીએ તથાપિ વ્યક્તિમાં આપણે આ માતા—આ પિતા આ સ્ત્રી—આ સહોદરો—ઇત્યાદિ તેઓના પ્રત્યેના ધર્મોનો વિવેક સેવીએ છીએ, તો આત્માના વિવેકમાં સ્વરૂપના અનુભવમાં પરબ્રહ્મ કે જ્યાંથી અગ્નિમાંથી જેમ તણખો જુદો પડે તેમ આપણે જુદા પડી ગયા છીએ, તેમાં સલગ્ન

ચવા વિવેક રહિત—વિચાર રહિત આળસુ પ્રમાદી બનીએ એ શું ઉચિત છે ? ?
આપણને માનવ જન્મ પામી જે કરવાનું છે તે આ છેઃ—

विहायैनः कृत्वा क्रतुविधुरकर्मादि विहितं
धियं संशोध्याऽऽप्त्वाचिदचिदवलोकादिनिकरम् ।
समाराध्याऽऽचार्यं नति विमाति शुश्रूषण मुखैः
प्रपन्नः सन् पृच्छेद् विविदिषितमात्मीय मखिलम् ॥१॥

**ભાવાર્થઃ**—વિહિત એટલે ફળ સંકલ્પ રહિત કર્મ અને ઉપાસનાનું અનુષ્ટાન કરી મળવિક્ષેપરૂપ પાપનો નાશ કરી, બુદ્ધિને શુદ્ધ કરી જડ ચૈતન્ય વિવેકને સમજવા વિવેકાદિ સાધન સંપાદન કરી, સેવા આદિ અનેક વિનય ધર્મવડે નમસ્કારપૂર્વક ગુરૂને પોતાને જ્ઞાતવ્ય યોગ્ય શું છે એ બાબત અધિકારી મુમુક્ષુએ પ્રથમ પ્રશ્ન પુછવો. ॥ ૧ ॥

विचार्याऽऽत्मानं स्वं श्रुति गदित·सच्चित्सुखमयं
परंब्रह्मास्मीति श्रवण मनन ध्यान करणैः ।
अहं ब्रह्मास्मीति दृढमवगतिं गम्य परमां
विबाध्येदं दृश्यं सकल मल मज्ञान सहितम् ॥ २ ॥

**ભાવાર્થઃ**—ગુરૂના સમીપ શ્રુતિ પ્રતિપાદિત સચ્ચીદાનંદ સ્વરૂપ સ્વાત્માને 'હું પરબ્રહ્મ છુ" એવો વિચાર કરીને શ્રવણ, મનન

અને નિદિધ્યાસનરૂપ સાધનદ્વારા 'હું બ્રહ્મ છું' એવી સર્વોત્તમ વિદ્યા જેમ દૃઢ થાય તેમ પ્રાપ્ત કરી, અજ્ઞાન સહીત આ સકળ દૃશ્યનો અત્યંત અપવાદ ( બાધ ) કરી સ્થિતિ કરવી. ॥ ૨ ॥

विदित्वेत्थं तत्त्वं निखिल निगमांते निंगदितं
निहत्वाऽनर्थं वै सकल मपि जीवातु सहितम् ।
परानंदो भूत्वा भवति भुवि भव्यो भुपति भो
विधेयं कर्त्तव्यं विध विध मपि हेयं हृदि गतम् ॥३॥

ભાવાર્થઃ—આ પ્રકારે સાધક સકળ વેદાંત પ્રતિપાદિત તત્ત્વને જાણીને કારણ સહીત સકળ અનર્થનો અપરોક્ષ બાધ કરીને પરમાનંદરૂપ બની ભૂમિ વિષે શ્રેષ્ઠ ચંદ્રમા સમાન કાંતિમાન ( શાંત ) બને છે. આમ થતાં વિધાન કરવાને યોગ્ય હૃદયગત વિધ વિધ પ્રકારનું કર્ત્તવ્ય પણ તજવા યોગ્ય તેને બને છે. ॥ ૩ ॥

मुदोजीवन्मुक्ते यदि हृदि मनीषा स्वविदुष
स्तदावृत्तिं वृत्ते रनिश मभि कुर्वन् बहु तिथम् ।
विनाश्यैवस्थौल्यं मलिनतर सत्त्वस्य मनसः
सुसत्त्वाविर्भावात् परमसुख सिंधौ हि सुरमेत् ॥४॥

ભાવાર્થઃ—વળી જો-સ્વસ્વરૂપ વેત્તા (જ્ઞાની) ને જો જીવ--મુક્તિના વિલક્ષણ આનંદની ઇચ્છા પ્રગટે તો નિરંતર અને દીર્ઘ-

કાળ તે બ્રહ્માકારવૃત્તિની આવૃત્તિ કરતો કરતો અત્યંત મલીન છે સત્ત્વગુણ જેનો (રજ તમસથી તિરસ્કૃત) એવા મનના સ્થૂલ ભાવનો (રજ તમવડે સત્ત્વગુણનો તિરસ્કાર) (બ્રહ્માભ્યાસ બળ-યોગ્યથી રજતમના તિરસ્કારદ્વારા) વિનાશ કરીને (એવા પ્રકારે મનોનાશ કરીને) શુદ્ધ સત્ત્વગુણના આવિર્ભાવવડે નિરતિશય સુખના સમુદ્ર વિષે નિરંતર રમણ કરે (ક્રીડા કરે). ॥ ૪ ॥

सुभूमिं प्राप्येमां परमसुखदां पंचममुखां
सुखं भुक्त्वा ब्राह्मं दृढतर निजारब्धमपि च ।
विलाप्येदं विश्वं जगदगमयं हेतु सहितं
चिदानंदे शुद्धे भजति च विदेहामृतमयम् ॥ ५ ॥

**ભાવાર્થઃ**—આ (ઉક્ત પ્રકારની) જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને આપનારી પાંચ આદિ શ્રેષ્ઠ ભૂમિકા (ચિત્તની અવસ્થા વિશેષ)ને પ્રાપ્ત કરી બ્રહ્મસુખ અને દૃઢતર (પ્રયત્નથી ન મટે તેવાં) સ્વપ્રારબ્ધને ભોગવી હેતુ (અજ્ઞાનની વિક્ષેપ શક્તિ) સહિત આ (દૃશ્યમાન) ચરાચરરૂપ વિશ્વનો શુદ્ધ ચિદાનંદરૂપ બ્રહ્મમાં લય પમાડી આ જ્ઞાની વિદેહમોક્ષને પ્રાપ્ત થાય છે. ॥ ૫ ॥

## विवेचन.

આ પ્રકારે પ્રત્યેક મનુષ્ય જીવનનો મુખ્ય ઉદ્દેશ કર્ત્તવ્ય પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્યમાંજ હોવો ઉચિત છે. વિવેકાદિ સાધન સંપન્ન થઈ સદ્‌ગુરૂ દ્વારા આત્મ કલ્યાણનો માર્ગ જાણી સ્વાત્મ તત્ત્વનો વિચાર કરી પોતે તે સ્વરૂપ

છે એમ પોતાનાં અજર અમર આદિ લક્ષણુ વિધિ સમજી નિષેધ ક્રમથી જડ, દશ્યનો અપવાદ કરી તે અપવાદ અપરોક્ષ કરી એટલે કે વાસ્તવીક જડ નથી પરંતુ સર્વ પ્રપંચનું વિવર્તપણું સમજી એકજ અદ્વય પરબ્રહ્મ હું છું એવો નિગમ સિદ્ધાંત સમજી જીવન્મુક્ત દશામાં સ્થિતિ કરવારૂપ માનવ-જીવનની ઉન્નતિનો પ્રથમ ઉદ્દેશ હોવો જોઇએ અને એ તદ્વિધિ પ્રારબ્ધ ક્ષય પર્યંત બ્રહ્મરૂપે સમસ્ત પ્રપંચમાં વ્યવહાર રાખી પ્રારબ્ધના ક્ષયાવસાને પોતાનાં વાસ્તવિકરૂપે સ્થિતિ ( અર્થાત્ ) ( શરીરાદિક ઉપાધિ રહિતપણું ) કરવી એ જીવનની ઉન્નતિની પરાકાષ્ટા છે. માનવ જીવન જીવનની ખરી પાયરીએ પહોંચવાજ પ્રાપ્ત થયું હોવાથી તેવી દુર્લભ પ્રાપ્તિના સંજોગમાં પ્રમાદને અવસર આપવો કોઇ પણ પ્રકારે ઉચીત છેજ નહીં. વ્યવહારીક મિથ્યા માતપિતા આદિના ધર્મોના પ્રતિ વિવેકવિનય સાચવતાં આપણે શીખીએ છીએ અને દેહ તેથી સ્વસ્વરૂપ ભિન્ન જે આત્મા તેને ઓળખવા આપણે કાં કૃપણ બનીએ? જ્યારે નશ્વર દેહને સુવસ્ત્રાલંકારે વિભૂષિત બનાવવા, ઉત્તમ ખાનપાનથી પરિતુષ્ટ બનાવવા આપણે ઉદ્યોગ કર્યા કરીએ છીએ તો જેની પ્રાપ્તિથી—જેની પિછાણથી—ઓળખાણથી શાશ્વત્ મુક્તિનું સુખ આવી ભેટે છે. તેને કાં ભૂખે મારીએ અર્થાત્ તેને લક્ષવા કાં દુર્લક્ષ સેવીએ! તાત્પર્યમાં દેહ તે હું નથી, પંચભૂતનું પુતળું તે હું નથી, આત્મસ્વરૂપ પુર્ણ સનાતન પરબ્રહ્મ તેજ હું છું એ ભાવ સ્થિર થવા—દેહના વ્યવહારોમાં દેહના અભિમાનમાં પ્રવેશી તેને નહીં વિસ્મરવા તેનું સ્મરણુ ચીંતન કર્યા કરવાનું ભગવત્પાદ ઉક્ત શ્લોકથી પ્રતિપાદન કરે છે અને લક્ષ્યાર્થે એમ સમજાવવા માગે છે કે—અનેક કીટ પતંગ આદિ યોનિના પરિભ્રમણના ભોગે સત્યાસત્યનો, શાશ્વત અશાશ્વતનો આત્મ અનાત્મનો વિવેક કરી તત્ત્વનો લાભ કરી શકો એવા હે મનુષ્યો! આ મહાપુણ્યના ઉદયરૂપ મનુષ્ય દેહ તમે પામ્યા છો એને, પાશ્વ જીવનમાં નશ્વર દેહનાં સુખોમાં ખપાવી આ લક્ષ—ચોરાશીની ફાંસી હાથે કરી કાં વોરી લ્યો છો!!! પશુ ઇત્યાદિઓ અલ્પ

પુણ્યવાળાં હોવાથી તેઓનું પાશ્વજીવન અલ્પ પુણ્યનું પરીણામ છે તો તેઓ તેવું ગાફલપણું સેવે તો તે ક્ષંતવ્ય અને ઉચિત છે. તેઓને કશો વિવેક નથી. તમે મનુષ્ય છો, પશુઓ નથી, તમને વિવેક મળ્યો છે તો તેનો સદુપયોગ કરો, સ્વસ્વરૂપના વિચારમાં વિહરો પરબ્રહ્મને ભેટો. વિવેક ચૂડામણિના દ્વિતીય શ્લોકમાં **जन्तुनां** એ આદિથી ભગવત્પાદ શંકરાચાર્યે માનુષ દેહનો માહિમા બરાબર બતાવ્યો છે તે વિચારી જુઓ? સર્વના સમયનીજ અનુકુળતા સાચવવાના હેતુપુરઃસર પ્રાતઃકાળનું કથન શ્લોકમાં છે. વ્યવહારીઓને વિશેષે કરી પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ મળે તેવો આ સમય છે. શાસ્ત્રકોવિદોએ પ્રાયશઃ પ્રવૃતિશીલોને તે કાળે બહુધા નિવૃત્તિ હોય છે એજ હેતુથી સવાર સાંજનો સમય ધ્યાન ઈત્યાદિ માટે નિયમરૂપે સ્થાપન કીધો છે, પરંતુ મુમુક્ષુએ તો પ્રતિપળ પોતાના સ્વાત્મ રૂપમાં લયલીન રહેવું જોઇએ. જે ઘડી જે ક્ષણ જાય છે તે શુભજ છે અશુભ એક પણ નથી. ગફલતમાં જેટલો સમય આપણે ખોઇ બેસીએ છીએ તે પાછો પૈસાના ભોગે પણ આપણને મળવાનો નથી. આયુષ્યમાં એકજ પળ કોઇવાર એવી આવી જાય છે કે જે કોઇવાર આપણો બેડો પાર કરી દે છે માટે સમયની કીંમત જેમ પાશ્ચાત્ય પ્રજા હાલ સમજી છે, તેમ સમજવી કારણ કે જે ઘડી, જે દિવસ કે જેટલો સમય આત્મસ્વરૂપના ચીંતનમાં ગયો તેટલોજ સફળ છે અને બાકીનો વરાળયંત્રમાંથી વ્યર્થ વરાળની ગતિની જેમ નિષ્ફળ છે. સ્વરૂપના ચીંતનમાં અનુકૂળ પ્રતિકૂળ સમય જોવાપણું છેજ નહીં જેથી હરઘડી હંમેશાં હૃદય સ્ફુટ આત્મતત્ત્વનોજ વિચાર કર્યા કરવો તે મુમુક્ષુઓને કર્તવ્યરૂપજ છે. **इति.**

**प्रातर्भ जामि मनसो वचसा मगम्यं**
**वाचो विभांति निखिला यदनुग्रहेण,**
**यन्नेति नेति वचनै र्निगमा अवोचुः**

# तं देव देव मज मच्युत माहु रग्रयम् ॥ २ ॥

**ભાવાર્થઃ**—મન અને વાણીથી જે અગમ્ય છે, નિખિલ સમસ્ત વીણી જેના અનુગ્રહવડે વિભૂષિત છે, નિગમ–વેદો નેતિ નેતિ, અર્થાત્ જેનો અંત નથી, જેનો અંત નથી એમ કહે છે તે દેવના દેવ અજન્મા અને અચ્યુતને હું પ્રાતઃકાલમાં ભજું છું.॥૨॥

## विवेचन.

મન જ્યાં પદ આરોપી શકતું નથી, અર્થાત્ પ્રવેશી શકતું નથી, જેના સ્વરૂપનું કથન કરવા વાણીમાં સામર્થ્ય નથી, અર્થાત્ વાણિ ત્યાં નિષ્ફળ છે, અર્થાત્ તે અનુભવે કરીનેજ ગમ્ય છે. સાકર ગળી છે, અફીણ કડવું છે એનો ચાખી અનુભવ નહીં કરનારને તેનો અનુભવીઓ વાણીથી તેનો અનુભવ શી રીતે આપી શકે, પરાકાષ્ટાએ બહુતો તેનો કાંઇ ખ્યાલ આપી શકે. બ્રહ્મ એ કાંઇ કહેવાની વસ્તુ નથી કે વાણીથી ઘોળી તમારા પેટમાં ઉતારી શકીએ, એતો અનુભવનો વિષય છે એમ જ્ઞાનીઓ કહે છે. અમેતો તેનો યત્કિંચિત્ માર્ગ ઓધી શકીએ–તમે પ્રયત્ન કરો–અનુભવ કરી ઓળખો, એમ કહીએ છીએ કે જેને ન ઇતિ ન ઇતિ કહી નિગમો નિરૂપે છે જે, અજ અજન્મા છે, જન્મ જરા અને મૃત્યુ રહિત છે. જન્મ નથી તેને જરા મૃત્યુ ન હોય તે સ્વભાવિક છે, જેનો નાશ નથી એ તેની ઓળખાણ છે, જે સ્થિતિમાં તમારા અનુભવના પ્રયત્નમાં આવો પરીચય તમને મળે તેને તમે બ્રહ્મ ચિન્હથી ઓળખો, ભજો, એથી વિશેષ શું કહી શકાય !! **भजामी** ઇત્યાદિ કથનથી ભગવત્પાદ આ સ્તોત્ર પોતાને માટેજ કરે છે એમ શંકા ન કરવી પરંતુ તેઓતો કર્ત્તવ્ય રહીત જ્ઞાનામૃતથી તૃપ્તજ હતા પરંતુ તેઓનો આશય પ્રત્યેક વ્યક્તિને આ સ્તોત્રનું મનન કરાવવાજ છે. પોતામાટે નહીંજ. **अपाणि पादो जवनो** ઇત્યાદિ શબ્દોથી શ્રુતિપણ બ્રહ્મનાં સ્વરૂપનું મહાત્મ્ય દર્શાવે છે. શ્રવણ નથી છતાં સર્વત્ર કાનવાળું છે, નેત્ર નથી છતાં સર્વ નેત્રવાળું છું, ઘ્રાણ નથી છતાં સર્વ સુગંધને

જાણનારૂં છે ઇત્યાદિ લક્ષણવાળું પરબ્રહ્મ સત્ છે અદ્વિતીય, અનામ અનાશ્રિત અને અખંડ જ્ઞાન સ્વરૂપ છે. પરબ્રહ્મ કે જેનો નિષેધ અને વિધિથી ગુરૂ, શાસ્ત્ર અને અનુભવ માત્ર કરાવે છે તે મન વાણીથી અગોચર હોવાથી શબ્દોમાં નિરૂપી શકાય તેવું નથી? આવું છે, તેવું છે, આના જેવું છે, આટલું છે, તેટલું છે, નાનું છે, મોટું છે ઇત્યાદિ ભેદે કરી જેનું સ્વરૂપ સમજાવી શકાય તેવું નથી તેને અમે તમને કયા પ્રકારે ઓળખાવીએ એમ જ્ઞાની પુરૂષો કહે છે. આદિ મધ્ય અને અવસાનમાં એકજ ઓતપ્રોત પરબ્રહ્મનું વ્યાપક સ્વરૂપજ અસ્તિરૂપે રહ્યું છે અને તેના સિવાય અન્ય પદાર્થ ભિન્નરૂપે છેજ નહીં ત્યારે નિરૂપણ કોનું અને કોણ કરી શકે! સમુદ્રનો તરંગ સમુદ્રરૂપેજ હોવાથી ભેદ પણ કેમ ઘટે? ઉપાસક ઉપાસ્ય ભાવ જ્યારે એકજ વસ્તુ છે ત્યારે ક્યાંથી ઘટી શકે? અર્થાત્ જે જેવું છે તે તેવું છે એ કથનથીજ બ્રહ્મનાં અગોચર સ્વરૂપને તમે પોતેજ અનુભવમાં લઇ શકશો પણ પોતે ઔષધ પીધા વિના જેમ બીજાના પીધાથી વ્યાધિ નાશ પામતી નથી તેમ તમે પણ તમારૂં પોતાનું સ્વરૂપ અનુભમાં સચ્છાસ્ત્ર, યુક્તિ અને ગુરૂગમથી લેશો ત્યારેજ વાસ્તવીક સુખ જે તમારૂં છે તે તમે પોતેજ અનુભવી શકશો. પણ સ્નાન દાન પ્રાણાયામ ઇત્યાદિ કોઇ દ્વારા તમારા પોતાના અનુભવ વિના તમારૂં પોતાનું સ્વરૂપ તમારાથી સમજી શકાશે નહીં.

**प्रातर्नमामि तमसः परमर्कवर्णम्**
**पूर्ण सनातन पदं पुरुषोत्तमाख्यम् ।**
**यस्मिन्निदं जगद शेष मशेष मूर्तौ**
**रज्जवां भुजंगम इव प्रतिभासितं वै ॥ २ ॥**

**ભાવાર્થઃ**—પ્રાતઃકાળે તમસઃ જે ધ્વાંત અર્થાત્ અંધકારને જેમ સૂર્ય નિવારે છે તેમ હૃદયસ્થ અંધકારને નિવારવા જે

**સૂર્યરૂપ છે, જે પૂર્ણ છે, જે સનાતન પદ છે, જે પુરૂષોત્તમ કહેવાય છે, જેમાં રજ્જુને વિષે દેખાતા સર્પની પેઠે આ દશ્ય-સંસાર તેનો નિઃશેષ લય છે તેને હું નમું છું. ॥ ૩ ॥**

## विवेचन.

અવિદ્યારૂપ અંધકારને હરનારા હોવાથી હૃદયગત પરમાત્મા સૂર્યરૂપ છે એમ કહેવાય છે પરંતુ તત્ત્વ દૃષ્ટિથી આ દૃષ્ટાંતનો ઉપયોગ નથી કારણ કે અવિદ્યા એ એજ પરમાત્માનો નિવર્તાકાર હોવાથી વાસ્તવીક તો પરમાત્મા એકજ અનાદિ અનંત છે અને બીજું કશું છેજ નહીં; રજ્જુમાં જેમ સર્પની પ્રતીતિ થાય છે અને રજ્જુજ્ઞાન થએ રજ્જુનો વિવર્ત સર્પ રજ્જુમાંજ નિઃશેષ વિલય પામે છે તેમ પરમાત્મામાં વિવર્ત જગત્ પરમાત્મજ્ઞાન થયા પછી પરમાત્મમાંજ નિઃશેષ લય પામે છે અર્થાત્ મૂળેજ જગત્ એવી વસ્તુ નથી તો પછી તેનો જે વિલય થયો તે પણ રજ્જુના મિથ્યા સર્પના જેવો જેથીજ પરમાત્મા એકજ છે. અને આ સહુ દશ્ય વિવર્ત હોવાથી પરમાત્માથી ભિન્ન નથી પરંતુ મિથ્યામાત્ર છે. શ્રીભગવત્પાદ પરબ્રહ્મ જે કારણ તેનાં કાર્ય જગત્ ને માયા તેનો તેમાં લય સૂચવી એ રહસ્યને સુચવે છે કે જેમ રજ્જુમાં જેમ સર્પ ભ્રાંતિ, છીપમાં જેમ રજત ભ્રાંતિ, થાય છે તેમ અનાત્મ જે દેહ તેમાં ભ્રાંતિવડે આત્મબુદ્ધિ મનાઇ ગઇ છે તેને નિવારી દેહથી અતિરિક્ત આત્માને જોવાનો છે—ઓળખવાનો છે, જ્ઞાનીઓ ઘટને મૃત્તીકારૂપેજ જુએ છે. કુંડળ વલય ઇત્યાદિ ભિન્ન ભિન્ન ભૂષણોમાં સુજ્ઞોની હેમબુદ્ધિજ હોય છે તેમ દેહમાં ચોંટી ગયેલાં 'હું' અભિમાનને વિલયે આત્મજ્યોતિ પ્રકાશી રહે છે. મતલબ દેહાધ્યાસ રહેતો નથી. પ્રાયશઃ અજ્ઞાની અને જ્ઞાનીઓની અંતિમ સ્થિતિ તો સરખીજ છે પરંતુ તફાવત એટલોજ છે કે જ્ઞાનીઓ આગળથી તેવી ભ્રાંતિને વિદારી આત્માના વિવેકને પ્રાપ્ત કરે છે. અજ્ઞાનીઓ કાર્યના વિલયે કારણમાં પ્રવેશી શકે છે, એ કાર્યનો વિલય નિઃશેષ ભ્રાંતિ ટળતાં સુધી થવો સંભવતો નથી અને તેથી પરીણામે તર્ક

वितर्कवाळी स्थितिमां अटवातो जीव अनेक जन्मपर्यंत तेनो विवेक करवा भाग्यशाळी बनतो नथी तेथी भगवत्पाद उक्त स्वरूपनो निश्चय कथे छे. आ श्लोकत्रयमां सार मात्र एटलोज लेवानो छे के–प्रत्येक मुमुक्षुए हमेशां कार्यनो विचार प्रथम करी कारणपर जवुं अने कार्यनुं अनुसंधान छोडता जवुं. आ अभ्यासथी कार्यना अभावे कारणपणुं पोतानी मेळे छूटी जाय छे अने कारण कार्य भेद रहीत केवळ परब्रह्म स्वरूपे स्थिति थाय छे. श्लोकमां **नमामि** ए शब्दनी रचना परमौचित्य अने उपयोगताने सुचवे छे. नमवानो अर्थ शरणे जवुं एवो थाय छे, ए शरणे जवानी क्रियामां आत्मतत्त्वनुं स्वरूपानुभवनुं प्रतिपादन करी नश्वर देह इत्यादिनां शरणनो-ममत्वनो निषेध सुचव्यो छे. आ संक्षिप्त स्तोत्रनो संक्षिप्त समय पण नियमपूर्वक विचार करवामां आवे तो अवश्यमेव आत्मज्ञाननी जीज्ञासाथी आत्म प्रदेशनी विकट भूमिमां साधक प्रवासी थइ अविनाशी थाय छे.

**श्लोकत्रय मिदं पुण्यं लोकत्रय विभूषणम् ।**
**प्रातःकाले पठेद्यस्तु सगच्छेत्परमं पदम् ॥ ४ ॥**

**भावार्थः**—त्रणे लोकनां विभूषण समान आ पुण्य श्लोकत्रयनो जे प्रातःकाळमां पठन अभ्यास करे छे ते परमपदनी प्राप्तिने साधवा भाग्यशाळी बने छे. ॥ ४ ॥

## विवेचन.

( जेवो उद्योग तेवुं फळ ए व्यवहार कथन छे. आ स्तोत्रनां स्मरण चिंतनथी आत्म तत्वनो अभ्यासी निरंतरानंदरसस्वरूप केवळ ब्राह्मीस्थितिने प्राप्त थाय ए संभवीतज छे.

श्रीमच्छंकराचार्य प्रणीतं

॥ प्रातःस्मरण स्तोत्रं समाप्तम् ॥

( प्रातःस्मरण स्तोत्र संपुर्ण )

ॐ

# श्री शंकराचार्यकृतं

# ॥ सदाचार स्तोत्रम् ॥

**सच्चिदानंदरुपाय जगदंकुर हेतवे**
**सदोदिताय पूर्णाय नमोऽनंताय विष्णवे ॥१॥**

**ભાવાર્થ:**—સચ્ચિદાનંદ સ્વરૂપ જગતરૂપ અંકુરના હેતુરૂપ, સદાય શાશ્વત સ્વરૂપ, પુર્ણાકાર સ્વરૂપ અને અનંત એવા દેશ-કાળ અને વસ્તુના પરિચ્છેદ રહિત પરમાત્મા કે જે વ્યાપક સ્વરૂપ તેને નમસ્કાર છે. ॥ ૧ ॥

**विवेचन.**

(શંકર ભગવાન આદ્ય શ્લોકમાં પરબ્રહ્મને પ્રણામ કરવા રૂપ આદ્ય મંગલાચરણ કરી પ્રકરણની નિર્વિઘ્ન સમાપ્તિ અર્થે નીચેના ચાર શ્લોકથી તેજ પરમાત્માને સ્તવે છે.

**सर्व वेदांत सिद्धांतै ग्रंथितं निर्मलं शिवम् ।**
**सदाचारं प्रवक्ष्यामि योगिनां ज्ञान सिद्धये ॥२॥**

**ભાવાર્થ:**—સર્વ વેદાંત સિદ્ધાંતોથી ગુંથેલા નિર્મળ અને કલ્યાણરૂપ સદાચારને, યોગીજનની જ્ઞાનસિદ્ધિ થવા સારૂં હું કહીશ. ॥ ૨ ॥

### विवेचन.

( આવા સદાચારનો અધિકારી મોક્ષમાર્ગનો જીજ્ઞાસુ છે. તેમ વર્ણાશ્રમ ધર્મ તપથી અને પ્રભુ પ્રસન્નતાથી વિવેકાદિ સાધન પ્રગટી રાગદ્વેષ નાશ પામી, નિર્મળ હૃદય થયું છે તેવા યોગિજન માટે આ સદાચારનું વિધાન ભગવાન કરે છે પણ સ્વર્ગાદિને આપનારો સદાચાર જે વેદોક્ત કર્મ છે તેનું ખંડન કરવાનો આશય સદાચાર પ્રકરણનો નથીજ. )

**प्रातःस्मरामि देवस्य सवितु र्भर्ग आत्मनः ।**
**वरेण्यं तद्धियो यो नश्चिदानंदः पचोदयात् ॥ ३ ॥**

**ભાવાર્થઃ**—સર્વની ઉત્પત્તિના હેતુરૂપ અને પ્રકાશ સ્વરૂપ આત્માના તે શ્રેષ્ઠ ચિદ્રૂપનું હું સ્મરણ કરૂં છું કે જે ચિદાનંદ અમારી બુદ્ધિને પ્રેરણા કરે છે. ॥ ૩ ॥

### विवेचन.

( જેની પ્રેરણા શક્તિથી આ સ્થાવર જંગમાત્મક સૃષ્ટિ નિયમમાં વર્તે છે ઇત્યાદિ ભાવવાળી અનેક શ્રુતિઓ પરમ પ્રમાણ રૂપ છે અને આજ પરમાત્મા ઓંકાર સ્વરુપ ગાયત્રીના લક્ષ્યરૂપ છે તેને શંકર સ્તવે છે. )

**अन्वय व्यतिरेकाभ्यां जागृत्स्वप्नसुषुप्तिषु ।**
**यदेकं केवलं ज्ञानं तदेवाहं परं बृहत् ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિમાં અન્વય અને વ્યતિરેકવડે જે એક, અદ્વિતીય, જ્ઞાનરૂપ ઉત્કૃષ્ટ અને વ્યાપક છે તેજ હું છું. ॥ ૪ ॥

## વિવેચન.

( ત્રણે સ્થિતિમાં જેની અસ્તિત્વતા શ્રુતિયુક્તિ અને અનુભૂતિથી વિદિત હોવાથી જે પરમાત્મા સત્સ્વરૂપ છે અને જે પરમાત્મારૂપ અધિષ્ટાનમાં અધ્યસ્ત રહેલો આ પ્રપંચ આદિ અને અંતમાં ન હોવા છતાં મધ્યમાં ઝાંઝવાનાં જળ જેવો ભાસે છે તે વસ્તુતઃ કશુંજ નથી પરંતુ કલ્પિત પદાર્થની સત્તા અધિષ્ટાનથી ભિન્ન ન હોવાને લીધે સઘળું બ્રહ્મજ વિવિધાકારથી નામરૂપે ભાસે છે એ કારણથી ભગવાને બ્રહ્મથી પોતાની અભિન્નતા બતાવી વાસ્તવીક સત્ય જે અદ્વૈત છે તેનુંજ ગ્રહણ કર્યું છે.

**ज्ञानाज्ञान विलासोऽयं ज्ञाना ज्ञानेन शाम्यति ।**
**ज्ञाना ज्ञाने परित्यज्य ज्ञान मेवाव शिष्यते ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—આ જ્ઞાનરૂપ અને અજ્ઞાનરૂપ વિલાસ આત્માના જ્ઞાન અને પ્રપંચના અજ્ઞાનવડે શાંત થાય છે. તે જ્ઞાન અને અજ્ઞાનનો પરિત્યાગ કરતાં જ્ઞાનજ અવશેષ રહે છે. ॥ ૫ ॥

## વિવેચન.

જાગૃતિમાં જે જે વિલાસ થાય છે તે જ્ઞાનપૂર્વક થાય છે અને સ્વપ્નમાં જે થાય છે તે ધડા વિનાનો એટલે જ્ઞાન પૂર્વક થતો હોતો નથી. જાગૃતિની ક્રિયા પ્રયોજન વૃતી હોય છે. પણ સ્વપ્નની ક્રિયામાં તો કાંઈ ઉદ્દેશ હોતોજ નથી. આટલો ભેદ છતાં પણ બન્ને સ્થિતિમાં જે વિલાસ થાય છે તેનું આપણને જ્ઞાન હોવાથી શંકરનો આશય એવો છે કે જાગૃત્સ્વપ્નનો વિલાસ આપણા જાણવામાં આવતો હોવાથી જ્ઞાનરૂપ છે અને જેની બીલકુલ ખબરજ પડતી નથી તેવો સુષુપ્તિનો જે વિલાસ છે તે અજ્ઞાનરૂપ છે કારણ

કે વિલાસનાં સાધનો જે ચિત્ત બુદ્ધિ આદિ છે તેનો સુષુપ્તિમાં અજ્ઞાનમાં લય થાય છે જેથી તેમાં થતો વિલાસ અજ્ઞાનરૂપ છે. સુષુપ્તિ અને મુક્તિમાં એટલોજ તફાવત છે કે સુષુપ્તિમાં ઇન્દ્રિયો વિગેરેનો આત્યાંતિક લય ન થતાં અજ્ઞાનમાં થાય છે અને મુક્તિમાં તો લય ચીંતનની રીતિએ ઇન્દ્રિયાદિનો નિત્ય લય થઇ આત્મા જ અવશેષમાં આનંદરૂપ રહ્યો હોય છે. ગુરૂ વેદાદિ સાધનદ્વારા મહાવાક્ય જન્ય જીવ બ્રહ્મની એકતારૂપ બ્રહ્મનું જે વિશેષ જ્ઞાન થાય છે તેથી અજ્ઞાન નાશ પામી જાય છે અને જેમ દીપાદિકની અગ્નિ સામાન્ય અગ્નિમાં લય થાય છે તેમ આત્માનાં વિશેષ જ્ઞાનનો સામાન્યમાં લય થવાથી શ્લોકમાં કહ્યા મુજબ જ્ઞાન અને અજ્ઞાનનો પરિત્યાગ થતાં સ્વયમેવ આત્મા આનંદઘન અવશેષમાં સ્વયંપ્રકાશરૂપે જેવો છે તેવો ને તેવો તે પરબ્રહ્મ સ્વરૂપે પ્રકાશે છે અર્થાત્ બંધ મોક્ષ વાસ્તવીક નથી કારણ કે જ્યારે નિત્ય સિદ્ધ બ્રહ્મજ છે અને અન્ય નથી ત્યારે બંધ મોક્ષ કોને હોઇ શકે?? "**मन एव मनुष्याणां कारणं वंध मोक्षयोः** ॥ આ પ્રમાણે શંકર પ્રાતઃસ્મરણ પૂર્વક સદાચાર સ્તોત્રનો આરંભ કરે છે.

**अत्यंत मलिनो देहो देही चात्यंत निर्मलः ।**
**असंगोऽहमिति ज्ञात्वा शौचमेतत्प्रचक्षते ॥ ६ ॥**

**ભાવાર્થ**—આ શરીર અત્યંત મલીન છે, અને આત્મા અત્યંત નિર્મળ છે, તથા હું અસંગ છું એમ જાણી સ્થિત થવું તેનું નામજ શૌચ છે. ॥ ૬ ॥

## विवेचन.

આ સાતમા શ્લોકમાં કર્મ પ્રતિપાદક વેદનું ખંડન નહીં કરતાં તેનાથી પાર ગયેલા જ્ઞાની પુરૂષોને પોતાના આત્માનું શુદ્ધરૂપ સમજી આત્મરૂપે

સ્થિતિ કરવી તેજ શૌચ ક્રિયા બતાવી છે. કારણ કે જેણે દેહની મલીનતા, ક્ષણ ભંગુરતાં, અનિત્યતા, અને પરાધીનતાનો સમ્યગ્ વિવેકથી અનુભવ કર્યો છે તેવા જ્ઞાની જનોને મલીનની શુદ્ધિ કરવા પ્રબોધ કેમ ઘટે ?? જે-ઓએ આત્માનું સ્વરૂપ રાગાદિ દોષોના વિકારોથી જાણ્યું નથી તેવા સંસારા સક્ત જીવોને કહ્યાની બાહ્યાંતર શુદ્ધિ, આત્માનું શુદ્ધ સ્વરૂપ પરોક્ષપણે જાણી લેવાં શ્રુતિએ પ્રતિપાદન કરેલાં શૌચાદિ છે તે દ્વારા કરવી જોઇએ પણ જ્ઞાનીને તો આટલુંજ શૌચ બસછે.

**मन्मनो मीनवत् नित्यं क्रीडत्यानंद वारिधौ ।**
**सुस्नातस्तेन पूतात्मा सम्यग्विज्ञान वारिणा ॥ ७ ॥**

**ભાવાર્થ**:—મારૂં મન માછલીની જેમ આનંદરૂપ મહાસાગ-રમાં રમણ કરે છે અને તે યથાર્થ પરબ્રહ્મમાં તદાકાર સ્થિતિ-રૂપ જળવડે સારી રીતે સ્નાન કરેલો હોવાથી હું પરમ પવિત્ર રૂપ છું. ॥ ૭ ॥

### વિવેચન.

સંત પુરૂષોનાં મન સદાય બ્રહ્મરૂપ મહાસાગરમાં તદાકાર સ્થિતિ કરી પરમાનંદાનુભવરૂપ સ્નાન કરતાંજ હોવાથી તેઓ સદાય શુદ્ધજ છે તો પછી લૌકિક જળથી તેઓ સ્નાન કરે કે ન કરે તેથી શું લાભ હાનિ તેઓને થ-વાની છે ? કારણ કે દેહની પવિત્રતામાં પોતાની પવિત્રતા થાય છે એવી ભાવના દેહ સાથે પોતાનું તાદાત્મ્યપણું મમતાથી રહિત હોવાથી છુટી ગયું હોવાથી તેઓને છેજ નહીં પરંતુ તેઓ તો આત્મરૂપે કરી પરમ પવિત્રજ છે એમ સ્વાનુભવપૂર્વક સમજી દેહનું અનુસંધાન પણ રાખતા નથી ત્યારે પછી તેઓને બ્રહ્માંબુદ્ધિ કે જે પોતાનું વાસ્તવીક સ્વરૂપ છે તેમાં પ્રારબ્ધ રચિત દેહની સ્થિતિ પર્યંત મનોવૃત્તિને બાહ્યાંતર લીન રાખી સર્વત્ર બ્રહ્મજ

અનુભવવું એજ સુંદર સ્નાન છે. કહ્યું છે કેઃ—**निस्त्रैगुण्ये पथि विचरतः को विधि को निषेधः** ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર બ્રહ્મરૂપ પ્રદેશમાં વિચરનારા જ્ઞાનીને કયું કર્તવ્ય વિધિ નિષેધ રૂપે શેષ હોય છે? નથીજ. વિદેહ દશામાં આવા જ્ઞાનીઓની સ્થિતિ બ્રહ્મથી ભિન્ન નથી પણ તેઓ પોતેજ **ब्रह्मैव** છે.

## अथाघमर्षणं कुर्यात् प्राणापान निरोधतः ।
## मनः पूर्णे समाधाय मग्न कुंभो यथार्णवे ॥ ८ ॥

**ભાવાર્થઃ**—પુર્વોક્ત સ્નાન કર્યા પછી જ્ઞાની અધિકારી સમુદ્રમાં ડુબેલા ઘટની જેમ મનને પુર્ણાનંદરૂપ બ્રહ્મરૂપ સમુદ્રમાં તદાકાર કરીને પ્રાણ તથા અપાનના નિરોધથી અઘમર્ષણ કરે. ॥ ૮ ॥

### विवेचन.

(**प्राणापानो दान व्यान समानाः प्राणाः** પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન અને સમાન એ પાંચ પ્રાણ કહેવાય છે. પ્રત્યેક પ્રાણ શરીરમાં જુદી જુદી ક્રિયા કરી પોષણ કરે છે. પ્રાણાપાનનો નિરોધ થવાથી યશ, આયુષ્ય, આરોગ્યતા આદિ અનેક લાભ થાય છે તેમજ જેનો મુખ્ય હેતુ ચિત્તનો જય થવામાં છે. જ્ઞાની પુરૂષોને તો પોતાનો આત્મા સાક્ષિ સત્ ચિત્ અને આનંદરૂપ છે એમ અનુભવ હોવાથી ચિત્ત સદાય તાબેજ હોય છે જેથી પ્રાણાદિના જય પૂર્વક ચિત્તનો જય કરવા તેઓને કારણ રહેતું નથી પરંતુ રાજયોગ કે જ્ઞાનયોગથી તેઓ શ્રવણાદિ સાધનદ્વારા મહા વાક્યનાં જ્ઞાનથી આત્માનુભવ કરતા રહેતાજ હોય છે અને આમ હોવાથી પ્રાણાપાનનો નિરોધ થવા રૂપ ક્રિયા સ્વભાવથીજ તેઓને થતી હોવાથી તેઓ જળમાં

ડુબેલ ઘડાની પેઠે પુર્ણ સ્વરૂપમાં બાહ્યાંતર અઘમર્ષણ કરે છેજ પરંતુ આત્મવિદ્યાનો અધિકાર નહીં પામેલા અન્ય આસ્તિક સંપ્રદાયસ્થ સુકર્મી જીવોને શરીરની શુદ્ધિ અર્થે શ્રુતિ નિર્દિષ્ટ કર્મોનું કર્મથી પર બ્રાહ્મી સ્થિતિની યોગ્યતા પામવા અનુષ્ઠાન કરવું પડે છે અને તેવાં વેદોક્ત કર્મનાં આચરણથી તેઓનાં હૃદયની શુદ્ધિ થતાં પ્રભુ પ્રસન્નતાથી વૈરાગ્યાદિ મુક્તિનાં સાધનોદ્વારા શ્રવણાદિમાં અધિકાર પામી તેઓ વેદાંતશાસ્ત્રના અધિકારી બને છે માટે તેઓએ વેદોક્ત અઘમર્ષણ તે આશયથી કરવું. જ્ઞાનીને વેદોક્ત કર્મનો અધિકાર તો છેજ પરંતુ ત્યાં મુખ્ય હેતુ જ્ઞાન જ્ઞાનપ્રાપ્તિ અર્થે કેવળ નિષ્કામતાપૂર્વક ચિત્ત શુદ્ધિ થવાજ હોય છે.

**लय विक्षेपयोः संधौ मनः स्तत्र निरामिषम् ।**
**स संधिः साधितो येन स मुक्तो नात्र संशयः ॥ ९ ॥**

**ભાવાર્થ**:—લય તથા વિક્ષેપનો જે સંધિ છે તે સંધિમાં મન નિર્વિષય છે, તે સંધિ જેણે સંપાદન કર્યો છે, તે છુટો છે એમાં શંકા નથી. ॥ ૯ ॥

## विवेचन.

ઉદયાસ્ત, અસ્તોદય અને મધ્યાહ્નના અંતરાલમાં બ્રહ્માંડમાં પ્રાણાપાનની સંધિ થતી હોવાથી સંધ્યા કહેવાય છે. આ સંધ્યા સમયમાં આચરાતુ વેદોક્ત કર્મ ચિત્ત શુદ્ધિ દ્વારા જ્ઞાનનું સાધન છે તેમજ તે સ્વર્ગાદિની કામનાવાળાને સર્વ પ્રકારની સિદ્ધિ દાતા છે. મહાવાક્યમાં તત્પદ અને ત્વંપદના અર્થનો અભિપ્રાય સમજી વાચ્યાંશનો ત્યાગ અને લક્ષ્યાંશનો સ્વીકાર થતાં ઘટ મઠનાં આકાશની જેમ ભેદ ભ્રાંતિનો નાશ થઇ જીવ બ્રહ્મની નિત્ય ઐક્યતા છતાં ભ્રાંતિરૂપે ભેદ નાશ પામી પુનરપિ आप्तिપદમાં અભેદ સમજાય

છે તેજ નિત્ય અભેદ વસ્તુમાં મિથ્યા ભેદની પ્રતીતિનાં નિવારણપૂર્વક અભેદનાં સ્વતઃ સિદ્ધ એકપણારૂપ સંધ્યા જ્ઞાનીજનોને કલ્યાણકારી છે. સદાય શુદ્ધ હૃદયવાળા બ્રહ્મતત્ત્વનિષ્ઠ સ્થિતપ્રજ્ઞને તો લય વિક્ષેપનો જે સંધિ તેજ સંધ્યારૂપ છે. આ સંધિનો સાધક સાધુ ત્રણે લોકમાં મુક્તજ છે.)

**सर्वत्र प्राणिनां देहे जपो भवति सर्वदा ।**
**हंसः सोहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥ १० ॥**

**ભાવાર્થઃ**—પ્રાણી માત્રનાં શરીરમાં સર્વત્ર સર્વદા "હંસઃ સોહં" એમ જપ થાય છે તેને જાણીને પુરુષ સર્વ બંધોથી સારી રીતે મોકળો થઈ જાય છે. ॥ ૧૦ ॥

### विवेचन.

(પ્રશ્વાસ શ્વાસમાં કે શ્વાસ પ્રશ્વાસમાં થતા ધ્વનિમાં વૃત્તિ રાખવાથી પણ ચિત્તની એકાગ્રતા થાય છે. અને ચિત્તની એકાગ્રતા દ્વારા બ્રહ્મનું જ્ઞાન થાય છે ને બ્રહ્મના જ્ઞાનદ્વારા મોક્ષ થાય છે. પ્રશ્વાસ શ્વાસમાં **हंसः** એવું સ્વાભાવિક ઉચ્ચારણ થાય છે ત્યાં પ્રાણ **ह**કારવડે પાછો બહાર આવે છે અને **स**કારવડે પાછો પ્રવેશ કરે છે. **हंसः हंसः** મંત્ર જીવ સદા જપેજ છે. **हंसः** એ **अहंसः** નું સંક્ષિપ્ત રૂપ છે, અને તેનો અર્થ "હું તે બ્રહ્મ છું" એમ થાય છે. આ ઉચ્ચારણમાં મનોવૃત્તિ રાખવાથી ચિત્ત સ્થિર થાય છે. શ્વાસમાં પ્રાણ **सो** એવું ઉચ્ચારણ કરે છે અને પ્રશ્વાસમાં **हम्** એવું ઉચ્ચારણ કરે છે. આ **सोहम्** જપ બુદ્ધિપૂર્વક તથા પ્રયત્ન પુરઃસર થતો નથી પણ સ્વાભાવિક થાય છે, તેથી તે જપને અજપા જપ પણ કહે છે. **हंस सोहम्** જપનાં લક્ષ્ય સ્વરૂપનું વિજ્ઞાન વિદ્વાન પુરુષોને અપરોક્ષાનુભવથી થતુંજ હોવાથી તેઓ સદા આ જપને કરે છે તેથી અન્ય ક્રિયાની જપ વિધિ તેઓને જરૂરની નથી. આ જપનાં રહ-

સ્યનો સાક્ષાત્ અનુભવ કરવાથી સાધક સર્વ બંધથી મોકળો થાય છે એવો શંકરનો આશય યથાર્થ છે.

**तर्पणं स्वसुखेनैव स्वेन्द्रियाणा प्रतर्पणम् ।**
**मनसा मन आलोक्य स्वयमात्मा प्रकाशते ॥ ११ ॥**

**ભાવાર્થઃ**—આત્માના આનંદથીજ પોતાની ઇંદ્રિયોને ભલી રીતે સંતુષ્ઠ કરવી તે તર્પણ છે. મનને મનવડે જોઇને પોતે આત્મારૂપે પ્રકાશે છે. ॥ ૧૧ ॥

### विवेचन.

આચાર્ય ભગવાન ઉત્તમ સુખના અધિકારી નિમિત્તે સ્વર્ગાદિ ફળને આપનારાં દેવ રૂષિ અને પિતૃ તર્પણનો વિધિ કર્મ માર્ગના અધિકારીનો છે એમ બતાવી આ નવું તર્પણ કહે છે. સંસારના વિષયોથી, અનેક સકામ કર્મોનાં અનુષ્ઠાનથી, ઇંદ્રિયોને તૃપ્ત કરવી તે તર્પણ મોક્ષમાર્ગના સાધક જીવને ફળદાતા નથી પણ આત્મસુખમાં નિરંતરાનંદ રસાનુભવે ઇંદ્રિયાદિની જે નિત્ય તૃપ્તિ થાય છે તેજ તર્પણ રૂપ આત્માનુસંધાનથી વિશ્વ ભોગોથી ઇન્દ્રિયોની જે પરમ ઉપશાંતિ થાય છે તેજ યોગી પુરૂષને તર્પણનું ફળ છે.

**आत्मनि स्वप्रकाशेऽग्नौ चित्तमेकाहुतिं क्षिपेत् ।**
**अग्निहोत्री स विज्ञेय, इतरे नाम धारकाः ॥ १२ ॥**

**ભાવાર્થઃ**—આત્મારૂપ સ્વયંપ્રકાશ અગ્નિમાં જે ચિત્તરૂપ એક આહુતિને હોમે છે, તેનેજ અગ્નિહોત્રી જાણવો, અન્ય તો માત્ર અગ્નિહોત્રી એક નામ ધારણ કરનારા છે. ॥ ૧૨ ॥

### विवेचन.

વેદોએ પ્રતિપાદન કરેલો જે અગ્નિહોત્ર છે તે તો કર્મકાંડીને સ્વર્ગાદિ સિદ્ધિ આપનારો છે પણ જે ઉત્તમ જ્ઞાનીને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિની જીજ્ઞાસા નથી અને કેવળ દુ:ખની આત્યાંતિક નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિનેજ જે સદા ચાહતો હોય છે તેને તો પોતાના અલુપ્ત પ્રકાશ આત્મારૂપ સ્વયંપ્રકાશ હુતાશનમાં સંસારના વિવિધ ભોગોની વાસનાઓનું મૂળ જે ચિત્ત છે તેનીજ એક આહુતિ આપી દઇ, ઉન્મન્યાવસ્થામાં સદાય કર્મથી પર એવી પવિત્ર મોક્ષ ભૂમિમાં, પરમ સુખાનુભવ કરવો, તેજ ફળ સહિત અગ્નિહોત્ર છે.

देहो देवालयो प्रोक्तो देही देवो निरंजनः ।
अर्चितः सर्वभावेन स्वानुभूत्या विराजते ॥ १३ ॥

**ભાવાર્થ**:—આ શરીર દેવાલય છે અને તેમાં આત્મારૂપ નિરંજન દેવ રહેલા છે, તે દેવની સર્વભાવથી પુજાવિધિ થયા કરે છે અને તે પોતેજ સ્વાનુભવથી વિરાજમાન છે. ॥ ૧૩ ॥

### विवेचन.

શરીર નાશવંત જડ અસત્ અને દુ:ખરૂપ હોવાથી દેવળ સમાન છે અને આત્મા અખંડાનંદ સ્વરૂપ હોવાથી દેવ સમાન છે. જડ વસ્તુથી ચૈતન્યની પૂજાવિધિ થાય તે તો જ્ઞાનપૂર્વક વિચારતાં રમત સમાન છે, જેથી પરમાત્માજ પોતે વિવિધ પ્રકારનાં નામરૂપથી વિવિધરૂપે થઇ પોતાનાં અર્ચન પુજનાદિ પોતેજ કરે છે, જેથી જ્ઞાનીના મનને તો શંકાનો અવસર ન હોવાથી તે જે જે ક્રિયાઓ કરે છે, તે બ્રહ્મથી ભિન્નરૂપે નહીં પણ

બ્રહ્મસ્વરૂપેજ કરે છે એમ હોવાથી તેઓને વ્યક્ત ભાવની ઉપાસનાનું વિધાન નહીં કરતાં આચાર્ય ભગવાન અભેદ બ્રહ્મનુંજ લક્ષ્ય લઇ બ્રહ્મનેજ એક અદ્વૈતરૂપે સર્વ પ્રકારે સ્વીકારે છે. યોગવાસીષ્ટમાં ભગવાન શંકરે આત્મ દેવનું જે અર્ચન પૂજન વિધાન કહ્યું છે તેમાં જે આશય છે તેજ આશય આ સ્લોકનો હોવાથી વિશેષ કથનની જરૂર નથી.

**मौनं स्वाध्यायो ध्यानं ध्येयब्रह्मानुचिंतनम् ।**
**ज्ञानेनेति तयोः सम्यग्निषेधांतप्रदर्शनम् ॥ १४ ॥**

**ભાવાર્થઃ**—મૌન એ સ્વાધ્યાય છે, ધ્યેય બ્રહ્મનું અનુચિંતન એ ધ્યાન છે, તથા જ્ઞાનવડે તે બંનેના યથાર્થ નિષેધનાં અવધિરૂપનો સાક્ષાત્કાર છે. ॥ ૧૪ ॥

### विवेचन.

આચાર્ય ભગવાન જે જે લક્ષણો કહે તે પ્રાકૃત જન માટે નહીં પરંતુ જેઓનું સંશય વિપર્યયથી રહિત મન અન્ય પદાર્થના આકારે થવાના સ્થૂલ ધર્મોનો ત્યાગ કરવામાં તેમજ પરમ તત્વાકાર થવાના યત્નમાં લાગેલું હોય તેવા તનુ માનસા નામની ભૂમિકામાં વિચરનારા ઉત્તમ જીજ્ઞાસુ માટે છે. સ્વાધ્યાય, ધ્યાન, અને સાક્ષાત્કારનાં કહેલાં લક્ષણો તેવા જ્ઞાની માટેનાંજ જાણવાં પણ અન્ય માટે તો જે વેદાદિમાં સામાન્યતઃ કહ્યાં હોય તેજ છે.

**अतीतानागतं किंचिन्न स्मरामि न चिंतये ।**
**रागद्वेषं विना प्राप्तं भुंजाम्यत्र शुभाशुभम् ॥ १५ ॥**

**ભાવાર્થઃ**—ભૂત, ભવિષ્ય સંબંધી કશી પણ કલ્પનાનું હું

સ્મરણ કરતો નથી અને રાગદ્વેષ વિના શુભાશુભ જે કાંઇ પ્રાપ્ત થાય છે તે હું અહિં ભોગવું છું. ॥ ૧૫ ॥

## विवेचन.

જે વાત બની જાય છે તેનો જ્ઞાનીજનોને શોચ હતો નથી કારણ કે તેઓ જે કાંઈ બને છે તે તમામ પ્રારબ્ધથીજ થાય છે એમ માનતા હોય છે વળી તેઓ ભવિષ્યનો વિચાર પણ કરતા નથી કારણ કે જે બનવાનું છે તે બનેજ છે. પ્રારબ્ધરૂપી પવનથી આ મનુષ્ય શરીરરૂપી પાંદડું જ્યાં દોરાય છે ત્યાં જાય છે એમ સમજી વિવેકી પુરૂષો આસક્ત ભાવનાથી નવાં કર્મ બાંધતા નથી પરંતુ સમ વિષમ ભાવ વિના જે કાંઇ વિધિયોગથી તેઓને પ્રાપ્ત થાય છે તેમાં સંતોષ રાખી કેવળ સચ્ચિદાનંદ સ્વરૂપમાંજ પોતાના મનનું અનુસંધાન રાખી ગૌર્ણપણે વિશ્વ વ્યવહારમાં પડી, જળ કમળવત્ પરમાનંદ સ્વરૂપ બ્રહ્મમાંજ જ્ઞાનીઓ ક્રિડા કરે છે. આ શ્લોકમાં જ્ઞાનીઓની ઉત્તમ ભાવનાનું માહાત્મ્ય ભગવત્પાદે સુચવ્યું છે તે ખરેખર કલ્યાણકારક છે. શંકરની બાણીથી કયો પુરૂષ હેરત નહિ પામે? તે આચાર્યે અદ્વૈતનું સમર્થન કરી વેદોનો આશય ઉત્તમ પ્રકારે સમજાવ્યો છે.)

**हठाभ्यासो हि संन्यासो नैव काषायं वासना ।**
**नाहं देहोऽहमात्मेति निश्चयो न्यास लक्षणम् ॥१६॥**

**ભાવાર્થઃ**—હઠાભ્યાસ એટલે પ્રાણાપાનનો નિરોધ એજ સંન્યાસ છે પરંતુ ભગવાં વસ્ત્રથી સંન્યાસનું સ્વરૂપ સર્વાંશે માનવું યોગ્ય નથી. હું અસત્ જડ અને દુઃખરૂપ દેહ નથી પરંતુ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છું એ પ્રકારનો જે નિશ્ચય તેનું નામજ ત્યાગ છે. ॥ ૧૬ ॥

## विवेचन.

વેદાંતશાસ્ત્રનાં શ્રવણ મનનથી સંસારનું અનિત્યપણું અને આત્માનું નિત્યપણું સમજાતાં નિત્યાનિત્ય વિવેક પ્રગટ થઇ, શાસ્ત્ર લોક અને વિત્તની વાસનાઓના ત્યાગપૂર્વક, બ્રહ્માથી કીડી સુધીના ભોગ ભોગવવાની ઉદાસીનતા થઇ, સંસારથી મુક્ત થવા જે વૈરાગ આવે છે, તે વૈરાગનાં કારણથી વિષયોમાંથી આસક્તિ ઉઠી જવાથી, શ્રુતિ નિર્દિષ્ટ તમામ ક્રિયાઓમાં સ્વર્ગાદિની સનાતનતા ન દેખાતાં, સકામ બુદ્ધિના ત્યાગપૂર્વક અંતઃકરણ શુદ્ધિ અર્થે જે નિષ્કામ ભાવના પ્રગટ થાય છે, અને તે નિષ્કામ કર્મોદ્વારા આત્મરૂપનાં અનુસંધાનની ઇચ્છાપૂર્વક જે પ્રવૃત્તિ થાય છે તે સંન્યાસ કહેવાય છે. કામ્ય કર્મોમાંથી કામ ભાવનાનો ત્યાગ તેજ સંન્યાસ છે. આસક્તિ રહિત વિહિત નિત્ય નૈમિત્તિકાદિ કર્મોમાં જે પારમાર્થિક પ્રવૃત્તિ તેજ સંન્યાસ છે. સમ્યક્ પ્રકારે કર્મોનાં ફળની સ્પૃહા કર્મમાંથી ઉઠી જતાં કેવળ બ્રહ્મરૂપનીજ પ્રાપ્તિની ઇચ્છા જેને છે તે-નામાંજ સંન્યાસનું લક્ષણ છે. ઝેર ખાવાની ઇચ્છા જેમ કોઇને થતી નથી તેમ નાશવંત શરીરમાં દુઃખના ભંડારરૂપ નિષિદ્ધ ભોગોમાંથી જેને ચિત્તમાં નિવૃત્તિ આવે છે તેજ ખરો ત્યાગી છે. સતનું ગ્રહણ અને અસત્‌નો ત્યાગ જેને ઇષ્ટ છે, તથા જે નિશ્ચયથી એકજ બ્રહ્મનેજ સર્વત્ર અનુભવે છે તેજ ખરેખરો જ્ઞાની છે.

**अभयं सर्वभूतानां दानमाहुर्मनीषिणः ।**
**निजानंदे स्पृहा नान्यद्वैरागस्यावधिर्मतः ॥१७॥**

**ભાવાર્થઃ**—સર્વ ભૂતોને અભય આપવું એ દાન છે, એમ પ્રાજ્ઞજનો કહે છે. નિજાનંદમાં સ્પૃહા અને બીજે સ્પૃહા નહિ એ વૈરાગ્યનો અવધિ માનેલો છે. ॥ ૧૭ ॥

## વિવેચન.

દેહાદિકમાં આત્મ બુદ્ધિરૂપી જે વિપરીત ભ્રાંતિ અવિવેકી જનોને અજ્ઞાનને લઇ થઇ છે અને તે ભ્રાંતિના યોગથી પોતાનું પરમાનંદ સ્વરૂપ વિસરી સંસારમાં જન્મમરણ પામી મૂઢ જીવ "હું દુઃખી છું, હું સુખી છું, મને પેટમાં દુઃખે છે, મારૂં શરીર પીડા પામે છે, હું રાજા છું, હું બ્રાહ્મણ છું, હું જાડો છું, હું પાતળો છું ઈત્યાદિ અનેક કલ્પનાઓ કરી સુખદુઃખ ભોગવ્યા કરે છે તેવા પામર જીવોને પોતાનું વાસ્તવીક સ્વરૂપ સમજાવવારૂપ અભયદાન આપી તેઓને આત્યાંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદ સ્વરૂપની પ્રાપ્તિના અધિકારી બનાવવા એજ ખરેખરૂં દાન છે, એમ સંતપુરૂષો કહે છે. નાશવંત પરીણામી અને દુઃખરૂપ સંસારના ભોગોમાં વાસ્તવીક સુખને નહીં સમજતાં જે સુખનો સાગર પરબ્રહ્મ છે તે મારૂં સ્વરૂપ છે એમ સમજી તે સ્વરૂપને પામવારૂપ આનંદની જે અભિલાષા તેજ ખરી અભિલાષા છે અને તેનેજ વૈરાગ્યની પરાકાષ્ટા માનવામાં આવેલી છે.

**वेदांत श्रवणं कुर्यात् मननं चोपपात्तिभिः ।**
**योगेनाभ्यसनं नित्यं ततो दर्शन मात्मनः ॥१८॥**

**ભાવાર્થ**:—વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરે, શ્રવણ કરેલા અર્થનું યુક્તિપુરઃસર મનન કરે તથા નિત્ય એકાગ્રચિત્તે બ્રહ્માભ્યાસ (નિદિધ્યાસ) કરે, તેથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. ॥૧૮॥

## વિવેચન.

આત્માનો અપ્રોક્ષાનુભવ થવા નવ સાધન છે. પ્રથમ નિત્યાનિત્ય વસ્તુનો વિવેક છે, આ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ અવિનાશી છે અને તેથી વિપર્ત

(વિપરીત) જગત, અસત્ જડ અને દુઃખરૂપ સ્વભાવવાળું છે એમ જે ચિત્તમાં જડ ચૈતન્યનાં જ્ઞાનથી નિશ્ચય થાય છે તે નિશ્ચયને **विवेक** કહેવાય છે. અનિત્ય જડ વસ્તુમાં સત્ય સુખની ગંધમાત્ર પણ ન હોવાથી આ લોક-પરલોકનાં સુખની ઇચ્છાની નિવૃત્તિપૂર્વક સમસ્ત વિષયોમાં કાગવિષ્ટાસમ બુદ્ધિ થઇ જગતથી જે ઉદાસીનતા આવે છે તે **वैराग** નામનું બીજું સાધન છે. ત્રીજું સાધન ષટ્ સંપત્ત નામનું છે જેનાં **शम दम श्रद्धा समाधान उपरति** અને **तितिक्षा** એવાં ૭ અંગ છે. ચિત્તની સ્વલક્ષ્યમાં જે નિયતાવસ્થા તે **शम** કહેવાય છે. કાચબાની જેમ બાહ્ય ઇંદ્રિયોનો જે નિગ્રહ તે **दम** કહેવાય છે. શાસ્ત્ર તથા ગુરૂ વાક્યમાં સત્ય બુદ્ધિ રાખવા રૂપ **श्रद्धा** કહેવાય છે. સર્વદા શુદ્ધ બ્રહ્મમાં ચિત્તની વૃત્તિનું સ્થાપન કરવું અને વિષયોથી ચિત્તવૃત્તિને વ્યાકુળ કરવી નહિ તે **समाधान** કહેવાય છે. ચિત્તની વૃત્તિ વિષયોની વાસનાથી રહિત થાય તે ઉત્તમ પ્રકારની **उपरति** કહેવાય છે. સર્વ દુઃખોને ઉપાય, ચિંતા કે વિલાપ કર્યાં વિના સહન કરવાં તે **तितिक्षा** છે. આ પ્રમાણે **षट्संपत** નામનું આત્મજ્ઞાનનું ત્રીજું સાધન છે. આ સાધનો અંતરંગ છે પરંતુ પ્રસંગ ન હોવાથી **यज्ञादिक** કે જે જ્ઞાનનાં બહીરંગ સાધનો છે તેનું નિરૂપણ કર્યું નથી. અહંકારથી દેહ સુધીનાં પ્રપંચરૂપ બંધનો અવિદ્યાના પરીણામરૂપ હોવાથી સ્વસ્વરૂપાવબોધે કરી તે બંધનોનું અનુસંધાન છોડી દેવાની જે ઇચ્છા અર્થાત્ મુક્તિની ઇચ્છારૂપ ચોથું સાધન **मुमुक्षता** કહેવાય છે. સ્વતઃ સિદ્ધ બ્રહ્મ આત્માનાં એકત્વ વિષે સકળ વેદાંતનું આદિ મધ્ય ને અંતપર્યંત જે તાત્પર્ય છે તેના અર્થનો ગુરૂમુખદ્વારા તેવો નિર્ણય થાય એ '**श्रवण**' નામનું પાંચમું સાધન છે. વેદાંતના જીવ બ્રહ્મની એકતાના તાત્પર્ય સંબંધમાં સ્વસ્થ બુદ્ધિવડે કરીને, શ્રુતિથી અવિરૂદ્ધ યુક્તિઓ દ્વારા તેના અર્થનું ફરી ફરીને જે ચિંતન તે **मनन** કહેવાય છે. પૂર્વોક્ત શ્રવણ મનન સાધનદ્વયથી, જે જાણવામાં આવ્યું હોય તે અને એકતાનતાવડે કરીને સાધ્ય જે બ્રહ્માત્મૈક્ય, તેનું નિરંતર ચિંતન તે **निदिध्यासन**

નામનું સાતમું સાધન છે. ગાય બળદની પાસે ખડ નાંખવામાં આવે છે તે ખડ તેઓ ખાઇને વાગોળે છે તે **મનન**સમાન છે અને બરાબર પચી ગયા પછી તેઓ સ્વસ્થ થાય છે તે નિદિધ્યાસન જેવું છે. આઠમું સાધન વેદાંતના મહાવાક્યનો વિચાર છે જેને **वाक्यविवेक** કહે છે. મહાવાક્ય એજ વેદાંતવાક્ય કહેવાય છે. વેદાંત વાક્યના બે પ્રકાર છે. અવાંતરવાક્ય અને મહાવાક્ય. પરમાત્મા તથા જીવના સ્વરૂપનું બોધન કરનારૂં વાક્ય તે અવાંતર વાક્ય કહેવાય છે. જીવ બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરી બોધન કરનારૂં વાક્ય તે મહાવાક્ય કહેવાય છે. અવાંતર વાક્યથી પરોક્ષ જ્ઞાન અને મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. શ્રવણાદિ સાધનત્રય એ વિવેકાદિ ચતુષ્ટયનાં હેતુરૂપ છે. નવમું સાધન બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય વેદાંત આચાર્ય પોતેજ છે. વેદના અર્થનું જેને બરાબર જ્ઞાન હોય, જીવબ્રહ્મની એકતાનો નિશ્ચય જાણતા હોય તે બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. જેણે વેદનું પઠન પાઠન કર્યું હોય પરંતુ જેને જ્ઞાનમાં નિષ્ટા ન હોય તે બ્રહ્મનિષ્ઠ કહેવાય નહિ. જ્ઞાનનિષ્ઠ હોય પણ વેદ ભણ્યો ન હોય તે પણ જીજ્ઞાસુને ઉપદેશ કરવાને યોગ્ય આચાર્ય નથી કારણ કે તે સમગ્ર શંકાનું નિવારણ કરવા સમર્થ નથી માટે વેદ ભણ્યા હોય અને જ્ઞાન વિષે નિષ્ઠા હોય તેજ વેદાંત ગુરૂ કહેવાય છે. જીવ ઇશનો ભેદ, જીવોનો અન્યોઅન્ય ભેદ, જીવ જડનો ભેદ, ઇશ્વર અને જડનો ભેદ અને જડ જડનો ભેદ એમ પાંચ પ્રકારના ભેદ છે તેનું નિવારણ કરી શકે તેજ વેદાંતાચાર્ય કહેવાય છે. ઘટાકાશ મહાકાશની જેમ અવિદ્યા અને માયા ઉપાધિ જન્ય જીવ ઇશ્વરનો ભેદ કલ્પિત છે એમ સમજાવે તે વેદાંતાચાર્ય કહેવાય છે. સાભાસ અંતઃકરણ ઉપાધિ જન્ય નાના પ્રકારના ઘટમાં રહેલા આકાશોની જેમ જીવોનો પરસ્પર ભેદ કલ્પિત છે એ, યુક્તિથી સમજાવે તે વેદાંત ગુરૂ છે. આભાસ સહિત અંતઃકરણ અને નિરાભાસ નામરૂપમય ઉપાધિ જન્ય હોવાથી, સ્વપ્નાનાં ચરાચર જીવ જડની જેમ જીવ જડનો ભેદ કલ્પિત „ છે એમ યુક્તિપૂર્વક સમજાવે, તે વેદાંતના

ખરા દૈશિક છે. આભાસ સહિત માયા અને નામરૂપ ઉપાધિ કૃત હોવાથી ઇશ્વર અને જડનો ભેદ સાક્ષી અને સ્વપ્ન પ્રપંચના ભેદની જેમ કલ્પિત છે એમ યુક્તિ સહીત સમજાવે તે આચાર્યપદને યોગ્ય છે. રજ્જુમાં કલ્પિત સર્પાદિકની જેમ નામરૂપ ઉપાધિ કૃત હોવાથી જડ જડનો ભેદ પણ કલ્પિત છે એમ સમજાવે તે વેદાંતના આચાર્ય છે. આ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્તિનાં વિવેકાદિ, શ્રવણાદિ, વાકયવિવેક અને આચાર્ય એ નવ સાધનોદ્વારા આચાર્ય ભગવાન આત્મસ્વરૂપે સ્થિતિ પ્રાપ્ત કરી આ અનાદિકાળનો જન્મ મરણરૂપ સંસાર નિવારણ કરવા આ સ્તોત્રમાં જીજ્ઞાસુ વર્ગને ખાસ બોધન કરે છે.

ઉક્ત સાધનોદ્વારા આત્મજ્ઞાન સંપાદન કરવારૂપ શંકરનો ઉપદેશ પ્રત્યેક જીવને ધારણ કરવા જેવો છે, કારણ કે વિવેકશકિતનો વિકાસ કરવાથી નિઃશ્રેયસ પ્રાપ્તિ કરી શકાય છે. અદ્વૈત વાસ્તવીક સત્ય હોવાથી અને દ્વૈત માયાનું કાર્ય એટલે કલ્પિત હોવાથી તે દ્વૈતમાંથી પ્રગટ થતા કામ ક્રોધાદિ વિકારો, સુખદુઃખાદિ વિકારો, એ તમામ મનોવિકારરૂપ સૃષ્ટિ પણ કલ્પિત દ્વૈત છે. આ પ્રમાણે પ્રાપ્ત વ્યવહારનો પ્રારબ્ધ પર્યંત પ્રમાણીકતાવડે કરી નિર્વાહ કરી દેહાદિ જડથી ચૈતન્યરૂપ હું આત્મા તટસ્થ છું, દૃષ્ટા છું, એમ ફરી ફરી વિચાર કરતાં કરતાં છેવટ કાર્યમાંથી કારણમાં જવાની પદ્ધતિ રાખી કાર્યનું અનુસંધાન છોડી કારણ કે જે સ્વતઃ છૂટી જતું હોવાથી કાર્ય કારણ રહિત કેવળ બ્રહ્મરૂપે દેહાવસાને સ્થિતિ કરવી એજ મોક્ષ છે કારણ કે બંધમોક્ષ એ બે માયામાં કલ્પિત હોવાથી વાસ્તવિક છે નહિ; પરંતુ જે વિધિનિષેધરહિત કેવળ તત્ત્વ છે તે એકજ છે અને તેથી અન્ય વિવર્ત જગત્ જ્યારે કશું પણ છેજ નહિ તો બંધમોક્ષ તો શું પરંતુ કર્મ ઉપાસના, જ્ઞાન, વેદ, ગુરૂ ઇત્યાદિ પ્રપંચને પણ ક્યાં અવસર છે અર્થાત્ જે છે તે છેજ થઇ રહે છે, અને જે નથી તે નથીજ થઈ રહે છે પરંતુ કાંઇ 'નથી, છે થાતું નથી અને' છે, નથી થાતું નથી. ભગવત્પાદ આ સ્થિતિમાં જીજ્ઞાસુવર્ગને પહોંચવા,

અર્થાત્ તેજ સ્થિતિ કહો કે બ્રહ્મજ કહો અને કહેલું પણ કોને એ શંકાથી કાંઇ ન કહો કે કહો તોપણ જે છે, અને છે અને જે નથી નથી અને નથી એ ઉભય નિશ્ચયનું જે તટસ્થ અસ્તિત્વરૂપ તેજ બ્રહ્મ છે, એમ મન-વાણીની અપ્રવૃત્તિરૂપ બ્રહ્મપ્રદેશ છે એમ બતાવે છે.

**शब्दशक्तेरचिंत्यत्वाच्छब्दादेवा परोक्षधीः ।**
**प्रसुप्त पुरुषो यद्वच्छब्दे नैवानु बुध्यते. ॥ १९ ॥**

**ભાવાર્થ**:—સુતેલો માણુસ જેમ શબ્દથી જાગે છે તેમ શબ્દશક્તિનું અચિંત્યપણું હોવાથી મહાવાકયરૂપ શબ્દથીજ જી-જ્ઞાસુને આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે. ॥ ૧૯ ॥

## विवेचन.

સદ્‌ગુરૂદ્વારા નિગમાદિક શાસ્ત્રોનું રહસ્ય સમજવાથી જીવને સંશય મટી જાય છે. ૐકારથી શરૂ થતી સઘળી રચના શબ્દ બ્રહ્મ કહેવાય છે. આ શબ્દ બ્રહ્મનું જ્ઞાન થવાથી એટલે સત્ અસત્ વિવેક, આદિ અનાદિ સંબંધી વિચાર, જીવ, જગત્ અને ઇશ્વરનાં સ્વરૂપનું નિરૂપણ, તત્ત્વમસિ આદિ મહા-વાક્યોનું લક્ષ્યાર્થપૂર્વક જ્ઞાન, ભેદની નિવૃત્તિ અને અભેદ સિદ્ધિની યુક્તિપૂર્વક સમજણ, ઇત્યાદિ અનેક શબ્દ વિચારથી જીજ્ઞાસુના સંશયો છેદાઇ જાય છે. अहंब्रह्मास्मि ઇત્યાદિ મહાવાક્યોના અર્થનું સ્મરણ કરતો કરતો જીજ્ઞાસુ તે મહાવાક્યના લક્ષ્યરૂપ બ્રહ્મ સ્વરૂપનેજ પામે છે કારણ કે વેદાંત વાક્યનો વિચાર કરવાથી કાળે કરીને વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. જેમ સુતેલાને શબ્દથી જગાડવામાં આવતાં તે જાગી જાય છે તેમ અનાદિ અજ્ઞાનની ઘાટી નિંદ્રામાં મોહવશ પડેલા જીવને સદ્‌ગુરૂદ્વારા કરેલો વેદાંતના મહાવાક્યનો વિચાર જગાડે

છે એટલે કે પોતાનું વાસ્તવીક સ્વરૂપ બ્રહ્મ તે અપરોક્ષ છતાં પરોક્ષ જેવું અર્થાધ્યાસથી થયું છે તેને પુનરપિ અપરોક્ષ કરી તે જેવો છે તેવોજ રહેવા પામે છે. ॥ ૧૯ ॥

**आत्मानात्म विवेकेन ज्ञानं भवति निर्मलम् ।**
**गुरुणा बोधितः शिष्य, शब्दब्रह्मातिवर्तते ॥ २० ॥**

**ભાવાર્થઃ**—જડ ચેતનના વિવેકવડે કરીને પવિત્ર જ્ઞાન થાય છે. શ્રીસદ્ગુરૂથી ઉપદેશ પામેલો શિષ્ય કર્મ પ્રતિપાદક વેદનું એટલે શબ્દબ્રહ્મનું ઉલ્લંઘન કરી આગળ જાય છે. ॥૨૦॥

### विवेचन.

આત્મ સાક્ષાત્કારથી જેણે બ્રહ્મનું શબ્દથી પર સ્વરૂપ અનુભવ્યું છે તેવો સાધક શ્રુતિ પ્રતિપાદિત કર્મો સકામભાવનાથી સ્વર્ગાદિનાં સાધક સમજી અને નિષ્કામ ભાવનાથી હૃદયશુદ્ધિનાં સાધક સમજી શ્રુતિના કર્મ તથા ઉપાસના કાંડનો મુખ્ય તાત્પર્ય બ્રહ્મસ્વરૂપનો અવબોધ છે એમ સમજી વેદાંતશાસ્ત્રના અધ્યયનથી સદ્ગુરૂદ્વારા શબ્દ બ્રહ્મનું સ્વરૂપ સમ્યગ્ પ્રકારે સમજી, મહાવાક્યથી થતાં અપ્રોક્ષ જ્ઞાનવડે વેદથી પણ પરભૂમિમાં સ્થિતિ કરે છે, એટલે કે શબ્દ બ્રહ્મના મુલકની પાર જવાથી કર્ત્તવ્ય અકર્ત્તવ્ય ભેદરહિત થઇ, સાધક સ્વાનંદમાં સ્વયમેવ શાંતિ પામી રહે છે. ૨૦

**न त्वं देहो नेंद्रियाणि न प्राणो न मनो न धीः ।**
**विकारित्वा द्विना शित्वाद् दृश्यत्वाच्च घटोयथा ॥२१॥**

**ભાવાર્થ**—વિકારીપણાંથી, વિનાશીપણાંથી અને દૃશ્યપણાં-

**થી જેમ ઘડો તું નથી તેમ દેહ તું નથી ઇંદ્રિયો તું નથી, પ્રાણ તું નથી, મન તું નથી અને બુદ્ધિ તું નથી.**

## विवेचन.

આ સઘળી રચના અસત્ જડ અને દુઃખરૂપ હોવાથી તેથી અન્ય સ્વભાવવાળો સચ્ચિદાનંદ સ્વરૂપ હું જે આત્મા તે તે સ્વરૂપે કેમ હોઉં ઇત્યાદિ શંકાના સમાધાનમાં સાધક પોતે ઘટાદિકનાં દષ્ટાંતથી પોતાનું સ્થુલ, સૂક્ષ્મ સંઘાતના સાક્ષિપણાનું સ્મરણ કરે છે અને સ્મરે છે કે વિકારી સ્થિતિવાળાં શરીરાદિ હોવાથી હું આત્મા અવિકાર તે હોઇ શકુંજ નહીં. ચાર્વાક આદિ નાસ્તીકોનું દેહ તથા આત્મામાં એકબુદ્ધિથી જોવાપણું વિવેક ભ્રષ્ટતાને લઇ ઘટે છે પરંતુ વાસ્તવીક રીતે જોતાં સ્થુલ, સુક્ષ્મ અને કારણ દેહનો આત્મા હું દૃષ્ટા છું, તે ત્રણે દેહમાં જાગૃત્ સ્વપ્ન અને સુષુપ્તિ દશા થાતી હોવાથી તે ત્રણેનો સાક્ષી આત્મા હું તે તે રૂપે નથી. પ્રાણ, મન, બુદ્ધિ, વિગેરે ઇન્દ્રિયના સંઘાતો સ્થુલાદિ દેહનાં તત્વો હોવાથી હુંતો સર્વત્ર સર્વથા તટસ્થ સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છું અને આ જે કાંઇ પ્રપંચ વિલસી રહ્યો છે તે વાસ્તવીક નથી પરંતુ રજ્જુ સર્પની જેમ બ્રહ્મથી વિવર્ત રૂપે મિથ્યા માત્ર જણાય છે તેથી બ્રહ્મથી વ્યતિરિક્ત કશું ન હોવાને લીધે તે બ્રહ્મ હું પોતેજ છું. આ પ્રમાણે જીજ્ઞાસુને પુર્વોક્ત શ્લોકના વિચારથી અનુભવ થાય છે અને તે નિત્ય સુખરૂપ સ્થિતિમાં રહે છે.

**विशुद्धं केवलंज्ञानं निर्विशेषं निरंजनम् ।**
**यदेकं परमानंदं तत्त्वमस्यद्वयं परम् ॥ २२ ॥**

**ભાવાર્થઃ—જે વિશુદ્ધ, કેવળ, જ્ઞાન, નિર્વિશેષ, નિરંજન, એક પરમાનંદ, અદ્વય, અને પર છે, તે તું છે. ॥ २२ ॥**

## विवेचन.

આત્મા ત્રણે કાળમાં સત્ હોવાથી વિશુદ્ધ, કેવળ જ્ઞાનરૂપ, ઇત્યાદિ લક્ષણવાળો છે. આત્માથી અન્ય આત્મા સમાન લક્ષણવાળું ન હોવાથી તે ઉપમા રહિત જેવો છે તેવોજ છે અને તે આત્મા તે તારૂં પોતાનુંજ સ્વરૂપ છે એમ મૂળ શ્લોક, આત્મા એકજ સત્ય છે અને તે હું પોતેજ છું એવું સાધકને ભાન કરાવનારો છે.

**शब्दस्याद्यंतते सिद्धे मनसोऽपि तथैव च ।**
**मध्ये साक्षितया नित्यं तदेव त्वं भ्रमंजहि ॥ २३ ॥**

**ભાવાર્થઃ**—શબ્દનું આદિ અંતપણું સિદ્ધ છે તેમજ મનનું પણ આદિ અંતપણું સિદ્ધ છે, તેમાં જે સાક્ષિપણાંવડે નિત્ય રહે છે, તેજ તું છે, ભ્રાંતિને તજી દે. ॥ ૨૩ ॥

## विवेचन.

ઓંકારથી માંડી સઘળી બ્રહ્માંડ આદિ તથા અંતવાળી છે એમ સ્પષ્ટપણે જણાતું હોવાથી આદિ અંતના સાક્ષીરૂપે નિત્ય રહેલી આત્માખ્ય વસ્તુ છે તે તું પોતેજ છે એમ ગુરૂ શિષ્યને કહે છે તે યથાર્થ છે કારણ કે જેવો શબ્દ છે તેવુંજ મન છે જેથી ઉભયના સાક્ષિરૂપે રહેલું જે નિત્ય પરબ્રહ્મ તેજ વાસ્તવીક સ્વરૂપ છે અને આ સ્વરૂપનાં લક્ષણ તે આત્માનાંજ લક્ષણ એટલે સાક્ષિનાંજ લક્ષણ હોવાથી તેથી અન્ય તું કોઇ નથીં માટે હું બ્રાહ્મણ છું, હું વૈશ્ય છું ઇત્યાદિ વિપરીત ભ્રાંતિનો તત્ત્વ વિચારથી અનાદર કરી પરમ શાંતિરૂપ બ્રહ્મ સ્વરૂપ કે જે તારૂં વાસ્તવીકરૂપ છે તેનો આદર કર, આવો શિષ્યને સદ્ગુરૂ ઉપદેશ આપે છે.

**स्थूलवैराजयो रैक्यं सुक्ष्महैरण्यगर्भयोः ।**
**अज्ञान मायया रैक्यं प्रत्यग्विज्ञानपूर्णयोः ॥ २४ ॥**

ભાવાર્થઃ—સ્થૂલ અને વૈરાટનું એકપણું છે, સુક્ષ્મ અને હિરણ્યગર્ભનું એકપણું છે, અજ્ઞાન અને માયાનું એકપણું છે. પ્રત્યગાત્મા અને પરમાત્માનું ઐકયપણું છે. ॥ ૨૪ ॥

## વિવેચન.

પંચીકૃત પંચ મહાભુતથી બનેલું જીવનું સ્થૂલ શરીર છે. વ્યષ્ટિ ઉપાધિ સ્થુલ કહેવાય છે. સમસ્ત વ્યષ્ટિ સ્થૂલના સમૂહરૂપે રહેલું ઇશ્વરનું સ્થૂલ શરીર વિરાટ કહેવાય છે. સમષ્ટિ ઉપાધિ વિરાટ્ કહેવાય છે. આ પ્રમાણે જીવનું અને ઇશ્વરનું વ્યષ્ટિ કે સમષ્ટિ ઉપાધિવાળું શરીર પંચભૂતની રચના હોવાથી અસત, જડ અને દુઃખરૂપ છે તેમજ એકજ છે કારણ કે પંચભૂતની જુદી જુદી રચના પંચભૂતજ છે. આ પ્રમાણે જીવનું સુક્ષ્મ શરીર અને ઇશ્વરનું સુક્ષ્મ શરીર જે હિરણ્યગર્ભ કહેવાય છે તેની ઐકયતા છે. જીવના સ્થૂલનો ચેતન વિશ્વ અને ઇશ્વરનાં શરીરનો ચેતન વૈશ્વાનર એ પણ એકજ છે. તૈજસ અને સુત્રાત્મા પણ સુક્ષ્મ તથા હિરણ્યગર્ભ શરીરના અભિમાની પણ એકજ છે. જીવની ઉપાધિ અજ્ઞાન પણ જડ છે અને ઇશ્વરની ઉપાધિ માયા પણ જડ છે એટલે કે માયા અને અજ્ઞાન એ એકજ પ્રકૃતિના ભેદ હોવાથી ભિન્ન નથી પણ એકજ છે. જડ જડમાં ભેદ નથી તેમ ચેતન ચેતનમાં પણ ભેદ ન હોવાથી એક ચૈતન્યના જીવ અને ઇશ્વર એવા બે ભેદ અવાસ્તવીક હોવાને લઇ જીવ ઇશ્વરની પણ એકતા છે. આવી રીતે જડ અને ચેતન એમ બે થવાથી દ્વૈતાપત્તિનો સંભવ થશે એ શંકા વાસ્તવીક નથી કારણ કે બ્રહ્મથી અન્ય એવી માયા કાંઇ વસ્તુજ નથી અને જેવું બ્રહ્મ છે તેવીજ બીજી વસ્તુ હોય તો દ્વૈત થાય પરંતુ માયા અને માયાનું કાર્ય અનિર્વચનીય તથા બ્રહ્મમાં વિવર્તરૂપે મિથ્યા ભાસમાત્ર હોવાથી એકજ અદ્વૈત સિદ્ધ થાય છે, એકજ અદ્વય બ્રહ્મ છે પરંતુ આ નાના

પ્રકારનું બીજું કાંઇ વાસ્તવીક છેજ નહીં એમ શ્રુતિ પણ કહે છે. ચૈતન્ય રૂપ એકજ તત્ત્વ અતિ અવિવેકથી વિશ્વ, તેજસ, પ્રાજ્ઞ, વિરાટ્, સુત્રાત્મા અને અક્ષરાત્મરૂપે ભેદ પામ્યા જેવું જણાય છે જેથી વિશ્વાદિકને વિરાજાદિક રૂપે જોવાથીજ અભેદ જ્ઞાન થવું સંભવે છે અને તેજ ખરો વિવેક છે.

**चिन्मात्रैकरसे विष्णौ ब्रह्मात्मैक्य स्वरुपके ।**
**भ्रमेणैव जगज्जातं रज्ज्वां सर्पभ्रमो यथा ॥ २५ ॥**

**ભાવાર્થઃ**—જે પ્રકારે દોરડીમાં સાપની ભ્રાંતિ થાય છે તેમ બ્રહ્માત્મૈકય સ્વરૂપ, ચિન્માત્ર, ને એકરસ પરમાત્મામાંજ ભ્રાંતિથીજ જગત્ થયું છે. ॥ ૨૫ ॥

**विवेचन.**

એકરસ સચ્ચિદાનંદ પરબ્રહ્મમાં જેમ આકાશમાં ઘટાકાશ મહાકાશ આદિ ભેદો કલ્પાય છે તેમ આ નામ રૂપાત્મક જગતની કલ્પનાનો ભ્રમ છે. જેમ કનકમાં કટકકુંડલ આદિની કલ્પના છે, જેમ મૃતિકામાં ઘટાદિની કલ્પના છે તેમ નિરાકાર પરબ્રહ્મમાં આકારવાન્ નામ રૂપાત્મક જગતની કલ્પના માત્ર છે પણ વાસ્તવીક બ્રહ્મજ એક છે. અન્ય નથી.

**तार्किकाणां च जीवेशौ वाच्यावेतौ विदुर्बुधाः ।**
**लक्ष्यौ च सांख्ययोगाभ्यां वेदांते रेकता तयोः ॥२६॥**

**ભાવાર્થઃ**—જીવ અને ઇશ્વર ન્યાયવાદીઓના વાચ્ય છે. એમ વિદ્વાનો કહે છે, સાંખ્ય અને યોગમાં તેઓ લક્ષ્યરૂપ છે અને વેદાંતમાં તેઓ ઉભયની એકતા છે. ॥ ૨૬ ॥

## विवेचन.

શ્રીગૌતમ મુનિએ પાંચ અધ્યાયવાળું પ્રમાણાદિ સોળ પદાર્થને નિરૂપણ કરતું ન્યાયશાસ્ત્ર બનાવ્યું છે. આ સોળ પદાર્થનાં જ્ઞાનથી અનાત્મામાં આત્મબુદ્ધિરૂપ મિથ્યા જ્ઞાનની અત્યંત નિવૃત્તિ થાય છે અને તેથી રાગદ્વેષની નિવૃત્તિ થવાથી પુણ્ય પાપરૂપ મન, વાણી અને કાયાની પ્રવૃત્તિનો અત્યંત અભાવ થાય છે એટલે તે પ્રવૃત્તિની નિવૃત્તિ થવાથી શરીર પ્રાપ્તિનો અભાવ થાય છે અને જન્મનો અત્યંત અભાવ થવાથી મન શ્રોત્ર આદિ ૭ ઇંદ્રિયો, સંકલ્પાદિ ૭ વિષયો, તે વિષયોનું જ્ઞાન, સુખ દુઃખ એમ એકવીશ પ્રકારનાં દુઃખની નિવૃત્તિ થાય છે. આવો મિથ્યાજ્ઞાનની નિવૃત્તિપૂર્વક એકવીશ પ્રકારનાં દુઃખની આત્યાંતિક નિવૃત્તિરૂપ ન્યાયમતમાં મોક્ષ છે અને એ એકવીશ દુઃખોનો સંયોગ તે બંધ છે. આ શાસ્ત્ર ખાસ કરી સૂક્ષ્મ બાબતોનો નિર્ણય કરતું હોવાથી **ન્યાય** કહેવાયું છે. ન્યાયના મતે જીવાત્મા અનાદિ, નિત્ય, શરીરથી ભિન્ન, નાના, વ્યાપક, ને સ્વભાવથી જડ છે. સુખ દુઃખાદિ આત્માના ચૌદ ગુણો કહ્યા છે. આત્માનો અને મનનો સંયોગ થવાથી એ ગુણો પ્રગટે છે અને સંયોગ વિના એ ગુણોનો અભાવ છે એમ ન્યાય મતમાં કહ્યું છે. આત્માને ન્યાયમાં અલ્પજ્ઞ, અલ્પશક્તિમાન, કર્માધીન થઇ ભવમાં ભમતો, અને પરતંત્ર કહ્યો છે. નિત્ય જ્ઞાન નિત્ય ઇચ્છા ઇત્યાદિ આઠ ગુણ વાળો વ્યાંપક નિત્ય જગતનો કર્તા નિયામક ઇશ્વર છે એમ ઇશ્વર નામનું બીજું તત્ત્વ ન્યાય મત માને છે. પૃથ્વી આદિ ચાર ભૂતોને ન્યાય માને છે. ઇશ્વરેચ્છાથી જગતની ઉત્પત્તિ ન્યાયમાં કહી છે. મનને અણુ પરિમાણ કહ્યું છે. આકાશ, કાલ, દિશા અને ચારે ભૂતોનાં પરિમાણો ન્યાય નિત્ય છે એમ માને છે. ચાર ભૂતોના સમૂહથી ઉપજેલું જગત્ જડ, પરીણામી અને દશ્ય સ્વભાવવાળું છે. આ દર્શન અસત્કાર્યવાદી છે એટલે કાર્યની ઉત્પત્તિ પહેલાં કારણમાં કાર્યનો અભાવ પ્રતિપાદન કરનારૂં છે. આ પ્રમાણે જડતાની સાથે ચેતનને માનનારૂં ન્યાય-

શાસ્ત્ર જીવ બ્રહ્મની એકતારૂપ પ્રદેશ સુધી પહોંચ્યું નથી જેથી તેના મતે જીવ અને ઇશ્વર સોપાધિક હોવાથી વાચ્ય અર્થવાળા છે અને સાંખ્ય મતમાં તો જડ ચેતનનો વિવેક કરી જડ અને ચેતન એમ બે તત્ત્વ માની અદ્વૈત કે જે વાસ્તવીક સત્ય છે તેટલે સુધી વિચાર કર્યો નહીં હોવાથી, સાંખ્યમતે જડતા રૂપ ઉપાધિ વિનાના જીવ અને ઈશ્વર લક્ષ્યાર્થવાળા છે. યોગ મતમાં પણ લક્ષ્ય અર્થથી જુદાં જુદાં જીવ ઇશ્વર ચેતનો સ્થિત હોવાને લઇ તે સિદ્ધાંતમાં પણ જીવ ઇશ્વર લક્ષ્યરૂપ છે. વેદાંત મતમાં તો જડ ચૈતન્યના વિચાર-પૂર્વક ઉપાધિ કે જે નામ માત્ર છે તેને નિષેધી તેમજ તે અવિદ્યા અને માયા એ એકજ પ્રકૃતિના ભેદ હોવાથી તથા પ્રકૃતિ પણ વાસ્તવીક બ્રહ્મથી અન્ય કોઇ તત્ત્વ ન હોવાથી તેનું કાર્ય આ બ્રહ્માંડ પણ, રજ્જુમાં સર્પની ભ્રાંતિની જેમ રજ્જુ જ્ઞાનથી મટી જાય છે તેમ અદ્વૈત કે જે એકરસ વ્યાપક બ્રહ્મ છે તેનું જ્ઞાન થવાથી નાશ પામી જાય છે. આ જે કાંઇ દેખાય છે તે એક વિવર્તરૂપે બ્રહ્મમાં દેખાય છે પણ વાસ્તવિક તો બ્રહ્મજ મૃત્તિકાની પેઠે છે અને ઘટાદિની જેમ નામરૂપ રચના મનોવિલાસ માત્ર છે એમ યથાર્થ વિચાર કરી, વેદાંતમાં જીવ અને ઇશ્વર કે જે એકજ બ્રહ્મરૂપ ચૈતન્યમાં કલ્પના સમાન છે અને જે ચેતનના શુદ્ધ અંશ છે તેની એકતા પ્રતિપાદન કરી છે. જેમ આકાશ એકજ છે, હતું અને રહેવાનું છે અને ઘટાકાશ મહાકાશ રૂપે તે આકાશ ઉપાધિથી ભાસે છે તેમ એકજ બ્રહ્મ નાનાવિધ ઉપાધિથી જીવ, જગત, ઇશ્વર એમ વિધ વિધ આકારવાળું થાય છે પણ વસ્તુતાએ બ્રહ્મજ છે, હતું અને રહેવાનું છે. જગદાદિ તમામ મનોવિલાસ નામ માત્ર ભ્રાંતિ છે પરંતુ વાસ્તવીક નથી. આ પ્રમાણે ચૈતન્યનો ભેદ અસંગત સમજી વેદાંતે જીવ ઇશ્વરની આકાશ મહાકાશની જેમ બ્રહ્મથી ભિન્નતા નહીં પણ તેઓ બ્રહ્મજ છે એમ બતાવ્યું છે. આચાર્ય ભગવાન કહે છે કેઃ—

**कार्य कारण वाच्यांशौ जीवेशौ यो जहच्च तौ ।**

**अजहच्च तयोर्लक्ष्यौ चिदंशा वेक रुपिणौ. ॥ २७ ॥**

**ભાવાર્થ**:—જીવ તથા ઇશ્વરનાં જે કાર્ય અને કારણરૂપ જે વાચ્યાંશ તે બંનેને તજતાં છતાં અને ચૈતન્યરૂપ લક્ષ્ય જે તે બંનેનાં છે તેને નહીં તજતાં ચૈતન્યાંશમાં એકતાજ છે.

## विवेचन.

જેમ તરવાર આદિ ઉપાધિ લઇ લેતાં રાજામાં અને કુહાર આદિ ઉપાધિ લઇ લેતાં કઠીયારામાં પિંડમાત્રથી ભેદ દેખાતો નથી તેમ વ્યષ્ટિ અવિદ્યા અને સમષ્ટિ માયા એ બે ઉપાધિ કે જે જડ છે તેને લઇ લેવાથી જેમ ઘટમઠ ઉપાધિ જવાથી એકજ આકાશ ભેદ વિનાનું ભાસે છે તેમ જીવ અને ઇશ્વર ચૈતન્યાંશમાં રજમાત્ર ભેદ ભાસતો નથી પરંતુ એકજ બ્રહ્મરૂપે અભેદ સમરસ ચૈતન્યજ સઘળું રહે છે તો પછી ભેદની કલ્પના પણ ક્યાંથી હોય ? અર્થાત્ **सर्वं खल्विदं ब्रह्म** એ શ્રુતિની ઉક્તિ બરાબર છે કારણ કે અધિષ્ટાનથી આરોપિત વસ્તુની સત્તા જુદી હોઇ શકતી નથી તેથી બ્રહ્મથી વ્યવહારીક સત્તાવાળું જગત્ ભિન્ન નથી પરંતુ બ્રહ્મમાંજ તે કલ્પના માત્ર છે. વાસ્તવીક રીતે જગતની પ્રાતિભાસીક સત્તા છે પરંતુ પારમાર્થિક સત્તા અને પ્રાતિભાસીક સત્તાની મધ્યમાં વ્યવહારીક સત્તા વ્યવહાર સિદ્ધિ અર્થે વિદ્વાનોએ ઠરાવેલી છે.

**कर्म शास्त्रे कुतो ज्ञानं तर्के नैवास्ति निश्चयः।**
**सांख्य योगौ भिदापन्नौ शाब्दिकाः शब्द तत्पराः॥२८॥**
**अन्ये पाखंडिनः सर्वे ज्ञानवार्तासु दुर्बलाः ।**
**एकं वेदांत विज्ञानं स्वानुभूत्या विराजते ॥ २९ ॥**

**ભાવાર્થઃ—કર્મશાસ્ત્રમાં જ્ઞાન ક્યાંથી ? તર્કમાં નિશ્ચયજ નથી, સાંખ્ય ને યોગ ભેદવાદને પામેલાં છે. વૈયાકરણીયો શબ્દ પરાયણ છે. બીજા સર્વ પાખંડીઓ જ્ઞાનની બાબતમાં દુર્બળ છે. એક વેદાંત વિજ્ઞાન સ્વાનુભવવડે વિરાજે છે. ॥ ૨૮ ॥ ૨૯ ॥**

## विवेचन.

આચાર્ય ભગવાનનો પૂર્વના શ્લોકદ્વયમાં એવો આશય છે કે ષટ્ દર્શનોમાં સંપૂર્ણ વિચાર કોટીએ પહોંચેલું વેદાંત દર્શન છે અને અન્ય દર્શનો એક એકથી આગળ વિચાર કરી છેવટ વેદાંતમાં સમાપ્ત થાય છે. જેમકે કર્મ શાસ્ત્રમાં કર્મથી સ્વર્ગાદિની પ્રાપ્તિ રૂપ લાભ બતાવ્યો છે કે જે લાભ વેદાંત શાસ્ત્રમાં ક્ષણિક છે એમ પ્રતિપાદન કર્યું છે તો પછી કર્મોમાં સકામતાથી સ્વર્ગાદિ જેવાં નાશવંત સુખો મેળવવા કરતાં નિષ્કામ ભાવનાથી કર્મોનાં અનુષ્ઠાનને હૃદયશુદ્ધિનું એક ગૌણ સાધન સમજી તે કર્મોદ્વારા ચિત્તની શુદ્ધિ કરી જ્ઞાન કે જે સાક્ષાત્ મોક્ષનું સાધન છે તે સંપાદન કરી, જીવ બ્રહ્મની એકતા રૂપ વિજ્ઞાનથી મોક્ષ પદને પામવું, એવો વેદાંતનો સિદ્ધાંત સર્વોપરિ છે કારણ કે **ऋते ज्ञानान्नमुक्तिः** એવી શ્રુતિની વાણી પણ છે. કર્મથી ચિત્ત શુદ્ધિ થતી હોવાથી કર્મશાસ્ત્ર કર્મકાંડ પ્રધાન હોવાથી મોક્ષનું પરોક્ષ સાધન કહેવાશે પરંતુ સાક્ષાત્ મોક્ષનું સાધન તો જ્ઞાન કાંડ પ્રધાન ઉત્તર મીમાંસા શાસ્ત્ર જ છે એવો આચાર્યનો વિચાર યથાર્થ છે. આ પ્રમાણે કર્મશાસ્ત્ર જે મીમાંસા તેની જગતને સ્વરૂપથી અનાદિ અનંત અને જીવોનાં અદૃષ્ટ તથા પરમાણુઓને જગતનું કારણ માનવાની વિચારશૈલી બરાબર પરિપક્વ નથી તેમજ વિચારની હજુ તેમાં પૂર્ણતા નથી જેથી વેદાંતશાસ્ત્ર કે ઉત્તર મીમાંસામાં જગત્‌ને નામરૂપ ક્રિયાત્મક તથા માયાનાં કાર્યરૂપે ને ચેતનના વિવર્તરૂપે સ્વીકારવામાં આવ્યું છે તે યથાર્થ છે. જીવોનાં કર્મોને અનુસારે ઈશ્વર કરૂણાથી ઈશ્વર આકાશાદિ જગત્ સર્જે છે અને ઈશ્વર

જીવ અને જગત્ એ ત્રણેની તે તે રૂપે વ્યવહારીક સત્તા છે એવો ઉત્તર-મીમાંસા કે વેદાંતનો સિદ્ધાંત વિચારની પકવ સ્થિતિમાંથી નીકળે છે તેજ ઉત્તમ છે. આ પ્રમાણે **कर्मशास्त्रे कुतोज्ञानं** એ કથનથી પૂર્વ મીમાંસાનો આરંભવાદ વેદાંતના વિવર્તવાદ કરતાં ન્યૂન યુક્તિવાળો તથા ઉતરતો હોવાથી જે જ્ઞાન વેદાંતમાંથી પ્રાપ્ત થઇ જે સુખસ્થિતિ થાય છે તેટલી સુખસ્થિતિમાં કર્મશાસ્ત્ર કદી પણ મુકી શકતુંજ નથી. વેદાંત દર્શનને કર્મશાસ્ત્ર ફક્ત ચિત્ત શુદ્ધિ અર્થે ઉપયોગી છે પરંતુ તત્ત્વ વિચારની ઉત્તમ સ્થિતિ આ કર્મ શાસ્ત્રમાં થતીજ નથી. તર્કમાં નિશ્ચયજ નથી એ કથનથી ભગવત્પાદ ન્યાય શાસ્ત્રની વેદાંતથી ઘણીજ વિચાર હીનતા અર્થાત્ ઉતરતી માન્યતા છે એ સુચવે છે. વિવેકની ન્યૂનતાને લઇ ન્યાય શાસ્ત્રનો જે નિશ્ચય તે નિશ્ચય વેદાંતના સંપૂર્ણ સિદ્ધ નિશ્ચયથી બળવત્તર ન હોવાને લઇ નિશ્ચયજ ન કહેવાય કારણ કે જે નિશ્ચયથી આત્યાંતિક દુઃખની નિવૃત્તિ અને પરમાનંદ સુખની પ્રાપ્તિ શ્રુતિ, યુક્તિ, અને અનુભવ પ્રમાણપૂર્વક ન થાય તો તે નિશ્ચય સર્વ માન્ય ન હોઈ શકે. ન્યાય શાસ્ત્ર યુક્તિ પ્રધાન હોવાથી ચાર્વાક આદિ નાસ્તિક અવિવેકીને તે વિવેક કરાવનારૂં છે પરંતુ વેદાંતને તે વિશેષ શિક્ષણ આપી શકતું નથી કારણ કે ન્યાયની માન્યતાથી વેદાંતની માન્યતા પરમ પ્રમાણ છે. ચાર્વાકાદિથી વિશેષ જો કાંઇ કરી શકયા હોય તો ન્યાય વૈશેષિકવાળાએ એટલુંજ નિશ્ચય કર્યું છે કે સ્થૂલદેહાત્મ વાદી ચાર્વાક, ઇંદ્રિયાત્મવાદી બ્રહસ્પતિ, પ્રાણાત્મવાદીમત, મનને આત્મા માનનારો મત, કે બુદ્ધિમાંથી કોઇ એક વસ્તુમાં આત્માની માન્યતા કરનારો મત વિગેરેની માન્યતા તદ્દન વિવેકહીન છે અને સર્વેની માન્યતા વિરૂદ્ધ ઇંદ્રિયાદિ જડ સંઘાતનો સાક્ષિ આત્મા તો જ્ઞાનાદિ ગુણવાળો છે. આ ન્યાયની માન્યતા ચાર્વાકાદિથી ઘણીજ સારી છે પરંતુ સાંખ્યયોગથી ઉતરતી અને વેદાંતથી તો તે તદ્દન હલકી પાયરીની હોવાથી ન્યાયનો નિશ્ચય તે નિશ્ચય નથી એમ ભગવાન કહે છે તે બરાબર છે.

આ પ્રમાણે ન્યાયમાં જીવાત્માનું જડ સ્વરૂપ કહ્યું છે ત્યારે સાંખ્યે

આગળ વધીને જડ ચેતન જુદાં કરી બતાવ્યાં છે. સાંખ્યના મત પ્રમાણે આત્મા ઘણા, વ્યાપક, ચેતન અને નિત્ય છે. સાંખ્ય દર્શનમાં બુદ્ધિને કર્તા અને આત્માને ભોક્તા માને છે. યોગદર્શન અવિવેકથી પુરૂષને કર્તા ભોક્તા માને છે. જો આત્મા કેવળ ચેતનરૂપ હોય તો તેમાં કર્તા ભોક્તાપણાનો સંભવ બને નહીં તેથી પૂર્વ મીમાંસાએ જરા આગળ વિચાર કરીને આત્મા જડ ચેતનરૂપ કર્તા ભોક્તા છે ને તે નાના નિત્ય અને વિભુ છે એમ સિદ્ધ કર્યું છે પરંતુ કર્મ મીમાંસાનો આ અભિપ્રાય શુદ્ધ વિચારપૂર્વક થયો નહિ સમજી, વેદાંતે સૂક્ષ્મ વિચારથી એવો નિશ્ચય કર્યો છે કે જો આત્માને જડચેતનરૂપ માનવામાં આવે તો તેને સાવયવ કહેવો પડે અને જે પદાર્થ સાવયવ હોય તે ઘટાદિકની પેઠે નાશવંત હોય પણ અવિનાશી ન હોય તેથી નિત્ય આત્માને સાવયવ કહેવો ઉચિત નથી પણ નિરવયવજ કહેવો ઠીક છે. જ્યારે આત્મા નિરવયવ સિદ્ધ થાય છે ત્યારે તેમાં જડચેતનરૂપ ઉભય સ્વભાવ ઘટે નહીં તેથી આત્માને કાંતો જડરૂપ માનવો જોઈએ અને કાંતો ચેતનરૂપ માનવો જોઇએ. આત્માને જડરૂપ તો માની શકાયજ નહીં કારણ કે તે વિનાશી ઠરે અને તેમ થવાથી મોક્ષ મોક્ષનાં સાધનો ઈત્યાદિ શાસ્ત્રનાં પ્રવચનો મિથ્યા ઠરે માટે આત્માને સર્વ પ્રકારે ચેતનજ માનવો એ ઠીક છે, હવે સાંખ્યયોગની ભેદદષ્ટિ યથાર્થ નથી એ બાબતમાં વેદાંતનું કથન છે કે શ્રુતિઓ પણ આત્મામાં ભેદ જોનારને બંધ થાય છે એમ અનેક સ્થળે કહે છે, વળી જે વસ્તુ નિરવયવ એક રસ છે તેમાં વિલક્ષણતાના અસંભવથી વ્યાપક ઘણા આત્મા માનવા નિરર્થક છે. જો સાંખ્યયોગ એમ કહે કે બંધ મોક્ષની વ્યવસ્થા માટે આત્માનો ભેદ માનવો જરૂરનો છે તો કોઇ વસ્તુની સિદ્ધિ માટે કોઇ વસ્તુનું સ્વરૂપ જેવું હોય તેવું નહીં જણાવતાં અન્ય પ્રકારની લક્ષણા કરવી એ ન્યાય નથી. બંધમોક્ષની વ્યવસ્થા અંતઃકરણ જુદાં માનવાથી બરાબર થઇ શકે છે તેમ એકજ આત્મારૂપે સઘળું છે ત્યારે બંધમોક્ષનો વાસ્તવીક ભાવ છેજ નહીં, સુક્ષ્મ વિચારથી જો જોવામાં આવે તો કર્તા ભો

ક્તાપણાંનો ભાવ અંતઃકરણમાં છે પરંતુ આત્મામાં નથીજ તેથી આત્મા એક સચ્ચિદાનંદ, વ્યાપક, નિત્ય છે એમ વેદાંત સિદ્ધ કરે છે તેજ બરાબર છે કારણ એક એક દર્શન આગળ વધી સત્ય નિર્ણયપર આવતું જાય છે અને છેવટનો જે વેદાંતનો સિદ્ધાંત તે શ્રુતિ યુક્તિ અને અનુભવવડે વાસ્તવિક છે માટે સાંખ્ય યોગ બે ભેદ પ્રતિપાદન કરનારાં હોવાથી તત્ત્વના નિશ્ચયમાં પશ્ચાત છે એમ બતાવી આચાર્ય ભગવાન વેદાંતની પરમ પારમાર્થિકતા તથા સત્યતા શ્રુતિ યુક્તિ અને અનુભૂતિપૂર્વક છે એમ જણાવે છે તે કોઇપણ પ્રકારે અમાન્ય થાય તેમ નથી કારણ કે વાસ્તવીક અદ્વૈતજ સત્ય છે. જો આત્માને અણું પરિમાણુ માનવામાં આવે તો એક કાલે બે વ્યાધિની શરીરમાં જે પ્રતીતિ થાય છે તે થવી ન જોઇએ અને શરીર પરિમાણુ માનીએ તો નાનાં મોટાં શરીરને આકારે થતો આત્મા વિકારી થાય અને જે વિકારી વસ્તુ હોય તે વિનાશી પણ હોય તેથી આત્માને વિનાશી માનવારૂપ દોષ આવે જેથી વેદાંતના સિદ્ધાંત મુજબ આત્માને વ્યાપક માનવો એજ ઉચિત છે. વૈયાકરણીઓએ તો શબ્દોને મરડી મચડીને સત્ય સિદ્ધાંતોમાં વિપરીત દર્શન ઘણુંજ કરાવ્યું હોવાથી તેમ તે મતની એવી પ્રબળતા ન હોવાથી **शब्दतत्परा** એ શબ્દથી ભગવત્પાદ તેઓને ઓળખાવે છે એમાં કાંઇ આશ્ચર્ય નથી તેથી સ્વાનુભવવડે વેદાંત વિજ્ઞાન સર્વથા સર્વત્ર વિરાજીત છે એ કથન પણ વિશ્વમાં અમાન્ય થઇ શકે તેવું છેજ નહીં. બીજા ચાર્વાકાદિ પાખંડ પ્રવર્તકોને તો ન્યાય એકજ પરાસ્ત કરી નાંખે છે જેથી તેઓ તો જ્ઞાનવાર્તામાં દુર્બળ છે માટે જે નિષિદ્ધ છે તેનું ખંડન નિષ્પ્રયોજન હોવાથી ન્યાયાદિ ષટ્ દર્શનો કે જેઓનો પૂર્વાપર સંબંધ વિચારતાં વિરોધી નથી પરંતુ જેમ સોપાનપંક્તિ હોય તેમ વિચાર કોટી જેવાં છે જેથી તત્સંબંધી કાંઇક માન્યતામાં ફેરફાર કહેવામાં આવ્યો અને છેવટનો નિર્ણય જે વેદાંત વિજ્ઞાન અર્થાત્ એકજ અદ્વય બ્રહ્મ છે એ બાબત પણ સ્પષ્ટ થઇ ગઇ. ષટ્દર્શનોમાં વૈશેષિક યુક્તિ પ્રધાન શાસ્ત્ર છે, સાંખ્યયોગ, અનુભવ

પ્રધાન શાસ્ત્ર છે અને પૂર્વ તથા ઉત્તર મીમાંસા શ્રુતિ પ્રધાન શાસ્ત્ર છે. સર્વ દર્શનોના વિચારની પરાકાષ્ટા એજ વેદાંતનું વિજ્ઞાન છે જેથી આગ્રહ રાખી જે જે દર્શનના મતવાળા યુદ્ધ કરે છે તેને ભગવત્પાદે અકારણ સમજી સાંખ્યયોગ, ન્યાય વૈશેષીક, તથા પુર્વમીમાંસાની વિચાર પદ્ધતિની અપૂર્ણતા છે અને પૂર્ણતા તો વેદાંતમાં છે એ સુચવવા ઉપરનો શ્લોક પ્રરૂપ્યો છે.

**अहं ममेत्ययं बंधो ममाहं नेति मुक्तता ।**
**बंधमोक्षौ गुणैर्भाति गुणाः प्रकृति संभवाः ॥ ३० ॥**

**ભાવાર્થઃ**—હું અને મારૂં એ બંધ છે, મારૂ નહીં અને હું નહીં એ મોક્ષ છે. બંધ મોક્ષ ગુણોવડે ભાસે છે. ગુણો પ્રકૃતિથી ઉપજ્યા છે. ॥ ૩૦ ॥

## विवेचन.

આત્મતત્ત્વનાં અજ્ઞાનવડે કરીને જીવ કે જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેને શરીરાદિમાં આત્મભ્રાંતિ થવાથી તે પોતાને હું બ્રાહ્મણ છું, હું રાજા છું, હું વૈશ્ય છું, હું શુદ્ર છું, હું ગૃહસ્થાશ્રમી છું, હું વાનપ્રસ્થ છું, હું સંન્યાસી છું, હું બ્રહ્મચારી છું, હું જાડો છું, હું પાતળો છું, એમ માની ઇત્યાદિ દેહના ધર્મો પોતામાં સ્વીકારી લે છે અને આ પ્રમાણે દેહાદિક પદાર્થમાં હું બુદ્ધિ થવાથી જીવને બંધન થાય છે. આ બંધ સ્વસ્વરૂપનાં અજ્ઞાને કરી થાય છે. દેહાદિકમાં હું નહીં અને એ સૌ મારાં નહીં એવો અહંભાવ મમભાવ ન થાય તેજ મોક્ષ છે. દેહાદિકની અહંતા મમતા વિવેક વિના દુર થઇ શકતી નથી. વિચાર અને વિવેક વિના દેહાદિકમાંથી અહંતા મમતા કાઢવાની પ્રવૃત્તિ છછુંદર કાઢી સાપને પ્રવેશાવવા જેવીજ છે. વિવેકાદિ સાધન ચતુષ્ટય સંપાદન કરી સદ્‌ગુરૂને શરણે જવું અને તેમનો ઉપદેશ ગ્રહણ કરવો. તે ઉપ-

દેશે આત્મ સ્વરૂપનાં અજ્ઞાનની નિવૃત્તિદ્વારા અહંતા મમતાની નિવૃત્તિ થઇ શકે છે. દેહાદિક પંચભૂતનાં કાર્ય હોવાથી દશ્ય છે અને હું તેનો દષ્ટા છું. દેહાદિક જડ છે અને હું ચેતન છું, દેહાદિ વિકારી છે અને હું નિર્વિકારી છું. આ પ્રમાણે દેહાદિક હું નથી તો પછી તેના વર્ણાશ્રમાદિ ધર્મો, બ્રાહ્મણાદિ જાતિઓ, બાલાદિ અવસ્થાઓ મારા આત્મામાં હોયજ નહીં. આવા પ્રકારના જડ ચૈતન્ય વિવેકથી દેહાદિકમાંથી અહંબુદ્ધિ ટળી જાય છે. જેમ દેહાદિક હું નથી તેમ તે સર્વ ભૌતિક કાર્ય હોવાથી અસત્–જડ–અને દુઃખરૂપ છે અને હું તો સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છું તેથી તે દેહાદિક મારાં પણ નથી. આવી રીતે શરીરાદિમાંથી અહંતા મમતાના ત્યાગપૂર્વક 'હું ત્રણુ દેહ સ્થુલ સુક્ષ્મ અને કારણથી જુદો છું અને તે મારાં નથી એવો અનુભવ પણ થાય છે. પંચકોશ અવસ્થા આદિમાં પણ આ પ્રકારે અહંમમભાવનો વિલય થાય છે. , આ હું નથી,' આ હું નથી, એમ નિષેધદ્વારા હું કોણ છું એ વિચારતાં હું સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ છું એવી વિધિથી સ્વસ્વરૂપની ઓળખાણ થાય છે અને તેમ થયા પછી જેમ રજજુમાં કલ્પાયેલો સર્પ મૂળેજ નથી તેમ મારામાં ભાસતી અવિદ્યા અને તેનું પરીણામ આ સ્થાવર જંગમાત્મક જગત્ તે પણ વાસ્તવીક તો છેજ નહીં ત્યારે પછી કોને કોનાથી મુક્તિ અને કોને કોનાથી બંધન છે? એમ પ્રપંચનું મિથ્યાપણું સમજાતાં આ સઘળું એકરસ સચ્ચિદાનંદ બ્રહ્મજ છે, અને તે બ્રહ્મ તે હું પોતેજ છું એવો સર્વાત્મભાવ પ્રગટ થાય છે અને તેમ થતાં કાર્ય સહીત અવિદ્યાનો નિઃશેષ લય થવાથી આત્યાંતિક દુઃખની નિવૃત્તિ અને પરમાનંદ સુખની પ્રાપ્તિની જે જીજ્ઞાસા તે પણ ભ્રાંતિમાત્ર હતી એમ સમજવામાં આવે છે અર્થાત્ હુંજ એક અદ્વૈતદ્વૈત ભાવના રહિત સમરસ સચ્ચિદાનંદ પરબ્રહ્મજ છું અને અન્ય જે કાંઇ આ હતું તે ભ્રાંતિરૂપજ બ્રહ્મનું વિવર્ત હતું જેથી સ્વસ્વરૂપજ એક હોવાથી વિધિ નિષેધ રહિત કેવળ બ્રહ્મ કે જે પોતાનું વાસ્તવીક સ્વરૂપ છે તેનો બ્રહ્મ પોતેજ બ્રહ્મરૂપથી નિશ્ચય કરે છે અને જીવ, જગત્ માયા એમાંનું કશું પણ

ન હોવાથી સ્વયંસિદ્ધ પરાત્મા સ્વયંપ્રકાશ રૂપે પોતેજ હું પ્રકાશી રહ્યો છું એવો અગમ્ય અનુભવ મુમુક્ષુને થાય છે અને છેવટે તે તેજ સ્વરૂપે કરી તેવોજ પ્રકાશે છે.

**ज्ञानमेकं सदाभाति सर्वावस्थासु निर्मलम् ।**
**मंदभाग्या न जानंति स्वरूपं केवलं बृहत् ॥ ३१ ॥**

**ભાવાર્થઃ**—સર્વ અવસ્થાના વિષે નિર્મળ એવું એકજ જ્ઞાન સર્વત્ર સર્વદા પ્રકાશે છે. આવાં અદ્વિતીય બ્રહ્મ સ્વરૂપને મંદભાગી પુરૂષો કયાંથી જાણે? (જાણતા નથી) ॥ ૩૧ ॥

### विवेचन.

**एकमेवाद्वितीयंब्रह्म—सत्यं ज्ञान मनंत ब्रह्म** ઇત્યાદિથી સર્વાવસ્થામાં સમરસ જ્ઞાન સ્વરૂપજ નિર્મળ ભેદાભેદ રહિત ઓતપ્રોત રહ્યું હોવાથી તે જ્ઞાનબ્રહ્મથી અન્ય નિરૂપવા યોગ્ય શું શેષમાં હોઈ શકે એવો જ્ઞાનરૂપ પરબ્રહ્મનોજ પારમાર્થિક ભેદાભેદ રહિત ભાવ અજ્ઞાની જનો જાણી શકતાજ નથી. પોતાનું વાસ્તવીક સ્વરૂપ જે સત્યજ્ઞાન રૂપ પરબ્રહ્મ છે તે નહીં સમજતાં અને જ્ઞાનાદિ એ એ બ્રહ્મના ગુણો બ્રહ્મથી ભિન્નરૂપે રહ્યા છે એવો અવિવેક સેવતાં, અનેક શાસ્ત્રોમાં અનેક જીવો ભેદરૂપ મહાસાગરમાં તરફડીયાં ખાધા કરે છે પરંતુ પરમસુખના સુંદર પ્રદેશમાં તેઓ પ્રવેશ કરી શકતાજ નથી. જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ સ્થિતિમાં નિત્ય તથા સ્વયંપ્રકાશ જ્ઞાનનો સદા અભેદ છે અને જે ભેદ છે તે વિષયોનો છે એ બાબત પંચદશીકારે પ્રત્યક, તત્ત્વ વિવેક પ્રકરણના ૨—૩—૪—૫—૭—મા શ્લોકમાં વિશાળ યુક્તિથી સમજાવી છે, તેમ તે જ્ઞાન પરમાનંદ સ્વરૂપ આત્માજ છે એ પણ ૮—૯—૧૦—૧૧ ઇત્યાદિ શ્લોકમાં એજ પ્રકરણમાં નિરૂપણ કર્યું છે, જેથી જ્ઞાન

એજ આત્મા છે એવો શ્રુતિ યુક્તિ અને અનુભૂતિપૂર્વક નિશ્ચય કરી સ્વસ્વરૂપ તે જ્ઞાનરૂપ આત્માજ છે એમ સમજવું એ મુમુક્ષુનું કર્ત્તવ્ય છે.

જ્ઞાનના વિષયરૂપ શબ્દ–સ્પર્શ–રૂપ–રસ અને ગંધ આ પાંચ વિષયો ભિન્ન ભિન્ન ધર્મવાળા હોવાથી તેઓ એક બીજાથી જુદા જુદા છે તેમ કહી શકાશે પરંતુ તેઓમાં સાક્ષિરૂપ જુદું રહેલું જે તેઓનું જ્ઞાન છે તે તો કદીપણ ભેદ પામતુંજ નથી. ભિન્ન ભિન્ન ઉપાધિમાં રહેલું આકાશ એકજ આકાશ છે તેમ સર્વાવસ્થામાં ભલે વિષયોનો ભેદ હોય પરંતુ જ્ઞાન તો તે વિષયોને પોતાથી ભિન્ન છે એમ અનુભવ કરાવનારૂં હોવાથી એક છે. જ્ઞાનમાં ભેદ માનવો અસંબંધ છે. વિષયોની સ્થિરતાથી અને અસ્થિરતાથી જાગૃત સ્વપ્નના વિષયોમાં ભેદ હોય તે માની શકાય છે પરંતુ તે ઉભયઅવસ્થામાં વિષયોનું જ્ઞાન તો એકજ અભેદ હોવું જોઇએ એમાં શંકાને અવસર નથી. સુષુપ્તિમાં સૂતેલા મનુષ્યને અવસ્થાનાં અજ્ઞાનનો બોધ થાય છે તેને સ્મૃતિ કહેવાય છે અને સ્મૃતિથી ભિન્ન જે જ્ઞાન તે અનુભવ કહેવાય છે. હમેશાં એવો નિયમ હોય છે કે સ્મૃતિ હમેશાં અનુભવેલા વિષયનીજ થાય છે, જેથી સુષુપ્તિમાં સુષુપ્તિનુ અજ્ઞાન અનુભવેલું હોવાથી અનુભવરૂપ છે પરંતુ સ્મૃતિ નથી. આ પ્રમાણે અજ્ઞાનને જણાવનારો સુષુપ્તિમાં જે અનુભવ થાય છે તે પોતાના વિષયથી ભિન્ન હોય છે પણ જ્ઞાનથી ભિન્ન હોતો નથી. સુષુપ્તિ સ્થિતિમાંથી જાગૃત થયા પછી જે સ્મૃતિરૂપ બોધ–જ્ઞાન થાય છે તે વિષયથી–અજ્ઞાનથી ભિન્ન છે પરંતુ સ્વપ્ન અવસ્થાનાં જ્ઞાનની જેમ જ્ઞાનથી ભિન્ન નથી. આ પ્રકારે ત્રણે અવસ્થામાં જ્ઞાન તો એકજ છે અને આજ નિયમે સર્વ સમયમાં જ્ઞાનનો ભેદ નહીં પણ અભેદ છે એટલે તે એકજ છે. આવી રીતે જ્ઞાન એકજ સદા હોવાથી, ઉત્પત્તિ તથા નાશને તે નહીં પામતું હોવાથી, સ્વયંપ્રકાશ છે. આ જ્ઞાન છે તેજ આત્મા છે. આત્મા પરમાનંદસ્વરૂપ છે કારણ કે તે પરમ પ્રીતિનું સ્થાન છે. 'હું, કોય કાળ ન હઉં', એમ ન હો પણ સર્વદા હઉં', એ પ્રકારની અંતરોર્મિથી આત્મામાંજ પ્રેમ જોવામાં આવે

છે. જે પ્રેમ આપણે અન્યમાં જોઇએ છીએ તે પ્રેમ આપણા આત્માને લઇનેજ હોય છે પણ આત્મામાં જે પ્રેમ છે તે બીજા માટે ન હોવાથી આત્માજ પરમ પ્રેમરૂપ છે અને તેથી તે પરમાનંદ સ્વરૂપ છે એમ સમજી શકાય છે. આ પ્રમાણે જ્ઞાનજ સત્ ચિત્ અને આનંદ સ્વરૂપે સર્વાવસ્થામાં પ્રકાશી રહ્યું છે તેને જ્ઞાન અને આત્મામાં ભેદ જોનારા વિવેકમંદ મંદભાગી જીવો જાણી શકતા ન હોવાથી તેઓ પોતાનાં કેવલ સચ્ચિદાનંદમય સ્વરૂપને વિસરી ભવભ્રમણ કર્યાં કરે છે. ઉક્ત બોધથી ભગવત્પાદ મુમુક્ષુને જ્ઞાન અને આત્માનો અભેદ સમજાવી પોતાનું સ્વયંપ્રકાશ પરમાનંદ સ્વરૂપ જે જ્ઞાનરૂપ પરબ્રહ્મ છે તેનો આત્મજ્ઞાનદ્વારા સ્વાનુભવ કરવા ખાસ ભલામણ કરે છે અને આત્માનુભવ થયો એટલે બંધમોક્ષને અવસરજ નથી અર્થાત્ સ્વસ્વરૂપે સ્થિતિ એજ વેદાંતમાં મોક્ષ કહ્યો છે.

**संकल्प साक्षिणं ज्ञानं सर्व लौकैक जीवनम् ।**
**तदस्मीति चयो वेद समुक्तो नात्र संशयः ॥ ३२ ॥**

**ભાવાર્થ**:—સર્વ જનોના મુખ્ય જીવનરૂપ તથા જ્ઞાનસ્વરૂપ સંકલ્પના સાક્ષીને તે હું છું એમ જે જાણે છે તે મુક્ત છે એમાં શંકા નથી. ॥ ૩૨ ॥

### विवेचन.

જે મનુષ્ય, જ્ઞાનની ત્રણે કાળમાં અર્થાત્ સર્વાવસ્થામાં અખંડિત અભેદ સ્થિતિ છે એમ જાણીને અને તે જ્ઞાન એજ સંકલ્પનો સાક્ષિરૂપ આત્મા છે એમ વિચારીને, તે નિષ્પ્રપંચમાં પ્રપંચનો જે આરોપ છે તેનો અપવાદ કરીને, આ પ્રપંચ આત્માનો વિવર્ત હોવાથી વાસ્તવીક છેજ નહીં એમ સમજીને, એકજ અદ્વય બ્રહ્મરૂપ આત્મામાં પ્રકૃતિનો પ્રકૃતિનાં કાર્ય સહીત નિઃશેષ લય

છે જેથી હું એકજ કેવળ પરિપૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મજ છું એમ સ્વાનુભવે કરી સ્વસ્વરૂપને સ્વયમેવ સ્વસ્વરૂપથીજ સમજે છે, તેને બંધન મોક્ષ કે જે પ્રકૃતિમાંજ મિથ્યા કલ્પના થએલી છે તે છેજ નહીં.

**प्रमाता च प्रमाणंच प्रमेय प्रमिति स्तथा ।**
**यस्यभासावभासेत मानंज्ञानाय तस्य किम् ॥ ३३ ॥**

**ભાવાર્થઃ**—પ્રમાતા, પ્રમાણુ, પ્રમેય, ને પ્રમા, જેના પ્રકાશથી-જ પ્રકાશે છે, તેના જ્ઞાનને માટે પ્રમાણુ શું હોઈ શકે? અર્થાત્ કાંઇજ નહિં, ॥ ૩૩ ॥

### विवेचन.

પ્રત્યક્ષ અનુમિતિ-ઉપમિતિ શાબ્દી અને અર્થાપત્તિ એ પાંચ પ્રમાનાં નામ છે. પ્રત્યક્ષ અનુમાન ઉપમાન શબ્દ અર્થાપત્તિ અને ઉપલબ્ધિ એ પાંચ પ્રમાણુ છે. તાત્પર્ય એજ છે કે આ પ્રમાતા પ્રમાણુ પ્રમેય પ્રમિતિ આદિ તમામ જેના વડે કરીને પ્રકાશે છે તે પરબ્રહ્મનાં જ્ઞાન માટે અન્ય પ્રમાણુ બીજું શું હોઇ શકે? પ્રમાણુને પણ પ્રકાશનારૂં જે જ્ઞાનરૂપ પરબ્રહ્મ છે તેનાં જ્ઞાન માટે અન્ય પ્રમાણુ કોણુ કહી શકે તેમ છે અર્થાત્ પ્રમાણુના પ્રકાશક પરમાત્માને કેવળ પ્રમાણુથીજ જે મૂઢજનો સિદ્ધ કરવા ધારે છે તેઓનો પ્રયત્ન આકાશમાં ચડેલા ધૂમાડાના બાચકા સમાનજ છે.

**अर्थाकारा भवेद् वृत्तिः फलेनार्थः प्रकाशते**
**अर्थज्ञानं विजानाति सएवार्थः पर स्मृतः ॥ ३४ ॥**

**ભાવાર્થઃ**—અંતઃકરણની વૃત્તિ પદાર્થાકાર થાય છે, અને ચિદા-

ભાસવડે પદાર્થ પ્રકાશે છે, પદાર્થનાં જ્ઞાનને જે પ્રકાશે છે તેજ વસ્તુ ઉત્કૃષ્ટ ( બ્રહ્મ ) કહેવાય છે, ॥ ૩૪ ॥

## विवेचन.

અંતઃકરણની વૃત્તિ ઘટપટાદિ પદાર્થોમાં વ્યાપીને તે તે પદાર્થના આકારવાળી થાય છે. આવી પદાર્થાકાર વૃત્તિ થવાથી પદાર્થનું જ્ઞાન થતું નથી પણ વૃત્તિજ પદાર્થાકાર થાય છે. આવી રીતે વૃત્તિની વ્યાપ્તિથી પદાર્થનો પ્રકાશ થતો નથી જેથી બુદ્ધિમાં રહેલો જે ચેતનનો પ્રતિબીંબ ચિદાભાસ કહેવાય છે તેનાવડે પદાર્થ પ્રકાશે છે. આવી રીતે ચિદાભાસે કરીને આ ઘટ છે, આ પટ છે, એવું પદાર્થનું જ્ઞાન થાય છે તે પદાર્થનાં જ્ઞાનને પ્રકાશનાર જે વસ્તુ તેજ ઉત્કૃષ્ટ બ્રહ્મ કહેવાય છે.

**वृतिव्याप्यत्व मेवास्तु फलव्याप्तिः कथं भवेत् ।**
**स्वप्रकाश स्वरूप त्वात्सिद्धत्वाच्च चिदात्मनः ॥३५॥**

**ભાવાર્થ**—આત્મામાં વૃત્તિવ્યાપ્યપણું ભલે હોય પણ તેનાં ચિદાત્માનાં સ્વપ્રકાશ સ્વરૂપપણાંને લઈને અને સિદ્ધપણાંને લઈને તેમાં ફળ વ્યાપ્તિ કેમ બની શકે ?? બની નજ શકે. ॥ ૩૫ ॥

## विवेचन.

અજ્ઞાનની નિવૃત્તિપૂર્વક આત્માનાં વિશેષ જ્ઞાનની ઉત્પત્તિ માટે વૃત્તિવ્યાપ્તિની જરૂર છે પણ ફળવ્યાપ્તિની જરૂર તો છેજ નહીં કારણ કે જેમ પ્રકાશવંત સૂર્યને જોવા માટે માત્ર નિરોગી નેત્રનીજ જરૂર છે પણ બીજા દીપાદિક પ્રકાશો ત્યાં નિષ્ફળ છે તેમ સ્વયંપ્રકાશ સ્વરૂપ આત્માને જાણવા માટે કેવળ વૃત્તિવ્યાપ્તિનીજ જરૂર છે પણ ફળવ્યાપ્તિની નથી. ઘટપટાદિ બાહ્ય

દૃશ્ય પદાર્થોનાં જડત્વને લઇને તથા તેઓનાં પરમ પ્રકાશ્યપણાંને લઇને તેઓને જોવા સારૂં વૃત્તિવ્યાપ્તિ તથા ફળવ્યાપ્તિ એ ઉભયની જરૂર છે. અંધારામાં પડેલાં પુસ્તકને જોવા દીવાની તથા નિર્મળ નેત્રની એમ ઉભયની જરૂર છે તેમ પદાર્થોને જોવા ઉભય વ્યાપ્તિની જરૂર છે. જેમ એકલી આંખથીજ ઘડો, પુસ્તક વિગેરે અંધારામાં પડયાં હોય તે દેખાતાં નથી પરંતુ સાથે દીવાની પણ જરૂર છે તેમ જડ પદાર્થો કેવળ અંતઃકરણની વૃત્તિ કે જે જડ છે તેથી દેખાતા નથી કારણ કે જડ વૃત્તિ (આભાસ વિનાની વૃત્તિ ) જડ પદાર્થોને જોઇ શકેજ નહીં. આ પ્રમાણે જડથી જડ નહીં ભાસવાથી પદાર્થોને જાણવાને વૃત્તિવ્યાપ્તિ સાથે ફળવ્યાપ્તિની જરૂર છે પણ અજ્ઞાનની નિવૃત્તિ કરી આત્મસ્વરૂપનો અનુભવ કરવામાં તો વૃત્તિવ્યાપ્તિનીજ અપેક્ષા છે પણ ફળવ્યાપ્તિની નથી. કારણ કે પદાર્થની જેમ આત્મા જડ નથી પણ સ્વયંપ્રકાશ સ્વરૂપ છે. આત્માને દૃશ્ય પદાર્થની જેમ મન અનુભવી શકતુંજ નથી પણ મનદ્વારા વિચાર કરી અવિદ્યા તથા દેહાધ્યાસને દુર કરી આત્મા પોતેજ પોતાના સ્વરૂપને પ્રકાશે છે. જેમ મનુષ્ય આરસીમાં પોતાનું મુખ પોતેજ જુવે છે પણ કાંઇ આરસી મુખને જોતી નથી પરંતુ એતો મુખ જોવાનું સાધન માત્રજ છે તેમ મુમુક્ષુ પુરૂષ મનની વૃત્તિથી આત્મતત્ત્વના વિચારદ્વારાએ અજ્ઞાનને દુર કરી સ્વપ્રકાશરૂપ આત્માનો અનુભવ કરી, વૃત્તિનું અનુસંધાન પણ છોડી દે છે એટલે મુખ જોવાનું સાધન આરસી જેમ મુખ જોયા પછી મનુષ્ય મેલી દે છે તેમ વૃત્તિનો પણ ત્યાગ કરે છે. આ પ્રમાણે વૃત્તિવ્યાપ્તિ કે ફળવ્યાપ્તિ વિનાનું પારમાર્થિક જેવું છે તેવુંજ આત્માનું સદોદિત સ્વયંપ્રકાશ સ્વરૂપ છે.

**अर्थादर्थे यदा वृत्तिर्गंतुं चलति चांतरे ।**
**निराधारा निर्विकारा या दशा सोन्मनी स्मृता ॥ २६॥**

**ભાવાર્થઃ**—જ્યારે એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં જવાને

વૃત્તિ હૃદયમાં ચાલે છે ત્યારે તે કાળે જે નિર્વિકાર અને નિરાધાર દશા છે તે દશાને ઉન્મન્યાવસ્થા કહેવાય છે. ॥ ૩૬ ॥

### विवेचन.

ચિત્તવૃત્તિ એક વિષયમાંથી બીજા વિષયમાં જ્યારે જાય છે ત્યારે મધ્યમાં જે ચિત્તવૃત્તિની સંકલ્પવિકલ્પ રહિત સ્થિતિ તે ઉન્મની ભાવ કહેવાય છે. આ અવસ્થામાં સ્થિતિ કરનારો યોગી પુરૂષ સમાધિસ્થ કહેવાય છે અર્થાત્ નિર્વિકલ્પ સ્થિતિ એજ મોક્ષની હદવી છે.

**चित्तं चिच्च विजानीयात् तकार रहितं यदा ।**
**तकार विषयाध्यासं जपारागो यथामणौ ॥ ३७ ॥**

**ભાવાર્થઃ**—ચિત્ત જ્યારે તકાર રહિત થાય છે ત્યારે તેને ચૈતન્ય માત્ર જાણવું. જેમ મણિમાં જપા કુસુમની રતાશ છે તેમ ચિત્તમાં પણ તે તકારરૂપ વિષયાધ્યાસ છે. ॥ ૩૭ ॥

### विवेचन.

જેમ દોરડીમાં સર્પનું વૃથા ભાન થાય છે તેમ આ ચિન્માત્ર ચૈતન્ય સ્વરૂપમાં વિષયોના વિકારવાળું સ્થાવર જંગમાત્મક જગત્ વિવર્તરૂપે ભાસે છે એટલે કે ચૈતન્ય પોતેજ વિવર્તાકારે જીવ, જગત માયા ઇશ્વર ચિત્ત, બુદ્ધિ ઇત્યાદિ નામરૂપ ઉપાધિવાળું થાય છે. આ પ્રમાણે ચિત્ત વાસ્તવીક તો ચિત્ ચૈતન્ય રૂપ છે અને તેનું તેવું સ્વરૂપ સુચવનારી ઉન્મની સ્થિતિ છે.

**ज्ञेय वस्तु परित्यागाज् ज्ञानं तिष्ठति केवलम् ।**
**त्रिपुटी क्षीणतामेति ब्रह्म निर्वाण मृच्छति ॥ ३८ ॥**

**ભાવાર્થઃ**—જ્ઞેય વસ્તુનો પરિત્યાગ થવાથી જ્ઞાનજ અવશેષ રહે છે ને ત્રિપુટી ક્ષીણતાને પામે છે તેથી પુરૂષ નિર્વાણરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥ ૩૮ ॥

## विवेचन.

જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટી છે. જો જ્ઞેય હોય તો જ્ઞાતા હોય એ સ્વાભાવિક છે કારણ કે કોઇ જાણવા યોગ્ય વસ્તુ હોય તો તે વસ્તુનો જાણનાર હોઇ શકે, તત્ત્વજ્ઞાનથી જ્યારે પ્રપંચનો નિઃશેષ લય થાય છે ત્યારે દ્રષ્ટા દ્રશ્ય, જ્ઞાતા જ્ઞેય અને કર્તા કર્મ, કારણ કાર્ય ઇત્યાદિ ભાવો રહેતાજ નથી કારણ સમસ્ત પ્રપંચ અવિદ્યાનો પરીણામ અને પરીણામ રૂપ પ્રપંચ સહીત કારણરૂપ અવિદ્યા, બ્રહ્મમાં વિવર્ત હોવાથી, બ્રહ્મથી અન્ય કોઇ અવિદ્યા છેજ નહીં; જેથી ભેદ અને અભેદ, વિધિ અને નિષેધ, જ્ઞાતા અને જ્ઞેય ઇત્યાદિ ભાવો વિરામ પામી સર્વાવસ્થામાં પુરૂષ સ્વયંપ્રકાશ સ્વરૂપે, પરમાનંદ સ્વરૂપે, જ્ઞાન સ્વરૂપે પરબ્રહ્મજ કેવળરૂપે વિરાજમાન છે.

**मनोमात्र मिदं सर्वं तन्मनोऽज्ञानमात्रकम् ।**
**अज्ञानं भ्रम इत्याहु र्विज्ञानं परमं पदम् ॥ ३९ ॥**

**ભાવાર્થઃ**—આ સર્વ પ્રપંચ મનોમાત્ર છે, તે મન અજ્ઞાન માત્ર છે, અજ્ઞાન એજ ભ્રાંતિ છે, ને વિજ્ઞાન પરમપદ છે; એમ સત્પુરૂષો કહે છે. ॥ ૩૯ ॥

## विवेचन.

આ સર્વ પ્રપંચ મનોવિલાસ માત્ર છે, કારણ કે સંકલ્પથી મનોમય સૃષ્ટિ ઉભી થઇ છે. દેહાધ્યાસથી સંસાર થાય છે અને અધ્યાસરૂપ ભ્રાંતિ

મનેજ કરેલી હોવાથી જન્માદિ દુઃખોનું મૂળ કારણ મન છે; અને મન એજ અવિદ્યા છે કે જેનું પરીણામ આ પ્રપંચ છે. પ્રપંચ તો વાસ્તવિક બ્રહ્મથી અન્ય કાંઈ છેજ નહીં. કારણ કે અવિદ્યારૂપ પ્રપંચ બ્રહ્મમાંજ વિવર્ત દેખાય છે, જેથી ત્રણે કાળ એકજ અદ્વય બ્રહ્મ છે, એવું જે બ્રહ્મતત્ત્વનું વિશેષ જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે. આ વિજ્ઞાન છે તેજ પરમપદ છે કારણ કે સ્વસ્વરૂપે કરી સ્થિતિ એજ મોક્ષ હોવાથી સ્વસ્વરૂપાવબોધ સિવાય માયાનાં કાર્યરૂપ બંધ મોક્ષ એ કાંઇ વસ્તુ નથી.

**अज्ञानं चान्यथा ज्ञानं माया मेतां वदांति ते।**
**इश्वरं मायिनं विद्यान्मायातीतं निरंजनम् ॥ ४० ॥**

**ભાવાર્થઃ**—અન્યથા જ્ઞાન છે તેજ અજ્ઞાન છે, એને વિદ્વાનો માયા કહે છે. માયાનો સ્વામી તે ઈશ્વર છે અને માયાથી પર તે નિરંજન છે. ॥ ૪૦ ॥

### विवेचन.

સત્ય વસ્તુમાં અસત્યનું ભાન અને અસત્યમાં સત્યનું ભાન જેનાવડે કરીને થાય છે તે અજ્ઞાન છે. આ અજ્ઞાન છે તેજ માયા છે, કારણ કે અઘટિતને ઘટિત અને ઘટિતને અઘટિત મનાવે એવું માયાનું સામર્થ્ય છે. માયાયુક્ત જે ચેતન તે ઇશ્વર કહેવાય છે અને **सत्यानृते मिथुनी करोति** એ કથન મુજબ માયાયુક્ત પરબ્રહ્મજ આ જગતનું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. આ માયા કે બ્રહ્મની શક્તિ બ્રહ્મથી ભિન્ન અભિન્ન છે નહીં, કારણ કે જો તેને બ્રહ્મથી ભિન્ન માનીએ તો વેદવિરૂદ્ધ દ્વૈતની સિદ્ધિ થાય; અને **नद्वैतं सहते श्रुतिः** એ સૂત્રથી વેદનો વિરોધ આવે અને અભિન્ન માનીએ તો જે વસ્તુ જેનાથી જુદી નથી તેને શક્તિ એમ જુદાં નામે કથવા-

નું પ્રયોજન નિષ્ફળ નિવડે. આથી બ્રહ્મની સાથે શક્તિનો ભેદ અભેદ એમ બે વાત માનવી પડશે. પરંતુ તેજ તિમિરની જેમ એકજ આશ્રયરૂપ બ્રહ્મમાં ભેદ અભેદ બન્ને સંભવે નહિં. આવી રીતે દોષાપત્તિ થતી હોવાથી બ્રહ્મની સાથે શક્તિનો જે સંબંધ છે તે રજ્જુ સાથે તેમાં ભ્રાંતિરૂપે ભાસતા સર્પના સંબંધ જેવો છે. આ પ્રકારે બ્રહ્મ સાથે શક્તિનો કલ્પિત ભેદ અને વાસ્તવીક અભેદ હોવાથી તે ઉભયનો અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે. વાસ્તવ ભેદના અભાવથી તેમજ ભિન્ન પ્રતીતિના અભાવથી બ્રહ્મથી શક્તિ ભિન્ન નથી પરંતુ જેમ રજ્જુમાં કલ્પિત સર્પ જેમ રજ્જુથી ભિન્ન નથી પરંતુ પરમાર્થરૂપે તે સર્પ રજ્જુરૂપજ છે તેમ શક્તિ પણ પરમાર્થ બ્રહ્મરૂપેજ છે. આ પ્રમાણે માયાતીત નિરંજન એવું જે ચૈતન્યનું નામ તે વિધિ નિષેધના ભાવથી છે પરંતુ સિદ્ધાંતમાં તો વાસ્તવીક એક અદ્વય બ્રહ્મ ચૈતન્યજ સ્વસ્વરૂપે સર્વત્ર સર્વદા સર્વથા છે.

सदानंदे चिदाकाशे माया मेघ स्तडिन्मनः ।
अहंता गर्जनं तत्र धारा सारो हि वृत्तयः ॥ ४१ ॥

महामोहांधकारेऽस्मिन् देवो वर्षति लीलया ।
अस्या वृष्टे र्विरामाय प्रबोधैक समीरणः ॥ ४२ ॥

**ભાવાર્થ**—સર્વદા આનંદસ્વરૂપમય ચૈતન્યરૂપ આકાશમાં માયા મેઘના સમાન છે, મન વીજળી સમાન છે, અહંતારૂપ ગર્જના અને વૃષ્ટિપાત છે, આ મહા મોહરૂપ અંધકારમાં પરમાત્માદેવ પોતાની લીલાવડે કરીને વરસે છે. આ વૃષ્ટિના વિરામ માટે એક જ્ઞાનજ વાયુરૂપ છે, ॥ ૪૦ ॥ ૪૧ ॥

## विवेचन.

આચાર્ય ભગવાન ઉક્ત શ્લોકદ્વયમાં પરબ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત થવા જ્ઞાનજ એક સાધનભૂત છે તથા સમગ્ર પ્રપંચનું અધિષ્ટાન જે અદ્વય બ્રહ્મ તેજ એક છે અને પ્રપંચનો લય ચીંતનથી નિઃશેષ લય થાય છે એમ બતાવે છે. આકાશ અને ચેતનને ઘણોજ નજીકનો સંબંધ હોવાથી ચેતનને અન્ય ઉપમા તો ઘટી શકતીજ નથી અને ફક્ત વાણી વિલાસ માટે આકાશ સમાન જ્ઞાનીઓ ચેતનને વર્ણવે છે. વાસ્તવીક જે અનુપમ ચેતન છે તેની ઉપમા યોગ્ય બીજી વસ્તુ ક્યાંથી હોય? એકજ ચૈતન્યજ છે ત્યારે ઉપમા અને ઉપમેય ભેદ પણ સંભવતા નથી પરંતુ વિધિ નિષેધદ્વારા નિષ્પ્રપંચમાં પ્રપંચનો આરોપ સ્વીકારી અદ્વૈત પ્રતિપાદન કરનારા વેદાંત સંપ્રદાયમાં ચૈતન્યનો બોધ થવા નિમિત્તે ઉપમા અને ઉપમેય આદિની કલ્પના કરવામાં આવી છે. આકાશવત્ વ્યાપક હોવાથી ચૈતન્યને આકાશ સમાન ઓળખાવ્યું છે, અનેક પ્રકારનો જેમાં પ્રપંચ રહ્યો છે એવી માયા મેઘના જેવી હતી નહોતી એમ જણાય છે. મનની પ્રવૃત્તિ ઘણીજ ચંચળ હોવાથી તેને વિદ્યુતવત્ માન્યું છે અને અનેક પ્રકારની મનોવૃત્તિથી મનોવિલાસરૂપ પ્રપંચ રચાયાજ કરે છે જેથી વૃત્તિને મેઘની ધારાઓની કલ્પનાથી કહી છે. સમસ્ત પ્રપંચ અજ્ઞાનનું કાર્ય અને ચેતનનો વિવર્ત હોવાથી પરબ્રહ્મના વિશેષ જ્ઞાનવડે કરીને લય પામતો હોવાથી આ બધી મેઘજાળ કે જે માયા વિશિષ્ટ બ્રહ્મવડે વૃદ્ધિ પામતી જાય છે તે માયાના અભાવે વિરામ પામે છે; જેથી વૃષ્ટિવિરામનો ખરો ઉપાય જે વસ્તુના સ્વરૂપનું જ્ઞાન છે તેજ છે.

**ज्ञानं दृग् दृश्ययोर्भावं विज्ञानं दृश्य शून्यता ।**
**एक मेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४२ ॥**

**ભાવાર્થઃ**—દ્રષ્ટા અને દૃશ્યનો ભાવ જ્ઞાન છે, દૃશ્ય શુન્ય-

પણું વિજ્ઞાન છે, એકજ અદ્વય બ્રહ્મ છે, પરમાત્મામાં કાંઈપણ નાનાપણું નથી. ॥ ૪૩ ॥

## विवेचन.

દેહ અને આત્માનો વિવેક ચાર્વાકાદિ દેહાત્મવાદિના અવિવેકનાં ખંડનાર્થે કરવામાં આવ્યો છે અર્થાત્ જડ અને ચૈતન્યનું પ્રથમ ભિન્ન ભિન્ન સ્વરૂપ સમજાયું હોય તો અન્યોઅન્ય તાદાત્મ્યાધ્યાસની નિવૃત્તિ થઇ શકે એ હેતુથી તત્ત્વ વિવેકનાં ક્રમપૂર્વક જ્ઞાન જે થાય છે તે જ્ઞાન કહેવાય છે અર્થાત્ દૃષ્ટા અને દૃશ્ય એ ઉભયનો જૂજવે રૂપે જ્યાંસુધી ભાવ છે ત્યાંસુધી જ્ઞાન થયું એમ કહેવાય છે પરંતુ વિધિનિષેધ રહીત જ્યારે કાર્યથી કારણમાં જાતાં કાર્યભાવ છુટી લયચિંતનની રીતિએ છેવટ કારણ ભાવ પણ છુટી જાય છે અને સકળ દૃશ્ય બ્રહ્મનું વિવર્ત હોવાથી મિથ્યામાત્ર જણાય છે ત્યારે એકજ ચૈતન્ય છે એવું જે જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે. વાસ્તવીક જ્ઞાન વિજ્ઞાન રહીત એકજ અદ્વય બ્રહ્મ સ્વસ્વરૂપે અને સ્વાનુભવે નિઃશેષ છતાં શેષરહિત ન કહેવાય તેવું વિરાજમાન છે- ભગવત્પાદ બ્રહ્મનું અદ્વિતીયત્વ છે એ બાબત પોતાનાં વિવેકચૂડામણિ નામનાં પ્રકરણમાં સપ્તકથી કહે છે કેઃ—

परिपूर्ण मनाद्यन्तम प्रमेय माविक्रियम् ।
एक मेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ १ ॥

**ભાવાર્થઃ**—આદ્યંત રહિત, પરિપૂર્ણ, પ્રમાણથી અગમ્ય, વિકાર રહિત બ્રહ્મ એકજ અદ્વિતીય છે. અહીં નોખું નોખું કાંઈ છેજ નહીં. ॥ ૧ ॥

सद्धनं चिद्धनं नित्यं मानंदघनं मक्रियम् ।

एक मेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचनम् ॥ २ ॥

**ભાવાર્થઃ**— સદ્ઘન, ચિદ્ઘન, નિત્ય, આનંદઘન અક્રિય બ્રહ્મ એકજ અદ્વિતીય છે.અહીં નોખું નોખું કાંઇ છેજ નહી. ॥ ૨ ॥

प्रत्येगरसं पूर्ण मनन्तं सर्वतो मुखम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ३ ॥

**ભાવાર્થઃ**—પ્રત્યક, એક રસ, પૂર્ણ, અનંત. પરિચ્છેદ રહિત બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં જુદું જુદું નોખું કાંઈ છેજ નહિ, ॥ ૩ ॥

अहेय मनुपादेय मनादेय मनाश्रयम् ।
एकमेवा द्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ४ ॥

**ભાવાર્થઃ**—છોડી શકાય નહિ એવું, પ્રાપ્ત કરી શકાય નહિ એવું, વિષયો રહિત અને આધાર રહિત બ્રહ્મ એકજ છે. અને અદ્વિતીય છે. અહીં નોખું નોખું કાંઈ છેજ નહીં. ॥ ૪ ॥

निर्गुणं निष्कलं सूक्ष्मं निर्विकल्पं निरंजनम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ५ ॥

**ભાવાર્થઃ**—નિર્ગુણ, કલારહિત, સુક્ષ્મ, વિકલ્પરહિત-નિરંજન બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં જુદું જુદું કાંઈ છેજ નહીં ॥ ૫ ॥

**अनिरूप्यस्वरूपं यन्मनोवाचा मगोचरम् ।**
**एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ६ ॥**

ભાવાર્થ:—મનવાણીથી અગોચર હોવાને લઇ જેનાં સ્વરૂપનું નિરૂપણુ થઇ શકતું નથી તેવું બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. આંહીં જુદું જુદું કાંઇ છેજ નહિં ॥ ૬ ॥

**सत्समृद्धं स्वतः सिद्धं शुद्धं बुद्ध मनीदृशम् ।**
**एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥ ७ ॥**

ભાવાર્થ:—સત્ય, પરિપૂર્ણ, સ્વતઃસિદ્ધ, શુદ્ધ, જ્ઞાનરૂપ, અનુપમેય બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે, આંહીં જુદું જુદું કાંઈ છેજ નહીં. ૭

**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं तज्ज्ञानं ज्ञानमुच्यते**
**विज्ञानं चोभयो रैक्यं क्षेत्रज्ञ परमात्मनोः ॥ ४४ ॥**

ભાવાર્થઃ—ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને જીવ પરમાત્માની ઐકયતાનું જે જ્ઞાન તે વિજ્ઞાન કહે-વાય છે. ॥ ૪૪ ॥

### विवेचन.

દ્દષ્ટા અને દ્દશ્યના ભાવવાળું જે દ્દષ્ટારૂપે આત્માનું જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને નિઃશેષ પ્રપંચનો અપવાદ થયા પછી, ચેતન ચેતનનો ભેદ અવાસ્તવીક હોવાથી ચેતનનો અભેદ સમજાય છે તે વિજ્ઞાન કહેવાય છે.

**परोक्षं शास्त्रजं ज्ञानं विज्ञानं चात्मदर्शनम् ।**
**आत्मनोब्रह्मणः सम्यगुपाधि द्वयवर्जितम् ॥ ४५ ॥**

**ભાવાર્થ:**—શાસ્ત્રજન્ય જે જ્ઞાન તે જ્ઞાન પરોક્ષ જ્ઞાન કહેવાય છે અને જીવ ઈશ્વરની ઉપાધિ ત્યાગ થયા પછી તે ઉભયની એકતારૂપ જ્ઞાન અર્થાત્ આત્મ સાક્ષાત્કાર તે વિજ્ઞાન ( અપરોક્ષ જ્ઞાન ) કહેવાય છે. ॥ ૪૫ ॥

### विवेचन.

જેમ કોઇ સાકર ગળી છે એમ કહે અને તેના કહેવા માત્રથી સાકરનાં ગળપણનું જ્ઞાન તે પરોક્ષ જ્ઞાન છે અર્થાત્ શાસ્ત્રમાંથી પરોક્ષજ્ઞાન પ્રાપ્ત થાય છે એટલે કે જીવ બ્રહ્મનો અભેદ છે એમ શ્રવણ માત્રથી શ્રદ્ધા થાય તે જ્ઞાન પરોક્ષજ્ઞાન કહેવાય છે પરંતુ સર્વજ્ઞત્વાદિ તથા અલ્પજ્ઞત્વાદિ વાચ્ય ઉપાધિનો ત્યાગ થયા પછી વેદાંતના **तत्त्वमसि** આદિ મહાવાક્યમાં **तत्पद त्वंपद** લક્ષ્યાર્થ ઇશ્વર અને જીવ ચેતનની જે **असि** પદમાં અભેદતા સમજાય છે એટલે કે આત્મસાક્ષાત્કાર થાય છે તે જ્ઞાન જેમ સાકરનો સ્વાદ લીધા પછી તેને ગળી છે એમ કહેવા બરોબર હોવાથી વિજ્ઞાન એટલે અપરોક્ષજ્ઞાન કહેવાય છે.

**त्वमर्थ विषयं ज्ञानं विज्ञानं तत्पदाश्रयम् ।**
**पदयो रैक्यबोधस्तु ज्ञान विज्ञान संज्ञकम् ॥ ४६ ॥**

**ભાવાર્થ:**—(तत्त्वमसि)'એ વાકયમાં **त्वं** પદના અર્થને વિષય કરનારૂં જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને **तत्पद** ના અર્થને વિષય

કરનારૂં જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે. तत्त्वम् એ ઉભયપદનાં એકપણાંનો જે બોધ તે તો ज्ञानविज्ञान કહેવાય છે. ॥ ૪૬ ॥

## विवेचन.

'તે તું છે, એ મહાવાક્યમાં 'તું, પદનો લક્ષ્યાર્થ ચેતન જે જીવ છે તેને વિષય કરનારૂં જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને 'તે' પદનો લક્ષ્યાર્થ ચેતના જે ઇશ્વર તેને વિષય કરનારૂં જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે. 'છે, પદમાં' તું તે, એ ઉભય પદના લક્ષ્યાર્થ ચેતન જીવ ઇશ્વરનાં ઐક્યપણાંનો જે બોધ થાય છે તે જ્ઞાનવિજ્ઞાન એ નામે ઓળખાય છે.

**आत्मानात्म विवेकस्य ज्ञान माहुर्मनीषिणः ।**
**अज्ञानं चान्यथा लोके विज्ञानं तन्मयं जगत् ॥ ४७ ॥**

**ભાવાર્થ:**—આત્મા અને અનાત્માના વિવેકને પ્રાજ્ઞપુરૂષો જ્ઞાન કહે છે. અને લોકમાં અન્યથા જ્ઞાન તે અજ્ઞાન કહેવાય છે. જગત્‌ને બ્રહ્મમય જાણવું તે વિજ્ઞાન કહેવાય છે. ॥ ૪૭ ॥

## विवेचन.

જડ ચેતનનો વેદાંતની પ્રક્રિયાઓ વડે કરીને જે વિવેક થાય છે તે વિવેકને બુદ્ધિમાનો જ્ઞાન કહે છે અને ચાર્વાકાદિ જે વિવેકભ્રષ્ટ મંદભાગી પુરૂષો છે તેઓની દેહાત્મબુદ્ધિ, પ્રાણાત્મબુદ્ધિ, ઇંદ્રિયાત્મબુદ્ધિ અને વિજ્ઞાનાત્મબુદ્ધિ એ લોકમાં અજ્ઞાન કહેવાય છે. જેમ્ લાકડાંના હાથીમાં બાળકની બુદ્ધિ હાથીની અને સમજુ મનુષ્યની કાષ્ટની બુદ્ધિ હોય છે તેમ બ્રહ્મના વિવર્ત જગત્‌માં જ્ઞાનીની બ્રહ્મ બુદ્ધિ અને અજ્ઞાનીની જગત્ બુદ્ધિ હોય છે.

રજ્જુમાં ભ્રાંતિમાત્ર સર્પ જેમ રજ્જુથી અન્ય સત્તાવાળો નથી તેમ બ્રહ્મમાં વિવર્તરૂપે પ્રતીત થતું વિશ્વ બ્રહ્મથી અન્ય નથી એ પ્રકારના નિશ્ચયવડે પ્રપંચનો નિઃશેષ લય થયા પછી બ્રહ્મવેત્તાઓની બ્રહ્મ અને વિશ્વમાં જે અભેદ બુદ્ધિ થાય છે તે વિજ્ઞાન કહેવાય છે. )

**अन्वय व्यति रेकाभ्यां सर्वत्रैकं प्रपश्याति ।**
**यत्तत्तु वृत्तिजं ज्ञानं विज्ञानं ज्ञानमात्रकम् ॥ ४८ ॥**

**ભાવાર્થ:**—જે જ્ઞાન અન્વય વ્યતિરેક વડે સર્વત્ર એકને જુએ છે તે જ્ઞાન વૃત્તિથી ઉપજેલું કહેવાય છે અને જે કેવળ જ્ઞાન છે તે તો વિજ્ઞાનરૂપ છે.

### विवेचन.

અન્વય અને વ્યતિકરેવડે કરીને દ્વૈતની જે અપ્રતીતિનો અનુભવ વિદ્વાન પુરૂષોને થાય છે તે અનુભવજ્ઞાન વૃત્તિજન્ય હોવાથી જ્ઞાન કહેવાય છે પરંતુ પ્રપંચનો નિઃશેષ લય થયા પછી વિધિનિષેધ રહીત જે કેવળ જ્ઞાન થાય છે તે જ્ઞાન વિજ્ઞાનરૂપ કહેવાય છે.

**अज्ञान ध्वसकं ज्ञानं विज्ञानं चोभयात्मकम् ।**
**ज्ञानविज्ञान निष्ठेयं तत् सद्ब्रह्मणि चार्पितम् ॥ ४९ ॥**

**ભાવાર્થ:**—અજ્ઞાનને નિવૃત્તિ કરનાર જ્ઞાન છે, અને ઉભયરૂપ વિજ્ઞાન છે. આ જ્ઞાનવિજ્ઞાનની નિષ્ઠા સદરૂપ બ્રહ્મમાં અર્પિત છે. ॥ ૪૯ ॥

## विवेचन.

સામાન્ય જ્ઞાન અજ્ઞાનનું વિરોધી ન હોવાથી ગુરૂદ્વારા મહાવાક્યજન્ય આત્મતત્ત્વનું વિશેષ જ્ઞાન દેહાધ્યાસરૂપ અવિદ્યાનું નિવારણ કરે છે. જેમ સામાન્ય અગ્નિથી પાકની સિદ્ધિ થતી નથી પરંતુ દીપાદિક—દીવાસળી વિગેરેથી પ્રકાશ અને પાકની સિદ્ધિ આદિ કાર્ય થઇ શકે છે તેમ વિશેષ જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતી હોવાથી તે જ્ઞાન અજ્ઞાનનું ધ્વંસક છે. વિશેષ જ્ઞાન અને અજ્ઞાન એ ઉભયનું સ્વરૂપ વિજ્ઞાન હોવાથી જ્ઞાન વિજ્ઞાનની કલ્પના બ્રહ્મમાંજ અર્પાય છે.

**भोक्ता सत्त्वगुणः शुद्धो भोगानां साधनं रजः ।**
**भोग्यं तमोगुणं प्राहु रात्मा चैषां प्रकाशकः ॥ ५० ॥**

ભાવાર્થઃ—શુદ્ધ સત્ત્વગુણ ભોકતા છે, રજોગુણ ભોગનું સાધન છે અને ભોગ્ય તમોગુણ છે અને એ ત્રણેનો પ્રકાશક આત્મા છે.

## विवेचन.

જે જે વિષયો ભોગવાય છે તે વિષયોનો ભોક્તા આત્મા નહીં પણ સત્ત્વગુણ ( બુદ્ધિ ) ભોક્તા છે, અને રજોગુણનાં કાર્યરૂપ ઇંદ્રિયોથી ભોગો ભોગવાય છે તેથી રજોગુણ સાધનરૂપ છે અને જે ભોગવવાના પદાર્થ છે તે તમોગુણ અર્થાત્ અવિદ્યાના પરિણામ હોવાથી તમોગુણને ભોગ્યરૂપ કહ્યો છે. પરંતુ આત્મા ગુણત્રય વિર્નિર્મીત ત્રણે અવસ્થાનો તથા ત્રણે ગુણોનો પ્રકાશક દ્રષ્ટા ચેતન કહેવાય છે.

**ब्रह्माध्ययन संयुक्तो ब्रह्मचर्यरतः सदा ।**
**सर्वं ब्रह्मेति यो वेद ब्रह्मचारी सं उच्यते ॥ ५१ ॥**

ભાવાર્થ:—જે વેદાધ્યયન યુક્ત છે, જેને બ્રહ્મચર્યમાં પ્રેમ છે અને સર્વ બ્રહ્મ છે એમ જાણે છે તેજ બ્રહ્મચારી છે.

## विवेचन.

જે શ્રુતિના કર્મકાંડ, ઉપાસનાકાંડ અને જ્ઞાનકાંડનો આશય બરાબર સમજે છે અને તેને લઇને સત્ય વસ્તુ જે બ્રહ્મ તે તરફ ચિત્તની વૃત્તિ રાખી વિષયાદિનું અનુસંધાન છોડી દઇ ‘ આ સઘળું બ્રહ્મજ છે, એમ સમજે છે તે પુરૂષ ખરેખરો બ્રહ્મચારી કહેવાય છે.

**गृहस्थो गुणमध्यस्थः शरीरं गृहमुच्यते ।**
**गुणाः कुर्वंति कर्माणि नाहं कर्तेति बुद्धिमान् ॥ ५२ ॥**

ભાવાર્થ:—ગુણોમાં મધ્યસ્થ રહે છે તે ગૃહસ્થ છે. શરીર ગૃહ કહેવાય છે. ગુણો કર્મો કરે છે અને હું કર્તા નથી એમ બુદ્ધિમાન માને છે. ॥ ૫૨ ॥

## विवेचन.

ત્રણે ગુણનો સાક્ષિ જે આત્મા છે તે ગૃહસ્થના નામથી સમજી લેવો અને શરીર છે તે આત્માને નિવાસ કરવાનું મંદીર જાણવું. જે જે કર્મની પ્રવૃત્તિ થાય છે તે તમામ પ્રવૃત્તિ ગુણોથીજ થાય છે તેથી તે ગુણોનાં કાર્યનાં ફળનો ભોગ ગુણોજ કરે છે જેથી તટસ્થ જે આત્મા તે કર્ત્તા ભોક્તા નથી ઇત્યાદિ કથનથી ભગવત્પાદ ઇતર વાદિઓનાં અજ્ઞાનનું નિવારણ કરે છે.

**किमुग्रैश्च तपोभिश्च यस्य ज्ञानमयं तपः ।**
**हर्षामर्ष विनिर्मुक्तो 'वानप्रस्थः सउच्यते ॥ ५३ ॥**

ભાવાર્થઃ—જેને જ્ઞાનમય તપ છે તેને ઉગ્ર તપોવડે શું પ્રયોજન છે? કાંઈ નથી, જે હર્ષ તથા ઇર્ષાથી રહિત છે તે વાનપ્રસ્થ કહેવાય છે.

### विवेचन.

જેણે જીવબ્રહ્મની એકતારૂપ જ્ઞાનથી સ્વર્ગાદિ નશ્વર ભોગોની અનિચ્છા બતાવી કેવળ આત્મ સ્વરૂપ પ્રાપ્તિ નિમિતે અનેક પ્રકારનાં જ્ઞાનનો સંચય કર્યો છે તેને સ્વર્ગાદિની પ્રાપ્તિ માટે ઉગ્ર તપાદિકનું સકામ ભાવનાથી આચરણ કરવું શું જરૂરતું છે? હૃદયશુદ્ધિ અર્થે શ્રુતિ પ્રતિપાદિત કર્મ ઉપાસના આદિની નિષ્કામ પ્રવૃત્તિ તે ભલે કરે પણ અન્ય ઉગ્ર અસહ્ય તપોની તેને જરૂર કેમ હોય? આવો પુરૂપ તો હર્ષશોક રહિત ચિત્તવાળો હોવાથી ખરેખરો વાનપ્રસ્થ છે.

**सदाचारमिमं नित्यं येच संदधते बुधाः ।**
**संसारसागराच्छीघ्रं मुच्यंते नात्र संशयः ॥ ५४ ॥**

ભાવાર્થઃ—જે વિવેકી સજ્જનો આ સદાચાર સ્તોત્રને નિત્ય વિચારે છે તે સંસારસાગરને શીઘ્ર તરી જાય છે એમાં શંકા નથી.

### विवेचन.

બ્રહ્મ કે જે સત્ય વસ્તુ છે તે આ સ્તોત્રનો મુખ્ય લક્ષ્ય વિષય હોવાથી '**ब्रह्मविद् ब्रह्मैव भवति,** એ ન્યાય મુજબ આ સ્તોત્રના અંતઃસ્તમ પ્રદેશમાં ઉતરી જે સ્વસ્વરૂપ પ્રાપ્તિ અર્થે કોઈ બ્રહ્મવેત્તાનાં શરણદ્વારા વિચાર કરે તો તે અવશ્ય આ ભૌતીક પ્રપંચનો નિઃશેષ લય કરી સ્વસ્વરૂપે સ્થિતિ પામે એમાં આશ્ચર્ય નથી જેથી ભગવત્પાદ આ સ્તોત્રનું માહાત્મ્ય અન્ય

સ્તોત્રોની જેમ સ્વર્ગાદિ નશ્વર ફળને આપવામાં નથી પરંતુ અખંડ અવિનાશી પરબ્રહ્મની પ્રાપ્તિમાં છે એ સુચવે છે. ખરેખર આ સ્તોત્ર યથાર્થરીતે સમજવામાં આવ્યું હોય તો તે પ્રકરણ ગ્રંથ છતાં બ્રહ્મસુત્ર જેટલો બોધ આપી ઉત્તમ અધિકારીને આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવવામાં સંપૂર્ણ અંશે સમર્થ છે. अस्तु ! अस्तु !!

॥ इति श्रीमच्छंकराचार्य विरचितं सदाचार स्तोत्रं संपूर्ण. ॥

॥ આ પ્રમાણે શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત સદાચાર સ્તોત્રનું ભાષાંતર સંપૂર્ણ. ॥

॥ श्रीशंकराचार्य विरचितः ॥

# ॥ तत्त्वबोधः ॥

**वासुदेवेन्द्र योगीन्द्रं नत्वा ज्ञानप्रदं गुरुम् ।**
**मुमुक्षूणां हितार्थाय तत्त्वबोधोऽभिधीयते ॥ १ ॥**

પ્રારંભ કરેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિને માટે તથા શિષ્યોની શિક્ષાને માટે વાસુદેવનાં સ્મરણરૂપ અને વાસુદેવ નામના પોતાના ગુરૂને નમસ્કારરૂપ મંગળ કરતાં ગ્રંથકાર ગ્રંથની શરૂઆતની પ્રતિજ્ઞા કરે છે.

**ભાવાર્થ**—જ્ઞાન આપનારા વાસુદેવરૂપ યોગીન્દ્ર ગુરૂદેવને પ્રણામ કરીને મુમુક્ષુઓનાં આત્યાંતિક કલ્યાણને વાસ્તે તત્વબોધનું વિધાન કરવામાં આવે છે. ॥ ૧ ॥

## विवेचन.

આચાર્ય ભગવાન્ આ પ્રથમ શ્લોકમાં ગુરૂદેવને નમસ્કારપૂર્વક જીજ્ઞાસુજનોનાં મોક્ષ કલ્યાણને વાસ્તે આ 'તત્ત્વબોધ' નામનાં પ્રકરણનું વિધાન કરે છે. જે વિચારના પ્રકારથી આત્માનું સ્વરૂપ ઓળખાય છે તે વિચારને તત્વબોધ કહેવામાં આવે છે. ગુરૂ વાસુદેવરૂપ છે કારણ કે જેમાં પ્રાણી વસે તે **વાસુ** અને જે સમગ્રને પ્રકાશે તે **દેવ** કહેવાય. સર્વ જીવના આશ્રયરૂપ અને સંપૂર્ણ જગતના પ્રકાશક બ્રહ્મરૂપ ગુરૂદેવ હોવાથી તેનેજ પ્રણામપૂર્વક આચાર્ય ભગવાન આ પ્રકરણનો પ્રારંભ કરે છે. ગુરૂ ગીતામાં લખ્યું છે કેઃ—

**नित्यं शुद्धं निराभासं निराकार निरंजनम् ।**
**नित्यबोधं चिदानंदं गुरुं ब्रह्म नमाम्यहम् ॥ १ ॥**
**गूढा विद्या योगमाया देह मज्ञान संभवम् ।**
**उदयं स्वप्रकाशेन गुरु शब्देन कथ्यते ॥ २ ॥**

નિત્યશુદ્ધ, આભાસ રહિત, નિરાકાર, નિર્મળ અને નિત્યબોધરૂપ ચિદાનંદ બ્રહ્મરૂપ જે ગુરૂ છે તેનેજ પ્રણામ કરૂં છું. જે ગૂઢ વિદ્યા છે તેજ યોગમાયા છે અને આ દેહ છે તે અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે. આ દેહમાં સ્વપ્રકાશ ચૈતન્યનો જે ઉદય થાય છે તે ઉદય ગુરૂદેવનો વાચક છે અર્થાત્ તાત્પર્ય એ છે કે પરબ્રહ્મરૂપ યોગીજનોના પ્રભુ અને જ્ઞાનનાં આપનારા વાસુદેવેન્દ્ર ગુરૂ

છે, તેને નમસ્કાર કર્યા પછી આ સંસારરૂપ દુઃખની આત્યાંતિક નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુ જીવોના નિઃશ્રેયસાભ્યુદયને માટે આ તત્વબોધનું ઉત્તમ પ્રકરણ ભગવાન શંકરાચાર્ય પ્રારંભે છે.

**साधन चतुष्टय संपन्नाऽधिकारिणां मोक्ष साधन भूतं तत्त्व विवेक प्रकारं वक्ष्यामः ॥**

**ભાવાર્થ**:—મોક્ષનાં ચારે સાધનવાળો જે અધિકારી જીવ છે તેને મોક્ષ સિદ્ધિના હેતુરૂપ તત્વના વિવેકનો (જડ ચૈતન્યનું પૃથક્ જ્ઞાન) પ્રકાર કહીએ છીએ.

### विवेचन.

પૃથ્વી, જળ, તેજ વાયુ અને આકાશ એ પંચ મહાભૂતમાં અભેદરૂપ (એક) પ્રતીત થતું સચ્ચિદાનંદ બ્રહ્મ કે જે જગતનું અભિન્ન નિમિત્ત ઉપાદન કારણ છે તે તત્વોની એક્તાવડે કરીને જીવ ભાવને પામી જાય છે; તે બ્રહ્મનું પંચભૂતથી પૃથક્જ્ઞાન જે પ્રકારે કરીને થાય છે તે પ્રકાર આચાર્ય ભગવાન બતાવે છે.

**साधन चतुष्टयं किम् ॥ नित्यानित्य वस्तु विवेकः॥१॥ इहा मुत्रार्थ फलभोग विरागः शमादि षट् संपत्ति मुमुक्षुत्वं चेति ॥**

**ભાવાર્થ**:—આ તત્વબોધનાં પ્રકરણમાં આચાર્ય ભગવાન શંકરાચાર્યજીએ પ્રશ્નોત્તરરૂપે રચના કરી હોવાથી તે પદ્ધતિપૂર્વક અર્થનું નિરૂપણ કરવામાં આવે છે.

પ્રશ્ન—ચાર સાધન મોક્ષનાં ક્યાં ક્યાં છે ?

ઉત્તર—નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક એટલે તે બંનેનું પૃથક્ જ્ઞાન જે થાય છે તે પ્રથમ સાધન છે. આ લોક પરલોકના પદાર્થો કે ફળમાં વિરાગ બુદ્ધિ એટલે તેઓનો ત્યાગ એ દ્વિતીય સાધન છે. શમ આદિ છ પદાર્થની સંપત્તિ (સિદ્ધિ) એ તૃતીય સાધન છે. અને મોક્ષની ઇચ્છા એટલે મુમુક્ષુતા એ ચોથું સાધન છે. આ ચારે સાધનો મોક્ષનાં હેતુરૂપ છે.

नित्या नित्य वस्तु विवेकः कः । नित्य वस्त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यम् । अयमेव नित्या नित्य वस्तु विवेकः ॥

## विवेचन.

પ્રશ્ન૦—નિત્ય અનિત્ય વસ્તુનો વિવેક કોને કહેવો ?

ઉત્તર૦—નિત્ય (સત્ય) વસ્તુરૂપ એકજ બ્રહ્મ છે અને એ બ્રહ્મથી વ્યતિરિક્ત એટલે જુદું સંપૂર્ણ જગત્ અનિત્ય (મિથ્યા કે અસત્) છે. એવું જે જ્ઞાન તે નિત્યાનિત્ય વસ્તુનો વિવેક કહેવાય છે. આ વિવેક સર્વ સાધનોમાં પ્રધાન છે કારણ કે વિવેક વિના અન્ય સાધનોમાં પ્રવૃત્તિ થવી અશક્ય છે. દેહ તથા આત્માના વિવેકથીજ દેહમાં થતી આત્મબુદ્ધિ મટી જાય છે અને સંસારની અનિત્યતા સમજાતાં સાધકને સ્વતઃ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

विरागः कः । इह स्वर्ग भोगेषु इच्छा राहित्यम् ॥

પ્રશ્ન૦—વિરાગ કોને કહેવો ?

ઉત્તર૦—આ લોક પરલોકના ભોગની ઇચ્છાનો ત્યાગ એટલે હૃદયમાં એ બન્ને લોકના ભોગની વાસનાનો ઉદય ન થાય તેને વૈરાગ્ય કહે છે. સ્વર્ગાદિ લોકના ભોગો પણ પરીણામે નાશવંત છે, કારણ કે **क्षीणे पुण्ये मृत्यु-लोके विशंति** પુણ્યનો ક્ષય થતાં મૃત્યુલોકમાં પતન થતું હોવાથી સ્વર્ગનું સુખ પણ નાશવંત છે. આ પ્રકારે સમજાતાં કેવળ નિત્ય —અવિનાશી આત્મસુખની ઇચ્છા અને અન્ય નશ્વર સ્વર્ગાદિમાં અનિચ્છા તેનું નામ વિરાગ છે. અપરોક્ષાનુભૂતિમાં શંકર કહે છે કેઃ—

**ब्रह्मादि स्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ।**
**यथैव काग विष्ठायां वैराग्यं तद्धि निर्मलम् ४ अ.४**

**ભાવાર્થ**ઃ—જેમ કોઈને કાગડાની વિષ્ટાને ગ્રહણ કરવાની ઇચ્છા થતી નથી, તેમજ સત્ય લોકથી તે મનુષ્ય લોક સુધીનાં સઘળાં વિષય ભોગનાં સાધનો વિષે; તે બધાં કર્મ જન્ય હોવાથી તેઓ અનિત્ય છે, એમ જાણીને તેની ઇચ્છા ન થવી તેને નિર્મળ વૈરાગ્ય કહે છે.

**शमादि साधन संपत्तिः का । शमो दमः उपर-मस्तितिक्षा श्रद्धासमाधानं चेति ॥**

પ્રશ્ન૦—શમાદિ ૭ સાધનની સંપત્તિ કોને કહીયે ?

ઉત્તર૦—શમ, દમ, ઉપરામ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ ૭ સંપત્તિ કહેવાયછે.

આ ઉપર એક પ્રસ્તાવીક દોહો છે કેઃ—

શમ, દમ, શ્રદ્ધા તીસરી, સમાધાન શુભ નામ.
ઉપરતિ તિતિક્ષા છ કહે, ષટ સંપત્ ધિમાન.

॥ शमः कः । मनोनिग्रहः ॥ दमः कः । चक्षुरादि बाह्येन्द्रिय निग्रहः ॥ उपरमः कः । स्वधर्मानुष्ठानमेव ॥ तितिक्षा का । शीतोष्ण सुख दुःखादि सहिष्णुत्वम् ॥ श्रद्धा कीदृशी । गुरु वेदांत वाक्यादिषु विश्वासः श्रद्धा ॥ समाधानं किम् । चित्तैकाग्रता ॥

પ્રશ્ન૦—શમ શું ?

ઉત્તર—મનનો નિગ્રહ કરવો એટલે મનને વશ કરવું તે શમ છે.

પ્રશ્ન૦—દમ શું ?

ઉત્તર૦—નેત્ર આદિ બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ દમ કહેવાય છે.

પ્રશ્ન૦—ઉપરમ કેને કહીયે ?

ઉત્તર૦—સ્વધર્મનું અનુષ્ટાન એજ ઉપરમ છે. આ સ્થળમાં સ્વધર્માનુષ્ઠાન એટલે કે સ્વધર્મમાં તત્પર રહી શબ્દ, સ્પર્શ આદિ સંપૂર્ણ વિષયોથી ચિત્તની નિવૃત્તિપૂર્વક સકળ લૌકિક વ્યવહારમાં ઉદાસીન વૃત્તિ રાખી કેવળ અંતરાત્માના વિચારમાં વૃત્તિને સ્થાપી દેવી તે ઉપરમ છે.

પ્રશ્ન—તિતિક્ષા શું છે ?

ઉત્તર—તાઢ, તાપ, સુખ દુઃખ, માનાપમાન આદિ દ્વંદ્વોનું ધીરજથી સહન કરવું એટલે કે પોતાની પ્રકૃતિને પ્રતિકુળ શીતાદિની પ્રાપ્તિના સમયમાં પણ ચિત્તની જે નિર્વિકાર સ્થિતિ રહે છે તે સ્થિતિને તિતિક્ષા કહે છે.

પ્રશ્ન—શ્રદ્ધા કેવા પ્રકારની હોઇ શકે ?

ઉત્તર—ગુરૂ અને વેદાંત વાક્યમાં જે યથાર્થ બુદ્ધિ એટલે વિશ્વાસ પ્રગટે છે તેને શ્રદ્ધા કહેવાય છે.

પ્રશ્ન—સમાધાન શું છે?

ઉત્તર—ચિત્તની એકાગ્રતાને સમાધાન કહેવાય છે. એટલે ગુરૂ અને વેદાંત વાક્યોનો એકાંત સ્થાનમાં એકાગ્ર બુદ્ધિથી વિચાર કરવો અગર તે તાત્પર્યનું કોઈ અધિકારીને શ્રવણ કરાવવું; તે ચિત્તની એકાગ્રતાને સમાધાન કહે છે. આ ષટ્ સંપત્ત નામનું મોક્ષનું ત્રીજું સાધન છે. ભાષ્યકાર ભગવાન શંકરાચાર્યે પોતાનાં અપરોક્ષાનુભૂતિ નામનાં પ્રકરણમાં કહ્યું છે કેઃ—

विषयेभ्यः परावृत्ति परमोपरति र्हिसा ।
सहनं सर्व दुःखानां तितिक्षा सा शुभामता ॥ ७ ॥
निगमाचार्य वाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ।
चित्तेकाग्र्यं तु सल्लक्ष्ये समाधान मिति स्मृतम् ॥८॥

( अर्थ स्पष्ट )

मुमुक्षुत्वंकिम् । मोक्षो मे भूयादितीच्छा ॥

પ્રશ્ન—મુમુક્ષુતા કોને કહેવાય?

ઉત્તર—સંસાર—દુઃખોની નિવૃત્તિપૂર્વક પરમાનંદ પ્રાપ્તિની જે ઇચ્છા થાય છે તેને મુમુક્ષુતા કહેવાય છે

ભગવાન વિવેક ચૂડામણિમાં કથે છે કેઃ—

अहंकारादि देहान्तान् बंधानज्ञान कल्पितान् ।
स्वस्वरुपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥वि. चू.॥

**ભાવાર્થ**:—અહંકારથી દેહ સુધીના જે બંધો અજ્ઞાનથી કલ્પાએલા છે તેઓને પોતાના સ્વરૂપના અવબોધથી મુકી દેવાની જે ઇચ્છા થાય છે તે મોક્ષની ઇચ્છા સમજવી.

## विवेचन.

મુમુક્ષુના એ મોક્ષનું ચતુર્થ સાધન છે.

આ પ્રમાણે આચાર્ય ભગવાન સાધન નિરૂપણથી આ પ્રકરણના અધિકારીને ઓળખાવી તત્વવિવેક બાબત આગળ શરૂ કરે છે. જીવ બ્રહ્મની ઐકયતાનો સંબંધ છે. મોક્ષ પ્રાપ્તિ પ્રયોજન છે.

**एतत्साधन चतुष्टयम् । ततस्तत्त्वाविवेकस्याधिकारिणो भवंति ॥ तत्त्वाविवेकः कः । आत्मा सत्यस्तदन्यत् सर्वं मिथ्येति ॥**

**ભાવાર્થ**:—આ ચાર મોક્ષનાં સાધન છે તેને સિદ્ધ કર્યા પછી મનુષ્ય તત્વવિવેકનો અધિકાર મેળવે છે એટલે કે આ ચારે સાધનના પ્રતાપથી તત્વથી પૃથક જે આત્મરૂપ છે તેને મનુષ્યો જાણી શકે છે. પ્રશ્નોતરથી ભગવાન કહે છે.

પ્રશ્ન—તત્વ વિવેક કોને કહીયે?

ઉત્તર—(જીવ ઇશ્વર) આત્મા સત્યરૂપ છે અને તેનાથી અન્ય જે નામ રૂપાત્મક જગત્ છે તે મિથ્યા છે એવો જે વિવેક થાય તેને તત્વ વિવેક કહીએ.

બ્રહ્મનાં સત્યપણાંનો અને જગત્‌નાં અસત્યપણાંનો નિશ્ચય જેના વડે

થાય છે તેને તત્વવિવેક કહે છે. સાંખ્યાદિ અનેક શાસ્ત્રોમાં સ્વરૂપાવબોધ માટે તત્વોનો પુનઃ પુનઃ વિવેક કહેલો છે તેથી ભગવાન પણ આત્યાંતિક કલ્યાણને પામવા સારૂં અત્યુત્તમ તત્વ વિવેકનો પ્રારંભ કરે છે.

आत्मा कः । स्थूल सूक्ष्म कारण शरीराद्व्यतिरिक्तः पंच कोशातीतः सन् अवस्थात्रयसाक्षी सच्चिदानंद स्वरुपः सन् यस्तिष्ठति स आत्मा ॥

પ્રશ્ન૦—આત્મા કોને કહેવાય ?

ઉત્તર૦—સ્થુલ—સુક્ષ્મ—કારણ એ ત્રણ શરીરથી જુદો, અથવા અન્નમય આદિ પાંચ કોશથી પર અને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનો દ્રષ્ટા સચ્ચિદાનંદ સ્વરૂપ એટલે જે શરીરની અંદર અને બહાર રહેલો છે તે આત્મા છે.

स्थूल शरीरं किम् । पंचीकृत पंच महाभूतैः कृतं सत्कर्म जन्यं सुख दुःखादि भोगायतनं शरीरम् अस्ति जायते वर्धते विपरिणमते अपक्षीयते विनश्यतीति षड्विकारवदेतत्स्थूल शरीरम् ॥

પ્રશ્ન૦—સ્થૂલ શરીર કેને કહીયે ?

ઉત્તર૦—પંચીકરણ કરાયેલાં પંચ મહાભૂતોથી ઉત્પન્ન પામતું અને સુખ દુઃખ આદિ ભોગનું સ્થાન એટલે જેમાં સ્થિતિ કરીને જીવાત્મા સુખદુઃખ ભોગવે છે અથવા તો જેની વર્ત્તમાનકાળમાં સ્થિતિ, માતાના ગર્ભથી ઉત્પત્તિ, વિપરિણામ એટલે ક્રમથી વધવા ઘટવાપણું, અપક્ષય એટલે

વૃદ્ધાવસ્થામાં થાકી જવાપણું, અને અંત અવસ્થામાં નાશની પ્રાપ્તિ એટલે નાશનું પામવાપણું એમ ષટ્પ્રકારની વિકારી સ્થિતિ છે તે સ્થૂલ શરીર કહેવાય છે. ૭ વિકારવાળું સ્થૂલ શરીર કહેવાય છે.

પ્રાસ્તાવિક દોહો છે કેઃ—

ષડ્વિકાર છે તનતણા, હું તેથી અવિકાર,
સાક્ષીરૂપે આતમા, એજ જ્ઞાન સુખસાર.

શરીરને ૭ વિકાર છે પરંતુ તેથી હું અવિકાર છું. હું સાક્ષીરૂપ આત્મા છું એવું જે દેહથી આત્માનું ભિન્ન સ્વરૂપ છે તેનું જ્ઞાન સમગ્ર સુખના હેતુરૂપ છે. સુક્ષ્મભૂતોથી શરીરાદિની ઉત્પત્તિ બરાબર ન થતી હોવાને લઇ તેઓને સ્થૂલ બનાવવાનો જે વિધિ તે પંચીકરણ કહેવાય છે. પંચીકરણનો અર્થ એટલોજ છે કેઃ—

## विवेचन.

પરમાત્માની ઇચ્છાશક્તિવડે કરીને એક એક ભૂતના બે બે ભાગ થયા. તે બે બે ભાગમાંથી સર્વ ભૂતોનો એક એક ભાગ જૂદો રહ્યો અને બાકીનો જે એક એક ભાગ તેઓના દરેકના ચાર ચાર ભાગ થઇને પોતપોતાનો અરધો અરધો ભાગ જે જુદો રહેલો છે તેને મુકીને. બીજા ચાર ભૂતના અરધા અરધા ભાગ સાથે પાંચભૂતોના પોતાના ચાર ચાર ભાગમાંથી એક એક ભાગનો જે મિલાપ તેનું નામ પંચીકરણ. જેનું પંચીકરણ થયું છે તેનું નામ પંચીકૃત પંચ મહાભૂત. આ પંચ મહાભૂતોનો બનેલો જે દેહ તે સ્થૂલ દેહ કહેવાય. સ્થૂલ દેહનાં પંચીકૃત પચીશ તત્ત્વો કહ્યાં છે. અસ્થિ, માંસ, નાડી, ત્વચા અને રોમ એ પૃથ્વીનાં પંચીકૃત તત્વો છે. શુક્ર શોણિત, લાળ, મુત્ર અને સ્વેદ એ જળનાં છે. ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા અને કાંતિ એ તેજનાં છે. ચલન, વલન, ધાવન પ્રસારણ અને આકુંચન એ વાયુનાં છે. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ આકાશનાં છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ એ પાંચ

પંચીકૃત ભૂતોનાં પાંચ પાંચ પંચીકૃત તત્વો મળી પચીસ તત્વનો સ્થુલ દેહ કહેવાય છે. પંચીકરણનો અત્યુત્તમ પ્રકાર પંચીકરણ સટીક નામના ગુર્જર ભાષાના ગ્રંથમાં પ્રસિદ્ધ હોવાથી આ સ્થળમાં આટલુંજ બસ છે. સારાંશમાં સમજવાનું એટલુંજ છે કે—આ પચીસ તત્વો પંચભૂતનું કાર્ય હોવાથી જડ-પરીણામી—વિકારી અને અસત્ય છે અને હું તેઓનો જાણવાવાળો દ્રષ્ટા નિર્વિ-કારી અસંગ આત્મા છું, પણ તે તત્વોના સમુદાય રૂપ હું સ્થૂલ દેહ નથી. પંચભૂતના તત્વોમાંથી અહંતા—મમતારૂપ અધ્યાસ મૂકી દેવો અને પોતાનું વાસ્તવીક રૂપ જે આત્મા છે તેને સમજી લેવું એજ ખરૂં કર્તવ્ય છે. પથ્થર, ઇંટ, લાકડાં, ચુનો વિગેરે એકત્ર થયાથી ઘર કહેવાય છે પણ તે બધાં જુદાં કરી નાંખતાં ઘર નામ જેમ સિદ્ધ થતું નથી તેમ આ દેહ પણ સત્ય છે એમ સિદ્ધ થઈ શકતું ન હોવાથી, તેને કલ્પના માત્ર સમજી તેનાં અભિમાનનો અનાદર કરી સ્વાત્મ સ્વરૂપમાંજ આદરપૂર્વક સ્થિતિ કરવા ઇચ્છા રાખવી જોઇએ. શંકર વાકયવૃત્તિમાં જુઓ શું કહે છે ?

घट द्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा ।
देहद्रष्टा तथा देहो नाहमित्यवधारयेत् ॥ १ ॥

ભાવાર્થ—જેમ ઘડાનો જોનારો ઘડાથી જુદો છે અને તે કોઈ પણ પ્રકારે ઘટરૂપ છે એમ કહેવામાં આવી શકતું નથી; તેમ દેહનો દ્રષ્ટા જે હું આત્મા, તે કદાપિ દેહરૂપ નથી એમ નિશ્ચય કરવો. જેમ ઘડો પંચભૂતનું કાર્ય છે તેમ દેહ પણ તેનુંજ કાર્ય છે. તથા જેમ ઘડો દ્રશ્ય અને જડ છે અને દેહ પણ તેવોજ છે માટે દેહનો દ્રષ્ટા હું જુદોજ છું. જન્માદિ વિકારો દેહના છે પરંતુ હું જે આત્મા છું તેના નથીજ. દેહનાં વિકારીપણાને લીધે આત્માનું વિકારીપણું સિદ્ધ થાય નહિં. જેમ

માટીમાંથી ઘડો થયો તેથી ઘડામાં જે આકાશ ( પોલાણ ) છે તે નવું થયું એમ ન કહેવાય. ઘડો તૈયાર થયા પછી ટીપી ટીપી વધારે છે, ઘડાને પકવ્યા પછી પરીણામ અવસ્થા થાય છે, અને ત્યાર પછી ફાટ અગર છિદ્ર પડવાથી ઘડાની વૃદ્ધ અવસ્થા થાય છે અને ફુટી ગયો એટલે ઘડો નાશ થયો એમ કહેવાય છે; પરંતુ ઘડામાંનું આકાશ તો એકે વિકારથી લેવાતું નથી. કારણ કે તે નિરવયવ, અસંગ અને નિર્લેપ છે. આ શરીર પણ જન્મે છે, વધે છે, જુવાન થાય છે, ઘરડું થાય છે અને મરે છે, પણ તેમાં રહેલો આત્મા તો નિરવયવ અસંગ અને નિર્લેપ હોવાથી આકાશની જેમ અવિકારી છે. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**न जायते म्रियते वा कदा चिन्नायं भूत्वा भविता वा न भूयः**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे॥**

( અર્થ સ્પષ્ટ છે.)

**ભાવાર્થઃ**—આ પ્રમાણે સ્થૂલ દેહનું લક્ષણ સમજવાનો ઉદ્દેશ તેનું જડ સ્વરૂપ સમજી પોતાનો તેમાં જે મિથ્યા મમત્વ ભાવ છે તેના ત્યાગપૂર્વક, સ્વાત્મરૂપ સમજવા અર્થેજ ભગવાને સુચવ્યો છે. સ્થૂલ દેહ મારો નથી અને હું તો તેનો દ્રષ્ટા આત્મા છું એવું જ્ઞાન થવા આત્મા અને સ્થૂલ દેહનો વિવેક ભગવત્પાદે આ પ્રકરણમાં બતાવ્યો છે. હવે સાધકને કદાચ શંકા થાય કે સ્થૂલ નહિ તો હું સુક્ષ્મ દેહ છું તેના સમાધાન અર્થે ભગવાન સુક્ષ્મદેહનું લક્ષણ કહે છે.

सूक्ष्म शरीरं किम् । अपंचीकृत पंच महाभूतैः कृतं सत्कर्मजन्यं सुख दुःखादि भोग साधनं पंच ज्ञाने-न्द्रियाणि पंच कर्मेन्द्रियाणि पंच प्राणादयः मनश्चैकं बुद्धिश्चैका एवं सप्तदश कलाभिः सह यत्तिष्ठति तत्सू-क्ष्म शरीरम् ॥

પ્રશ્ન—સુક્ષ્મ શરીર કોને કહીએ ?

ઉત્તર—અપંચીકૃત પંચમહાભૂતથી ઉત્પત્તિ પામતું, ઉત્તમ કર્મથી પેદા થતું અને સુખ દુઃખાદિ ભોગોનું સાધન એટલે કે પાંચ જ્ઞાનની ઇન્દ્રિય, પાંચ કર્મની ઇન્દ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એમ સત્તર તત્વોથી ઘડાયેલું સૂક્ષ્મ શરીર કહેવાય છે. અર્થાત્ આ સત્તર તત્ત્વોના સમૂહનું નામ સુક્ષ્મ શરીર છે.

## विवेचन.

આચાર્ય ભગવાને સ્થૂલ દેહથી આત્મા જૂદો છે એ વાત પુર્વે કહી બતાવી છે તેનો પુનઃ વિચાર કરવામાં આવે છે કેઃ—અતિ મલીનરૂપ વીર્ય અને રૂધિરથી પેદા થયેલો સ્થૂલ દેહ ભૌતિક છે. હાડકાં, માંસ, રૂધિર, મળ, મુત્ર, કફ આદિ અનેક અપવિત્ર પદાર્થોનો ભંડાર છે. આવો અશુચિરૂપ અ-સત્ જડ અને દુઃખરૂપ દેહ છે તે હું કેવા પ્રકારે હોઉં ? એમ નિશ્ચય થતાં મુમુક્ષુ વિચારે છે કે—દેહ તો દશ્ય છે અને હું દષ્ટા છું, તેથી હું સ્થૂલ દેહ તો અવશ્ય નથીજ. જ્યારે સ્થૂલ દેહ હું પોતે નથી ત્યારે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર જાતિ, બ્રહ્મચર્ય, ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો, મારામાં કદી પણ હોય જ નહિં કારણ કે તે તો દેહના છે.

આ પ્રમાણે અનુભવપૂર્વક હું સ્થૂલ શરીરનો જોનારો આત્મા છું એમ હું જાણું છું તોપણ સ્થૂલ દેહની અંદર જે સુક્ષ્મ દેહ છે તે કદાચ મારૂં સ્વરૂપ હોય તો? કારણ કે જે વ્યવહાર—જવું, આવવું, સાંભળવું વિગેરે સ્થુલ દેહથી થાય છે તે તમામ સુક્ષ્મ શરીરના આધારથીજ થઇ શકે છે, કેમકે આંખ જુએ છે, કાન સાંભળે છે, નાક સુંઘે છે, વાણી બોલે છે, ત્વચા સ્પર્શ કરે છે ઇત્યાદિ ક્રિયાને કરનારી ઇંદ્રિયો તો સુક્ષ્મ દેહની છે, જેથી સુક્ષ્મ આધારે સ્થૂલમાં ક્રિયા છે એ વાત બરાબર છે. સુક્ષ્મ દેહથીજ સ્થૂલ જીવે છે. કારણ પ્રાણો કે જે સુક્ષ્મ દેહનાં તત્વ છે તેના જવાથી સ્થૂલ દેહ તો જડવત્ થાય પણ છે. સ્થૂલ દેહમાં જ્યાં સુધી સુક્ષ્મ શરીર છે ત્યાં સુધી માતા પિતા, ભાઇ ભોજાઇ, બેન, ઇત્યાદિ સંબંધ રહે છે પરંતુ લીંગ શરીરના જવા પછી સ્થુલ શરીરનો તમામ સંબંધ સમાપ્ત થઇ તે શરીર કાગડા કુતરાંને યોગ્ય થાય છે. સુક્ષ્મદેહમાં હું બોલું છું, હું સાંભળું છું એમ અહં પ્રત્યય પણ દેખાતો હોવાથી સુક્ષ્મદેહ હું છું એમ મને જણાય છે. આ પ્રમાણે જીજ્ઞાસુને પોતાનું સુક્ષ્મદેહજ સ્વરૂપ છે અને સુક્ષ્મ દેહ છે તે, તે પોતેજ છે એવો વિપરીત અધ્યાસ જેમ સ્થૂલ દેહમાં થયો હતો તેમ થાય છે. તેનાં નિવારણાર્થેજ આચાર્ય ભગવાનને આત્માનો સુક્ષ્મ દેહથી વિવેક બતાવવા, સુક્ષ્મ દેહનાં તત્વાદિનું વિવેચન કરવું પડયું છે. સુક્ષ્મદેહનાં તત્વ સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન કરીએ તો તે બધાં મળી પચીશ થાય છે. અંતઃકરણ પંચક, જ્ઞાનેન્દ્રિય પંચક, કર્મેન્દ્રિય પંચક, પ્રાણ પંચક અને વિષય પંચક એમ પચીશની સંખ્યા થાય છે. આકાશ, વાયુ, તેજ, પાણી અને પૃથ્વી એ પંચ મહાભૂતોથી આ પચીશ તત્વ ક્રમે કરીને ઉત્પન્ન થયાં છે. વેદાંત શાસ્ત્રમાં ઘણે ઠેકાણે સુક્ષ્મદેહનાં તત્વોની ગણના ભિન્ન ભિન્ન કરી છે તેનો ઉદ્દેશ કોઇ સ્થળમાં કોઇ તત્વનો સમાવેશ થઇ જવાથીજ છે, બાકી ભેદતા નથી. જેમકે કોઇ ઠેકાણે મન, બુદ્ધિ, જ્ઞાન કર્મની ઇંદ્રિયો અને પ્રાણો મળી સત્તર તત્વનો સુક્ષ્મદેહ કહ્યો છે, કોઇ સ્થળે મન અને બુદ્ધિને એકજ માની સોળ તત્વનો કહ્યો છે, કોઇ ઠેકાણે સત્તર તત્વો તથા ચિત્ત અને અહં-

કાર એ વધારે કહીને ઓગણીશ તત્વનો કહ્યો છે અને કોઈ ઠેકાણે અષ્ટપુરીમાં સતાવીશ તત્વનો સુક્ષ્મ દેહ કહ્યો છે. જેમકે ભગવાન શંકરાચાર્ય પોતાનાં વિવેક ચૂડામણિ નામનાં પ્રકરણમાં કહે છે કેઃ—

**वागादि पञ्च श्रवणादि पञ्च प्राणादि पञ्चाभ्रमुखानि पञ्च ।**
**बुद्धयाद्य विद्यापि च कामकर्मणी पुर्यष्टकं सूक्ष्म शरीर माहुः**

**ભાવાર્થઃ**—વાણી આદિ પાંચ ઈંદ્રિયો, શ્રોત્ર આદિ પાંચ ઈંદ્રિયો, પ્રાણ આદિ પાંચ વાયુઓ, આકાશ આદિ પાંચ ભૂતો, અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ એ આઠ પુરીઓ મળીને સુક્ષ્મ શરીર કહેવાય છે ॥

## विवेचन.

સારાંશ એટલોજ છે કે તત્ત્વની ઓછી વધતી ગણના તરફ વાદવિવાદ નહિ કરતાં, તે તમામ તત્વો દૃશ્ય જડ અને વિકારી હોવાથી અનાત્મા છે અને હું આત્મા તેનો દૃષ્ટા છું એમ નિશ્ચયપૂર્વક જાણવું. જે પ્રક્રિયાથી આત્મા અસંગ, અજર, અમર, અક્રિય, સચ્ચિદાનંદ સ્વરૂપ સમજવામાં આવે તે પ્રક્રિયા ગમે તે શાસ્ત્રની હોય તોપણ માનવી. કોઇ સ્થળમાં કાર્ય કારણની એકતાથી અથવા તો ભિન્નતાથી તત્વોની ઓછી વધતી સંખ્યા કહી છે પણ તે તમામ તત્વો દૃશ્ય, અનાત્મા, પરીણામી અને જડ છે તેથી તેનો ત્યાગ કરવો અને તેનાથી જૂદો જે આત્મા છે તે પરીણામ રહિત, દૃષ્ટા, ચૈતન્ય સ્વરૂપ છે, તેનો અપરોક્ષ રીતે દૃઢ નિશ્ચય કરવો. આ પ્રમાણે સૂક્ષ્મ દેહ હું નથી એવો નિશ્ચય સુક્ષ્મ દેહનાં તત્વો અને અનાત્માના વિવેકથી થાય છે અને સાધક પોતાને કર્ત્તા ભોક્તા નથી એમ સમજે છે. કર્તા ભોક્તા ન હોવાથી સુખદુઃખાદિ સૂક્ષ્મ શરીરના ધર્મો છે પણ મારા આત્માના નથી એમ પણ તે સમજે છે. અંતઃકરણમાં સુખદુઃખ

થાય છે તેથી તેના ધર્મ છે, પણ હું આત્મા દ્રષ્ટા છું. બોલવું, હાલવું, ચાલવું લેવું, દેવું ઇત્યાદિ કર્મેન્દ્રિયોના ધર્મ હોવાથી મારા નથી. હું આત્મા અસંગ છું. ક્ષુધા, તૃષા પ્રાણના ધર્મ છે. આ પ્રમાણે જેમ ઘટ દ્રષ્ટા ઘટ નથી તેમ દેહ દ્રષ્ટા આત્મા સુક્ષ્મદેહ નથી. એવો નિશ્ચય થતાં જીજ્ઞાસુને શંકા થાય છે કે જ્યારે હું સ્થૂલ; સુક્ષ્મ શરીર નથી ત્યારે કારણ શરીર કદાચ હોઊં તો ? આ શંકાના નિવારણાર્થે ભાષ્યકાર ભગવાન કારણ દેહથી આત્માનું વિલક્ષણ-પણું જાણી લેવા, તે કારણ દેહ તથા આત્માના વિવેકનું નિરૂપણ કરે છે. કારણ શરીરનું નિરૂપણ કર્યાં પહેલાં ઇંદ્રિયાદિ વિષે ભગવાન વિવેચન કરે છે કે:—

**श्रोत्रं त्वक् चक्षुः रसना घ्राणम् इति पंच ज्ञानेन्द्रियाणि ॥ श्रोत्रस्य दिग्देवता । त्वचो वायुः । चक्षुषः सूर्यः । रसनायाः वरुणः । घ्राणस्य अश्विनौ इति ज्ञानेन्द्रिय देवताः ॥ श्रोत्रस्य विषयः शब्दग्रहणम् । त्वचो विषयः स्पर्श ग्रहणम् । चक्षुषोर्विषयः रूपग्रहणम् । रसनायाः विषयः रसग्रहणम् घ्राणस्य विषयः गंधग्रहणम् इति ॥**

**ભાવાર્થ:**—શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. આ પાંચ ઇંદ્રિયોમાં શ્રોત્ર એટલે કાનના દેવતા દિશા છે, ત્વચા એટલે ચામડીના દેવતા વાયુ છે, નેત્ર એટલે આંખના દેવતા સૂર્ય છે, રસના એટલે જીભના દેવતા વરૂણ છે, અને ઘ્રાણ એટલે નાકના દેવતા અશ્વનીકુમાર છે. આ પાંચ ઇન્દ્રિયોના જુદા જુદા વિષયો છે. જેમકે શબ્દનું ગ્રહણ કરવું તે કાનનો વિષય છે, સ્પર્શનું ગ્રહણ એટલે લાગણી

થવી તે ત્વચાનો વિષય છે, રૂપનું ગ્રહણ કરવું તે નેત્ર એટલે આંખનો વિષય છે, આમ્લાદિક રસોનું ગ્રહણ કરવું એટલે સ્વાદનું જ્ઞાન થવું એ જિહ્વા નામ જીભનો વિષય છે. ( સારી નરસી ) ગંધનું ગ્રહણ કરવું તે ઘ્રાણ એટલે નાકનો વિષય છે. આ પાંચે વિષયોને પાંચે ઇન્દ્રિયો તેના દેવતા સહીત ગ્રહણ કરે છે.

**वाक्पाणि पाद पायूपस्थानीति पंच कर्मेन्द्रियाणि॥ वाचो देवतावह्निः । हस्तयोरिंद्रः । पादयोर्विष्णुः । पायोर्मृत्युः । उपस्थस्य प्रजापतिः इति कर्मेन्द्रिय देवताः॥ वाचो विषय भाषणम् । पाण्योर्विषयः वस्तु ग्रहणम् । पादयोर्विषयः गमनम् । पायोर्विषयः मलत्यागः । उपस्थस्य विषयः आनंद इति.**

**ભાવાર્થ:**—વાણી, હાથ. પગ, ચરણ, ગુદા, લિંગ એ પાંચ કર્મેન્દ્રિયો કહેવાય છે. આ પાંચ ઇન્દ્રિયોમાં અગ્નિ વાણીના દેવતા છે, ઇન્દ્ર હાથના દેવતા છે, વિષ્ણુ પગના દેવતા છે, મૃત્યુ એટલે યમરાજ ગુદાના દેવતા છે, અને ઉપસ્થ એટલે શિશ્ન ઇન્દ્રિયના દેવતા પ્રજાપતિ છે. ભાષણ કરવું–બોલવું એ વાણીનો વિષય છે. વસ્તુઓનું ગ્રહણ કરવું એ હાથનો વિષય છે, હાલવું ચાલવું એ ચરણોનો વિષય છે, મળ ત્યાગ કરવો તે ગુદાનો વિષય છે અને વિષય ભોગનો આનંદ તે લીંગનો વિષય છે. આ પાંચે વિષયોને પોત પોતાના દેવતા સહીત પાંચે કર્મ ઇન્દ્રિયો ગ્રહણ કરે છે.

## વિવેચન.

જે પક્ષમાં સૂક્ષ્મ શરીરનાં પચીશ તત્ત્વો છે તે પક્ષમાં પાંચ વિષયો,

પાંચ પ્રાણુ, પાંચ જ્ઞાનની ઇન્દ્રિયો, પાંચ કર્મની ઇન્દ્રિયો અને પાંચ અંતઃકરણોનું ગ્રહણુ કર્યું છે. અંતઃકરણુ જોકે એક છે પરંતુ પોતાની ભિન્ન વૃત્તિને લીધે, તેના મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર એવા ભેદ પડે છે. દેહની અંદર જ્ઞાન સુખ આદિનું સાધનરૂપ કરણુ તેનું નામ અંતઃકરણુ. જે કાંઇ પણુ કામ કરવાનું પ્રથમ જે સ્ફુરણુ થાય છે તે સ્ફુરણુ અંતઃકરણુનું સ્વરૂપ છે. આ અંતઃકરણુના દેવતા વિષ્ણુ છે તેથી સ્ફુરણુ થાય છે. મન એટલે જે બાબતનું સ્ફુરણુ થાય છે તે બાબત નિશ્ચય કરી ક્રિયામાં મુકવી કે ન મુકવી એવો જે વિકલ્પ થાય છે તે. કહ્યું છે કે **संकल्प विकल्पात्मकं चितम्. चंद्रमा मनसो देवता** ચંદ્રમા મનના દેવતા છે, અને તેનાથીજ સંકલ્પ વિકલ્પ થાય છે. જે કામ કરવા ધાર્યું હોય તેનો નિશ્ચય કરનારી જે વૃત્તિ તે બુદ્ધિ. **निश्चयात्मिका बुद्धिः** બુદ્ધિ નિશ્ચયાત્મક છે. બુદ્ધિના બ્રહ્મા દેવતા છે, તેણે કરી નિશ્ચય થાય છે. કયા પ્રકારે કામ કરવામાં આવે તો તે સારૂં થાય એમ જે ચિંતવન કરે છે તેનું નામ **चित्त.** નારાયણ ચિત્તના દેવતા છે, તેણે કરી ચિત્ત સ્મરણુ કરે છે. કામ કરવામાં જે હું અભિમાનવાળી વૃત્તિ છે, તેજ અહંકાર છે. અહંકારના દેવતા રૂદ્ર છે તેણે કરી અભિમાન થાય છે. એકજ માણસ જેમ નોખી નોખી નોકરીથી નોખા નોખા નામથી જણાય છે તેમ અંતઃકરણુ એકજ છે છતાં અનેકરૂપે વૃત્તિભેદે જણાય છે. સારાંશ એટલો છે કે એ અંતઃકરણુ જડ છે અને તેનો દૃષ્ટા હું આત્મા અસંગ હોવાથી સુખ દુઃખાદિ જે અંતઃકરણુના ધર્મો છે તે મારા નથી એમ અનુભવપૂર્વક જાણવું એજ કર્તવ્યરૂપ છે.

વ્યાન, સમાન, ઉદાન, પ્રાણુ અને સમાન એ પાંચ પ્રાણુ કહેવાય છે. દેહમાં સાંધા વાળવા રૂપી ક્રિયા વ્યાન કરે છે, અને સર્વ સ્થળે શરીરમાં ફરે છે. શરીરમાં નાભિસ્થાનમાં સમાન વાયુ રહે છે. આપણે અન્ન જળ જે કાંઈ ખાનપાન કરીએ છીએ તેના પ્રથમ સ્થૂલ, મધ્યમ અને સૂક્ષ્મ એવા ત્રણુ ભેદ પડે છે. ઘણોજ સુક્ષ્મ ભાગ જે અન્નમાંથી થાય છે તે હૃદયપર આવી

પહોંચી મન બુદ્ધિને પુષ્ટિ આપે છે અને જળનો જે સૂક્ષ્મતર ભાગ થાય છે તે પ્રાણને પોષે છે. અન્ન તથા જળનો સ્થૂળ ભાગ મળ મુત્રરૂપે નિરર્થક ગુદા અને ઉપસ્થદ્વારા ચાલ્યો જાય છે પણ બાકીના અન્ન જળના મધ્યમ રસ રૂપી ભાગને સમાન વાયુ નાડી એટલે નસોદ્વારા શરીરમાં રોમરોમમાં પહોંચાડે છે અને તે રસનું પરીણામ રૂધિર અને માંસ છે કે જેનાથી કાયામાં પુષ્ટિ આવે છે. બધો તરફ શરીરમાં અન્ન જળનો રસરૂપ ભાગ ન પહોંચે તો પુષ્ટિ આવતી નથી. જેમ સારો માળી બગીચામાં કુવામાંથી પાણી કાઢી ધોરીયાદ્વારા સર્વત્ર પહોંચાડે છે તેમ આ શરીર રૂપી બાગમાં સમાન વાયુ રૂપી માળી અવયવ તથા રોમરૂપી વૃક્ષોને અન્ન જળના રસરૂપી પાણીને નાડીઓદ્વારા પહોંચાડી આખી શરીરની વાડીને ખીલતી રાખે છે. ત્રીજો ઉદાન નામનો પવન કંઠમાં રહે છે. અને અન્ન પાન જે ખાય છે પીવાય છે તેના ભિન્ન ભિન્ન વિભાગો કરવારૂપ ક્રિયા કરે છે. હિતા નામની નાડીમાં સ્વપ્ન તથા હેડકી આ પવન દેખાડે છે. પ્રાણ હૃદયમાં રહે છે અને રાત દિવસ મળીને ૨૧૬૦૦ શ્વાસોચ્છ્વાસરૂપી કર્મ કરે છે. અપાન વાયુ ગુદાસ્થાનમાં રહી મળત્યાગ કરાવે છે. આ પ્રાણો દૃશ્ય તથા જાણી શકાય તેવા હોવાથી તેનો દૃષ્ટાઆત્મા જે હું તે તેના ક્ષુધાતૃષાદિ ધર્મોમાં કેમ મારા છે તેવી મમત્વ બુદ્ધિ કરૂં. એ પ્રકારનો જે વિચાર છે તે કર્તવ્યરૂપ છે.

શબ્દ, સ્પર્શ, રૂપ. રસ અને ગંધ એ પાંચ વિષયો છે અને તે અનુક્રમે શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણના છે તેથી તે મારા નથી. હું આત્મા તો અવિકારી હોવાથી વિકારી વિષયોથી ભિન્ન છું એવો જે અનુભવપૂર્વક વિચાર છે તેજ પરમ કલ્યાણપ્રવૃત્તિ છે.

**कारण शरीरं किम् । अनिर्वाच्यानाद्यविद्यारूपं शरीर द्वयस्य कारणमात्रं सत्स्वस्वरूपाऽज्ञानं निर्विकल्परूपं यदस्ति तत्कारण शरीरम् ॥**

ભાવાર્થઃ—માયાને સાચી કે જુઠી કહી શકાતી નથી કારણ કે જુઠી કહીએ તો તેનાથી જગત્‌ની ઉત્પત્તિ ન બને અને સાચી કહીએ તો જ્ઞાનથી તેનો નાશ ન થઇ શકે. જેમ દોરડીમાં ભાસેલા ભ્રાંતિરૂપ સાપને મિથ્યા માનીએ તો તેનાથી ભયકંપાદિ ન બને અ સાચો માનીએ તો વિચારથી તેનો નાશ ન બની શકે. “ આ કારણથી માયાને કે તે સાપને સત્ય અસત્યથી વિલક્ષણ અનિર્વચનીયરૂપ માનવાં પડે છે” આ પ્રમાણે માયા અનિર્વચનીય છે એટલે કે તે સાચી પણ નથી અને જૂઠી પણ નથી પણ કેવળ ભાસમાત્ર છે એટલે કે જે માયા ઉત્પત્તિ રહિત અનાદિ, અવિદ્યા (અજ્ઞાન) રૂપ તેમજ સ્થુલ સુક્ષ્મ શરીરનાં બીજરૂપ છે. સ્વસ્વરૂપનું અજ્ઞાન કે જે નિર્વિકલ્પરૂપ માયા છે તેજ કારણ શરીર કહેવાય છે.

## विवेचन.

જેમ સ્થુલ સુક્ષ્મથી પોતાને ભિન્ન જાણે છે તેમ ત્રીજા કારણ દેહથી પણ પોતાને ભિન્ન જાણી શકે એ માટે ભગવત્પાદ કારણ દેહ અને આત્માના વિવેકનું નિરૂપણ થવા કારણ દેહના સ્વરૂપને ઓળખાવે છે. સ્થુલ સુક્ષ્મનું જે કારણ છે તેજ કારણ દેહ અવિદ્યારુપ કહેવાય છે. સ્થૂલ દેહ અને સુક્ષ્મદેહની અપેક્ષાથી ત્રીજો કારણ દેહ અજ્ઞાન રૂપ કહ્યો છે. અજ્ઞાનજ કારણદેહ છે એ બાબત શંકા થાય તો તેનું નિવારણ વિચાર કરવાથી થઇ શકે છે. સ્થુલ અને સુક્ષ્મ દેહ અજ્ઞાનનાં કાર્ય હોવાથી તેનું કારણ અજ્ઞાન પોતેજ કારણદેહરૂપ છે, જે પ્રકારે સ્થુલ અને સુક્ષ્મ દેહનો આત્મા દ્રષ્ટા છે તેજ પ્રમાણે કારણ દેહનો પણ દ્રષ્ટા છે. કોઇ જીજ્ઞાસુ શંકા કરે કે ‘ જેમ સ્થૂલ તથા સુક્ષ્મ દેહ તો તેનાં તત્વોની પ્રસિદ્ધપણે જાણ થતી હોવાથી દ્રસ્ય છે અને હું આત્મા દ્રષ્ટા છું તેમ કારણ દેહ-

રૂપ અજ્ઞાનનો પ્રસિદ્ધ અનુભવ થતો હોય તો તેના દ્રષ્ટારૂપે હું આત્મા છું એમ અનુભવ થાય." આ શંકા ઘટતી નથી કારણ કે ત્રણ પ્રકારથી અજ્ઞાન-રૂપ કારણ દેહનો અનુભવ થાય છે. "સ્થુલ તથા સુક્ષ્મ દેહને હું જાણું છુ પણ હું મને જાણતો નથી જે હું કોણ છું" એનું નામજ અજ્ઞાન છે. આવું કથન અજ્ઞાન સિવાય અન્યથા કેમ બની શકે? આ અજ્ઞાનનો તું દ્રષ્ટા છે એમ ગુરૂ શિષ્યને કહે છે તે બરાબર છે કારણ કે "હું મને નથી જાણતો" એમ બોલવું તે જ્ઞાનવિના બને નહિ અને "હું મને નથી જાણતો" એવું જેણે જાણ્યું છે, તેજ તું જ્ઞાનરૂપ છે. જ્ઞાનવિના આવા પ્રકારનું જા-ણવુ કે બોલવું બની શકેજ નહિ. જો તું જ્ઞાનરૂપ ન હોય ને અજ્ઞાની જડ-રૂપ હોય તો "હું મને નથી જાણતો" એવું કહેવું તારાથી બની શકેજ નહિ. માટીનો ઘડો જડ તથા જ્ઞાન વિનાનો હોવાથી "હું મને જાણતો નથી, એમ કોઇ દિવસ કહેતો નથી પણ તું તો તેમ કહે છે માટે 'હું મને નથી જા-ણતો, એ જે તારૂં કથન છે તે અજ્ઞાન છે અને એ અજ્ઞાન દ્રશ્ય છે અને તેનો તું દ્રષ્ટા છે. આ પ્રમાણે તું અજ્ઞાનરૂપ કારણ શરીરનો જ્ઞાતા હોવાથી તેથી તું જુદો અવિનાશી ચૈતન્ય આત્મા છે એમ સમજ. તું કદાચ એમ કહે કે, 'હું અજ્ઞાની છું" તો અજ્ઞાનને પ્રથમ દ્રશ્યરૂપે તે જાણ્યું છે અને ત્યાર પછી તેનો પોતામાં અધ્યારોપ કરી હું અજ્ઞાની છું એમ કહે છે તેથી પણ અજ્ઞાનને જાણવાવાળો તું આત્મા જુદો છે એ બાબત બરાબર સિદ્ધ થાય છે, તું કદાચ એમ કહે કે 'હું અજ્ઞાનથી જુદો નથી' તો હું અજ્ઞાની છું એમ તટસ્થપણે કહેવું બનેજ નહિ. આ મારૂં તું પોતે શરીર જાડું છે, પાતળું છે, ગોરૂં છે ઇત્યાદિ સ્થૂલ દેહના ધર્મોને જાણનારો આત્મા સ્થૂલ દેહથી જુદો છે એમ સિદ્ધ થાય છે છતાં હું જાડો છું, હું પાતળો છું એમ તું માની લે છે તેજ પ્રમાણે અજ્ઞાનને દ્રશ્યરૂપ જાણીને ભૂલથી તું 'હું અજ્ઞાની છું, એમ અધ્યારોપ કરે છે. વિચારપૂર્વક જો તું જો તો અજ્ઞાનનો જ્ઞાતા અજ્ઞાનથી તું જુદો છે અને હું અજ્ઞાની છું એવું તારૂં કથન ભ્રાંતિરૂપજ છે, તેમ તેવું કથન તું જ્ઞાનરૂપ આત્મા અજ્ઞાનથી

જો જુદો ન હોત તો બનત નહિ પણ જુદો છે એ વાત સિદ્ધ છે. અસત્ આવરણ અને અભાન આવરણ એવાં બે અજ્ઞાનનાં કાર્ય છે તેને તું જ્ઞાન-રૂપ આત્મા જાણે પણ છે. તેને કોઇ પ્રશ્ન કરે કે "તું આત્માને જાણે છે" ત્યારે તું એમ જવાબ આપ કે "આત્મા એવી વસ્તુ હોય તો હું તેને જાણુંને? એટલે આત્મા છે પણ નહીં અને દેખાતો પણ નથી એમ તારૂં કહેવું છે. આ કથનમાં આત્મા છે નહિ એનું નામ **असदावरण** અને દેખાતો નથી તેનું નામ **अभानावरण** જાણવું. આત્મા છે નહિ અને દેખાતો પણ નથી એમ જે જાણનાર તું પોતેજ તે આત્મા છે. હું આત્મા નથી પણ કર્તા ભોક્તા મનુષ્ય છું અને સવાલ જવાબ મને આવડતા નથી વગેરે જે અજ્ઞાનનાં કાર્યો, તે બધાંને તું જાણનારો જ્ઞાનરૂપ આત્મા છેજ, માટે અજ્ઞાનરૂપ કારણ દેહમાંથી અધ્યાસને દુર કરી, આત્માનું તેનાથી ભિન્નપણું સમજી, તેમાં લેપાતો નહિ. આ પ્રકારે ભગવત્પાદ શંકરાચાર્ય જીજ્ઞાસુનું શ્રેય થવા આત્મજ્ઞાનાર્થે આત્માનો કારણ દેહથી વિવેક બતાવે છે.

**अवस्थात्रयं किम् । जाग्रत्स्वप्न सुषुप्त्यवस्थाः ॥**

પ્રશ્નઃ—અવસ્થા ત્રણ કહેવાય છે તે કઇ?

ઉત્તરઃ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ.

**जाग्रदवस्था का श्रोत्रादि ज्ञानेन्द्रियैः शब्दादि विषयैश्च ज्ञायते इति यत् सा जाग्रदवस्था । स्थूल शरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥**

પ્રશ્ન૦—જાગ્રત્ અવસ્થા કોને કહેવાય?

ઉત્તર૦—શ્રવણ આદિ પાંચ ઇન્દ્રિય અથવા શબ્દ આદિ પાંચ વિષયથી જે જાણવામાં આવે એટલે શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને નાસિકા એ

પાંચ જ્ઞાન ઇન્દ્રિયોથી જે અવસ્થામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનું અનુક્રમે જ્ઞાન ઉત્પન્ન થાય છે એટલે કે ઇન્દ્રિયોદ્વારા શબ્દ આદિ સ્થૂલ ભોગોને જીવાત્મા ભોગવે છે તે સમયની સ્થિતિને જાગ્રત્ અવસ્થા કહે છે. આ અવસ્થાનું અભિમાની ચૈતન્ય સ્થૂલ શરીરનો અભિમાની જે આત્મા છે તે **વિશ્વ** કહેવાય છે અને સ્થૂલ ભોગોનો ભોક્તા આ વિશ્વરૂપ આત્મા પોતાની જાગ્રત્ અવસ્થાથી ભિન્ન એટલે તટસ્થ છે કારણ કે જાગ્રત્ અવસ્થા મિથ્યારૂપ છે અને આત્મા ચૈતન્યરૂપ નિત્ય છે.

## विवेचन.

ભાષ્યકાર ભગવાન શંકરાચાર્ય સ્થુલ સુક્ષ્મ અને કારણ દેહની જે જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા છે તેનાં લક્ષણો કહી બતાવે છે. ત્રણે શરીરની અવસ્થાઓ અંગભૂત હોવાથી તે સંબંધે જ્યાંસુધી જાણવામાં આવે નહિ ત્યાંસુધી દેહનો આત્માથી યથાર્થ વિવેક થયો ન કહેવાય, ઇંદ્રિયોથી શબ્દાદિનું જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે તેને જાગ્રત્ અવસ્થા કહેવાય છે. જાગીએ છીએ તેનું નામ જાગૃતિ સ્થિતિ. આ અવસ્થાનો વ્યવહાર બેતાળીશ તત્વોથી માન્યો છે. જ્ઞાનકર્મની ઇંન્દ્રિયો તથા તેના દેવતાઓ મળી વીશ તત્વ, પાંચ વિષયો મળવાથી પચીશ, વચન, આદાન, ગમન, આનંદ અને વિસર્ગ એ પાંચ કર્મેન્દ્રિયોના વિષયો મળવાથી ત્રીશ, ચાર અંતઃકરણ,—સંકલ્પ, નિશ્ચય, ચિંતન અને અભિમાન એ ચાર તેના વિષયો, તથા દેવતાઓ મળી બાર તત્વો મળવાથી બેતાળીશ તત્વો જાગ્રત્ અવસ્થામાં હોય છે. એકાદ તત્વના વધવા ઘટવાથી જાગ્રદવસ્થાનો વ્યવહાર ઓછો વધતો થાય છે. જાગતાં તે સુતાં સુધી જે ક્રિયા થાય છે તેને હું જાણું છું એમ નિશ્ચયથી સમજવું તે આત્માનો જાગૃત અવસ્થાથી ભિન્ન અનુભવરૂપ વિવેક કહેવાય. વિશેષે કરીને આ અવસ્થાનો વ્યવહાર નેત્રથી થાય છે, તેથી નેત્રસ્થાન વાળી જાગ્રત્ અવસ્થા કહેવાય છે. આ અવસ્થામાં વૈખરી વાણી છે. જે વાણી ૧ કંઠ, ૨ તાલુ,

૩ ઓષ્ટ, ૪ નાસિકા, ૫ દાંત, ૬ નાસિકા, ૭ જીભ્યા, અને ૮ શીર (માથું) એમ આઠ સ્થાનથી બોલાય છે તેને શાસ્ત્રમાં વૈખરી કહી છે. સુખદુઃખાદિના જે સારા નરસા પ્રસંગો આવ્યા કરે છે તે આ અવસ્થાના સ્થુલ ભોગો કહેવાય છે. આ અવસ્થામાં ક્રિયારૂપ શક્તિ છે. રાગદ્વેષને લઇને જે રાજસી ક્રિયા થાય છે તેવો રજોગુણ આ અવસ્થામાં પ્રધાન છે. અકાર ઉકાર અને મકાર જે ઓંકારની માત્રાઓ છે તેમાંથી અકાર માત્રા આ અવસ્થામાં કહી છે. બુદ્ધિમાં આત્માનો જે આભાસ તે **વિશ્વ** નામનો અભિમાની ચેતન આ અવસ્થાનો છે. હું કર્તા છું, હું ભોક્તા છું એમ માનનારો જીવ, તેજ વિશ્વ કહેવાય છે. આ પ્રમાણે પચીશ તત્વ સ્થુલ દેહનાં અને આઠ તેની અવસ્થાનાં એમ મળી તેત્રીશ તત્વો થયાં તે બધાં જડ દ્રશ્ય અને વિકારી હોવાથી હું આત્મા તેનો દ્રષ્ટા સચ્ચિદાનંદ સ્વરૂપ છું એવું જે અનુભવપૂર્વક સમજવું તેનું નામજ કર્તવ્ય છે.

**स्वप्नावस्था केति चेत्। जाग्रदवस्थायां यद् दृष्टं यच्छ्रुतं तज्जनितवासनया निद्रासमये यः प्रपंचः प्रतीयते सा स्वप्नावस्था। सुक्ष्मशरीराभिमानी आत्मा तैजस इत्युच्यते ॥**

પ્રશ્ન૦—સ્વપ્નાવસ્થા કોને કહેવાય ?

ઉત્તર૦—જાગ્રત્ અવસ્થામાં જે કાંઇ દેખાય છે અને સંભળાય છે તેથી ઉત્પન્ન પામતી વાસનાનો આત્મામાં સંસ્કાર અને તેથી જે નિંદ્રા સમયમાં પ્રપંચ એટલે જગત્ પ્રતીત થાયછે તે સમયને સ્વપ્નાવસ્થા કહેછે. આ અવસ્થા સુક્ષ્મ શરીરમાં થાય છે. આ સુક્ષ્મ શરીરના અભિમાની આત્માને **તૈજસ** કહેવાય છે, કારણ કે વાસનામયી જે ભોગ છે તેનો ભોક્તા

આત્મા તેજોરૂપ એટલે પોતાના પ્રકાશથી પ્રકાશમાન અને અવસ્થા-નો સાક્ષી તૈજસ છે. સ્વપ્ન અવસ્થામાં કંઠ સ્થાન છે, મધ્યમાં વાણી છે, પ્રવિવિક્ત ભોગ છે, જ્ઞાન શક્તિ છે, સત્ત્વ ગુણ છે, ઉકાર માત્રા છે અને તૈજસ અભિમાની છે. જાગ્રત્ અવસ્થાના દીઠેલા અને સાંભળેલા વિષયોનો સંસ્કાર અંતઃકરણમાં રહ્યો હોય છે તેથી ગાડી ઘોડા, નદી, પર્વત ઇત્યાદિ અનેક પ્રપંચો સુતા પછી દેખાય છે તે સમયને સ્વપ્નાવસ્થા કહે છે. કંઠમાં ' હિતા, નામની નાડીમાં ઉત્પન્ન પામતી હોવાથી સ્વપ્નાવસ્થાનું કંઠ સ્થાન કહ્યું છે. સુક્ષ્મ વાસનામય ભોગ પ્રવિવિક્ત ભોગ કહેવાય છે. જાગ્રત્ અવસ્થાના સ્થુલ ભોગ જેમ ક્રિયા શક્તિદ્વારા જાણવામાં આવે છે તેમ જ્ઞાનશક્તિદ્વારા સ્વપ્નના સુક્ષ્મ ભોગો જણાય છે. જાગૃતમાં ક્ષમા દયા આદિ ઉત્તમ ગુણોની પ્રાપ્તિ થતી હોવાથી કોઇ પક્ષમાં તેનો સત્ત્વગુણ કહ્યો છે તે બરાબર છે વિશેષે કરીને ક્રિયા થતી હોવાથી રજોગુણ જાગૃતનો કહ્યો છે. તે પણ ઠીક છે. સ્વપ્નામાં ક્રિયાનો ખાસ કરીને અભાવ હોય છે પરંતુ વિષયોનું જ્ઞાન થાય છે માટે તેની જ્ઞાનશકિત કહી છે અને જ્ઞાન થવું એ સત્ત્વગુણથી હોવાથી તેનો સત્ત્વગુણ કહ્યો તે પણ બરાબર છે પ્રણવની બીજી માત્રા ઉકાર સ્વપ્નમાં કહી છે અને સુખદુઃખનો ભોક્તા અભિમાની તૈજસ છે તે સ્વપ્નાનો ચૈતન્ય છે. સારાંશ સુક્ષ્મ દેહનાં અંતઃકરણ, પ્રાણ, વિષય, કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય તથા કંઠ સ્થાન આદિ આઠ મળી જે તેત્રીશ તત્વો છે તે બધાં દશ્ય છે અને આત્મા તેનો દ્રષ્ટા છે. સ્વપ્ન સહીત સુક્ષ્મ દેહનો જ્ઞાતા હોવાથી હું આત્મા જૂદો છું એવો જે વિવેક થાય છે તે ખરેખર મોક્ષનો સાધક અને બંધનો બાધક છે.

**अतः सुषुप्त्यवस्था का । अहं किमपि न जा-**

**नाभि सुखेन मया निद्रानुभूयत इति सुषुप्त्यवस्था । कारण शरीराभिमानी आत्मा प्राज्ञ इत्युच्यते ॥**

પ્રશ્ન૦—સુષુપ્તિ અવસ્થા કોને કહીએ ?

ઉત્તર૦—'હું સુખેથી સૂતો હતો તેથી મને કાંઇ ખબર નથી, એમ આનંદ-પૂર્વક અનુભવ જે સમયમાં થાય છે તે સમયને સુષુપ્તિ કહે છે. શ્રુતિમાં લખ્યું છે કે **सुखमहमस्वाप्सं न किंचिद्वेदिषम्** હું સુખથી સૂતો હતો પણ કાંઇ જાણતો નથી. આ અવસ્થાને કારણશરીર કે આનંદમયકોશ કહે છે. આ અવસ્થાનો અભિમાની આત્મા **प्राज्ञ** કહેવાય છે. પોતાનાં આનંદરૂપ સ્વરૂપનાં ભાન રહિત જે અજ્ઞાન, તેનો સાક્ષી આત્મા તે પ્રાજ્ઞ. ઇન્દ્રિયોની સહાયતા વિના પોતાની ચેતના શક્તિથી વાસનામય વિષયોને સારીરીતે જાણે અથવા ભોગવે તેને પ્રાજ્ઞ કહેવાય છે. શ્રુતિમાં કહ્યું છે કે **आनंद भुक्चेतोमुखः** આનંદ ભોક્તા ચેતનરૂપ જ સુષુપ્તિ અવસ્થામાં છે.

## विवेचन.

હવે આચાર્ય ભગવાન કારણદેહ અને તેની અવસ્થા સુષુપ્તિએ ઉભયનો સાક્ષીરૂપ આત્મા ઉભયથી ભિન્ન છે એ વાત સિદ્ધ કરી બતાવે છે. કારણ દેહનાં તત્ત્વો તે સુષુપ્તિનાં તત્ત્વો છે. સુષુપ્તિનાં આઠ તત્વો આ છે—હૃદય સ્થાન, પશ્યંતીવાચા, આનંદભોગ, દ્રવ્યશક્તિ, તમો ગુણ, મકાર માત્રા અને પ્રાજ્ઞ અભિમાન ચૈતન્ય. ઇન્દ્રિયાદિ સર્વ વૃત્તિ સહીત બુદ્ધિ, જે વખતે કારણરૂપ અજ્ઞાનમાં લય પામી રહે છે તે વખતે જાગૃત તથા સ્વપ્નનો વ્યવહાર લેશ પણ જણાતો નથી એવી જે ગાઢ નિદ્રા તેજ સુષુપ્તિ કહેવાય છે. શબ્દાદિ વિષયોના કે સ્વપ્નપ્રપંચોનો જેમાં અભાવ તે સુષુપ્તિમાં થતા આનંદને 'હું સુખેથી સૂતો હતો તેથી જાણતો નથી, એમ બોલી પ્રાતઃકાળમાં આત્મા જાણતો હોવાથી દષ્ટા છે

અને સુષુપ્તિ દશ્ય છે. આવા પ્રકારની સ્મૃતિથી સુષુપ્તિમાં સુખ છે એવો અનુભવ સવારનો જણાવનારો તથા નિદ્રામાં કરનારો જે છે તેજ આત્મા છે કારણ કે સુખનો અનુભવ સુષુપ્તિમાં ન થયો હોય તો સવારમાં 'સુખે સુતો હતો, એમ કેમ કહી શકાય? જેનો અનુભવ થયો હોય તેનીજ સ્મૃતિ થાય છે.

કોઇ એમ શંકા કરે કે જો સુષુપ્તિમાં સુખનો અનુભવ આત્માને થતો હોય તો તે, તેજ વખતે નહિં જણાવતાં સવારમાં કેમ જણાવે છે? આનો ઉત્તર એટલોજ છે કે પાણીમાં ડુબી ગયેલો હીરામણિ હાર પાણીમાં ડુબકી મારનારને હાથ આવતાં છતાં તે પાણીની બહાર આવ્યા પછીજ કેમ જણાવે છે? સારાંશ જે વખતે સુષુપ્તિ અવસ્થા થાય છે તે વખતે સર્વ ઇંદ્રિયો તથા મન, બુદ્ધિ આદિ અંતઃકરણનો અજ્ઞાનમાં લય થાય છે તેથી તે કાળે થતા અનુભવને જણાવવાને વાણી આદિ કરણ (સાધન) નથી માટે કહેવાતું નથી. જેની પાસે આનંદ જાહેર કરવો છે તે બીજો સાંભળનાર પણ સુષુપ્તિમાં તો છેજ નહિ તેથી જાગીનેજ કહેવાય છે. પાણીમાં વાણીની પ્રવૃત્તિ નથી તેથી હીરામણિ હારની અન્ય હસ્તપાદાદિથી શોધ કર્યા છતાં તેની પ્રાપ્તિના સમાચાર અથવા તો અંદર થએલા આનંદનો અનુભવ, પાણી બહાર આવ્યા પછી જ જણાવી શકાય. આ આઠ તત્વોવાળો કારણદેહ સુષુપ્તિ અવસ્થા સહીત દશ્ય છે અને તેનો દ્રષ્ટા હું આત્મા અવિકારી અળગો છું, એવો વિવેક આચાર્ય ભગવાને આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે જરૂરનો સમજી કર્યો છે.

## पंचकोशाः के । अन्नमयः प्राणमयः मनोमयः विज्ञानमयः आनंदमयश्चेति ॥

પ્રશ્ન૦—પાંચ કોશ કોને કહેવાય?

ઉત્તર૦—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ કહેવાય છે.

**अन्नमयः कः । अन्नरसेनैव भूत्वा अन्नरसेनैववृद्धिं प्राप्य अन्नरूपपृथिव्यां यद्विलीयते तदन्नमयः कोशः स्थूल शरीरम् ॥**

પ્રશ્ન૦—અન્નમયકોશ કોને કહેવો ?

ઉત્તર૦—અન્નરસવડે ઉત્પન્ન થઇ, અન્નરસવડેજ વૃદ્ધિ પામી અન્નરૂપ પૃથ્વીમાં જેનો વિલય થાય છે તે અન્નમયકોશ કહેવાય.

### विवेचन.

તરવારને જેમ મ્યાન હોય છે તેમ દેહને કોશ છે. માતાએ ખાધેલા અન્નનું પરીણામ રૂધિર અને વીર્ય થાય છે. આ રજવીર્યથી સ્થૂલદેહ પેદા થાય છે, અને તે માતાના ખાધેલા અન્નમાંથી ઉત્પન્ન પામતાં દૂધવડે જીવે છે, દાંત આવ્યા પછી અન્નથી જીવે છે. અન્ય જીવોને આ સ્થૂલ દેહ અન્નરૂપ ભક્ષ્ય છે. અન્ન વિના સ્થૂલ દેહ જીવતો નથી અને જ્યારે મરે છે ત્યારે અન્નરૂપ પૃથ્વીમાં તેનો લય થાય છે. ધનને ઢાંકવાવાળા ભંડારને પણ કોશ કહે છે. આત્મા અન્નમય શરીરથી ઢંકાય છે માટે સ્થૂલ દેહનો અન્નમયકોશ કહ્યો છે. આ કોશ દશ્ય છે અને હું આત્મા તેનો જાણનારો દૃષ્ટા છું. તથા કોશાતીત છું એવો જે નિશ્ચય, તેજ અન્નમયકોશનો અને આત્માનો વિવેક કહેવાય છે.

**प्राणमयः कः । प्राणादि पंचवायवः वागादींद्रियपंचकं प्राणमयः ॥**

પ્રશ્ન૦—પ્રાણમયકોશ કોને કહેવાય ?

ઉત્તર૦—પાંચ પ્રાણ અને વાણી આદિ પાંચ કર્મ ઇન્દ્રિય મળી પ્રાણમય કોશ થયો છે. શરીરમાં જેટલા પ્રકારની ક્રિયા થાય છે એ સર્વનું કારણ પ્રાણમય કોશ છે.

(જેમ એકબીજાં પડ એકબીજાને આધારે હોય છે તેમ પ્રાણમયના આધારે અન્નમયકોશ રહે છે. આ પ્રાણમયકોશ પણ આત્મા નથી કારણ કે એ વાયુના વિકારરૂપ છે, બાહ્યાંતર વાયુના સમાન તે આવાગમન કરે છે. ઇષ્ટાનિષ્ટ, કે પર અપરને, પ્રાણમયકોશ જાણતો નથી, અને તે સર્વદા પરતંત્ર છે.)

## मनोमयः कोशः कः मनश्चज्ञानेन्द्रियपंचकं मिलित्वा भवति स मनोमय कोशः ॥

પ્રશ્ન૦—મનોમય કોશ કોને કહેવાય ?

ઉત્તર૦—મન અને પાંચ જ્ઞાન ઇન્દ્રિય મળીને જે થાય છે તે મનોમયકોશ કહેવાય છે. આ મનોમય કોશ ઇચ્છાશક્તિરૂપ છે કારણ કે જે વસ્તુની ઇચ્છા આત્મામાં પ્રગટે છે તે ઇચ્છા મનોમયકોશની સહાયથી થાયછે.

### विवेचन.

આ મનોમયકોશથી વસ્તુઓમાં 'હું અને મારૂં', એવી કલ્પનાઓ થયા કરે છે. નામ આદિ ભેદની રચનાથી ભરેલો આ બળવાન કોશ પોતાથી પહેલાંના કોશોને પૂર્ણ કરી વૃદ્ધિ પામે છે. ઇંદ્રિયો જે પાંચ છે તે હોતા સમાન છે. વિષયો છે તે ઘીની ધારા જેવા છે. અને વાસનાઓ છે તે કાષ્ટ સમાન છે. મનોમયકોશ છે તે અગ્નિ સમાન છે. આ અગ્નિ સમાન મનોમય-કોશ સમસ્ત પ્રપંચને દેખાડે છે. જેને અવિદ્યા કહે છે તે મનથી જુદી નથી. જે મન છે તેજ સંસારરૂપ બંધનનાં કારણરૂપ અવિદ્યા છે. મનનો નાશ થાય તો સમગ્ર પ્રપંચ નાશ પામે છે. મન વૃદ્ધિ પામે તો પ્રપંચની પણ

સર્વ પ્રકારે વૃદ્ધિ થાય છે. સ્વપ્નાવસ્થામાં બીજું કાંઇ નથી છતાં, મનજ પોતાની શક્તિથી સમગ્ર પ્રપંચને પ્રગટ કરે છે અને જાગૃતમાં પણ પ્રપંચની ઉત્પત્તિ મનથીજ થાય છે. સ્વપ્ન અને જાગૃતમાં તફાવત ન હોવાથી સઘળો પ્રપંચ મનના મનોરથ સમાન છે. સુષુપ્તિમાં જ્યારે મનનો લય થાય છે ત્યારે શેષ કાંઇ પણ હોતું નથી એ વાત સૌ કોઇ અનુભવે છે માટે પુરૂષનો જે સંસાર છે તે મનેજ કલ્પી કાઢેલો છે પરંતુ વાસ્તવીક નથી. જેમ વાયુથી વાદળાં થાય છે અને વિખરાય છે તેમ બંધ મોક્ષને કલ્પનાર મનજ છે. દોરડાંવડે મનુષ્ય જેમ પશુને બાંધે છે તેમ આ મન દેહ આદિ સઘળા વિષયોના રાગ પ્રગટ કરી તે રાગરૂપ રાંઢવાથી પુરૂષને બાંધી લે છે અને પાછું તેનું તેજ મન ભોગોમાં વિરતિ પ્રગટ કરી પુરૂષને બંધનથી મોકળો પણ કરે છે. આ ઉદ્દેશથી મનજ મનુષ્યને બંધન–મોક્ષમાં હેતુરૂપ છે. રજોગુણ અને તમોગુણથી મેલું મન બંધન હેતુ છે અને એ ગુણોથી રહિત થઇ શુદ્ધ સત્વમય બન્યુ હોય તો મોક્ષનો હેતુ છે. વિવેક વૈરાગ્યરૂપ ગુણોદકથી મન શુદ્ધ થાય છે અને મોક્ષ આપી શકે છે માટે પ્રાજ્ઞ મુમુક્ષુએ પ્રથમ વિવેક તથા વૈરાગને દૃઢ કરવાં જોઇએ. વિષયરૂપી વનમાં આ મનરૂપી મહાન વાઘ ભમે છે માટે મુમુક્ષુએ તે વનમાં જવું ઉચિત નથી. ભોક્તાના માટે સ્થુલ–સુક્ષ્મ–વિષયજાળને, શરીર, વર્ણ, આશ્રમ તથા જાતિભેદને, અને ગુણ, ક્રિયા, કારણ તથા તજ્જન્ય ફળોને, જન્મ આપનારૂં, આ અનાદિ અવિદ્યારૂપ મનજ છે. આત્મા કે જે અસંગ અને ચૈતન્યરૂપ છે તેને મોહ પમાડી, દેહ ઇન્દ્રિય તથા પ્રાણના ધર્મોથી બાંધીને, મનજ પોતાનાં કૃત્યરૂપ ફળનાભોગમાં અહંમમત્વભાવના પ્રગટ કરાવી, નિરંતર ભમાવ્યા કરે છે. દેહાધ્યાસરૂપ દોષથી પુરૂષને સંસાર થાય છે અને અધ્યાસરૂપ બંધન મનેજ કલ્પેલું છે એટલા માટે રજોગુણ અને તમોગુણવાળા અવિવેકીને, જન્માદિ દુ:ખોનું મૂળ કારણભૂત મનજ છે. તત્વ જાણનાર તત્વજ્ઞો આજ કારણથી મનનેજ અવિદ્યારૂપ કથે છે. વાયુ જેમ ઘનમંડળને ભમાવે છે તેમ આ અખિલ બ્રહ્માંડને મન કુંભારના ચાકડાની જેમ ભમાવે છે. આવા મનનું પ્રયત્નવડે કરીને મુમુક્ષુ સાધકે શોધન કરવું

જોઇએ. કારણ કે શુદ્ધ મનવાળાને હાથમાં આવી ચડેલાં આમળાંની જેમ મુક્તિ સુગમ થઇ જાય છે. જે સાધક મોક્ષેચ્છાથી વિષયપ્રેમનો અનાદર કરી, સઘળાં કર્મનો ત્યાગ કરી, શ્રદ્ધાપૂર્વક શ્રવણાદિમાં નિષ્ઠા રાખી, પ્રવૃત્તિ કરે છે તે જીજ્ઞાસુ, પોતાની બુદ્ધિના રજોગુણી સ્વભાવનો સમ્યક્ પ્રકારે નાશ કરી શકે છે. આત્મા આવો વર્ણન કરાયેલો મનોમયકોશ નથી કારણ કે એ કોશ આદિ અંત અને પરીણામવાળો હોવાથી દુઃખમય છે અને આત્મા તો આદિ અંત અને પરીણામ રહિત હોવાથી, દુઃખ રહિત, સચ્ચિદાનંદ સ્વરૂપછે અને મનોમય કોશનો તે દ્દષ્ટા છે. આત્મા કદી પણ મનોમય કોશ સંભવે નહિ. આત્માનો મનોમય કોશથી આચાર્ય ભગવાન આ પ્રમાણે વિવેક સુચવેછે.

## विज्ञानमयः कः । बुद्धि र्ज्ञानेन्द्रियपंचकं मिलित्वा यो भवति स विज्ञानमयः कोशः ॥

પ્રશ્ન૦–વિજ્ઞાનમય કોશ કોને કહીયે ?

ઉત્તર૦–બુદ્ધિ અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેન્દ્રિય મળીને વિજ્ઞાનમયકોશ કહેવાય છે.

### विवेचन.

આ વિજ્ઞાનમયકોશ પુરૂષને સંસારનાં કારણરૂપ છે. જેનાવિષે ચૈતન્યનું પ્રતિબીંબ સાથે આવે છે એવો આ વિજ્ઞાનમયકોશ નામનો પ્રકૃતિનો વિકાર, દેહ તથા ઇંદ્રિય આદિમાં 'જ્ઞાનક્રિયાવાળો હું છું' એમ ધનુષ્ક અભિમાન કરે છે. હું છું એવી અનાદિકાળની માન્યતાવાળો તથા સમસ્ત વ્યવહાર ચલાવનારો જીવ એજ વિજ્ઞાનમય કોશ કહેવાય છે કે જે જીવ પૂર્વકાળની વાસનાઓનાં કારણથી અનેક પ્રકારનાં પાપ તથા પુણ્યકર્મ કર્યા કરે છે, તેનાં ફળને ભોગવે છે, ભિન્ન ભિન્ન યોનિઓમાં આવાગમન કર્યા કરે છે, તથા ઉચ્ચનીચ ભૂમિમાં ભ્રમણ કરે છે. જાગ્રતાદિ અવસ્થાઓ,

સુખદુઃખાદિ ભોગો, દેહાદિમાં રહેલાં વર્ણાશ્રમાદિઓ, તથા ધર્મ કર્મ અને ગુણોની રચનાઓ, એ સમસ્ત પોતાનાંજ છે એવું જેને નિરંતર અભિમાન રહ્યા કરે છે તેવો આ જીવરૂપ વિજ્ઞાનમયકોશ છે. પરમાત્માના અતિશય સંનિકર્ષને લીધે આ વિજ્ઞાનમયકોશ ઘણા પ્રકાશવાળો છે અને આત્માને તે ઉપાધિ માત્ર છે, કે જે ઉપાધિના વિષે ભ્રાંતિથી 'હું છુ' એવું મિથ્યા અભિમાન થવાથી પુરૂષને પુનરાવૃતિ થયા કરે છે. એ ભ્રાંતિનો જ્યારે જ્ઞાનથી નાશ થાય છે ત્યારે શ્રુતિનાં કથન મુજબ પુરૂષ "**न च पुनरावर्तते न च पुनरावर्तते**" તેવો થાય છે. જે સમયમાં સ્વયંપ્રકાશરૂપ આત્મા સામાન્ય જ્ઞાનરૂપે ઇન્દ્રિયાદિમાં સ્ફુરે છે તે સ્થિતિમાં તે કૂટસ્થ કહેવાય છે. ઉપાધિમાં હોય છે તે સમયની સ્થિતિમાં તેનો તે આત્મા કર્તાભોક્તા રૂપે વદાય છે. બુદ્ધિ કે જે દશ્ય અને જડ હોવાથી મિથ્યા પદાર્થ છે તેમાં, પોતાનું અજ્ઞાનથી એકત્વ માનવારૂપ દોષથી, પોતે પરિચ્છેદ પામીને, સર્વાત્મકસ્વરૂપે છતાં, માટીથી ઘડાઓની પેઠે, વસ્તુઓને પોતાથી ભિન્ન દેખે છે. આત્મા સદા સ્વભાવથીજ એકરૂપ છે છતાં, જેમ નિર્વિકાર અગ્નિ લોહાદિના વિકારોને અનુસરીને, લોહાદિના ધર્મવાળો એટલે ગુણવાળો જણાય છે તેમ ઉપાધિઓના યોગોને લીધે આત્મા પણ ઉપાધિના ધર્મ તથા ગુણવાળો, ઉપાધિને અનુસરવાથી જણાય છે પરંતુ વાસ્તવીકરીતે ઉપાધિના કે લોહના ધર્મ કે ગુણો આત્મામાં અને અનળમાં છેજ નહીં. ભ્રાંતિથી પરમાત્મા જીવભાવને પામ્યો હોય એમ જણાય છે, એ કથન જો સત્ય હોય તો પરમાત્માની ઉપાધિ અનાદિ હોવાથી તેઓનો નાશ સંભવે નહિ અને જ્યારે તેમ થાય ત્યારે તેનું (પરમાત્માનું) જીવપણું પણ નિત્ય થાય અને સંસાર પણ નિત્ય થાય. આમ થવાથી મોક્ષ થવો એ વાત ઉડી જાય. આવી અજબ શંકાના સમાધાનમાં—આચાર્ય ભગવાન કોઈ સ્થળે જણાવે છે કેઃ—મોહ પામીને ભ્રાંતિથી જે કલ્પના થએલી હોય તે કદી પણ પ્રમાણ સિદ્ધ મનાતી નથી. જેમ આકાશને નીલપણાં વિગેરેનો સંબંધ ભ્રાંતિ વિના ઘટતો નથી તેમ આત્માને પણ ઉપાધિનો સંબંધ ભ્રાંતિ વિના ઘટતો નથી. આત્મા તો ગગનસમો વ્યાપક, અસંગત, નિર્ગુણ, ક્રિયા-

રહિત, સામાન્યજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે, તેને ભ્રાંતિથી પ્રાપ્ત થએલો જીવ ભાવ સાચો છેજ નહિ પરંતુ જ્યારે ભ્રાંતિ મટી જાય છે ત્યારે જીવ ભાવ રહેતોજ નથી. ઘટાકાશ અને મઠાકાશ જેમ એક અસંગત મહાકાશમાં ભ્રાંતિરૂપેજ ભાસે છે તેમ ઇશ્વિરતા કે જીવતા પરબ્રહ્મમાંજ ભ્રાંતિરૂપે છે પરંતુ વાસ્તવીક નથી. વસ્તુઓનો સ્વભાવજ એવો છે કે ભ્રાંતિ નિવૃત્ત થયા પછી પદાર્થની સત્તાજ, હોતીજ નથી. ગફલતથી મિથ્યા જ્ઞાનને લઇ પ્રગટ થતા પદાર્થની સત્તા, જ્યાં સુધી ભ્રાંતિ વિદ્યમાન હોય ત્યાં સુધીજ હોય છે. જ્યાં સુધી ભ્રાંતિ હોય છે ત્યાં સુધી દોરડીમાં કલ્પાએલો સાપ રહે છે પણ ભ્રાંતિ ગયા પછી તે સર્પ રહેતોજ નથી કારણ કે **नासतो विद्यते भावो** ઇત્યાદિ ગીતામાં શ્રીમુખનું વાક્ય છે. અજ્ઞાન અને અજ્ઞાનનું કાર્ય જો કે અનાદિ માનવામાં આવ્યાં છે તોપણ જાગૃતિ આવે ત્યારે સ્વપ્નની જેમ વિદ્યા ઉત્પન્ન થાય ત્યારે અવિદ્યા તેનાં કાર્ય સહીત અનાદિ છતાં નાશ પામે છે. ઉત્પત્તિ થયા પહેલાંનો અભાવ જેમ ઘડાનો અનાદિ છે છતાં તે નિત્ય નથી તેમ અવિદ્યા અને તેનું કાર્ય અનાદિ છતાં નિત્ય નથી. અનાદિ અને નિત્ય તો એક પરબ્રહ્મજ છે. ઘડાનો પ્રાગભાવ અનાદિ છતાં ઘટોત્પત્તિ પછી અનિત્ય જોવામાં આવે છે તેમ બુદ્ધિરૂપ ઉપાધિમાં કલ્પએલું આત્માનું જીવપણું કલ્પનાથી જુદું નથી, પણ કલ્પના માત્રજ છે. મિથ્યાજ્ઞાનવડે કરી આત્માનો બુદ્ધિ સાથે સંબંધ થાય છે અને એ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિ યથાર્થ જ્ઞાનથીજ થાય છે પણ બીજા કોઇ ઉપાયે થતીજ નથી. આત્માને પરબ્રહ્મની ઐક્યતા સમજવી, તેનું નામ સ્વરૂપનું યથાર્થજ્ઞાન છે. આ જ્ઞાનની પ્રાપ્તિ અર્થેજ આચાર્ય ભગવાને સ્થુલને આત્માનો વિવેક, સુક્ષ્મને આત્માનો વિવેક, કારણ અને આત્માનો વિવેક, કોશ અને આત્માનો વિવેક અને વેદાંતનાં મહાવાક્યથી આત્માનો વિવેક, અનેક પ્રકરણ ગ્રંથોમાં સિદ્ધાંતરૂપે બતાવ્યો છે. આત્મા અને અનાત્માના વિવેકથી યથાર્થજ્ઞાન થતું હોવાથી, તે વિવેક પંચીકરણ આદિ પ્રકરણગ્રંથોને, ગુરૂદ્વારા વિચારી, જીજ્ઞાસુએ અવશ્યમેવ કરવો જોઇએ. કાદવવાળા જળમાંથી કાદવ દૂર કરવાથી, શુદ્ધોદક જેમ સ્પુટ થાય છે તેમ અનાત્મ

પદાર્થની નિવૃત્તિ થતાં પ્રત્યગાત્માની સ્ફુટરૂપે પ્રતીતિ થાયછે. આ હેતુથી પ્રત્યગાત્મામાંથી અહંકારાદિ અનાત્મા વસ્તુનો વિવેકી જીજ્ઞાસુએ સમ્યગપ્રકારે નિરાસ કરવો જોઇએ, આ પ્રમાણે વિજ્ઞાનમયકોશ આત્મા નથી કારણ કે વિજ્ઞાનમયકોશ વિકારી છે, જડ છે, પરીણામી છે, દશ્ય છે, પરિચ્છિન્ન છે, અને ફેરફાર પામનાર છે: અનિત્ય વિજ્ઞાનમય કોશનો નિત્ય આત્મા સાથે સંબંધ ઘટે નહિં એમ માની ઉભયનો વિવેક મોક્ષપ્રાપ્તિ નિમિત્તે કરવો જોઇએ.

## जाग्रदवस्था का । श्रोत्रादिज्ञानेन्द्रियैः शब्दादि विषयैश्च ज्ञायते इति यत् सा जाग्रदवस्था । स्थूल शरीराभिमानी आत्मा विश्व इत्युच्यते ॥

સ્થૂલ શરીરમાં અન્નમયકોશ છે, સુક્ષ્મ શરીરમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ ત્રણે કોશ છે અને કારણશરીરમાં આનંદમય કોશ છે. આત્મા શરીર તથા કોશથી ભિન્ન છે અને કોશ તથા આત્માનો કલ્પિત સંબંધ છે પરંતુ વાસ્તવિક નથી. આત્માનો સ્વભાવ સત્ ચિત્ અને આનંદ છે અને શરીર તથા કોશનો સ્વભાવ અસત્ જડ ને દુઃખરૂપ છે. વિપરીત સ્વભાવનાં કોશ તથા આત્મામાં ઐકયબુદ્ધિ કરવી તેનું નામજ અવિવેક છે. આવા અવિવેકથી જન્મમરણરૂપ સંસાર નિવૃત્ત થતો નથી અને ચાર્વાકાદિ નાસ્તિકોના સમુદાયની જેમ માનવ જન્મ અલાભમાં ચાલ્યો જાય છે, માટે કરીને ભગવાન શંકરાચાર્યે જીજ્ઞાસુ-જીવોના કલ્યાણાર્થે, જડ ચેતનનો વિવેક બતાવનારા, એકાનેક પ્રકરણગ્રંથોની રચના કરી છે. કેટલાક શરીરને આત્મા માને છે, કેટલાક ઇંદ્રિયોને આત્મા માને છે, અને કેટલાક બુદ્ધિને આત્મા માને છે. આ વિપરીત માન્યતાવાળા જડ વાદીઓ કે જેઓ પરમસુખના પવિત્ર માર્ગમાં જડ રૂપ છે તેને, ભગવત્પાદે કરૂણાદષ્ટિથી, વિવેક પ્રગટ થવા. અનેક પ્રકારે સંવાદપૂર્વક, અનેક

ગ્રંથોમાં બોધન કર્યું છે છતાં, તેઓનાં ચિત્તનું શોધન ન થાય તો, તેઓને ભાગ્યમંદ છે એમ સમજી, ભગવત્પાદે ઉપેક્ષા કરી છે. આ પ્રમાણે વિજ્ઞાનમય કોશ આત્મા નથી એ વાત સિદ્ધ કરી, શંકર આનંદમયકોશ તરફ જીજ્ઞાસુઓનું ધ્યાન ખેંચે છે.

आनंदमयः कः । एवमेवकारणशरीरभूताविद्यास्थ मलीनसत्त्वं प्रियादि वृत्ति सहितं सत् आनंदमयः कोशः । एतत्कोशपंचकं। मदीयं शरीरं मदीयाः प्राणाः मदीयंमनश्चमदीया बुद्धिर्मदीयंज्ञानामिति स्वेनैवज्ञायते । तद्यथामदीयत्वेन ज्ञातं कटककुंडलगृहादिक स्वस्माद्भिन्नं तथा पञ्चकोशादिकं मदीयत्वेन ज्ञातमात्मा न भवति ॥

પ્રશ્ન૦—આનંદમય કોશ કોને કહીએ ?

ઉત્તર—આ પ્રમાણે પુર્વોક્ત રીતિએ કારણશરીરરૂપ અવિદ્યામાં રહેલું જે પ્રિય મોદ આદિ વૃત્તિવાળું મલીન સત્ત્વ છે એટલે કે રજોગુણ તમોગુણથી તિરસ્કૃત સત્વગુણ તે અભિષ્ટ વસ્તુના દેખાવાથી સુખરૂપ જે પ્રિય, અને અભિષ્ટ વસ્તુની પ્રાપ્તિથી ઉત્પન્ન થએલો સુખરૂપ જે મોદ, અને અભિષ્ટ વસ્તુના ભોગથી ઉત્પન્ન થતો સુખરૂપ જે પ્રમોદ, એ વૃત્તિથી યુક્ત આનંદમયકોશ કહેવાય છે. આ કોશમાં અધિક આનંદ થાય છે તેથી તેનું નામ આનંદમયકોશ છે. આ પ્રમાણે પાંચ કોશ કહેવામાં આવ્યા તેને આત્મા આપેજ આ પ્રકારે તાદાત્મ્યરૂપે થઇ

જાણે છે કે " મારૂં શરીર, મારા પ્રાણ, મારૂં મન, મારી બુદ્ધિ અને મારૂં જ્ઞાન છે. આમ માનવાથી જે પ્રકારે મમત્વથી એટલે મારૂં છે એ બુદ્ધિથી જેમ જાણેલાં કડાં કુંડળ અને ઘર પોતાથી ભિન્ન હોવાથી આત્મારૂપ નથી તે પ્રકારે મારાં કરીને માનેલા જે પુર્વોક્ત પંચ કોશ છે તે આત્માથી ભિન્ન હોવાથી આત્મારૂપ નથી કારણ કે આત્મા પાંચે કોશોનો સાક્ષિ છે અને કોશો માયાનું કાર્ય છે.

## विवेचन.

કારણ શરીરરૂપ અવિદ્યામાં જે મલિન સત્વ છે તેમાં પ્રિય મોદ અને પ્રમોદ નામની ત્રણ વૃત્તિથી જે આનંદનો અનુભવ થાય છે તેને આનંદમય-કોશ કહે છે. પોતાને મન ગમતા પદાર્થો દેખીને જે આનંદ થાય તેનું નામ પ્રિય વૃત્તિ. તે પદાર્થોના લાભથી થતો આનંદ તે મોદ નામની વૃત્તિ છે, અને પોતાને ગમતા પદાર્થોના ભોગથી જે આનંદ થાય તેને પ્રમોદ નામની વૃત્તિ જાણવી. આ પ્રમાણે વિષયના સંબંધથી પ્રિય, મોદ અને પ્રમોદરૂપ ત્રણ વૃત્તિઓના ભાવને આનંદમય કોશ કહેવાય છે. તે વિષય જન્ય આનંદથી શુદ્ધ નિર્વિકાર આનંદરૂપ આત્મા જાણવામાં આવી શકતો નથી પરંતુ તેથી ઢંકાયા જેમ જણાય છે, અને આમ હોવાથી પ્રિયાદિ વૃત્તિના આનંદ યુક્ત અવિદ્યામાં મલિન સત્વ છે તેની આનંદમય કોશ એવી સંજ્ઞા છે. આનંદમય કોશનો પ્રકાશક સર્વ આનંદનાં કારણરૂપ આનંદરૂપ આત્મા છે તે કોશરૂપ નજ હોય પણ આત્મા એ કારણદેહનો તથા તેનાં તત્વોનો અને આનંદમય કોશનો દ્રષ્ટા છે, સચ્ચિદાનંદ સ્વરૂપ છે, નિત્ય નિરંતર એટલે કે સજાતીય વિજાતીય અને સ્વગત ભેદ રહિત નિરતિશય એવો પરમાનંદ સ્વરૂપ છે, સુષુપ્તિમાં આનંદમય કોશની ઘણી સ્ફુર્તિ થાય છે અને સ્વપ્ન તથા જાગ્રતમાં તો પ્યારા પદાર્થનું દર્શન થતાં તેની જરાક સ્ફૂર્તિ થાય છે. આ કોશ ઉપાધિ સહિત, પ્રકૃતિના વિકારવાળો કાર્યરૂપ અને, પુણ્યના વિકારના સમૂહને આધીન

છે. શ્રુતિ યુક્તિ અને અનુભૂતિથી પંચ કોશનો નિષેધ થતાં નિષેધના અવધિ-રૂપે બોધરૂપ સાક્ષિ આત્મા અવશેષ રહે છે. પાંચ કોશથી ન્યારો, સ્વયંપ્રકાશ, ત્રણે અવસ્થાનો સાક્ષી, નિર્વિકાર નિરંજન અને સચ્ચિદાનંદરૂપ આ પરમાત્માને વિવેકીએ પોતાનો આત્મા સમજવો.

## आत्मा तर्हिकः । सच्चिदानंदस्वरुपः ॥

પ્રશ્ન૦—ત્યારે આત્મા કોણ ? ? ?

ઉત્તર૦—સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છે.

**सत्किम् । कालत्रयेपि तिष्ठति इति सत् ॥ चित्किम् । ज्ञानस्वरुपः ॥ आनंदः कः । सुखस्वरुपः ॥ एवं सच्चिदानंदस्वरुपं स्वात्मानं विजानीयात् ॥**

પ્રશ્ન.—સત્ કોને કહેવાય ?

ઉત્તર.—ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ કાળમાં જે એકરસરૂપે વિકાર વિના રહે તેને સત્ કહેવાય છે. સત્ છે તે ત્રણે કાળમાં અબાધિત છે,

પ્રશ્ન૦—ચિત્ કોને કહેવાય ?

ઉત્તર૦—જ્ઞાન સ્વરૂપ એટલે કે જે સંપુર્ણ પદાર્થનું જ્ઞાતા સાક્ષી અને અનુભવરૂપ ચૈતન્ય છે તે ચેતનને જ્ઞાન સ્વરૂપ આનંદ કહેવાય છે. દુ:ખથી જેનો ભેદ એટલે નાશ ન થઈ શકે એવો જે સુખરૂપ કુટસ્થ બ્રહ્મ તેજ આનંદ છે. આનંદનું લક્ષણ આવું છે. પુર્વોકત રીતે આ પ્રમાણે ત્રણ પ્રકારનાં લક્ષણવાળું જે સચ્ચિદાનંદબ્રહ્મ છે તેજ સ્વાત્મા સમજવો. એટલે કે પોતાનો જીવાત્મા અને પરમાત્માની એકતાને જાણીને નામરૂપાત્મક જગત્‌ને મિથ્યા સમજવું,

इति श्रीमच्छंकराचार्य विरचित तत्वबोधे जीवात्मैकत्वसिद्धि जादवराय तनुभुवा हिरालाल शर्मणा गुर्ज्जर गिरायां व्याख्याता समाप्ता.

## —:સ્વરૂપનો અનુભવ:—

આકાશને મેઘ સબંધ ક્યાં છે, મારે પછી દેહ સબંધ ક્યાં છે?<br>
તો જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિના રે, ક્યાં હું વિષે ધર્મ દિસે બધા રે.? ૧<br>
કોશો, સ્થિતિ કાય થકીજ ન્યારો, આત્મા સદાનંદ સ્વરૂપવાળો;<br>
હું છુંજ, કોને પણ બંધ મુક્તિ, બ્રહ્માંડરૂપે મમ એક મૂર્તિ. ૨<br>
આવે અને જાય ઉપાધિ જે તે, કર્મો કરે ને ફળ ભોગવે તે,<br>
મૃત્યુ અને જન્મ રહ્યાંજ તેને, હું નિશ્ચલાકારજ હોય શેને.? ૩<br>
નથી પ્રવૃત્તિ ન કદા નિવૃત્તિ, ક્રિયાપણું તો મુજમાં જરા નથી;<br>
અખંડ આનંદ સ્વરૂપ મારૂં, પ્રપંચ તેમાં ન જરાય ભાળું. ૪<br>
કર્તા ન હું કારયિતા નથી હું, ભોક્તા ન હું ભોજયિતા નથી હું;<br>
દ્રષ્ટા ન હું દર્શયિતા નથી હું, આત્મા સ્વયંજ્યોતિ અગમ્ય હું છું. ૫<br>
ઉપાધિ ચાલે પ્રતિબિંબ ચાલે, કતૃત્વ ભોક્તૃત્વ સ્વમાં વૃથા રે;<br>
માની પીડાયે વૃથાભિમાની, સ્વાનંદની થાય સદાય હાનિ. ૬<br>
કતૃત્વ, ભોક્તૃત્વ, ખલત્વ, મત્તતા, જડત્વ બદ્ધત્વ વિમુક્તતા બધા;<br>
ધીના વિકલ્પો ન વસ્તુતાએ, પરબ્રહ્મમાં તે ન કદા જરાએ. ૭<br>
જળે સ્થળે કે અનળે ધરે આ. લોટે ભલે દેહરૂપી જડાત્મા;<br>
ધર્મો ઘડાના નભને ન લેપે, લેપાઉં ના, હું તન ધર્મ એ બધે. ૮<br>
ન ઇંદ્રિયો છેજ મનેજ જ્યારે, પછી મને પાતક પુણ્ય ક્યાં રે;<br>
મને નથી ચિત્ત અચિત્ત હું રે, વિકલ્પ સંકલ્પ પ્રપંચ શું રે? ૯

છઉ સદાખંડસુખાનુભૂતિ. નિરાકૃતિ નિર્મળ જ્ઞાનમૂર્તિ;
ઘટે મને પાતક પુણ્ય ક્યાં રે' પ્રમા અનન્વાગત વેદ જ્યાંરે ૧૦

સ્રગ્ધરા.

ટાઢી, ઊની, નઠારી, શુભ જણુસતણો, સંગ છાયા કરે ત્યાં;
તે છાયાથી નિરાળા, પુરૂષ મમ વિષે, સ્પર્શની વાત છે ક્યાં,
પુણ્યો પાપો વિકારો, વિધવિધ મનના, જન્મ ને મૃત્યુ ભેદો,
સ્પર્શે ક્યાંથી મને તે, અલગ સહુ થકી, બ્રહ્મ હું ગાય વેદો.
નામે રૂપે જણાતી, ઘટપટ રચના, ભિન્ન ને નાશવાળી;
अस्ति भाति प्रिये હું, ચર અચર રૂપે, નિત્ય છું નિર્વિકારી.
મારાથી ક્યાં દિસે છે, અળગ જણસ કો બ્રહ્મ હું છું અનાદિ;
કોને મુક્તિ ? કશું ક્યાં સકળ જગત્ છે, જ્ઞાનથી સાંત સાદી.

## अथ चतुर्विंशति तत्त्वोत्पत्ति प्रकारं वक्ष्यामः ॥

હવે માયાથી ઉત્પન્ન થયેલાં ચોવીશ તત્વોની ઉત્પત્તિનો પ્રકાર કહેવામાં આવે છે.

## ब्रह्माश्रया सत्त्वरजस्तमो गुणात्मिका माया अस्ति । ततआकाशः संभूतः आकाशाद्वायुः । वायोस्तेजः । तेजसः आपः । अद्भ्यः पृथिवी ।

બ્રહ્મ જેનો આશ્રય એટલે આધાર કે પ્રવર્તક છે તેવી સત્ત્વ રજ અને તમોગુણરૂપ માયા એટલે કે આ ત્રણ ગુણોની સામ્યાવસ્થા તુલ્યસ્થિતિ કે જેને મૂળ પ્રકૃતિ અથવા સાંખ્યમતમાં પ્રધાન કહેવામાં આવે છે અને જેનું નામ અવ્યાકૃત પણ છે તે માયા કહેવાય. પૂર્વોક્ત સ્વરૂપવાળી માયાથી તે સચ્ચિદાનંદ પરમાત્માની ઇચ્છા અનુસાર પ્રથમ આકાશ ઉત્પન્ન થયું, આકાશથી

વાયુ ઉત્પન્ન થયો, વાયુથી તેજ પ્રગટ થયું, તેજથી પાણી પ્રગટ થયું અને પાણીથી પૃથ્વિ પેદા થઇ. આ આકાશાદિ પાંચ ભૂતમાં સત્વાદિ ત્રણ ગુણ વિદ્યમાન હોવાથી તેઓને પણ ત્રિગુણાત્મક કહેવામાં આવે છે.

एतेषां पंचतत्त्वानां मध्ये आकाशस्य सात्त्विकांशा च्छोत्रेन्द्रियं संभूतम् । वायोः सात्त्विकांशा त्त्वगिंद्रियं संभूतम् । अग्नेः सात्त्विकांशा च्चक्षुरिन्द्रियं संभूतम् । जलस्य सात्विकांशाद्रसनेंद्रियं संभूतम् । पृथिव्याः सात्विकाशाद् घ्राणेन्द्रियं संभूतम् । एतेषां पञ्च तत्त्वानां समष्टि सात्त्विकांशान्मनो बुद्धययहंकारचित्तान्तः-करणानि संभूतानि ॥

આ પાંચ તત્વમાંના આકાશના સત્વગુણ એટલે સાત્વિક ભાગમાંથી શ્રોત્ર ( કાન ) ઇંદ્રિય ઉત્પન્ન થઇ, વાયુના સાત્વિક ભાગમાંથી ત્વચા ઉત્પન્ન થઇ, અગ્નિના સાત્વિક ભાગમાંથી નેત્ર ઇન્દ્રિય ઉત્પન્ન થઇ, જળના સાત્વિક ભાગમાંથી જિવ્હા એટલે રસના ઇંદ્રિય ઉત્પન્ન થઇ, અને પૃથ્વિના સાત્વિક ભાગમાંથી નાક એટલે ઘ્રાણ ઇંદ્રિય ઉત્પન્ન થઇ. આ પાંચે તત્વોના સમષ્ટિ અંશ એટલે એ સર્વેના સત્વગુણી અંશો એટલે ભાગોમાંથી અનુક્રમે મન, બુદ્ધિ ચિત્ત અને અંહકાર એમ ચતુર્વિધ વૃત્તિવાળું અંતઃકરણ ઉત્પન્ન થયું. ( અંદરની ઇંદ્રિયને અંતઃકરણ કહેવાય છે કે જેના મન આદિ ચાર પ્રકાર છે. )

संकल्पविकल्पात्मकं मनः । निश्चयात्मिका बुद्धिः ।

अहंकर्ता अहंकारः। चिन्तन कर्तृचित्तम्। मनसो देवता चंद्रमाः। बुद्धेर्ब्रह्मा। अहंकारस्य रुद्रः। चित्तस्य वासुदेवः॥

અંતઃકરણની ચારે વૃત્તિમાં મન છે તે સંકલ્પ વિકલ્પાત્મક કહેવાય છે, એટલે કે કર્તવ્ય અકર્તવ્યના સંદેહવાળું મન કહેવાય છે. આ વસ્તુ કરવા યોગ્ય છે અને આ વસ્તુ કરવા યોગ્ય નથી એવો નિશ્ચય કરનારી બુદ્ધિ કહેવાય છે. જે કર્તા છે, તેજ અહંકાર છે, એટલે કે જેનામાં મેં કર્યું એવું અભિમાન ઉદય પામે છે, તે અહંકાર કહેવાય છે. સમગ્ર પદાર્થોનું ચિંતન અને સ્મરણ અર્થાત્ વિચાર જે વડે કરીને થાય છે તે ચિત્ત કહેવાય છે. તાત્પર્ય એ કે એકજ અંતઃકરણ પોતાની વૃત્તિના ભેદે કરી અનેક થાય છે. મનના દેવતા ચંદ્રમા છે, બુદ્ધિના બ્રહ્મા છે, અહંકારના રુદ્ર છે, અને ચિત્તના વાસુદેવ છે. આ પ્રમાણે માયાથી ઉત્પન્ન થએલાં આકાશાદિ પાંચ ભૂતોના સાત્વિક ભાગમાંથી જ્ઞાનેંદ્રિય અને અંતઃકરણ ચતુષ્ટય એમ નવ તત્વો થયાં છે.

एतेषां पञ्चतत्त्वानां मध्ये आकाशस्य राजसांशाद्वागिंद्रियं संभूतम्। वायोराजसांशात्पाणीन्द्रियं संभूतम्। वह्ने राजसांशात्पादेंद्रियं संभूतम्। जलस्य राजसांशादुपस्थेन्द्रियं संभूतम्। पृथिव्या राजसांशात् गुदेन्द्रियं संभूतम्। एतेषां समष्टि राजसांशात्पंचप्राणाः संभूताः॥

આ પાંચ તત્વો એટલે આકાશના રજોગુણી અંશમાંથી એટલે ભાગમાંથી

વાણી ઈન્દ્રિય ઉત્પન્ન થઇ, વાયુના રજોગુણ અંશમાંથી હસ્ત ઇંદ્રિય પ્રગટ થઈ, અગ્નિના રજોગુણી અંશમાંથી ચરણરૂપ કર્મેન્દ્રિય ઉત્પન્ન થઇ, જળના રજોગુણી અંશમાંથી ઉપસ્થ એટલે લિંગ ઇન્દ્રિય પેદા થઇ અને પૃથ્વીના રજોગુણી અંશમાંથી ગુદા ઈન્દ્રિય ઉત્પન્ન થઇ. આ પાંચ ભૂતોમાં સમષ્ટિ એટલે એ સર્વેના રજોગુણી અંશમાંથી પાંચ પ્રાણ ઉત્પન્ન થયા. આ પ્રમાણે પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, એ દશ તત્વ પંચભૂતના રજોગુણ અંશમાંથી પેદા થયાં.

एतेषां पञ्चतत्त्वानां तामसांशात्पञ्चीकृत पञ्चतत्त्वानि भवंति। पञ्चीकरणं कथम् इति चेत्। एतेषां पञ्चमहाभूतानां तामसांशस्वरूपम् एकम् एक भूतं द्विधा विभज्य एकमेकमर्धं पृथक् तूष्णीं व्यवस्थाप्य अपर मपरमर्धं चतुर्धा विभज्य स्वार्धमन्येषु अर्धेषु स्वभागचतुष्टयसंयोजनं कार्यं तदा पञ्चीकरणं भवति। एतेभ्यः पञ्चीकृत पञ्चमहाभूतेभ्यः स्थूल शरीरं भवति। एवं पिण्ड ब्रह्मांडयो रैक्यं संभूतम्॥

આ પાંચે ભૂતના શેષ રહેલા તમોગુણ અંશમાંથી પંચીકરણ થયું. પાંચ ભૂત જે ઉત્પન્ન થયાં, તેનું તમોગુણના મહિમાથી પંચીકરણ થઇ જાય છે. પ્રશ્ન થાય કે કયા પ્રકારથી પંચીકરણ પ્રગટ થાય છે તો ઉત્તરમાં એક એક ભૂતના પ્રથમ બે ભાગ થયા, તેમાંથી પ્રત્યેક ભૂતનો એકેક જુદો રાખ્યો અને બાકીના એક એક ભાગના ચાર ચાર ભાગ થઇને, પોતપોતાનો જે અરધો અરધો ભાગ જુદો રહેલો છે તેને મુકીને, બીજા ચાર

ભૂતના અરધા અરધા ભાગ સાથે, પાંચ ભૂતોના પોતાના ચાર ચાર ભાગમાંથી એક એક ભાગનો જે મેલાપ તેનું નામ પંચીકરણ. આ પંચીકરણ થવાથી એક ભૂતમાં અરધો અરધો ભાગ પોતાનો અને અરધા અરધા બીજામાંથી અન્ય ચાર ભૂતોના ચાર ચાર ભાગ થયા એ ઉદ્દેશથી વ્યાસ લખે છે કે **वैशाष्यात्तद्वादस्तद्वादः** અધિકતાવડે કરીનેજ આ પૃથિવી છે, આ વાયુ છે, એમ નામપૂર્વક કહી શકાય છે. આ પંચીકૃત પંચમહાભૂતોથી સ્થૂલ શરીર પેદા થયું છે અને આ પ્રકારથી પિંડ બ્રહ્માંડની ઐક્યતા થાય છે તેને બરાબર અનુભવપૂર્વક સમજવી એજ પંચીકરણ જાણવાનું ફળ છે કારણ કે પિંડ બ્રહ્માંડની ઐક્યતા સમજવાથી વ્યષ્ટિ સમષ્ટિનું એકપણું થાય છે અને તેથી જીવ ઈશ્વરની પણ ઐક્યતાનો અનુભવ થાય છે. આ અનુભવ આત્મજ્ઞાનદ્વારા મોક્ષનો સાધક હોવાથી તેમ કરવું યથાર્થ છે. ગણિત રીતિએ પંચીકરણ આ પ્રકારે સમજાય છે. પ્રત્યેક અપંચીકૃત સુક્ષ્મ ભૂતના ૧/૨ ૧/૮ અને તેનાથી ભિન્ન બાકીનાં ચાર અપંચીકૃત સુક્ષ્મ ભૂતના ૧/૮, ૧/૮, મળી પાંચ પંચીકૃત સ્થૂલ ભૂતો થાય છે. પંચીકૃત ભૂતોથી સ્થૂલ પ્રપંચ એટલે પિંડબ્રહ્માંડાદિ ભૌતિક રચના થઇ છે. સુક્ષ્મભૂતોથી થવી અશક્ય હોવાથી સ્થૂલભૂતોના થવાવડે બ્રહ્માંડ રચાય છે.

**स्थूल शरीराभिमानी जीवनामकं ब्रह्म प्रतिबिंबं भवति । स एव जीवः प्रकृत्या स्वस्मात् ईश्वरं भिन्नत्वेन जानाति । अविद्योपाधिः सन् आत्मा जीव इत्युच्यते ॥**

સ્થૂલ શરીરના અભિમાની જીવ નામનું બ્રહ્મનું પ્રતિબિમ્બ થાય છે તે જીવ પ્રકૃતિથી એટલે સ્વાભાવથી પોતાથી ભિન્નરૂપે ઇશ્વરને જાણી લે છે એટલે આ આત્મા અવિદ્યાનામ ઉપાધિથી જીવ કહેવાય છે અર્થાત્ જેમ

જળથી ભરેલા ઘડામાં જે આકાશ છે તેમાં સૂર્યનો પ્રતિબીંબ છે તે પ્રતિબીંબ ઘડાનો નાશ થયા પછી સૂર્યરૂપ થઇ જાય છે તેમ જીવરૂપ પ્રતિબીંબની આશ્રયભૂત અવિદ્યા (માયા) વિદ્યાથી નાશ પામી ગયાથી જીવ પણ બ્રહ્મભાવને પ્રાપ્ત થઇ જાય છે. એટલે કે જ્ઞાન થયા પહેલાં આ જીવ પોતાને માયાધીન માની માયાને વશ થાય છે અને તે પાછો જ્ઞાન થયા પછી માયાનું અનાદિ સાંતપણું સમજી પોતે જેવો અનાદિ અનંત બ્રહ્મ છે તેવો અને તેજ રૂપે રહે છે. અજ્ઞાનથી પોતામાં અને ઇશ્વરમાં જીવ ભેદ સમજે છે પણ જ્ઞાન થયા પછી અભેદ જ છે; હતો અને રહેવાનું છે એમ પોતાને બ્રહ્મરૂપે પોતે જાણી લે છે.

માયાનાં કાર્ય જેવાં કે સ્થુલ સુક્ષ્માદિ શરીર તેમાં તાદાત્મ્ય સંગથી નીર ક્ષીરની જેમ, એકત્ર થએલા વિષયોના ભોગને લઇને, નાના પ્રકારનાં કર્મને આત્માજ જીવ થઇ કરે છે અને તે કર્મોનાં સુખદુઃખાદિ સ્વર્ગનર્કાદિ ફળોને ભોગવતો અજ્ઞાન ઉપાધિથી આત્માજ જીવ થઇ જાય છે.

રજોગુણ અને તમોગુણને દબાવી સત્વગુણ વિશેષ જેમાં વ્યાપ્યો હોય છે તેને સત્ત્વપ્રધાન પ્રકૃતિ કે માયા કહે છે. સત્વગુણને દબાવી જેમાં રજોગુણ તથા તમોગુણ વિશેષ અંશે વ્યાપ્યા હોય તે **अविद्या** અથવા **अज्ञान** પ્રકૃતિ કહેવાય છે. આ અવિદ્યારૂપ માયામાં આચ્છાદિત આત્મા કે જે સ્થૂલ શરીરનો અભિમાની કહેવાય છે તેજ જીવરૂપે થાય છે. આવો અવિદ્યામાં બ્રહ્મનાં પ્રતિબીંબ સ્વરૂપ જે જીવ છે તે, વિદ્યાથી અવિદ્યા નાશ પામી જતાં, બ્રહ્મરૂપ થઇ જાય છે અર્થાત્ છે તેવોને તેવો નિજભાવને પામે છે. જેમ દર્પણનો આભાસ દર્પણથી અન્ય નથી તેમ અવિદ્યામાં પડેલો બ્રહ્મનો પ્રતિબીંબ જે જીવ તે બીંબરૂપ બ્રહ્મથી અન્ય છેજ નહિ.

**मायोपाधिः सन् ईश्वर इत्युच्यते एव मुपाधिभेदात् जीवेश्वर भेददृष्टि र्यावत्पर्यन्तं तिष्ठति तावत्प-**

र्यन्तं जन्ममरणादिरूप संसारो न निवर्तते तस्मा-
त्कारणान्न जीवेश्वरयो र्भेदबुद्धिः स्वीकार्या ॥

માયારૂપ ઉપાધિવાળો ઇશ્વર કહેવાય છે, માયામાં જે બ્રહ્મનું પ્રતિબીંબ તેનું નામ ઇશ્વર. આ ઇશ્વર જગતનો કર્તા છે એટલે માયારૂપ ઉપાધિથી શુદ્ધ ચૈતન્યરૂપ પરબ્રહ્મ પોતાના મહિમામાં સ્થિત હોવાથી સત્યરૂપ છે. આ પ્રમાણે માયા અને અવિદ્યારૂપ ઉપાધિયુક્ત ઇશ્વર અને જીવનાં સંબંધમાં જ્યાંલગી ભેદબુદ્ધિ રહે છે ત્યાંસુધી જન્મમરણાદિ સંસાર મટતો નથી, માટે જીવ ઇશ્વરમાં ક્યારે પણ ભેદબુદ્ધિ ન કરવી એટલે જ્ઞાનદ્વારા તે ઉભય બ્રહ્મરૂપ છે એમ ઘટાકાશ મઠાકાશ અને મહાકાશના દૃષ્ટાંતથી સમજી લેવું. ભેદબુદ્ધિ કરવાથી જીવને બંધન મટતું નથી એ બાબત શ્રુતિ ભગવતી એકાનેક પ્રસંગે સુત્રથી સુચવે છે પણ સ્થળ સંકોચથી એ બાબત આ સ્થળમાં વિસ્તારવાળી થઈ પડે. સારાંશ જીવ બ્રહ્મની ઐકયતાનું જ્ઞાન પિંડ બ્રહ્માંડની ઐકયતાપૂર્વક જ્ઞાનદ્વારા જ્યારે થાય છે ત્યારે જીજ્ઞાસુ કૃત્યકૃત્ય થાય છે.

ननु साहंकारस्य किंचिज्ज्ञस्य जीवस्य निरहंका-
रस्य सर्वज्ञस्येश्वरस्य तत्त्वमसि इति महावाक्यात्कथ-
मभेदबुद्धिः स्यादुभयोः विरुद्धधर्माक्रांतत्वात् ॥

**શબ્દાર્થ:**—કદાચ કોઈ એમ શંકા કરે કે જીવ કે જે અલ્પજ્ઞ અને અ-હંકારવાળો છે તથા ઇશ્વર સર્વજ્ઞત્વાદિ ઉપાધિવાળો છે તેથી એ ઉભયની તત્વમસિ એ મહાવાકયથી અભેદ બુદ્ધિ સંભવે નહિં કારણકે જીવ ઈશ્વર એ ઉભયના અલ્પજ્ઞત્વાદિ સર્વજ્ઞત્વાદિ વિરૂદ્ધ ધર્મો હોવાથી, તે બેમાં ઐકયબુદ્ધિ કેમ કરીને થાય? વળી અલ્પજ્ઞતા અને અહંકાર આદિ ધર્મવાળો જીવ સર્વજ્ઞતા અને

અહંકાર રહિત ઇશ્વરના ધર્મવાળો ક્યાંથી બને?? આ શંકા વાસ્તવિક ન હોવાથી આચાર્ય ભગવાન કહે છે કેઃ—

**इति चेन्न । स्थूल सूक्ष्म शरीराभिमानी त्वंपद वाच्यार्थः । उपाधिविनिर्मुक्तं समाधिदशासंपन्नं शुद्ध चैतन्यं त्वंपदलक्ष्यार्थः ॥**

**ભાવાર્થઃ**—આમ કહેવું બને નહિં કારણ કે સ્થુલ સુક્ષ્મ શરીરનો અભિમાની જે આત્મા છે તે त्वं પદનો વાચ્યાર્થ છે. અને ઉપાધિ રહિત સમાધિ દશાવાળો જે શુદ્ધ ચેતન તે ત્વંપદનો લક્ષ્યાર્થ છે.

## विवेचन.

**तत्वमसि** એ મહા વાક્યમાં **तत् त्वम्** અને **असि** એવાં ત્રણ પદ છે. આ મહાવાક્યનો અર્થ એ છે કેઃ—જગત્કર્તા જે સર્વજ્ઞ ઇશ્વર છે તે તુંજ છે. આ સ્થળમાં **तत्** પદ ઇશ્વરના માટે છે, **त्वम्** પદ જીવને ઓળખાવે છે અને **असि**, છે, એમ બતાવે છે. આ મહાવાક્યનો સામાન્ય અર્થ ઉપર કહ્યો તેજ છે. પણ વિશેષ અર્થની રીતિએ તો **तत्** અને **त्वं** પદના બે બે અર્થ થાય છે એક વાચ્ય અને બીજો લક્ષ્ય. વિશેષણ સહિત જેમાં ચેતનનું ગ્રહણ થાય છે તે વાચ્ય અને વિશેષણ રહિત જેમાં કેવળ એકજ ચેતનનુંજ ગ્રહણ થાય છે તે લક્ષ્ય અર્થ કહેવાય છે. જેમ ઘટપદનો વાચ્ય અર્થ ઘટનો ગોળાકાર છે અને લક્ષ્ય અર્થ મૂળકારણરૂપ માટીજ છે, તેમ અવિદ્યા અને માયાના સંબંધનું જેમાં ગ્રહણ થાય છે તે **तत्** અને **त्वं** પદના વાચ્ય અર્થ છે. સર્વજ્ઞત્વાદિ, અલ્પજ્ઞત્વાદિ ઉપાધિ સહિત એટલે માયા અને અવિદ્યા એ જડ ઉપાધિ સહિત ચેતનનું જે પદમાં ગ્રહણ કરાય છે તે **तत्** અને **त्वं**

પદના ઇશ્વર અને જીવ વાચ્ય અર્થ છે. સર્વજ્ઞત્વાદિ કે અલ્પજ્ઞત્વાદિ ઉપાધિનું એટલે માયા કે અવિદ્યાનું જેમાં ગ્રહણ થતું નથી તેવું માયા અને અવિદ્યારહિત વ્યાપકબ્રહ્મ એ **तत्** અને **त्वं** પદોનું લક્ષ્ય છે.

एवं सर्वज्ञत्वादि विशिष्टः इश्वरः तत्पद वाच्यार्थः॥ उपाधिशून्यं शुद्धचैतन्यं तत्पदलक्ष्यार्थः। एवं च जीवेश्वरयोः चैतन्यरुपेणाभेदे बाधकाभावः ॥

આ પ્રમાણે સર્વજ્ઞત્વ આદિ વિશેષણવાળો જે ઇશ્વર તે **तत्** પદનો વાચ્ય છે અને ઉપાધિ રહિત જે શુદ્ધ ચૈતન્યરૂપ બ્રહ્મ છે તે **तत्** પદનો લક્ષ્ય છે. આ પ્રમાણે જીવ અને ઇશ્વરની લક્ષ્ય અર્થમાં ચૈતન્યમાં ભેદ ન હોવાને લઇ એકતા છે. ચૈતન્યરૂપ લક્ષ્ય અર્થનો જે અભેદ થાય છે તેનો કોઇપણ બાધક પદાર્થ નથી એટલે કે ચૈતન્યરૂપે કરી જીવ અને ઇશ્વર એકજ છે.

एवं च वेदान्तवाक्यैः सद्गुरूपदेशेन च सर्वेष्वपि भूतेषु येषां ब्रह्मबुद्धिरुत्पन्ना ते जीवन्मुक्ता इत्यर्थः ननु जीवनमुक्तः कः। यथा देहोऽहं पुरुषोऽहं ब्राह्मणोऽहं शूद्रोऽहमस्मीति दृढनिश्चय स्तथा नाहं ब्राह्मणः न शुद्रः न पुरुषः किन्तु असंगः सच्चिदानंदःस्वरूपः प्रकाशरुपः सर्वान्तर्यामी चिदाकाशरुपोऽस्मीति दृढनिश्चयरूपोऽपरोक्ष ज्ञानवान् जीवन्मुक्तः ॥

આ પ્રમાણે વેદાંત શાસ્ત્રનાં મહાવાક્યનાં જ્ઞાનથી, સદ્‌ગુરના ઉપદેશથી પ્રાણી માત્રમાં બ્રહ્મબુદ્ધિ જેને થાય છે તે જીવન્મુક્ત છે.

પ્રશ્ન૦—જીવનમુક્ત કોને કહીએ?

જેમ હું દેહ છું, પુરૂષ છું, બ્રાહ્મણ છું, શુદ્ર છું, એમ દૃઢ માન્યતા અજ્ઞાનથી જીવને થાય છે તેમ હું બ્રાહ્મણ નથી, પુરૂષ નથી, દેહ નથી, શુદ્ર નથી પરંતુ અસંગ સચ્ચિદાનંદસ્વરૂપ, પ્રકાશરૂપ, સહુનો અંતર્યામી, ચિદાકાશ રૂપ છું- એવા પ્રકારના દૃઢનિશ્ચયરૂપ અપરોક્ષ જ્ઞાન જેને થાય છે તે જીવન્મુક્ત કહેવાય છે.

## विवेचन.

વિવેકચૂડામણિમાં શંકરાચાર્ય જીવન્મુક્ત પુરૂષનાં બહુ પ્રકારે લક્ષણ બતાવે છે. જેણે શ્રુતિના બળથી પોતાનું બ્રહ્મપણું જાણેલું છે, તે જીવનમુક્ત છે. સંસારથી જે છૂટો છે, ઇંદ્રિયાદિમાં જેને અહંપણું નથી, અન્ય વસ્તુમાં ઇદંભાવ નથી. જીવ બ્રહ્મ અને જગત્‌માં જેને ભેદની ગંધ પણ આવતી નથી, બીજાઓથી પ્રેરેલા ભોગો સમુદ્રમાં નદીના પ્રવાહોની જેમ જેમાં પેસીને બ્રહ્મરૂપે લીન થઈ જાય પણ કોઇ પ્રકારની વિક્રિયાને ઉત્પન્ન ન કરે તે સંન્યાસીને જીવન્મુક્ત જાણવો. શ્વાનમાં અને શ્વપાકમાં જેને સમભાવ આવે તે જીવનમુક્ત સમજવો. ગુણદોષવાળા સ્વભાવથી વિલક્ષણતાવાળા આ પ્રપંચમાં જેની દૃષ્ટિ સર્વત્ર સર્વથા સમાન હોય તેને જીવનમુક્ત કહેવો. ઇષ્ટાનિષ્ટમાં સમબુદ્ધિથી જે સદા નિર્વિકારી રહેતો હોય તેને જીવનમુક્ત જાણવો. બ્રહ્માનંદરસાસ્વાદાનુભવથી જેને બાહ્યાંતર વિષયોનુ અનુસંધાન છૂટી ગયું છે તેવો સજ્જન જીવનમુક્ત જાણવો. બુદ્ધિ લીન થયા છતાં જે જાગતો હોય, જાગતા છતાં જાગૃતિના ધર્મથી રહિત હોય અને જેનો બોધ વાસના રહિત હોય તે જીવનમુક્ત જાણવો.

**ब्रह्मैवाहमस्मीति अपरोक्षज्ञानेन निखिल कर्मबंध**

विनिर्मुक्तः स्यात् ॥ कर्माणि कतिविधानि सन्तीति चेत् आगामि संचित प्रारब्ध भेदेन त्रिविधानि संति॥

હું બ્રહ્મ છું એવાં અપરોક્ષ જ્ઞાનથી મનુષ્ય સંપૂર્ણ કર્મરૂપ બંધનથી છૂટો થઇ જાય છે. કર્મ કેટલા પ્રકારનાં છે એ પ્રશ્નના ઉત્તરમાં ત્રણ પ્રકારનાં છે. આગામિ, સંચિત અને પ્રારબ્ધ. શ્રુતિ કહે છે કેઃ—

"भिद्यते हृदयग्रंथिं श्छिद्यंते सर्व संशयाः ।
क्षीयंते चास्य कर्माणि तास्मिन दृष्टे परावरे ॥"

જેથી હિરણ્યગર્ભ પણ નીચી કોટિમાં છે તે પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી, હૃદયગ્રંથિ અર્થાત્ અહંકાર છૂટી જાય છે, સર્વ સંશયો શાંત થાય છે, તથા કર્મનો ક્ષય થાય છે. પ્રારબ્ધના નિષેધ માટે કરીને **कर्माणि** એવું બહુવચન આ શ્રુતિએ વાપર્યું છે. કારણ કે પ્રારબ્ધ કે જે કલ્પનામાત્ર છે તે પણ સંચિત અને ક્રિયમાણની સાથેજ આત્મસાક્ષાત્કાર થયાપછી નાશ પામે છે. અનેક જન્મનાં કરેલાં કર્મ તે સંચિત કહેવાય છે. વર્તમાન શરીર વડે થતાં કર્મો તે ક્રિયમાણ તથા જે વડે આ શરીર રચાયું છે તે કર્મ પ્રારબ્ધ. જ્યારે આત્મા અકર્તા છે ત્યારે તે અજન્મ પણ છે અને અજન્મ હોવાથી જન્માંતરનું કર્મ કે જે વર્તમાન શરીરને રચનાર હોવાથી પ્રારબ્ધ સંજ્ઞા પામે છે તે આત્માને કયાંથી વળગ્યું હોય? તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી પ્રારબ્ધ રહેતું નથી કારણ કે જ્ઞાનવડે અજ્ઞાન તથા તેનું કાર્ય જે જગત્ તેની નિવૃત્તિ થઇ જાય છે તો પ્રારબ્ધ શી રીતે રહે? જેમ જાગ્યા પછી સ્વપ્ન રહેતું નથી તેમ જ્ઞાન થયા પછી આત્મા વિના કાંઇપણ રહેતુંજ નથી. ત્રણે કર્મોનો આત્મજ્ઞાનથી લય થાય છે એ વાત ઉપરનાં સુત્રમાં શંકરે સમજાવી છે.

ज्ञानोत्पत्त्यनंतरं ज्ञानिदेहकृतं पुण्यं पापरूपं कर्म

यदस्ति तदागामीत्याभिधीयते । संचितं कर्म किम् । अनंतकोटी जन्मनां बीजभूतं सत् यत्कर्मजातं पूर्वार्जितं तिष्ठति तत् संचितं ज्ञेयम् ॥

અનંતકોટી જન્મનાં બીજરૂપ કર્મનો સમૂહ પુર્વે જે એકત્ર થયો હોય તેને સંચિત કર્મો કહેવાય છે એટલે કે અનેક જન્મમાં કરેલાં પાપ, પુણ્ય કે મિશ્ર કર્મો જીવાત્મામાં સાથેજ રહેલાં હોય છે. જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી જ્ઞાનીનાં શરીરનાં જે પુણ્યપાપરૂપી કર્મ છે તે આગામિ કર્મ કહેવાય છે, કારણ કે જ્ઞાનની ઉત્પતિ પછી તે થાય છે માટે ભોગવવાને યોગ્ય છે.

प्रारब्धकर्म किमिति चेत् । इदं शरीरमुत्पाद्य इह लोके एवं सुखदुःखादिप्रदं यत्कर्म तत्प्रारब्धं भोगेन नष्टं भवति प्रारब्धकर्मणां भोगादेव क्षय इति ॥

પ્રશ્ન:—પ્રારબ્ધ કોને કહેવાય ?

ઉત્તર:—આ શરીરને ઉત્પન્ન કરીને આ લોકમાં આ પ્રમાણે સુઃખદુઃખાદિ આપવાવાળું જે કર્મ છે તેને પ્રારબ્ધ કહેવાય છે. આ પ્રારબ્ધનો કર્મ ભોગથી નાશ થાય છે, કારણ કે " **अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभं । नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥**' એ કથન મુજબ શુભ અથવા તો અશુભ કર્મનો ભોગવ્યાવિના કરોડો કલ્પમાં પણ ક્ષય થતો નથી.

संचितं कर्म ब्रह्मैवाहमिति निश्चयात्मकज्ञानेन नश्यति । आगामि कर्म अपि ज्ञानेन नश्यति । किं च आगामि कर्मणां नलिनीदलगतजलवत् ज्ञानिनां संबंधो नास्ति ॥

હું બ્રહ્મછું એવાં નિશ્ચયાત્મક જ્ઞાનથી સંચિતોનો નાશ થાય છે. આગામિ પણ સંચિતની જેમજ જ્ઞાનથી નાશ પામે છે. પરંતુ જેમ કમળનાપત્રપર જળનો સંબંધ હોતો નથી તેમ જ્ઞાનીને આગામિ સાથે સંબંધ છેજ નહિં.

किं च ये ज्ञानिनं स्तुवंति भजंति अर्चयंति तान्प्रति ज्ञानीकृतम् आगामिपुण्यं गच्छति । ये ज्ञानिनं निन्दन्ति द्विषंति दुःखप्रदानं कुर्वंति तान्प्रति ज्ञानीकृतम् सर्वम् आगामि क्रियमाणं यदवाच्यं कर्म पापात्मकं तद्गच्छति ॥

હવે જે પુરૂષો જ્ઞાનીની પ્રશંસા અને સેવા કરે છે તે પુરૂષોમાં જ્ઞાનીઓનાં આગામિ પુણ્યો જાય, છે એટલે મળી જાય છે અને જે પુરૂષો જ્ઞાનીજનોની નિંદા કરે છે, જ્ઞાની સાથે વેર કરે છે, જ્ઞાનીને દુઃખ કરે છે તે પુરૂષોમાં જ્ઞાનીનાં પાપરૂપ આગામિ કર્મો પ્રવેશ કરે છે અર્થાત્ મળી જાય છે. શ્રુતિમાં પણ આ ન્યાય સત્ય છે એમ બતાવનારૂં કથન છે, જેમકે મિત્ર પુણ્ય કર્મોનો અને દુશ્મન પાપ કર્મોનો હક્કદાર છે.

सुहृदः पुण्यकृत्यान् दुर्हृदः पापकृत्यान् गृह्णन्ति तथा चात्मवित्संसारं तीर्त्वा ब्रह्मानंद मिहैव प्राप्नोति । तरति शोक मात्मविदिति श्रुतेः ॥

આ પ્રમાણે આત્મજ્ઞાની સંસારથી પાર ઉતરી આજ જન્મમાં બ્રહ્માનંદનો ભાજન થાય છે એટલે કે પરબ્રહ્મ પદને પામે છે. શ્રુતિમાં લખ્યું છે કે આત્મજ્ઞાની સમગ્ર શોકને તરી જાય છે.

तनुं त्यजतु वा काश्यां श्वपचस्य गृहेऽथवा ।
ज्ञानसंप्राप्ति समये मुक्तोऽसौ विगताशयः ॥१॥
॥ इति स्मृतेश्च ॥

સ્મૃતિ કહે છે કે જ્ઞાનીનો દેહ કાશીમાં પડે કે ચંડાળને ઘેર પડે પરંતુ જ્ઞાન પ્રાપ્તિના સમયમાં તે અંતઃકરણના મળરહિત મુક્ત સ્વરૂપજ છે એટલે કે જ્ઞાનીને મરણ સંબંધમાં દેશ કાળ અને વસ્તુનો નિયમ લાગુ પડતો નથી.

इति श्रीमच्छंकराचार्य विरचित तत्त्वबोध प्रकरणं
गुर्ज्जरभाषायां वेदांतकवि हिरालाल शर्मणा
व्याख्यातं समाप्तम्

॥ श्रीमच्छंकराचार्य विरचितम् ॥

# ॥ आत्मषट्क स्तोत्रम् ॥

॥ भुजंगप्रयातं छंदः ॥

मनोबुद्ध्यहंकारचित्तानि नाहं
न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे ।
न च व्योमभूमी न तेजो न वायु-
श्चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम् ॥१॥

**ભાવાર્થ**:—હું મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત નથી. હું શ્રોત્ર, જીભ, નાસીકા અને નેત્ર નથી. હું આકાશ, પૃથ્વી, તેજ, વાયુ અને ( જળ ) નથી. પણ ચિદાનંદ સ્વરૂપ **શિવ** હું છું-**શિવ** હું છું. ॥ ૧ ॥

**विवेचन.**

મન, બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ અંતઃકરણનાં તત્વો હોવાથી સુક્ષ્મદેહનાં તત્વો છે અને આત્મા તો સુક્ષ્મદેહનો દ્રષ્ટા સાક્ષિ હોવાથી, સુક્ષ્મદેહ કે તેનાં તત્વોના સમૂહ રૂપે તે કયા પ્રકારે હોઈ શકે ? જેથી ભગવાન આત્માનું સુક્ષ્મ દેહથી તટસ્થપણું છે એ બાબત ઉપરના શ્લોકમાં સુચવે છે. આ પ્રમાણે શ્રોત્ર, જીભ; નાસીકા અને નેત્ર પણ પરીણામી શરીરનીજ સામગ્રી હોવાથી, તે તત્વો આત્મા નથી એમ વિશેષ કથન કરે છે અને જડથી ચેતન-

રૂપ આત્મા જુદો છે એમ ચાર્વાકાદિ નાસ્તિકોના મતનું નિરાકરણ થવા વિવેક બતાવે છે. આકાશ, વાયુ, તેજ, પૃથ્વી હું નથી–એ કથનથી ભગવત્પાદ ભૌતિક રચના જડ છે અને આત્મા તેથી જૂદો છે એમ પંચભૂતથી આત્માનું તટસ્થ-પણું સમજવા વિવેક કરે છે. ચાર્વાકાદિ પંચભૂતમાંથી ગમે તે કોઇને કે પં-ચભૂતના દેહનેજ આત્મારૂપે માની લે છે એ કેવું અજ્ઞાન છે? એ બતાવવા આત્મા અને જડનાં સ્વરૂપ તથા લક્ષણ કેટલાં ઉલટાં છે એ આશયથી હું ચેતનરૂપ આત્મા તે તે જડરૂપ નથી પરંતુ દેહાદિકનો દ્રષ્ટા છું તથા પંચ-ભૌતિક રચના અસત્ જડ અને દુઃખરૂપ છે તથા હું સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, એમ ઉપરનો શ્લોક આત્મસ્વરૂપનો અનુભવ થવા મનનરૂપ છે. આ દેહાદિક જે કાંઈ પ્રપંચ વિલસી રહ્યો છે, તે રજ્જુસર્પની જેમ મારામાં મિથ્યા ભ્રમસમ ભાસે છે, પરંતુ મારૂં વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ હોવાથી, હું કલ્યાણનો આસ્પદ, અસંગ, અજર, અમર આત્મા છું. હું કોણ છું એ પ્રશ્નનો નિર્ણય આપનારાં આ સ્તોત્રનાં ભગવદ્વાક્યો ખરેખર ગુરૂદ્વારા મનન કરવા યોગ્ય છે. હૃદયરૂપ ક્ષેત્રમાંથી અવિદ્યારૂપ રજને સાફ કરી, વિવેક-રૂપ જળથી તે ભૂમિ પવિત્ર કરી, આત્મજ્ઞાનપ્રાપ્તિરૂપ વિવેકાદિ સાધનોનો પાયો રચાતાં, ગુરૂકૃપાથી એક અખંડાનંદ આત્મા અપ્રોક્ષ થાય છે. આ પ્રમાણે આદ્ય શ્લોકપંચકમાં, દેહાદિથી આત્મા હું જુદો છું, એ બાબત સ્થૂળ સૂ-ક્ષ્માદિ જડસંઘાત હું નથી એમ મનન કરવા, ઉપદેશ આપી, છેવટ છઠ્ઠા શ્લોકમાં ભગવાને મારૂં વાસ્તવિક સ્વરૂપ શું છે તે બાબત વિચાર કરવા આ-ત્માનાં લક્ષણો આપ્યાં છે. આ પ્રમાણે નેતિ નેતિ નિષેધથી નિષેધનો અવધિ જે આત્મા તે તું પોતેજ છો એમ સમજાવવા, આચાર્યે આ સ્તોત્રની રચના કરી છે. પોતા માટે નહિ કારણ કે પોતે તો સમર્થ જ્ઞાનમય હતા. "હું હુ" શબ્દથી પ્રત્યેક સાધક શિષ્ય વ્યક્તિને મનન કરવા ભગવાને ભલામણ કરી છે.

**अहं प्राणवर्गो न पंचानिला मे**
**न तोयं न मे धातवो पंचकोशाः ।**

**न वाक्पाणिपादौ न चोपस्थपायू**
**चिदानंदरूपः शिवोहं शिवोऽहम् ॥२॥**

**ભાવાર્થઃ**—હું જળ અને પ્રાણવર્ગ નથી, મારે પાંચ વાયુ નથી, (સપ્ત) ધાતુ મારે નથી, પંચકોશ મારા નથી, વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદા એ મારાં નથી પણ હું ચિદાનંદ સ્વરૂપ **શિવ** છું-**શિવ** છું. ॥ ૨ ॥

## विवेचन.

વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ અને અપાન એ પાંચ પ્રાણ છે. આ પાંચ પ્રાણ શરીરમાં અનેક પ્રકારની ક્રિયા કરી રહ્યા છે અને શરીરનાં યંત્રને જુદી જુદી ક્રિયાથી વ્યવસ્થિત રાખે છે. શરીરમાં ક્ષુધા તૃષા થાય છે તે પ્રાણોને થાય છે. આ પ્રાણપંચક સુક્ષ્મદેહનાં તત્વો હોવાથી, દ્રશ્ય, જડ અને દુઃખ રૂપ છે પરંતુ હું તો તેથી વિલક્ષણ દ્રષ્ટા, ચૈતન્ય, સદ્રુપ, આનંદરૂપ, પ્રાણાતીત આત્મા છું છતાં પ્રાણાત્મવાદી પુરૂષો કયા અવિવેકથી મારાં સ્વરૂપને નહિ સમજતા હોય? હું આત્મા પ્રાણોનો દ્રષ્ટા છું અને મારાવડે પ્રાણો પ્રકાશમાન છે પણ હું પોતે સ્વયંપ્રકાશવાળો છું. શ્રુતિમાં જે પ્રાણનો સંવાદ તથા પ્રવેશ જોવામાં આવે છે તે પ્રાણોના અભિમાની દેવોનો છે, કેમકે પ્રાણ તો જડ છે, પરંતુ પ્રાણ તથા આત્માના સ્વરૂપના વિવેકના અજ્ઞાનથી, પ્રાણાત્મવાદીઓ પ્રાણને આત્મા માને છે તે વાત તદ્દન વિરૂદ્ધ હોવાથી, ભગવાન પ્રાણ હું નથી એમ નિષેધપૂર્વક પ્રાણથીજ • આત્માનો વિવેક કરવાનું સુચવે છે. શ્રુતિમાં **आत्मा प्राणमयः.........विज्ञानमयः.........आनंदमयः** એમ પંચકોષનું વિવેચન છે. તે ઉપરથી પ્રાણાત્મવાદીએ પ્રાણને, વિજ્ઞાનવાદીએ વિજ્ઞાનને, દેહાત્મવાદીએ અન્નમયકોશરૂપ દેહનેજ આત્મા છે એમ માની લીધું પરંતુ તેઓએ શ્રુતિના આશયનો અર્થ વિચારપૂર્વક જો સમજમાં લીધો હોત તો

પંચકોષ કે જેઓ જડ છે તેને ચેતનરૂપ આત્મા માનતજ નહિ. પંચકોશના અભિમાની ચેતન વિશ્વાદિ જે ત્રણ છે તે આત્મરૂપ છે એમ શ્રુતિ ચેતનનો અભેદ છે એમ સિદ્ધ કરવા કહે છે, ત્યાં લાંબો વિચાર નહિ કરી જડનેજ આત્મા માનનારા જડવાદીઓની જડ કાઢવા, ભગવત્પાદે સૂત્રભષ્યાદિ અનેક પ્રવૃત્તિ કરી છે અને આ સ્તોત્રમાં પણ હું પ્રાણવર્ગમાંનો કોઈ નથી, અથવા તો તે પ્રાણો મારા નથી એમ આત્માનું તટસ્થ સ્વરૂપ છે એ બતાવ્યું છે. અસ્થિ, મેદ, મજ્જા. રોમ, નખ, સ્વેદ અને માંસ એ સર્વે સ્થૂળ દેહના વિકારરૂપ હોવાથી હું અવિકાર આત્મા તેથી જુદો છું અને તે ધાતુઓ મારા નથી. આ પ્રમાણ પંચભૂતનું કાર્ય જે સુક્ષ્મદેહ તેની વાચા, પાણી, પાદ, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિયો છે તે પણ મારી નથી, પણ હું તો ઇન્દ્રિયોનો જોનારો આત્મા, ઇન્દ્રિયોથી તટસ્થ છું. આવી રીતે અસત્ જડ અને દુઃખરુપ જે ભૌતિક પ્રપંચ છે તે હું નથી પરંતુ હું તો ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં અબાધિત, અલુપ્તપ્રકાશ ચૈતન્યરૂપ અને આનંદરૂપ પરમશિવ આત્મા છું. "હુ" પ્રત્યયથી કાયાનું, અહંકારનું અને આત્માનું ભાન થાય છે તેમાં હુંથી, જે કાયા અને અહંબુદ્ધિનું ભાન તે આત્માનો, કાયામાં અને અહંકારમાં અધ્યાસ થવાથી થાય છે માટે હું એ શબ્દનો વાચ્ય આત્મા છે. તેનું સ્વરૂપ તત્વબોધ પંચીકરણ આદિ પ્રકરણદ્વારા મનન કરી જાણવું અને ત્યાર પછી ગુરૂદ્વારા હું આત્મા છું એમ સાક્ષાત્ આત્માનુભવ કરવા પ્રયાસ સેવવો, એજ આ સ્તોત્રના પાઠનો ઉપદેશ છે.

न मे द्वेषरागौ न मे लोभमोहौ
मदो नैव मे नैव मात्सर्यभावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्षः
चिदानंदरूपः शिवोहं शिवोऽहम् ॥२॥

**ભાવાર્થ:**—મારે દ્વેષ રાગ નથી, મારે લોભ અને મોહ નથી, મારામાં મદ નથી, મારામાં મત્સર નથી, ધર્મ મારે નથી, અર્થ મારે નથી, કામ મારે નથી, અને મોક્ષ મારે નથી પણ હું તો ચિદાનંદસ્વરૂપ **શિવ** છું-**શિવ** છું. ॥ ૩ ॥

## विवेचन.

રાગદ્વેષ બુદ્ધિમાં પ્રગટ થાય છે તેથી બુદ્ધિના છે અને બુદ્ધિ અંતઃકરણનું એક તત્વ છે, અંતઃકરણ સુક્ષ્મદેહનું તત્વ છે અને સુક્ષ્મદેહ તે અપંચીકૃત પંચમહાભૂતનું કાર્ય છે, પંચમહાભૂત પ્રકૃતિનું કાર્ય છે અને પ્રકૃતિ એ ચૈતન્ય બ્રહ્મથી કોઇ અન્ય નથી પરંતુ તે સદસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે. જે વસ્તુ અનિર્વચનીય છે તે કલ્પિત મિથ્યા માત્ર છે, જેથી બ્રહ્મમાં કલ્પેલી પ્રકૃતિ પણ વાસ્તવિક નથી પરંતુ એકજ અદ્વયબ્રહ્મ અનાદિ, અનંત હોવાથી હું તેજ છું પરંતુ રાગદ્વેષાદિ પ્રકૃતિના વિકારોનો મને અવિકારી આત્માને સંગ નથી. વિચાર વડે જે કાંઇ નથી તેનું નામજ **माया** છે, તો તે માયાથીપર ચૈતન્યસ્વરૂપ જે હું આત્મા તે, તે માયાનાં કોઇપણ રાગદ્વેષાદિ કાર્યરૂપે જડ કેમ હોઉં? આ અભિપ્રાયથી ભગવાન સાંખ્યાદિના ભેદનું નિવારણ કરી, હું આત્મા એકજ વ્યાપક સચ્ચિદાનંદસ્વરૂપ છું અને અન્ય જે કલ્પિત ભાસે છે તેની મારાથી ભિન્ન સત્તા ન હોવાને લીધે વિવર્ત હોવાથી, રજ્જુસર્પવત્ મિથ્યા છે. લોભ, મોહ, મદ, મત્સર આદિ પ્રકૃતિના વિકારો હોવાથી પ્રકૃતિથીપર, ચૈતન્યરૂપ આત્મા જે હું તે, જડરૂપ ગુણો કેમ હોઇ શકું? અર્થાત્ આ સ્થળમાં ભગવાન ન્યાયમતના અવિવેકનું દર્શન કરાવી, વેદાંતના વિવેકથી આત્માનીજ અસ્તિત્વતાનું ભાન કરાવે છે અને તે આત્મારૂપ પરબ્રહ્મ હું પોતેજ છું એમ કહી, તેની અદ્વૈતતા બતાવે છે. અનેક પ્રકારના ધર્મો દેહને, પ્રાણને, અને મનને લાગેલા છે અને દેહ પ્રાણ અને મન આદિ જડ સંઘાત ભૌતિક પરીણામ હોવાથી, પ્રકૃતિનું કાર્ય છે તેથી તે અસત્ જડ અને દુઃખરૂપ હોવાથી, હું સ-

ચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા નથી એમ બતાવી ધર્મરહિત એટલે કે ધર્મ પુરૂષાર્થ પણ મારે નથી એમ કહે છે. અર્થપ્રાપ્તિ પણ આત્મા કે જે નિત્ય આનંદરૂપ છે તેને સંભવતી ન હોવાથી, મારે અર્થ નથી એમ આત્મરૂપે મનન કરવા, ભગવત્પાદ જીજ્ઞાસુને સુચવે છે. સર્વ કામનાઓથી રહિત, નિર્મળ પુર્ણકામ, જે પરબ્રહ્મ છે તેને, કામના ન હોવાથી, મારે કામ નથી એમ મનન પ્રકાર બતાવે છે. જેનામાં અહંમમત્વ ભાવ હોય છે તેનેજ બંધન—મોક્ષ હોય છે પરંતુ વાસ્તવિક રીતે આત્મામાં અહંતા મમતા ન હોવાથી તે બંધમોક્ષ રહિત છે અને બંધમોક્ષ એ મનના ધર્મ હોવાથી કાયામાં કલ્પાયેલા છે અને પ્રકૃતિનું તમામ ગુણાદિક, કાર્ય હોવાથી આત્મામાં વાસ્તવિક તેઓનો યોગ નથી, જેથી હું ચારે પુરુષાર્થ રહિત, ત્રણે કાયા રહિત, ત્રણે સ્થિતિ રહિત, પંચકોશરહિત, પ્રકૃતિથીપર, જન્માદિક વિકાર રહિત, કેવળ, નિત્ય, એક, અનાદિ, અનંત, વ્યાપક, એકરસ, નિરાકાર, પરબ્રહ્મરૂપ, પરમશિવ, સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, એવો મનન અભ્યાસ જીજ્ઞાસુએ કર્તવ્યરૂપ છે, એમ સ્તોત્રના શ્લોકત્રયમાં ભગવત્પાદ નિઃષેધવિધિરહિત, આત્માનાં નિર્મળ સ્વરૂપનું આત્મરૂપેજ સ્તવન કરવારૂપ-કલ્યાણ માર્ગને બતાવે છે. સાંખ્ય, યોગ, ન્યાય ઇત્યાદિ મતોની માન્યતામાં જે નથી આવી શકતો એવો હું, વેદાન્તવેદ્ય શુદ્ધચૈતન્યસ્વરૂપ આત્મા છું એ બાબત આ સ્થળે સુચવી છે.

न पुण्यं न पापं न सौख्यं न दुःखं
न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ ४ ॥

**ભાવાર્થ:**—પૂણ્ય, પાપ, સુખ, દુઃખ, મંત્ર, તીર્થ, વેદ, યજ્ઞ એમાંનું કશું મારે નથી. હું ભોજન નથી, ભોજ્ય નથી અને ભોક્તા પણ નથી પણ ચિદાનંદરૂપ હું **શિવ** છું-**શિવ** છું. ॥ ૪ ॥

## विवेचन.

પુણ્ય, પાપ, સુખ, દુઃખ ઇત્યાદિ કર્મનાં ફળ હોવાથી આત્મા જે નિષ્કર્મ છે તેમાં તેનો યોગ ઘટતો નથી. આ પ્રમાણે કર્મશાસ્ત્રનો વિષય હું આત્મા નથી એમ સુચવ્યું છે. હું કે જે ઇંદ્રિયો રહિત, ચિત્ત રહિત, નિર્વિકાર અને અખંડ સુખના અનુભવરૂપ છું તેને પુણ્ય અને પાપનો સંબંધ ક્યા પ્રકારે ઘટી શકે ? **अनन्वागतं**, શ્રુતિ પણ મારૂં પુણ્યપાપરહિતપણું સુચવે છે. મંત્ર, તિર્થ, વેદ, યજ્ઞ, ભોજન, ભોજ્ય, ભોકતા, ઇત્યાદિ ઉપાધિ હું જે નિષ્કર્મ આત્મા તેમાં ઘટતીજ નથી, અંશરહિત કેવળ સર્વદા હું એકસ્વરૂપ હોવાથી, પ્રવૃત્તિ, નિવૃત્તિ, વિધિ, નિષેધ, સુખ, દુઃખ, હર્ષ શોક, ક્ષુધા, તૃષા, સંકલ્પ વિકલ્પ ઇત્યાદિ અનેક દ્વંદ જાળ મારા નિર્દ્વંદમાં ઘટેજ નહીં. છાયાથી સ્પર્શ કરાયેલી ટાઢી, ઉની, સારી કે નરસી વસ્તુનો છાયાથી વિલક્ષણ હું જે પ્રકાશરૂપ આત્મા તેને સંગ ઘટતો નથી. ઘરના ધર્મો જેમ દીપકને સ્પર્શ કરતા નથી તેમ સાક્ષ્ય પદાર્થોનો સંગ હું જે સાક્ષિસ્વરૂપ છું તેને કયાંથી હોય ? કર્મમાં સૂર્યની સાક્ષીના જેવું, અગ્નિની નિયામક સત્તા દાહમાં જેવી છે તેવું, હું કુટસ્થ ચૈતન્ય છું, તેનું સાક્ષિપણું છે. રજ્જુમાં સર્પાદિના આરોપના સંગ જેવો આરોપિત વસ્તુઓનો મને સંગ છે પરંતુ વસ્તુતાએ હું અસંગ આત્મા કરનાર કરાવનાર, ભોગવનાર, ભોગવાવનાર અને જેનાર કે જેવડાવનાર નથીજ. હું તો સ્વયંપ્રકાશ છું અને મન વાણીનો વિષય નથી. **यतो वाचो निवर्तंते** ઇત્યાદિ શ્રુતિ પણ મને તેવોજ કહે છે. ઉપાધિની ચલિત ગતિથી ઉપાધિયોગે જણાતી પ્રતિબીંબની ચપળતાને, પામર મનુષ્ય હું કર્તા છું, ભોકતા છું, હાયહાય હું માર્યો ગયો છું એમ, બિંબભુત આત્માસ્વરૂપ કે જે

સૂર્યની પેઠે છે અને ક્રિયારહિત છે તેમાં માની લે છે. જેમ ઘડાના ધર્મથી આકાશ લેપાતું નથી તેમ આ જડપદાર્થમય દેહનું ગમે તે થાય તેમાં મને શો સંબંધ લેપાવાનો ઘટે છે ? કર્તાપણું, ભોક્તાપણું, ખલપણું, મત્તપણું, બદ્ધપણું, અને મુક્તપણું ઇત્યાદિ વિકલ્પો બુદ્ધિમાં થવાથી બુદ્ધિના છે તેથી તે હું કે જે નિર્વિકલ્પ આત્મસ્વરુપ છું તેમાં કયા પ્રકારે ઘટી શકે. પ્રકૃતિના કરોડો વિકારો થયા કરે તેથી વાદળાઓને આકાશનો સ્પર્શ જેમ નથી તેમ મને પણ તેનો નથી, આ પ્રમાણે પોતાના આત્માનું પરમશિવરૂપ નિત્ય મનનપૂર્વક અનુસંધાનમાં રાખી જડપદાર્થમય જગતનો પ્રપંચ રજ્જુસર્પવત્ મિથ્યા પ્રતિત થતો જાણી, તેજ રૂપમાં સર્વદા સ્થિતિ કરી, પ્રારબ્ધપર્યંત આ શરીરરૂપી ઉપાધિ ધારણ કરી, તેજ રુપે આખર આનંદરૂપ રહેવું એજ, વાસ્તવિક કલ્યાણ હોવાથી, ભગવાન તેવા પ્રકારનોજ મનન માર્ગ જીજ્ઞાસુઓને આ સ્તોત્ર પાઠથી બતાવે છે. હું શિવ છું, હું શિવ છું એમ દ્વિગુણ કથનથી આત્માનાં સ્વરૂપનું નિશ્ચયપૂર્વક જ્ઞાન મેળવી તે આત્મા તું પોતે છો એમ જીજ્ઞાસુને ફળશ્રુતિ બતાવી, ભગવાન શંકરાચાર્ય આ સ્તોત્રના રહસ્યમાં વિશેષ પ્રકાશ પાડે છે.

न मे मृत्युशंका न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्म ।
न बंधु र्न मित्रं गुरु र्नैव शिष्य
श्चिदानंद रुपः शिवोहं शिवोऽहम् ॥ ५ ॥

**ભાવાર્થ**:—મારે મૃત્યુની શંકા નથી, મારે જાતિનો ભેદ ભેદ નથી; મારે પિતા નથી, મારે માતા નથી, મારે જન્મ નથી. મારે બંધુ નથી, મારે મિત્ર નથી, મારે ગુરૂ નથી, અને મારે શિષ્ય પણ નથી પરંતુ હું તો ચિદાનંદસ્વરૂપ **શિવ છું–શિવ છું**. ॥ ૫ ॥

## विवेचन.

જન્મ મરણ એ કાયાના ધર્મો હોવાથી ચૈતન્યરૂપ અવિનાશી આત્મામાં તેની ગંધ માત્રનો પણ સંભવ નથી. જડ શરીર જન્મે છે, સ્થિતિ પામે છે, કૌમાર થાય છે, યુવાન થાય છે, વૃદ્ધ થાય છે, અને નાશ થાય છે પરંતુ તેમાં રહેલો સાક્ષિ ચૈતન્ય જે આત્મા તે તો મરતો નથી, જન્મતો નથી, શસ્ત્રથી કપાતો નથી, અગ્નિથી દહાતો નથી, પાણીથી પલાળાતો નથી, પવનથી શોષાતો નથી, જેથી તે અવિકારી જન્મજરાદિરહિત આનંદરૂપ હું આત્મા તેમાં મૃત્યુની શંકાનો અવસર પણ ક્યાંથી હોય, એથી હું મૃત્યુની શંકાવાળો નથી એમ સ્વસ્વરૂપાવબોધ થવા આત્મતત્ત્વના અધિકારીએ મનન કરવું કર્તવ્યરૂપ છે. કાયા આદિ જડ પદાર્થ આત્મા છે, એવા અધ્યાસથી 'હું હું, એ પ્રકારે આત્માજ ઓળખાય છે છતાં હું શબ્દથી હું બ્રાહ્મણ, હું વૈસ્ય, હું ક્ષત્રીય, અને હું શુદ્ર છું, આમ જાતિભેદ કે જેઓ જડ શરીરના છે તે આત્મામાં કલ્પાયા છે. બ્રાહ્મણ રાજા ઇત્યાદિ નામ રચના કટક કુંડળની જેમ એક જડમાં થઇ છે પરંતુ આત્મામાં તો જાતિવર્ણાશ્રમાદિ જે જડ દેહના વિકારો છે તે ઘટી શકતાજ નથી. જાતિભેદ જડ કાયાનો છે અને જે જડ છે તે પણ અવિદ્યાનું કાર્ય છે અને અવિદ્યાનો પ્રપંચ રજ્જુસર્પવત્ નિ-ષ્પ્રપંચ હું જે આત્મા તેમાં કલ્પ્યો છે તેથી વાસ્તવિક રીતે મારામાં જાતિ ભેદ હોઇ શકેજ નહિં, જેથી જાતિભેદવિનાનો હું આત્મા જડધર્મોરહિત છું, એ કથનરૂપ મનન આત્માવબોધ થવા આવસ્યક છે. એકજ જડરૂપ જથ્થો છે તેમાં જેની સિદ્ધિ ન થઇ શકે તેવાં માતા પિતા, ગાય, ઘોડો, ભાઈ, બેન ઇત્યાદિ અનેક નામરૂપ મનોમયદ્વૈત મનથી રચાયું છે અને મન એજ અ-વિદ્યારૂપ હોવાથી રજ્જુસર્પવત્ મિથ્યા છે, જેથી માતાપિતાદિરૂપ ઉપાધિનો યોગ હું જે એકજ આત્મા છું તેમાં કેમ ઘટી શકે ? હું માતાપિતા વિનાનો એટલે નામરૂપાદિ પ્રપંચથી રહિત, અનામ, અરૂપ સચ્ચીદાનંદસ્વરૂપ આત્મા છું અને જન્મ થવો એ કાયાનો 'જડધર્મ હોવાથી હું અજન્મ છું. બંધુ

મિત્ર આદિ વ્યવહારની નામરૂપ રચના કે જે જડરૂપ દેહમાં મનાઇ છે અને તે દેહ તે હું આત્મા છું એવું વિપરીત દર્શન ચાર્વાકાદિએ મારામાં કર્યું છે તે અવાસ્તવિક અને અવિવેકનું પરિણામ હોવાથી, મિથ્યામાત્ર છે પરંતુ હું તો સમસ્ત જડધર્મથીરહિત સદ્રૂપ ચિદ્રૂપ અને પરમાનંદસ્વરૂપ આત્મા છું. જેમ એક મૃત્તિકામાં અનેક પ્રકારના નામરૂપ વિકારોની ઘટના કરવામાં આવે પણ તત્ત્વદષ્ટિએ તો તે તમામ મૃત્તિકાજ છે તેમ સચ્ચિદાનંદસ્વરૂપ જે આત્મા, તેમાં દેહ, વર્ણ, આશ્રમ, માતાપિતા આદિ ગમે તે સંબંધનો આરોપ કરવામાં આવે તોપણ વાસ્તવિક હું જે સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા છું, તે કદીપણ અસત્ જડ અને દુઃખરૂપ લક્ષણવાળાં નામરૂપાદિ બનવાનો નથી. જેથી દેહાદિથી ભિન્ન, ગુરૂશિષ્ય ઇત્યાદિ મનોમય દ્વૈતથી ભિન્ન, મારૂં પારમાર્થિકસ્વરૂપ તો નિત્ય, વિભુ, સચ્ચિદાનંદસ્વરૂપ, અજન્મ, અસંગ અને પરમશિવરૂપ છે, તેમાં કોઇપણ પ્રકારનો ભેદ શ્રુતિયુક્તિ કે અનુભવથી છેજ નહિ.

अहं निर्विकल्पो निराकार रूपो
विभु र्व्याप्य सर्वत्र सर्वेंद्रियाणि ।
सदा मे समत्वं न मुक्ति र्न बंध
श्चिदानंदरुपः शिवोहं शिवोऽहम् ॥ ६ ॥

**ભાવાર્થ**:—હું નિર્વિકલ્પ નિરાકાર વિભુસ્વરૂપ છું તથા સર્વત્ર સર્વ ઇંદ્રિયોમાં વ્યાપીને વસેલો છું, મારે સદાય સમતા છે, મુક્તિ નથી, બંધ નથી પરંતુ હું ચિદાનંદસ્વરૂપ પરમ શિવસ્વરૂપ છું. પરમ શિવસ્વરૂપ છું. ॥ ૬ ॥

## विवेचन.

સંકલ્પ વિકલ્પ કરવાના ધર્મો બુદ્ધિના છે અને બુદ્ધિ એ સુક્ષ્મ શરીરનું

તત્વ હોવાથી ભૌતિક કાર્ય છે અને પંચભૂતાત્મક જે કાંઈ પ્રપંચ છે તે બધો અવિદ્યાનો હોવાથી હું જે નિષ્પ્રપંચ આત્મા છું, તેમાં પ્રપંચરૂપ અધ્યારોપ મારાં વાસ્તવિક સ્વરૂપની સિદ્ધિ વાસ્તે કર્યો છે અને તે આરોપ સત્ય ન હોવાથી હું નિત્ય નિર્વિકલ્પ નિરાકાર સ્વરૂપ છું તે સ્વતઃ સિદ્ધ છે. સર્વત્ર સર્વથા હું મણિમાં સુત્રની જેમ એકરસ વ્યાપક હોવાથી મારૂં સમરસપણું સદાય સિદ્ધજ છે. એક વસ્તુની અપેક્ષાએ અન્ય વસ્તુ આવી છે એમ કલ્પના માત્ર કહેવાય છે પરંતુ વાસ્તવિક દ્રષ્ટીએ મારામાં ભેદ ન હોવાથી હું એકજ અદ્વૈત સત્યરૂપ છું. મારાથી એવી બીજી કોઇ અવિદ્યા કે જડ વસ્તુ જુદી છેજ નહિ. કારણ કે એ બધો પ્રપંચ રજ્જુસર્પની જેમ મારામાં અવાસ્તવિક કલ્પાએલો છે, તો પછી જ્યારે હુંજ છું ત્યારે બંધમોક્ષ પણ વસ્તુતાએ નથી પરંતુ માયાવડે મારામાં તે કલ્પેલાં છે. જો હું મુક્ત થયો હોઉં તો મારે બંધ હતો એમ કહેવાય અને જો હું બંધનમાં આવ્યો હોઉં તો મારે મોક્ષ થયો એમ કહેવાય પરંતુ હુંતો ત્રણે કાળ છું, હતો અને રહેવાનો તેથી બંધમોક્ષ મારામાં છેજ નહિ પરંતુ મિથ્યા વસ્તુની નિવૃત્તિ મિથ્યાથીજ થાય એ નિયમ મુજબ મિથ્યા વેદાદિ સાધનથી મારાં મિથ્યા જ્ઞાનવડે મારામાં મિથ્યારૂપ સંસારના આરોપની નિવૃત્તિ કરે છે. જેમ વસ્તુનું જ્ઞાન મેળવવા અનેક પ્રકારની કલ્પનાઓ કરવી પડે છે તેમ મારાં નિત્યસિદ્ધ સ્વરૂપની સિદ્ધિનો અનુભવ થવા સુજ્ઞ તત્વવેત્તાઓએ અનેક કલ્પનારૂપ આરોપથી, પ્રપંચની મારામાં માન્યતા કરી છેવટ હું નિષ્પ્રપંચ છું એમ નિષેધ અને વિધિક્રમથી નિર્ણય કરી, છેવટ વાસ્તવિક હું એકજ નિત્ય અદ્વિતિય વ્યાપક સચ્ચિદાનંદ સ્વરૂપ પરમ શિવ છું એમ પ્રત્યાગાત્માનો મારા સાથે અભેદ સમજી, મારૂં સ્વયંસિદ્ધ પરબ્રહ્મરૂપ છે એમ અનુભવવડે અનુભવ્યું છે. આ પ્રમાણે મનન પ્રકારથી સાધક તત્વને પામે છે અર્થાત્ પોતાનું વાસ્તવિક સ્વરૂપ જે હું બ્રહ્મ પોતેજ છું એવા અનુભવવડે, સમજી શાંત થાય છે.

॥ इति वेदान्त कवि हीरालालेन व्याख्यातमात्मषट्कस्तोत्रं

॥ संपूर्णम् ॥

# ॥ अथ श्री काशीपंचकस्तोत्रम् ॥

## ॥ प्रारभ्यते ॥

## ॥ उपजाति छंदः ॥

मनोनिवृत्तिः परमोपशांतिः
सा तीर्थवर्या मणिकर्णिका च ।
ज्ञानप्रवाहा विमलादिगंगा
साकाशिकाहं निजबोधरूपा ॥ १ ॥

**ભાવાર્થઃ**—જેમાં મનની નિવૃત્તિરૂપ પરમ ઉપશાંતિ થાય છે તે સર્વોત્તમ તીર્થ મણિકર્ણિકા છે. જ્ઞાનરૂપ પ્રવાહવાળી વિમલાદિ ગંગા જેમાં છે તેવી નિજબોધરૂપ કાશીનગરી હું પોતેજ છું. ॥ ૧ ॥

### विवेचन.

આચાર્ય ભગવાન ઉક્ત શ્લોકમાં મનની નિવૃત્તિરૂપ પરમોપશાંતિને, મણિકર્ણિકાના ઘાટની ઉપમા આપે છે, ત્યાં એવો આશય છે કેઃ—આત્મજ્ઞાનરૂપ કાશી નગરીમાં જ્ઞાનના પ્રવાહવાળી વિમળ ગંગા વહે છે અને મનની નિવૃત્તિ છે તેજ પરમશાંતિ આપનારો મણિકર્ણિકાનો ઘાટ છે. લૌકિક કાશીપુરીમાં યદ્યપિ તીર્થ માહાત્મ્યથી મોક્ષની પ્રાપ્તિનો સંભવ છે તોપણ મોક્ષનું સાક્ષાત્સાધન તો આત્મજ્ઞાન હોવાથી આત્મજ્ઞાન કાશીજ પરમ તીર્થ છે. કાશીમાં નિવાસ કરી આત્મજ્ઞાનસંપન્ન સત્પુરૂષનાં સેવનથીજ મોક્ષ થાય છે.

પરંતુ કેવળ લૌકિક આચારને અનુસરી ત્યાં વસતું અને ઘેર વસવું બરાબર છે. કાશી પવિત્ર સ્થળ છે તેથી ત્યાં મહાત્માઓનો સંભવ વિશેષ છે તેથી મુક્તિનો માર્ગ પામી શકાય છે તેથી મુક્તિનું સાધન તો આત્મજ્ઞાનરૂપજ કાશી છે. આવી આત્મબોધરૂપી કાશીપુરી હું પોતેજ છું એવું ઉત્તમ અનુભવજન્ય જ્ઞાનવિજ્ઞાન મનનીનિવૃત્તિરૂપ મણિકર્ણિકાના ઘાટપર વિશ્રામ મેળવવાથીજ પ્રાપ્ત થાય છે. જેથી આત્મજ્ઞાનરૂપ કાશી હું પોતેજ છું એ અનુભવ થવામાં મનની નિવૃત્તિની એટલે ચિત્તશુદ્ધિની ખાસ જરૂર છે. સંકલ્પવિકલ્પાત્મક મન છે. આવાં મનનું પ્રયત્નપૂર્વક શોધન કરવું ખાસ જરૂરનું છે. મનરૂપ અવિદ્યાવડે કરીનેજ સમગ્ર ( સમસ્ત ) સંસાર ઉત્પન્ન થયેલો હોવાથી, તેની નિવૃત્તિની પ્રથમ જરૂર છે. સત્સંગથી, સુવિચારથી, યુક્તિથી અને અભ્યાસથી આ મનરૂપી મર્કટ વશ કરી શકાય છે. બંધમોક્ષનો મૂળ હેતુ મન હોવાથી મનોજય અર્થાત્ મનોનિગ્રહ એટલે મનને નિયમમાં રાખવા માટે વેદશાસ્ત્રોએ પ્રવૃત્તિ કરી છે જેથી પ્રસ્તુત વિષયમાં વિશેષ કાંઇ કહી શકાય તેવું નથી તો પણ સર્વ ઇન્દ્રિયોમાં મન મુખ્ય હોવાથી તે મન ઇન્દ્રિયોને આધીન નહીં વર્ત્તાવતાં-રાખતાં તેને આધીન ઇન્દ્રિયો વર્તે તેમ કરવું એ ઘણુંજ જરૂરનું છે. એકજ મનની નબળાઇથી સેંકડો જીવ અવનતિ પામ્યા છે તો તેવાં મનનો નિરોધ કરવો ઘણો જરૂરનો છે. યોગ અને વેદશાસ્ત્રનો પાયો મનનો નિરોધ કરવાના ઉપદેશ ઉપર રચાયો છે. યોગ અને વેદશાસ્ત્રનું બંધારણ માત્ર મનો નિગ્રહ ઉપર છે અને મનોનિગ્રહજ મોક્ષનો હેતુ હોવાથી તેજ મુખ્ય ગણાય છે. પ્રાણાયામાદિ અનેક ક્રિયાઓથી ( પ્રકારથી ) પોતાનું મન સ્વાધીન કરી શકાય છે. નિયમરૂપી અંકુશથી મનરૂપી હાથી તાબે થઇ શકે છે. પ્રથમતો અશુભ સંકલ્પનો ત્યાગ અને શુભ સંકલ્પની પ્રવૃત્તિ કરવી એ મન સ્વાધીન કરવાનું મંગળાચરણ છે. મનની અશુભ પ્રવૃત્તિ અટકવાથી તે મન શુભ સંકલ્પથી સાત્વીક (સત્ત્વમય) બનતું જાય છે. આ પ્રમાણે અભ્યાસના યોગથી ચિત્તનું

સ્વરૂપ (દશ્યપણું) સમજાતાં બ્રહ્મ તરફ સતત તેને વાળવાથી (લક્ષ્ય રાખતાં) આ ચિત્ત લાંબે કાળે સત્ ચિત્ સ્વરૂપ બને છે, અર્થાત્ સંકલ્પ વિકલ્પ વિનાની સ્થિતિ એજ તેની નિવૃત્તિ કે પરમોપશાંતિ છે. સુવિચારથી મનનું સ્વરૂપ ( દશ્યપણું ) જો બરાબર સમજવામાં આવે તો તે મન યોગાદિ કઠીન સાધન વિના પણ તાબે કરી શકાય છે. રાજ યોગથી, અષ્ટાંગયોગથી, ધ્યાન યોગથી, જપયોગથી, ભક્તિયોગથી કે ગમે તે પ્રકારે ચિત્તને સમગ્ર અનર્થના હેતુરૂપ સમજી સ્વાધીન કરવું અને સંકલ્પ વિકલ્પ રહિત સ્થિતિમાં વિરામ પામવું એજ તત્વજ્ઞાન રૂપી (આત્મબોધ રૂપ) કાશીનગરીમાં ખરો વિશ્રામઘાટ છે, જેથી આચાર્ય ભગવાન્ આત્મજ્ઞાનના પ્રવાહવાળી સ્વસ્વરૂપાનુભવ કાશીનગરી છે અને તેમાં પરમોપશાંતિરૂપ મણિકર્ણિકાનો ઘાટ છે એવી (એમ) મનોહર ઉપમાથી (શબ્દથી) સ્તોત્રનો પ્રારંભ કરે છે. યોગવાસીષ્ટનાં ઉપશમ પ્રકરણદ્વારા ચિત્તનિવૃત્તિ અર્થે (થવા) કોઈ પણ અનુકુળ ઉપાય મેળવી ભગવત્પાદ શંકરાચાર્યના વેદાંત પ્રકરણોનાં શ્રવણ મનન અને નિદિધ્યાસનથી મુમુક્ષુએ આત્માનુભવરૂપ કાશીપુરીમાં પરમોપશાંતિરૂપ વિશ્રામદાયક મણિકર્ણિકાના ઘાટપર સ્થિતિ કરવા સદુદ્યોગશીળ રહેવું. વિચાર પ્રધાન માર્ગ અર્થાત્ શંકર નિર્દિષ્ટ ચિત્તનો જય કરવાની પદ્ધતિ અત્યુત્તમ છે તોપણ મંદાધિકારીને અન્ય યોગાદિદ્વારા પણ ચિત્તનો જય કરવો પડે છે તેથી પ્રાણનો કે ચિત્તનો જય આત્મદર્શન અર્થે સમજી કરવો જોઇએ. પ્રાણના જયથી ચિત્તનો જય થાય છે અને પરબારો મનોજય પણ કરી શકાય છે.

અસ્તુ.

**यस्यामिदं कल्पितमिन्द्रजालम् ।**
**चराचरं भाति मनोविलासम् ।**
**सच्चित्सुखैका परमात्मरूपा**
**सा काशिकाहं निजबोधरूपा ॥ २ ॥**

**ભાવાર્થઃ**—જેના વિષે આ કલ્પિત ઇંદ્રજાળ જેવો મનોવિલાસ ચરાચર ભાસે છે અને જે સચ્ચિદાનંદ સ્વરૂપ એક પરમાત્મા છે તેવી નિજબોધ નામની વારાણસી પુરી હું પોતે છું. ॥ ૨ ॥

## विवेचन.

આવા પ્રકારની નિજબોધરૂપ કાશી નગરીમાં બ્રહ્માથી કીટ પર્યન્ત સર્વની સંસારરૂપ ચરાચર ઇંદ્રજાળ કે જે મનોવિલાસ માત્ર છે તે કલ્પાએલી છે અર્થાત્ **निष्प्रपञ्चं प्रपञ्च्यते** એ પદ્ધતિથી અધ્યારોપ અને અપવાદથી આ પ્રકૃતિનાં કાર્યરૂપ જગત, બ્રહ્મમાં એટલે કે નિજબોધરૂપ કાશી છે તેમાં વિવર્તરૂપ છે. જેમ રજ્જુમાં વિવર્ત સર્પ રજ્જુથી અન્ય નથી તેમ બ્રહ્મનું વિવર્ત આ બ્રહ્માંડ બ્રહ્મથી અન્ય નથી. આજ ઉદ્દેશથી સચ્ચિદાનંદ સ્વરૂપ અને પરમાત્મારૂપ આ નિજબોધરૂપ કાશીમાં સમગ્ર પ્રપંચ રચાયો છે તે વાસ્તવિક ન હોવાથી તે નિજબોધરૂપ કાશી અર્થાત સચ્ચિદાનંદસ્વરૂપ હું પોતેજ છું, એવો અદ્વૈત અનુભવ કર્તવ્યરૂપ છે, એમ ભગવત્પાદ દેહાદિકથી ભિન્નરૂપ જે આત્મા તે નિષેધનો નિઃશેષ લય થયા પછી એકજ અવશેષ રહે છે, અને તે આત્મા પ્રત્યગાત્માથી અભિન્ન છે અર્થાત્ તેજ હું છું એવો નિશ્ચય કરવો તેનું નામજ બંધમોક્ષથીરહિતપણું છે એટલે કે બંધ મોક્ષ માયાનાં મિથ્યા કાર્ય છે અને હું સચ્ચિદાનંદસ્વરૂપ એકજ પરબ્રહ્મ છું, હતો અને રહેવાનો છું એવો અનુભવ એજ આ સ્તોત્રનો ફલિતાર્થ છે એમ સુચવે છે. ભેદ અભેદ એવો ભાવ એકજ સમરસપુર્ણ પરબ્રહ્મમાં વાસ્તવિક રીતે ઘટતો ન હોવાથી તે એકજ કેવળ સ્વરૂપે એટલે હું, તું, તે, આ જગત જીવ, માયા અને ઈશ્વર ઇત્યાદિ નાના પ્રકારથી વિવર્તરૂપે જગદાકારથી જણાય છે પરંતુ લયચિંતનથી પ્રકૃતિની અનિર્વચનીયતા છે તેથી તે તેના કાર્ય સહિત બ્રહ્મના વિવર્તરૂપે ભાસતી હતી તે શાન્ત થાય છે તેથી મુમુક્ષુને કર્તવ્ય

રહિત પોતાની વાસ્તવિક બ્રાહ્મી સ્થિતિજ છે એમ સ્વાનુભવ થાય છે. મુમુક્ષુઓને આત્માનુભવ કાંઈક આવા પ્રકારે થાય છે:—

આત્માનાં ચિંતનરૂપ કર્ત્તવ્યથી આત્માનુભવ મુમુક્ષુને થતોજ જાય છે. હું પરબ્રહ્મસ્વરૂપ છું અને મારાથી અન્ય જ્યારે કશું પણ નથી ત્યારે મારાં સ્વરૂપનું ચિંતન કરવા સિવાય મારે અન્ય શું કર્તવ્ય છે! હે ચિત્ત? તું પોતેજ ચિદ્રુપ છો તેથી અસંગ છો, અબાધ્ય છો તો 'હું પરબ્રહ્મ છું, એ ચિંતન કરવા સિવાય તારે અન્ય કયાં રહ્યું છે કે જેથી તું ચિત્ત મટીને ચિત્ત થઈ આ નશ્વર પ્રપંચમાં મિથ્યા ચિંતન કરી સંસારભ્રમણ કરવા ધારે?? સર્વે ઉપાધિ રહિત ચિદ્રુપ ચઈતન્ય હું છું એવો અનુભવ, હે ચિત્ત? તને થયો છે, તો પછી વર્ણાશ્રમાદિમાં તારે કયા કારણથી અહંતા મમતા ધટે છે? હે ચિત્ત? જે 'હું બ્રહ્મ છું, એમ જાણે છે તેનાથી બીજુ કોણ સમર્થ છે? તે જ્ઞાતા તો દેવોનો પણ આત્મા છે માટે તું તારૂં વાસ્તવિક સ્વરૂપ સમજતું હોવાથી તારો ચિત્તભાવ કે જે મિથ્યા છે તેને દુર કરી ચઈતન્ય ભાવને પામીજા. હું બીજો છું, આ બીજો છે, એમ જે દ્વૈત ભાવથી દેવતાની ઉપાસના કરે છે તે પરમ દેવતારૂપ બ્રહ્મને જાણતો નથી તેથી તે ઉપાસક છતાં મનુષ્યના પશુની જેમ દેવના પશુ જેવો છે માટે હે ચિત્ત, તું તારૂં પારમાર્થિક સ્વરૂપ જાણતું હોવાથી તેજ રૂપે રહેજે.

હે ચિત્ત? તારે તો એમજ સ્મરવું ઉચિત છે કે-હું દેવ છું, અન્ય નથી, બ્રહ્મ હું પોતેજ છું, શોકનો અવસર મારામાં નથી, પણ હું તો સચ્ચિદાનંદસ્વરૂપ પરબ્રહ્મ નિજબોધરૂપ છું. વેદાંત, શાસ્ત્ર, ગુરૂ અને ઉપનિષદાદિનાં પ્રમાણથી હું નિજબોધરૂપ કાશી નગરી પોતેજ છું એવો અનુભવ પ્રગટ થવા મનનરૂપ આ સ્તોત્રની પ્રવૃત્તિ ભગવત્પાદ **શંકરાચાર્યે** કરી છે. તેના અંતસ્તમ પ્રદેશમાં ઉતરી વિવેચન કરવા તે ભગવત્પાદજ સમર્થ છે બાકી સાધારણ બુદ્ધિના વિષયનું કાર્ય **શંકરનો** અક્ષર દેહ નિરૂપવો ન હોવાથી, પ્રત્યેક પ્રકરણની જે કાંઇ ટીકા લખાણી છે તે તમામે પુર્વ પુર્વ સજ્જનોની ભિન્ન

ભિન્ન પ્રવૃત્તિનેજ આભારી છે. વેદાંત વિષયમાં વિદ્વતા સાચવવા શિષ્ટ પુરૂષોનું અનુકરણ કરવાનું મુલત્વી રાખવું એ અનુચિત છે કારણ કે મિથ્યા ગૌરવને જાળવવા આ દ્વાદશરત્નનાં ભાષાંતરનું પ્રયોજન નથી પરંતુ આધ્યાત્મિક પ્રવૃત્તિનાં ભિન્ન ભિન્ન રજકણોનો એક નાનો સમુહ એકત્ર કરી ભારતવર્ષનાં આધ્યાત્મિક જીવનમાં કાંઇક વિશેષ પ્રકાશ કરનારા કેટલાક ગ્રંથોની પંકિતમાં આ ગ્રંથ પણ સ્થાન પામી ભગવત્પાદ **શંકરાચાર્ય**નો ઉત્તમ પ્રયાસ સામાન્ય બુદ્ધિજનોને પણ, લાભદાયક થવા પામે એજ છે. પ્રસ્તુત વિષયમાં વિષયાંતર કરી ઉકત કથન કરવું આવશ્યક હોવાથી કર્યું છે. તાત્પર્યમાં ભગવતત્પાદે નિજબોધરૂપ પોતાનું વાસ્તવિક સ્વરૂપ જે અદ્વૈત બ્રહ્મ છે તેને અનુભવવા આ સ્તોત્રમાં કેમ જાણે પોતાના અનુભવથી બીજાને અનુભવ કરાવતા હોય તેવી પ્રવૃત્તિ કરી છે. અસ્તુ

कोशेषु पंच स्वधिराजमाना
बुद्धि र्भवानी प्रतिदेह गेहम् ।
साक्षी शिवः सर्व गतोऽन्तरात्मा
सा काशिका हं निजबोधरूपा ॥ ३ ॥

**ભાવાર્થ**:—જે પંચકોશ વિષે વિરાજમાન છે અને જ્યાં દેહ દેહરૂપ ગૃહની પ્રતિ બુદ્ધિરૂપ ભવાની છે અને સર્વગત અંતરાત્મા સાક્ષિરૂપ શિવ છે તે નિજબોધરૂપ **કાશી** હું પોતેજ છું. ॥ ૩ ॥

## विवेचन.

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ કહેવાય છે. આ પાંચકોશરૂપી આસનપર વિરાજમાન બુદ્ધિ આ જગકર્તાની

ચિતિશક્તિ (ભવાનિ) સ્વરૂપ છે. પ્રત્યેક શરીરરૂપી ગૃહમાં પાંચકોશરૂપ આસન-પર બુદ્ધિરૂપી ચિતિશકિત (ભવાની) વિરાજમાન છે. મહાદેવ એટલે સદાશિવ એ સર્વગત અંતરાત્મા સાક્ષિરૂપ પ્રત્યેક શરીરમાં છે તે છે. આ બોધસ્વરૂપ જે આત્મા છે તે હું નિજબોધરૂપી કાશીપુરીછું એમ આચાર્ય ભગવાન્ નિષેધનો અવધિ જે પ્રત્યગાત્મા છે તેજ પરમાત્મા છે એમ મુમુક્ષુને પોતાનો પરમાત્મભાવ મનન કરવા ઉકત શ્લોકથી કથે છે. જેમ કાશીમાં પંચકોશી છે તેમ નિજબોધરૂપ કાશીમાં અન્નમયાદિ કોશો છે.

શ્રુતિમાં એક એવી કથા છે કે કોઈ શિષ્યે પોતાના ગુરૂદેવને પ્રશ્ન કર્યો:— **को देवो** ? આ પ્રશ્ન ઉઠવાનું કારણ એ હતું કે વેદમાં ઘણે સ્થળે કહ્યું છે કે દેવને જાણવાથી જીવ સર્વપાશથી મુકત (મોકળો) થાય છે, આ કથન મુજબ પ્રાણીમાત્રને સુખની અભિલાષા હોય એ નિયમ મુજબ આ શિષ્યે 'દેવ કોણ છે, એ પ્રશ્ન આત્મસુખ પ્રાપ્તિ નિમિત્તે પોતાના ગુરૂને કર્યો. પ્રત્યુત્તરમાં ગુરૂએ કહ્યું કે '**यो मनः साक्षि**, જે મનને જાણનાર હોય તે દેવ કહેવાય છે. ગુરૂના આ શબ્દો સાંભળીને શિષ્ય મનમાં વિચાર કરવા લાગ્યો કે:—મારા મનને કોણ જાણનાર હશે ? શું ઇંદ્રાદિ દેવો જાણતા હશે કે કોઇ બીજો મારા મનનો જાણનારો હશે ? આ પ્રમાણે વિચારમાળામાં ઓતપ્રોત થએલાં શિષ્યનાં મનને કાંઈ નિર્ણય થાય તેવું જ્ઞાન ન થયું તેથી તે કોઇ સજ્જન પાસે જઇ પ્રશ્ન કરી બોલ્યો કે ' હે ભાઇ મારા મનને કોણ જાણતું હશે. આના ઉત્તરમાં તે સજ્જનને કહ્યું કે ' તારા મનને તું જાણે. બીજું કોણ જાણી શકે ? આ શબ્દો સાંભળી પેલા શિષ્યને તેનાં વચનો મશ્કરી જેવાં લાગ્યાં તેથી તે બીજા પાસે ગયો. તેને પણ તેજ જવાબ આપ્યો અને આમ જે જે પાસે તે જતો ગયો ત્યાં તેને ઉત્તરમાં તારાં મનને તુંજ જાણે બીજું કોણ જાણે ? એમ કહેવામાં આવતું ગયું તેથી તે શિષ્યને શ્રદ્ધા આવી કે આમાં કાંઇક સત્ય હશે કારણ કે બધાંનો એકમત જ્યાં હોય ત્યાં સત્યતાનો સંભવ છે. આમ હોવાથી તે પાછો એકાંતમાં જઈ વિચારવા લાગ્યો કે "હું મનનો સાક્ષી છું કે નહિ, ?

વિચારતાં તેને એમ લાગ્યું કે મનનો ધર્મ તો સુખદુઃખ ભોગવવાનો તથા સંકલ્પવિકલ્પ કરવાનો છે. બહારના પદાર્થોમાં ગમનાગમન કરવાનો ધર્મ પણ મનનો છે અને મનના ધર્મોને હું જાણું છું તેથી હું મનનો સાક્ષી છું. વળી મારૂં મન આજ અહીં હતું અને મારૂં મન હમણાં તમારી વાતમાં ન હતું એમ કહેવામાં આવતાં મનનો જાણનારો હું સાક્ષિ છું અને મન મારૂં દૃશ્ય છે એ વાત અનુભવથી પણ સત્ય છે. આ પ્રમાણે ગુરૂએ આપેલા ઉત્તરના પ્રત્યુત્તરમાં તે શિષ્ય ગુરૂ પાસે જઇ કહેવા લાગ્યો કે **मनो मे दृश्यते मया** 'મારૂં મન મનેજ દેખાય છે, એથી મનનો સાક્ષી તો હું છું. ત્યારે પ્રત્યુત્તરમાં ગુરૂએ કહ્યું કે "**तर्हिदेव स्त्वमेवाऽसि**" ત્યારે તે દેવ તું પોતેજ છે. આ પ્રમાણે શ્લોકનાં ત્રણ પાદથી ગુરૂએ શિષ્યને દેવ કોણ છે? તો તે તુંજ છે એવો સાક્ષાત્ અનુભવ આપ્યો અને ચોથા પાદમાં હવે દેવ એક છે કે અનેક એ બાબત કથન કરે છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં તેમજ **एकोदेव इति श्रुतिः** શ્રુતિઓમાં તથા બીજે સ્થળે દેવ એક છે એ બાબત બહુ બહુ પ્રકારે કહ્યું છે અને ભેદનો નિષેધ કરી ભેદથી ભય થાય છે એમ અનેક શ્રુતિઓ પણ કહે છે, ઇત્યાદિ બાબત તે ગુરૂ, શિષ્યને સમજાવે છે. બ્રહ્મથી કીટપર્યંત (બ્રહ્માને આદિ લઇને કીડી સુધી) સર્વ ભૂતોમાં દેવ (સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ) એક (અદ્વિતીય) છે છતાં સદ્વિચારરહિત મૂઢજનોને અજ્ઞાનયોગે કરી તથા દેહાભિમાનવડે કરીને,—

## ॥ अनुष्टुप छंद ॥

**काश्यां हि काशते काशी काशी सर्व प्रकाशिका ।**
**सा काशी विदिता येन तेन प्राप्ता हि काशिका ॥४॥**

**ભાવાર્થઃ**—પ્રસિદ્ધ કાશી વિષે ચેતનરૂપ કાશી પ્રકાશ કરી રહી છે. અને જે ચેતનરૂપ કાશી સર્વની પ્રકાશક છે. જેણે આ કાશીને જાણી છે તેણે કાશી પ્રાપ્ત કરી છે. ॥ ૪ ॥

## विवेचन.

તે દેવનો જ્ઞાનવિના સાક્ષાત્કાર થતો નથી તેથી તેને શ્રુતિમાં સર્વાંતર્યામી છતાં ગૂઢ કહ્યો છે. તે દેવ સર્વવ્યાપક–સર્વાત્મા–સર્વ કર્મફળ પ્રદાતા, સર્વપ્રપંચનો અધિષ્ઠાતા ( અધિષ્ટાન ) સાક્ષિ તથા દ્રષ્ટા ચૈતન્ય છે અને વસ્તુતઃ તે દેવ નિત્ય-નિરંજન, નિર્વિકલ્પ, સત્ત્વાદિ તથા જ્ઞાનાદિ ગુણરહિત છે, નિર્ગુણ છે, અને આનંદરૂપ સત્યરૂપ અને જ્ઞાનરૂપ છે. આ પ્રમાણે મન–બુદ્ધિનો સાક્ષિ જે આત્મા છે તેજ દેવ છે અને તું તારાં મન ઇન્દ્રિયાદિનો જ્ઞાતા છો તેથી તે દેવ તું પોતેજ ઠરે છે માટે શ્રુતિવચન વિરૂદ્ધ ભેદને તું માનતો નહીં પરંતુ એકજ અદ્વૈત દેવરૂપે તું પોતેજ છો, એમ નિત્ય અનુભવ કર. ભેદ માનવાથી ભય થાય છે એમ શ્રુતિઓ અનેક પ્રસંગે કહે છે. ભાગવતાદિ પુરાણોમાં પણ ભેદ માનનારાને બંધન થાય છે એ વાત લખી છે. આ પ્રમાણે એકજ દેવ છે અને તે દેવ હું પોતેજ છું એવો સ્વાનુભવ કરવા, ગુરૂએ શિષ્યને પ્રબોધ કર્યો. તાત્પર્ય એ છે કેઃ– ભગવત્પાદ **શંકરાચાર્ય** પણ નિજબોધ સ્વરૂપ કાશી હું છું, એ અનુભવે કરી સ્વાત્મસ્વરૂપનું ચિંતન કરવા આ સ્તોત્રનો ઉપયોગ છે એમ સુચવે છે અને છેવટે એ નિર્ણયપર આવે છે કે લૌકીક જડસ્વરૂપ જે કાશી છે તે કાશીમાં સ્તોત્રમાં કલ્પેલી (પ્રરૂપેલી) ચૈતન્યરૂપ કાશી પોતાના અદ્ભુત મહિમાવડે કરીને સ્થિત છે, કે જેને જાણીને મનુષ્ય લૌકિક કાશીનો માલીક બની જાય છે અર્થાત ચૈતનરૂપ કાશી જાણ્યા પછી ઇતર લૌકીક કાશી અપ્રાપ્તજ રહેતી નથી. ઉક્ત શ્લોકમાં આચાર્ય ભગવાનનું હૃદય ઉકેલવું ઘણુંજ કઠીન છે કારણ કે અધિકારભેદ પ્રમાણે અર્થભેદની પ્રાપ્તિ થયા કરે એવું આ વિચિત્ર સ્તોત્ર છે. ઉક્ત શ્લોકનો તેના અંતર ( અંતઃસ્તમ ) પ્રદેશમાં ઉતરતાં આશય કાંઇક એવો છે કે— જડ ચૈતન્યનો પ્રથમ વિવેક કરવો ( કર્તવ્ય છે ) તેવો વિવેક થયા પછી હું દેહ છું, હું બ્રાહ્મણ છું ઇત્યાદી દેહાધ્યાસની નિવૃત્તિ કરવી જરૂરની છે કારણ કે અસત્ દૃશ્ય અને દુઃખરૂપ જડનો સમૂહ હું ન હોઇ શકું. એ પ્રમાણે પોતાનું દેહાતીત; કોશા-

તીત. અને અવસ્થાતીતપણું નથી પણ દ્રષ્ટાપણું છે એમ સમજવામાં આવતાં, જડથી હું ભિન્ન ચૈતન્ય આત્મા છું એવો અપ્રોક્ષાનુભવ થયા વિના રહેતોજ નથી. આ પ્રમાણે પોતાનું દ્રષ્ટાપણું જાણ્યા પછી દ્રશ્ય પદાર્થોનું અનુંસંધાન છોડીદેવું જોઇએ કે જે વસ્તુ પોતે નથી અને જે પદાર્થ દુઃખરૂપ છે તેનું અનુંસંધાન કરવા કરતાં નિજઃસ્વરૂપ જે ચૈતન્ય કે જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેનું અનુસંધાન એટલે કે પ્રત્યગાત્મા રૂપેથી પરમાત્માના સ્વરૂપનું ચીંતન અર્થાત તરંગ સમુદ્રની પેઠે ( જેમ ) ચૈતન્યનો ભેદ છે અને વાસ્તવીક અ-ભેદ છે એ નિશ્ચય કરવો તે સ્વતઃ વધારે સારો લાગે છે. આવી પદ્ધતિથી જીજ્ઞાસૂને કાર્ય એટલે દ્રશ્યભાવ છૂટી જતાં દ્રષ્ટાભાવ પણ છૂટી જાય છે કારણ કે જડ વસ્તુના ભાવથી આત્મા અનેક વિશેષણ ઉપાધિના ભાવવાળો વરતાય છે પરંતુ સકળ જડ, પ્રકૃતિનું પરીણામ અને ચેતનનું વિવર્ત છે તેથી રજ્જુ સર્પની જેમ સ્વરૂપે કરીને કાંઇજ નથી એમ નિશ્ચય થતાં, સઘળું ભેદ રહિત બ્રહ્મજ અનુભવાય છે એટલે કે બ્રહ્મજ સ્વસ્વરૂપે કરીને સ્વયમેવ એકરસ સર્વત્ર સર્વથા સર્વદા જેવું છે તેવુંજ વિધિનિષેધરહીત વિરા-જમાન છે. એકજ તત્વ હોવાથી અને તેના વિના અન્ય કાંઇ છેજ નહીં એવો નિગમાંતનો સિદ્ધાંત હોવાથી પ્રાપ્તવ્ય કર્તવ્ય તિર્થાદિક જ્યારે કાંઇ છેજ નહીં તો પછી તે રૂપે સ્થિત થએલાને ( સ્થિત થએલ છે પરંતુ પ્રાપ્ત કર કંકણની પ્રાપ્તિવત ) શું અપ્રાપ્ત અને શું પ્રાપ્ત હોઇ શકે. આનંદના અગાધ મહાસાગરરૂપ તે એકજ પરબ્રહ્મરૂપે છે. આચાર્ય ભગવાનનો ઉક્ત શ્લો-કમાં તાત્પર્ય આ છે.

काशीक्षेत्रं शरीरं त्रिभुवन जठरे व्यापिनी ज्ञानगंगा
भक्तिःश्रद्धा गयेयं निजगुरु चरणः ध्यानयोगः प्रयागः।
विश्वेशोऽयं तुरीयः सकल जनमनः साक्षिभूतोंऽतरात्मा
देहे सर्वं मदीये यदि वसति,पुन स्तीर्थ मन्यत्किमस्ति ।५।

**ભાવાર્થ:**—શરીર સમાન **કાશીક્ષેત્ર છે.** ત્રણે લોકના જઠરમાં વ્યાપી રહેલી જ્ઞાનરૂપ ગંગા છે. ભક્તિ અને શ્રદ્ધારૂપ ગયાજી છે. નિજગુરૂ ચરણનો ધ્યાન યોગ તે પ્રયાગરાજ છે. સર્વ જનના મનનો સાક્ષીભૂત અંતર આત્મા આ તુરીયરૂપ અર્થાત્ સત્ ચિત્ અને આનંદસ્વરૂપ વિશ્વેશ્વર છે. જ્યારે મારા પોતાના દેહવિષે આ બધું વસે છે. ત્યારે પછી ફરી બીજું તીર્થ મારે કયું છે. ? ॥ ५ ॥

## विवेचन.

ભગવત્પાદ **શંકરાચાર્ય** મનુષ્ય શરીરને કાશીની ઉપમા આપે છે એ સર્વાંશે યથાર્થ છે કારણ કે સેંકડો યોનીમાં પરિભ્રમણ કરતો કરતો જીવ કોઇ મહાન્ પુન્યના યોગે કરી નરભવને પામે છે. પરમ સુખની પ્રાપ્તિનો માર્ગ, એકજ મનુષ્ય શરીરમાટે ખુલ્લો મુકાએલો છે અને ઇતર અવિવેકી જીવોને મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યા પછીજ મોક્ષનગર સંબંધે તૈયારી કરવાની હોય છે. આવો ઉતમોત્તમ નરભવ પામ્યા છતાં જે મૂઢપુરૂષો આત્મ કલ્યાણ વાસ્તે જરા પણ યત્ન કરતા નથી, તેઓને કીટ પતંગ આદિ અનેક અધમયોનિમાં પતન થાય છે. જેમ કાશીતીર્થનો મહિમા અદ્ભૂત છે તેમ આ મનુષ્યશરીરરૂપ કાશીનો મહિમા દેવદાનવાદિ સર્વ શરીરો કરતાં અધિક છે. આવી નરતનરૂપી કાશીનગરીમાં, જ્ઞાનરૂપી ગંગા , અવિચ્છિન્ન સદૈવકાળ વહ્યા કરે છે કે જે વિવેકજ્ઞાન ઇતર પશુયોનીમાં ( પાશ્વાદિકોમાં ) હોતુંજ નથી. પાશ્વાદિમાં વિવેક જ્ઞાનરૂપ ગંગાનો અભાવ હોવાથી, તેઓની કાયા કાશીની ઉપમાયોગ્ય નથી કારણ કે કાશી મુક્તિપુરી છે, અને પાશ્વાદિ શરીરને મોક્ષનાં દ્વાર બંધ છે પરંતુ મનુષ્ય શરીર માટે મોક્ષના દરવાજા ઉઘાડા મુક્યા છે, જેથી

જ્ઞાનરૂપ ગંગાવાળી નરતનરૂપી મુકિતપુરી—કાશીપુરી છે કે જેમાં અત્યાંતિક દુઃખની પૂર્ણાહુતિ કરી શકાય છે. લૌકીક કાશી પાસે જેમ **ગયાતીર્થ** છે તેમ મનુષ્ય શરીરરૂપ **કાશી** પુરીની સમીપમાં **ભક્તિ** અને **શ્રદ્ધારૂપ ગયાજી** છે કે જ્યાં વસવાથી હૃદયની શુદ્ધિ અને સત્ય નિશ્ચય પ્રગટે છે. પોતાના જે ગુરૂનાં ચરણો છે તે **પ્રયાગરાજરૂપ** છે કારણ કે જેમ પ્રયાગમાં વાસ કરવાથી સ્વર્ગાદિની પ્રાપ્તિ કહી છે તેમ ગુરૂચરણરૂપ પ્રયાગના આશ્રયમાં આવ્યા થકી, સ્વર્ગથી પણ અધિક આનંદપ્રદાતા મુકિત પ્રતિપાદન કરેલી છે (થાય છે) અર્થાત્ અખંડ અવિનાશી અને અનામય પદવીને પ્રાપ્ત કરી શકાય છે. જેમ કાશી શહેરમાં સગુણ સ્વરૂપ **શંકરની** પાષાણ મૂર્તિ છે કે જેનાં નિષ્કામભાવે દર્શન કર્યાથી હૃદય શુદ્ધિ અને સકામ ભાવે દર્શન કર્યાથી કાળાંત્તરે સ્વર્ગપ્રાપ્તિ થાય છે—તેમ નરભવરૂપ વારાણસી પુરીમાં તુરીય અર્થાત્ સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહથી ન્યારો, પંચકોશનો દૃષ્ટા, શિવરૂપ આત્મા સાક્ષાત્ બિરાજે છે, કે જેનો વાસ સર્વ શરીરમાં અર્થાત્ વિરાટદેહરૂપ વિશાળ વારાણસીમાં છે એટલે કે જે સર્વત્ર વ્યાપક છે, તેનું અપરોક્ષાનુભવથી જ્ઞાન પ્રગટતાં તે સાક્ષાત્ થાય છે અને જેના સાક્ષાત્કાર એટલે જેની પ્રાપ્તિરૂપ તિર્થથી અન્ય કોઇ સ્થાવર જંગમ તિર્થ અવશેષમાં કરવાનું રહેતું નથી, જેનાં જ્ઞાન પછી અન્યજ્ઞાન પ્રાપ્તવ્ય નથી, જેનાં દર્શન પછી અન્ય દર્શનની જરૂર રહેતી નથી અર્થાત્ જેની અંદર સર્વ પ્રકારનાં કર્ત્તવ્ય, જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય ઇત્યાદિ ભિન્ન ભિન્ન ક્રિયાઓની, જ્ઞાનની, ભકિતની અને પ્રપંચની નિઃશેષ લયતા થાય છે એટલે કે જે એકજ નિજસ્વરૂપે કરીને સ્વયમેવ સ્વાનુભવવડે વિરાજે છે. પુર્વોક્ત નિજબોધ સ્વરૂપ જે કાશી છે તે હું પોતે છું એવો અપ્રાક્ષાનુભવ થયા પછી સર્વ તિર્થસ્વરૂપ હું જે આત્મા છું તેને તિર્થાદિ બીજાં શું અવશેષ કરવાં રહ્યાં છે. ? અર્થાત્ કાંઇજ નહિ. ભગવત્પાદ આ તાત્પર્યથી આ ઉત્તમ સ્તોત્રનો ઉપસંહાર કરે છે. આત્મબોધમાં **શંકર** કહે છે કેઃ—

दिग्देशकालाद्यनपक्षसर्वगंशीतादिहृत् नित्यसुखं-
निरंजनम् । यःस्वात्मतीर्थं भजते विनिष्क्रियः स
सर्ववित्सर्वगतोऽमृतो भवेत् ॥

॥ ओ३म् शांतिः शांतिः शांतिः

॥ इति श्रीमच्छंकराचार्य विरचितं वेदान्तकवि हीरालालेन व्याख्यातं
काशीपंचक नाम स्तोत्रं समाप्तम् ॥

---

# ॥ अथश्री मनीषा पंचक स्तोत्रम् ॥

## ॥ प्रारभ्यते ॥

### ॥ अनुष्टुप छंद ॥

सत्याचार्यस्य गमने कदाचिन्मुक्तिदायकम् ।
काशीक्षेत्रं प्रति सार्धं गौर्या मार्गे तु शंकरम् ॥१॥

**ભાવાર્થ**:—કોઇ સમયે આચાર્ય ભગવાન મુક્તિ આપ-
નારી કાશીપુરીનાં [ પુણ્ય ] ક્ષેત્ર તરફ વિહાર કરતા હતા ત્યાં
માર્ગમાં તેઓએ ગૌરી સહીત શ્રી સદાશિવને-[શંકરને] ॥ ૧ ॥

अंत्यवेषधरंदृष्ट्वा गच्छ गच्छेति चाब्रवीत् ।
शंकरः सोऽपि चांडाल स्तं पुनः प्राह शंकरम् ॥२॥

**ભાવાર્થઃ**—ચાંડાળના વેષમાં જોઇને જા જા રસ્તો છોડ, એવા પ્રકારનું કહ્યું. ચાંડાળ વેષધારી શિવજી પણ આચાર્ય પ્રતિ ફરીને વદવા લાગ્યા. ॥ ૨ ॥

### विवेचन.

હમેશાં એક એવો સ્વાભાવિક નિયમ પ્રવર્તતો જણાય છે કે શુભ ક્રિયાના ઉત્પાદક આત્માને પોતાનાં કર્તવ્યની કસોટી કરાવવા, દૈવીયોગ મળ્યા વગર રહેતો નથી. પરમાત્માની વિચિત્રલીલા એવા પ્રકારની છે કેઃ—મનુષ્ય માત્રને સત્પ્રવૃત્તિરૂપ કાર્યમાં તે ગમે તેટલી મોહનીથી ભરેલી છતાં જો તેનો યથાર્થથીજ આશ્રય લેવાયો હોય તો ઉલટી સાનુકુળા થાય છે. **ભગવાન શંકરાચાર્યની** પ્રવૃત્તિ પારમાર્થિક હતી અને તેઓનાં જીવનની પ્રત્યેક પળ પરોપકારમાંજ ખરચાતી હતી. તેઓના વિશુદ્ધ આત્માનો આભાસ અધિકારી હૃદયને કાંઇક વિશેષ અજવાળું આપી, સ્વાનંદનું દર્શન કરાવ્યા કરતો હતો. તેઓ જ્યારે આ પતિતપાવની સુવર્ણમયી આર્યવસુધાપર વિચરતા હતા ત્યારે અનેક જીજ્ઞાસુઓનાં ટોળાં તેઓની પાદુકાની પ્રેમપૂર્વક પૂજા કરી, મુકિતમાર્ગની પદ્ધતિ કઇ છે તે પૂછ્યા કરતા હતા. જ્યારે મહાત્મા પુરૂષોની સંભૂતિ થાય છે ત્યારે તે મહાત્માઓના પારમાર્થીક સ્વભાવને લઇને, જીવોને સ્વતઃ આત્મકલ્યાણની ભાવનાઓનો ઉદય થાય છે. મહાત્મા પુરૂષો પોતાના કલ્યાણરૂપ સંકલ્પમાત્રથી જીવોને આત્યંતિક સુખની પ્રાપ્તિ સંબંધે જીજ્ઞાસા પ્રગટ કરી, આ ભવસાગરનો ફેરો મટાડવા હૃદયમાં સદ્વિચાર પ્રેરે છે. મહાત્મા પુરૂષોનાં અદ્‌ભૂત માહાત્મ્ય સંબંધમાં એજ પુરાવો છે કે પ્રત્યેક પળે પરમાત્મા પણ તેઓની વિચિત્ર ક્રીડા તટસ્થપણે જોયા કરે છે, એટલુંજ નહીં પરંતુ પરમ

પ્રેમથી પ્રભુ પોતે પણ તે મહાત્માઓના સમીપ વૈચિત્ર્ય સ્વરૂપે પ્રગટ થઈ તેઓનાં ઉત્તમ જીવનની કસોટી કરે છે. આ કથન મુજબ **શંકરાચાર્યને** પણ એક વખત સાક્ષાત્ **શંકર** પોતે ચંડાળના વેષમાં સમીપ થઈ, શાસ્ત્રચર્ચામાં ઉતર્યા હતા. ભગવાન શંકરાચાર્યને ચંડાળ વેષધારી સદાશિવ માર્ગમાં કેમ જાણે સ્પર્શ કરવા આવતા હોય તેમ આડા આવી ઉભા હતા, દરમ્યાનમાં ભગવત્પાદે શ્રુતિના કર્મકાંડની મર્યાદાના લોપના ભયથી સહજ કહ્યું કે 'હે ચાંડાળ ? તું માર્ગમાંથી એક બાજુ થઇ મને રસ્તો આપ. ચાંડાળના સ્પર્શથી સ્નાન કરવું પડે એ ઉદ્દેશથી આ વાક્યો આચાર્યનાં મુખદ્વારા નીકળી ગયાં. આચાર્યનાં આવાં વાક્યો સાંભળી ચંડાળ વેષધારી **સદાશિવે** બહુ બહુ પ્રકારે પરાસ્ત કરી નાંખે તેવાં વચનોનો વર્ષાદ કરવા માંડયો. કેમ જાણે આચાર્યને પોતે ઉપદેશ દેતા હોય તેમ ચિત્રવિચિત્ર યુક્તિથી સંબોધી, વેષધારી **સદાશિવે** આચાર્યના હૃદયનો આશય સમજવા ઇચ્છતા હોય તેમ પ્રવર્તન બતાવ્યું. તેઓએ ( આચાર્યે ) કંઇપણ પ્રત્યુત્તર આપ્યા વિના જે જે શબ્દો તે વેષધારી સદાશિવે કહ્યા તે પ્રથમતો સાંભળવામાંજ ચિત્તવૃત્તિ જોડી. આ પ્રમાણે **શંકર** અને **આચાર્યના** સંવાદરૂપ આ મનીષાપંચક સ્તોત્રનો પ્રારંભ બીજા શ્લોકમાં **શંકર** વચનથી શરૂ થાય છે. અને આ સ્તોત્રના ચતુર્થ શ્લોકથી ભગવત્પાદે પોતાની બુદ્ધિ કેવા પ્રકારની છે અને પોતાનો શો આશય છે ઇત્યાદિ બાબત કહી બતાવી છે.

## ॥ आर्यावृत्तम् ॥

**अन्नमया दन्नमय मथवा चैतन्य मेव चैतन्यात्**
**द्विजवर दूरी कर्तुं वांछसि किं ब्रूहि गच्छ गच्छेति ॥३॥**

**ભાવાર્થઃ**—હે દ્વિજવર ? [ કર્મજડ ] ગચ્છ, ગચ્છ, એવાં

**કથનથી તું અન્નમયથી અન્નમયને અને ચૈતન્યથી ચૈતન્યને દૂર કરવાને ઇચ્છે છે? બોલ! ॥ ૨ ॥**

## વિવેચન.

**ચંડાળને વેષધારી સદાશિવ કહે છે:—**

ઉક્ત શ્લોકમાં વેષધારી ચાંડાળ એ કહેવા માગે છે કેઃ—અન્ન કોશવાળો જે સ્થૂલદેહ છે તે સ્થૂલદેહ સર્વને હોય છે તો હે દ્વિજવર! તે જડ દેહ કે જે તારે પણ છે અને મારે પણ છે તે ઉભયને એક બીજાથી દુર કરવા તું ઇચ્છા કરે છે કે શું કાંઇ બીજું છે? તારા દેહમાં જે ચેતન છે તેજ ચેતન મારા દેહમાં પણ છે તો શું તારો વિચાર ચેતનથી ચેતનને દુર કરવાનો છે કે કાંઇ બીજું છે? બોલ, આ ઉભયમાંથી તારો શો આશય છે તે મને કહી બતાવ! આ પ્રમાણે આચાર્યને વેષધારી ચંડાળ તેનો હૃદયનો અભિપ્રાય કહી જણાવવા પ્રશ્ન કરે છે.

આ પ્રશ્નનો તાત્પર્ય એવો છે કે—જડ દેહ કે જેમાં ક્રિયા નથી, જે પરાધીન છે, જે અસત્ છે, જે પ્રકૃતિનું પરીણામ છે, જે પંચભૂતનો સમૂહ છે, તે તેના જેવાજ બીજા જડ દેહને દુર કરવા જૂદો ક્યાંથી હોય? આચાર્યનો અને વેષધારીનો જડ દેહ તો એકજ પ્રકૃતિનું કાર્ય હોવાથી, તેમાં ભેદનો સંભવજ કયાં છે? અને જ્યારે જડજડમાં મુખ્યપક્ષે ભેદ છે નહિ તો દુર કરવાની વાત પણ ક્યાં સંભવે છે? વળી જે ક્રિયાવાળી વસ્તુ હોય તેમાં દુર કરવાનું સામર્થ્ય પણ હોઈ શકે પણ જ્યાં ક્રિયાનું તો સામર્થ્યજ નથી ત્યાં દુર કરવાપણું પણ કયા પ્રકારે માની શકાય? જે ચૈતન્ય આત્મા ચંડાળ વેષધારીના શરીરમાં છે તેજ ચૈતન્ય આત્મા આચાર્યના શરીરમાં છે તો એકજ રૂપવાળી અને એકજ સ્વભાવવાળી વસ્તુમાં ભેદ કેમ ઘટી શકે અને જ્યારે ભેદ ન ઘટી શકે ત્યારે દુર કરવાનું કાર્ય પણ કોણ અને કોના સંબંધે સંભવ પામે? તાત્પર્યમાં ચેતન પણ ભેદ વિનાનું હોવાથી, ચેતન ચેતનને દુર કયા પ્રકારે કરી

શકે? આ પ્રમાણે દેહ દેહથી પણ દુરકરવાકરાવારૂપ ક્રિયાનો સંભવ નથી અને ચેતન ચેતનથી પણ તે બનવું સંભવતું નથી ત્યારે **गच्छ गच्छ** ઇત્યાદિ આચાર્યની જે ઉક્તિ છે તે કયાં નિમિત્તથી છે અને તેનો સંભવ કયા પ્રકારે માની શકાય તેવો છે, ઇત્યાદી અભિપ્રાય વેષધારી આચાર્યને જણાવવા આ દ્વિતીય શ્લોકથી પ્રવૃત્તિ કરે છે. આચાર્યમાં જડ ચેતનનો વિવેક છે કે નહિ અથવા તો તેઓ ચેતનનું યથાર્થ લક્ષણ જાણે છે કે નહિ, ઇત્યાદિ અનેક પ્રકારના તેઓના આંતર્ય અભિપ્રાયની ભગવાન **શંકર** ગુપ્તવેષમાં સમીપ થઈ, પરીક્ષા કરે છે. ત્રીજા શ્લોકમાં પણ વેષધારી સદાશિવે ભેદ વાસ્તવિક છે નહીં અને તું આવા પ્રકારનાં ભેદ વચનો **गच्छ गच्छ** એ કયાં નિમિત્તથી બોલે છે ઇત્યાદિ કથન યુક્તિપુરઃસર કરી બતાવ્યું છે. ત્રીજા શ્લોકની શરૂઆત કાંઇક એવા પ્રકારથી થાય છે કે જેમાં સદાશિવ આચાર્યને ભેદની ભ્રાંતિ થઇ છે અને તે કેવા પ્રકારની અને કયાં કારણથી થઇ છે તે કેમ જાણે તેમના મુખથી સાંભળવા ઇચ્છતા હોય તેમ પ્રશ્નથીજ સુચવી આપે છે.

## ॥ शार्दुल विक्रिडितं छंदः ॥

**किं गंगांबुनि बिंबितेऽबर मणौ चांडालवाटीपयः**
**पूरे चांतरमस्ति कांचनघटी मृत्कुंभयो वांबरे ।**
**प्रत्यग्वस्तुनि निस्तरंग सहजा नंदावबोधांबुधौ**
**विप्रोऽयंश्वपचोऽयमित्यपि महान् कोऽयं विभेदभ्रमः॥४॥**

ભાવાર્થઃ—શું ગંગાજળના પ્રવાહમાં કે ચાંડાલની વાડીમાંથી વહેતાં જળના પ્રવાહમાં, પ્રતિબિંબિત થએલા સૂર્યમાં અથવા તો સોનાના કે માટીના ઘડામાં રહેલાં આકાશમાં ભિન્નતા છે?? [ નથીજ ] નિસ્તરંગ, [ વિચારથી પર ] સહજ આનંદ

અને જ્ઞાનના ભંડારરૂપ પ્રત્યગાત્મારૂપ વસ્તુમાં 'આ બ્રાહ્મણ છે, આ ચાંડાલ છે, એવો મહાન ભેદભ્રમ તને શું કારણથી થયો છે? ॥ ૩ ॥

## विवेचन.

नेति नेति નિગમ સિદ્ધાંતના આશયથી, "આ નથી આ નથી" એમ સકળ જડ કે જે અવિદ્યાનું પરીણામ છે તેનો નિઃશેષ લય થયા પછી, જડથી ભિન્ન સ્વભાવવાળાં સાક્ષિ ચેતનનાં પણ જે જે વિધિ વિશેષણો છે તે પણ નિવૃત્ત થાય છે અર્થાત્ દ્રષ્ટા, દ્રશ્ય, જ્ઞાતા જ્ઞેય, ભોક્તા, ભોગ્ય, કર્તા, કાર્ય, દ્વૈત, અદ્વૈત, ભિન્ન અભિન્ન ઈત્યાદિ જડ ચેતનનાં દ્રશ્યપણાં તથા તટસ્થપણાંનો ભાવ નિઃશેષ લય પામે છે એટલે કે જે એકરસ વ્યાપક કેવળ તત્ત્વ છે તેજ સ્વરૂપથી સ્વયમેવ સર્વત્ર સર્વદા, અને સર્વથા રહે છે. પ્રત્યગાત્મા પરમાત્માપણું પણ કયાં રહે છે? દેહમાં ભિન્ન આત્મોની કલ્પના પણ કયાં સ્થિર છે? પ્રપંચમાત્રનો જે નિષ્પ્રપંચ એવાં પ્રપંચભાવથી વિશેષણ ઉપાધિયુક્ત ચેતનમાં, આરોપ કરાયો છે તેનો અપવાદ થવાથી, સમરસ શાંત, સચ્ચિદાનંદ, જ્ઞાનરૂપ, ચૈતન્યમાત્રજ આ સર્વ હતું, છે, અને રહેશે; એમ તે વિશિષ્ટ થએલું ચૈતન્યજ, અનુભવ કરી, સ્વોપાધિ ત્યાગ કરી સ્વયમેવ જેવું છે તેવુંજ રહે છે તો પછી હું બ્રાહ્મણ અને આ ચાંડાલ, એવી ભેદની ભ્રાંતિ ઘટમઠમાં આકાશના ભેદની ભ્રાંતિની જેમ, કયાં કારણથી થઇ છે, એમ વેષધારી શંકર આચાર્યને પ્રશ્ન કરે છે. જેના પ્રત્યુત્તરમાં આચાર્ય પોતાની પારમાર્થિક અનુભવરૂપ બુદ્ધિની સ્થિતિની મર્યાદાના પ્રકારનો પ્રારંભ કરે છે.

**जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरा या संविदुज्जृंभते**
**या ब्रह्मादि पिंपीलिकांततनुषु प्रोता जगत्साक्षिणी ।**
**सैवाहं न च दृश्यवस्त्विति दृढ प्रज्ञापि यस्यास्ति चेत्**
**चांडालोऽस्तु सतु द्विजोऽस्तुगुरुरित्येषा मनीषा मम॥४॥**

**ભાવાર્થઃ**—[ શ્રી શંકરાચાર્ય સ્વામી વેષધારી સદાશિવને ઉત્તર આપે છે ]

જે સંવિત્ [ ચિતિ ] જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ વિષે અત્યંત સ્પષ્ટ વિલસતી છે અને જગત્‌ની સાક્ષીરૂપ જે સંવિત્ [ જ્ઞાન ] બ્રહ્માદિથી કીટ પર્યંત શરીરમાં ઓતપ્રોત છે તે હું છું પણ હું દૃશ્ય વસ્તુ નથી એવી દૃઢ બુદ્ધિ જેને છે તે ચાંડાલ હોય કે દ્વિજ હોય પરંતુ સર્વનો ગુરૂ છે. આવા પ્રકારની મારી નિશ્ચય વૃત્તિ [ બુદ્ધિ ] છે. ॥ ૫ ॥

## विवेचन.

જે જ્ઞાન જાગૃતિમાં, સ્વપ્નમાં, સુષુપ્તિમાં અત્યંત સ્ફુટપણે ઓતપ્રોત એકરસ વ્યાપી રહ્યું છે, જે જ્ઞાન આ સ્થાવર જંગમાત્મક બ્રહ્માંડના ચૈતન્ય-વિશિષ્ટ બ્રહ્માથી કીડી સુધીનાં પ્રાણીનાં શરીરમાં ઓતપ્રોત છવાઇ રહ્યું છે, તે સ્વયંપ્રકાશ પરમાનંદ સ્વરૂપ જ્ઞાનરૂપ આત્મા છે અને તે મારૂં પોતાનુંજ વાસ્તવિકસ્વરૂપ છે એવી જેને દૃઢપ્રજ્ઞા હોય છે, તે ચંડાલ, બ્રાહ્મણ. ક્ષત્રિય વૈશ્ય કે ગમે તે આશ્રમ, જાતિ, કુળ, વર્ણ કે ધર્મનો હોય તોપણ તે સર્વનો પરમગુરૂ છે. આવા પ્રકારની મારી નિશ્ચયવૃત્તિ છે, એમ ભગવત્પાદ કહે છે.

( ભગવાન શંકરાચાર્ય પોતાની આ પરમ ઉચ્ચ બુદ્ધિની ભૂમિકા ભગવાન સદાશિવ પ્રત્યે રોશન કરતાં, જે મૂઢ વિવેકભ્રષ્ટ વાદિઓ, વિષયના ભેદનાં અજ્ઞાનથી જ્ઞાનમાં ભેદ સ્વિકારી, જ્ઞાન કે જે આત્મા પોતાનુંજ વાસ્તવિક સ્વરૂપ છે અર્થાત્ આત્માનોજ પર્યાય છે તેમાં ભેદ બુદ્ધિ કરી, અનેક આત્માર્થિ જીવોનાં કલ્યાણમાં વિઘ્ન કરી, સ્વાત્મકલ્યાણ પણ કરી શકતા નથી, તેઓને ઉપદેશે છે કેઃ—હે ભેદનાભંડારરૂપ મંદભાગી આત્માઓ ! આ માનવ જન્મનો વ્યર્થ ઉપયોગ કરી, આત્મજ્ઞાનરૂપ અમુલ્ય લાભ નહી મેળવી કાયાનું

અકલ્યાણુ શામાટે કરો છો ? શ્રુતિના અર્થનો અવળો પ્રયોગ તમનેજ અવળા માર્ગથી હાનિપ્રદ છે પરંતુ જેઓ શ્રુતિનાં તાત્પર્યને સમજનારા છે તેઓને તમારી પ્રવૃત્તિથી લાભ ને હાનિનો શું પ્રસંગ છે ? )

**ब्रह्मैवाहमिदं जगच्च सकलं चिन्मात्रविस्तारितम्**
**सर्वं चैतदविद्यया त्रिगुणयाशेषं मया कल्पितम् ।**
**इत्थं यस्य दृढामतिःसुखतरे नित्ये परे निर्मले**
**चांडालोऽस्तु सतु द्विजोस्तु गुरु रित्येषा मनीषा मम।६॥**

ભાવાર્થઃ—હું અને આ સકળ ચિન્માત્રરૂપ [ ચૈતન્યરૂપ ] વિસ્તાર પામેલું જગત્ બ્રહ્મરૂપજ છે અને આ બધું સંપૂર્ણ રીતે ત્રિગુણરૂપ અવિદ્યાથી મારાવડે કલ્પાએલું છે. આવી જેની દૃઢમતિ અત્યંત સુખરૂપ નિત્ય નિર્મળ પરબ્રહ્મમાં હોય છે તે ચાંડાળ હો કે બ્રાહ્મણ હો પરંતુ તે ગુરૂરૂપ છે. એવી મારી બુદ્ધિ છે. ॥ ૬ ॥

## विवेचन.

આત્મા અને જગતનો વાસ્તવિક અભેદ છે અર્થાત્ આત્માજ છે, અન્ય કાંઈ મૂળેજ છે નહીં એવો અદ્વૈત સિદ્ધાંતનો આશય છે. જેમ કનક કુંડળમાં કાર્ય કારણ ભાવથી ભેદ ભાસે છે તે ભેદ કલ્પિત છે કારણ કે કનકથી કુંડળની ભિન્ન સત્તા નથી તેથી વાસ્તવિક તે ઉભયનો અભેદજ છે. બ્રહ્મ અને પ્રપંચરૂપ આ જગતનો કાર્ય કારણભાવથી કે વિશેષણ વિશિષ્ય ભાવથી જે ભેદ ભાસે છે તે કલ્પિત છે અને વિચારવડે જોવામાં આવે તો **आस्ति भाति प्रिय** થી ભિન્ન નામરૂપ જગત સત્ય સિદ્ધ થાતુંજ નથી પણ મિથ્યા

છે એમજ સિદ્ધ થાય છે. જે વસ્તુ જેનામાં કલ્પિત હોય છે તે વસ્તુ તેનાથી ભિન્ન સિદ્ધ થાય નહીં જેથી બ્રહ્મથી જગત્‌નો વાસ્તવ અભેદ છે. બ્રહ્મથી જગત્‌ની ભિન્ન સત્તા ન હોવાથી, કનક કુંડલની પ્રતીતિનાં દૃષ્ટાંતની જેમ જગત્‌ની સત્યતાની ભ્રાંતિ નિવૃત થાય છે. આ પ્રમાણે ત્રિગુણી અવિદ્યાના પરીણામરૂપ જગત્ બ્રહ્મનું વિવર્ત હોવાથી તે મિથ્યા છે એમ સમજાયાથી, બ્રહ્મ અને વિશ્વનો વાસ્તવ અભેદ છે તથા હું તે બ્રહ્મજ છું અને આ સઘળો પ્રપંચ જે છે તે નામરૂપથી મિથ્યા માત્ર જણાય છે પરંતુ અસ્તિ ભાતિ અને પ્રિયેથી તો સઘળું બ્રહ્મજ છે. ભલે અન્વય વ્યતિરેકનાં કારણથી વ્યવહારમાં દ્વૈતની મિથ્યા પ્રતીતિ થાય પરંતુ તે પ્રતીતિ દિશાના ભ્રમ જેવી અજ્ઞાન પર્યંત રહી છે પણ આત્માના વિશેષ જ્ઞાન પછી કેવળ અભેદજ અનુભવાય છે. આ પ્રકારે જે મનુષ્યને તત્ત્વનો બોધ થયો હોય છે તે મનુષ્ય ચંડાળ હોય, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય કે ગમે તે કુળ જાતિ, આશ્રમ, વર્ણ કે ધર્મનો હોય તોપણ તે પરમગુરૂ છે એમ મારી નિશ્ચયવૃત્તિ છે એમ ભગવત્પાદ શંકરને કહે છે.

शश्वन्नश्वरमेव विश्वमखिलं निश्चित्य वाचा गुरो-
र्नित्यं ब्रह्म निरंतरं विमृशता निर्व्याजशांतात्मना ।
भूतं भावि च दुष्कृतं प्रदहता संविन्मये पावके
प्रारब्धाय समर्पितं स्ववपुरि त्येषा मनीषा मम ॥७॥

ભાવાર્થઃ—સંપૂર્ણ વિશ્વ નિરંતર નાશવંત છે એવો ગુરૂ વચનથી નિશ્ચય કરી, નિત્ય નિરંતર બ્રહ્મને નિષ્કપટ અને શાંત ચિત્તથી વિચારનાર, ભૂત અને ભાવી પાપને સંવિત્ [ જ્ઞાનમય ] અગ્નિમાં દહન કરનાર, અને પોતાની કાયા પારબ્ધનેજ સમર્પનાર જે પુરૂષ છે તેજ ગુરૂ છે એવી મારી બુદ્ધિ છે. ॥ ૭ ॥

## विवेचन.

નામ, રૂપ, આદિ કલ્પના હોવાથી, નામરૂપ જગત્ નાશવંત છે અને તેથી તે જડ અસત્ અને દુઃખરૂપ પણ છે. જો જગત્ અવિનાશી હોય તો તેના વિકારો ન થવા જોઇએ પરંતુ અનેક પ્રકારના નામરૂપ જગતના વિકારો સદાય થયાજ કરે છે, તેમ જગતના પદાર્થોની નામ રૂપાદિની સિદ્ધિ પણ સાચી હોતી નથી જેથી ગુરૂદ્વારા જગતનાં અનશ્વરપણાંનો અને આત્માનાં શાશ્વત-પણાંનો નિશ્ચય કરવો કર્તવ્યરૂપ છે. જે વસ્તુ અખંડ હોય અને જે વસ્તુ સમગ્ર સુખનું સ્થાન હોય તે વસ્તુનો વિચાર સુખ પ્રાપ્તિ માટે કરવો ઘટે છે પણ દુઃખ પ્રાપ્તિની ઇચ્છાનો પ્રાણીમાત્રમાં અભાવ હોવાથી, જડ દેહાદિક જ-ગતનો વિચાર કર્તવ્ય નથી. સારાંશ નામરૂપાત્મક જગતનો અર્થાત્ જડનો ચૈતન્યથી પ્રથમ વિવેક કરી, તેના નામરૂપ મિથ્યા અંશનો નિષેધ કરી, અસ્તિ ભાતિ અને પ્રિય ગુણવડે, જડને અને ચૈતન્યને અભેદરૂપે જોવાં, એજ વેદાંતની મર્યાદા છે. આવી અભેદતત્ત્વની વેદાંતમાં પ્રાપ્તિ કહી નથી પરંતુ તે નિત્ય પ્રાપ્તજ હોવાથી, પ્રાપ્તિની ઇચ્છા એજ ભ્રાંતિ છે અને ભ્રાંતિ અજ્ઞાનનું કાર્ય હોવાથી ચૈતન્યના વિશેષ જ્ઞાનથી ભ્રાંતિ નાશ થાય છે અર્થાત્ મિથ્યા ગુરૂ વેદાદિદ્વારા સંપાદન કરેલાં વિશેષ જ્ઞાનથી, દેહાદિક અનેક અવિદ્યારૂપ ભ્રાંતિનો નિઃશેષ લય થાય છે અને એક અખંડ તત્ત્વ સામાન્ય એકરસ પરબ્રહ્મ છે તે સ્વયમેવ સ્ફુરે છે, આ ઉદ્દેશથી પ્રારબ્ધને પોતાની કાયાનું સમજી, જે જ્ઞાની તે કાયા પ્રારબ્ધને સોંપી, જીવન્મુક્ત દશામાં બ્રહ્મ વિશેષરૂપે રહે છે અને વિ-દેહમાં કેવળ સ્વરૂપે જેવો છે તેવોજ રહે છે, તે મનુષ્ય ગમે તે વર્ણનો, ગમે તે આશ્રમનો, ગમે તે કુળનો અને ગમે તે ધર્મનો હોય તોપણ તે પરમગુરૂ છે એવી મારી નિશ્ચયયુક્ત પ્રજ્ઞા છે એમ ભગવત્પાદ વેષધારી સદાશિવને કહેછે.

**या तिर्यङ्नरदेवताभिरहमी त्यन्तः स्फुटा गृह्यते**
**यद्भासा हृदयाक्ष देह विषया भांति स्वतोऽचेतनाः ।**

तां भास्यैः पिहितार्क मंडल निभां स्फुर्तिं सदा भावयन्
योगी निर्वृतमानसो हि गुरुरि त्येषा मनीषा मम ॥८॥

ભાવાર્થઃ—જે સ્ફૂર્તિ તિર્યંચ, માનવ અને દેવતાઓવડે કરી "હું છું" એમ અંતઃકરણમાં અત્યંત સ્ફુટપણે ધારણ કરાય છે અને જેના પ્રકાશવડે કરીને સ્વતઃ અચેતનરૂપ અંતઃકરણ, ઇંદ્રિય દેહ અને વિષયો પ્રકાશમાન જણાય છે, તે ભાસ્ય પદાર્થોવડે ઢંકાયેલાં સૂર્યમંડળની જેમ સ્ફૂર્તિની ભાવના કરતો યોગી આનંદિત મનવાળો થાય છે, તેથી તે ગુરૂરૂપ છે એવી મારી બુદ્ધિ છે. ॥ ૮ ॥

## विवेचन.

પરબ્રહ્મ પૂર્ણાનંદ છે અને તે પુર્ણાનંદ મહાસાગરમાંથી બ્રહ્મા, ઇંદ્ર, રૂદ્ર ઇત્યાદિ સ્વર્ગ, નર વાનરાદિ મૃત્યુ અને રાક્ષસાદિ અસુર લોકમાં ન્યૂનાધિક આનંદ બીંદુઓ ગયાં છે. આત્મા પરમાનંદ સ્વરૂપ પરબ્રહ્મના આનંદનો લેશમાત્ર પ્રાપ્ત થયો છે તેવા મનુષ્ય જીવો, તે આનંદ ભ્રાંતિને લીધે, વિષયોમાં માની, માયારૂપ યંત્રને આરૂઢ થઇ, કુવાના ઘટ યંત્રની જેમ ભવભ્રમણ કર્યા કરે છે. જે પરમાનંદ પુર્ણાનંદના ન્યૂનાધિક અંશ માત્રેથી આ દાનવ માનવ અને દેવરૂપ ત્રિલોકી આનંદવાળી બની છે તે પરમાત્માના આનંદની સ્ફૂર્તિ સજ્જન પુરૂષોને સહાય થયાજ કરે છે. જે પરમાત્માની સ્વયંપ્રકાશતા તથા પરમાનંદતાનાં કારણથી, અચેતનરૂપ દેહ ઇંદ્રિય આદિ વિષયો પ્રકાશવાળા તથા આનંદવાળા જણાય છે તે ભાસ્ય પદાર્થોથી, આચ્છાદિત સૂર્યમંડળની જેમ, સ્ફુર્તિની ભાવના કરતો યોગી પુરૂષ, સર્વદા આનંદિત મનવાળો થાય છે તેથી તે પુરૂષ ભલેને બ્રાહ્મણાદિ ગમે તે જાતિમાં, ગૃહસ્થાદિ ગમે તે આશ્રમમાં

ગમે તે ધર્મમાં કે ગમે તે કુળ કુટુંબ કે દેશમાં હોય પરંતુ તેજ પરમ ગુરૂ છે અર્થાત્ ભવસાગરમાંથી સેંકડો જીવને તારણોપાય બતાવનાર બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય સદ્ગુરૂ પરમ નૌકારૂપ છે એવી મારી નિશ્ચયવૃત્તિ છે એમ ભગવત્પાદ **શંકરાચાર્ય** પોતાનો સ્વાનુભવ **વેષધારી સદાશિવ** પ્રત્યે કહી જણાવે છે.

**यत्सौख्यांबुधिलेशलेशत इमे शक्रादयो निर्वृता**
**यश्चित्ते नितरां प्रशांतकलने लब्ध्वा मुनि र्निर्वृतः ।**
**यस्मिन्नित्य सुखांबुधौ गलितधी ब्रह्मैव न ब्रह्मवि**
**द्यः कश्चित्स सुरेंद्रवंदितपदो नूनं मनीषा मम ॥९॥**

**ભાવાર્થઃ**—જે આનંદ સમુદ્રના લેશમાત્ર [ બિંદુથી ] ઇન્દ્રાદિક દેવતા આનંદવાળા જણાય છે અને મુનિઓ જે છે તે નિરંતર પ્રશાંત કલ્પનાવાળાં ચિત્તમાં, જેનું દર્શન કરી, નિરંતર આનંદમય બની રહે છે, અને આ નિત્યસુખરૂપ સમુદ્રમાં જેની બુદ્ધિ ગળી ગૈ છે તે બ્રહ્મજ છે, પણ બ્રહ્મવિદ્ નથી. જે ઇન્દ્રાદિથી વંદિત પદવાળો પુરૂષ છે તે ગુરૂ છે એવી મારી બુદ્ધિ છે. ॥ ૯ ॥

## विवेचन.

જે સ્વરૂપાનંદરૂપી સુધાની સરિતાઓથી સંપૂર્ણ પરબ્રહ્મરૂપ મહાસાગરમાંથી, બ્રહ્મા, ઇન્દ્ર, મરૂત, આદિ ત્રિભુવન આનંદવાળું બન્યું છે. તે પૂર્ણાનંદ સ્વરૂપ પરબ્રહ્મનો મહિમા મન વાણીથી અગોચર હોવાથી, તે સમુદ્ર સ્વરૂપમાંજ જે જ્ઞાનીની બુદ્ધિનો નિઃશેષ લય થયો હોય છે, જે જ્ઞાની આ જગત્ ક્યાં ગયું ? ક્યાં હતું અને કોણ લઇ ગયું ઇત્યાશ્ચર્યથી, પરબ્રહ્મ એ

કજને અનુભવે છે અર્થાત્ સ્વસ્વરૂપેજ પરબ્રહ્મરૂપે પોતે છે એમ અનુભવ કરે છે, તે જ્ઞાની ત્રિભુવનને વંદ્ય છે. આ પ્રમાણે ભગવત્પાદ અને વેષધારી સદાશિવનો સંવાદ સંપૂર્ણ થાય છે. આ સંક્ષિપ્ત છતાં સારરૂપ સ્તોત્રનો જે મનુષ્ય શ્રવણ મનન અને નિદિધ્યાસનપૂર્વક પાઠ કરે છે તે મનુષ્ય સ્વલ્પ-કાળમાં વિશ્વનું નશ્વરપણું અને મિથ્યાપણું સમજીને, કેવળસ્વરૂપે કરી સ્વાનુભવે સ્વયમેવ પરબ્રહ્મ રૂપે થાય છે એમાં સંશય નથી.

वेदान्त कवि हिरालालेन व्याख्यातं शंकराचार्ययोः संवादात्मकं मनीषापंचकं ॥ संपूर्णम्. ॥

---

# ॥ निर्वाण दशकम् ॥

## ॥ भुजंग प्रयातं छंदः ॥

न भूमि र्न तोयं न तेजो न वायु  
र्न खं नेंद्रियं वा न तेषां समूहः ।  
अनैकांतिकत्वा त्सुषुप्त्यैक सिद्धः  
तदे कोऽ वशिष्टः शिवः केवलोऽहम् ॥ १ ॥

ભાવાર્થઃ—હું ભૂમિ નથી, જળ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, ઇંદ્રિય નથી. કે ઇંદ્રિયોનો સમુહ નથી. આ

સર્વેમાં વ્યભિચારીપણું હોવાથી હું તો સુષુપ્તિમાં સિદ્ધ, એક અવશિષ્ટ કેવલ શિવરૂપ છું. ॥ ૧ ॥

## विवेचन.

ભગવત્પાદ **શંકરાચાર્ય** આ નિર્વાણ દશકનાં સ્તોત્રમાં ચાર્વાક, બ્રહસ્પતિ પ્રાણાત્મવાદી, મન આત્મવાદી, ક્ષણિક વિજ્ઞાનવાદી અને ઇતર સાંખ્ય યોગ, ન્યાય આદિ દ્વૈત શાસ્ત્રોએ શ્રુતિ વિરૂદ્ધ સ્વીકારેલાં દ્વૈતનો નિષેધ કરી, એકજ વાસ્તવિક અદ્વૈત જે વિધિ નિષેધ રહિત સ્વતઃ સિદ્ધ છે તે, નિષ્પ્રપંચરૂપમાં, સમસ્ત પ્રપંચના આરોપથી, વિવર્તવાદદ્વારા, નિષેધના અવધિરૂપ જે સાક્ષાત્કાર વેદાંતમાં સુચવ્યો છે તેનો, સ્તોત્રાત્મકરૂપે અનુભવ પ્રગટ કરી, જીજ્ઞાસુ પોતે સર્વ નિષેધ કરતાં, અવશિષ્ટબ્રહ્મરૂપે કેવલ અદ્વૈત સ્વરૂપ છે એ સમજાવે છે.

પ્રાચીન અર્વાચીન તત્ત્વવેત્તાઓને પણ એજ નિર્ણયપર આવવું પડયું છે કેઃ--સર્વમાં સદ્રુપ સામાન્ય વ્યાપક એકજ ચેતન હોવાથી અદ્વૈતજ સ્થાપન કરી શકાય છે. અધ્યારોપ અને અપવાદ એ બે ક્રમથી નિષ્પ્રપંચ પરમાત્મા જે મન વાણીથી અગમ્ય છે તે વર્ણાય છે. પ્રાચીન મહર્ષિ પ્રણીત આત્યાંતિક સુખની સિદ્ધિ સારૂં શિષ્ય કલ્યાણાર્થે આ કલ્પના થઇ છે.

સર્પની જેમાં અસ્તિ નથી તેવી અસર્પભૂતા રજ્જુ વિષે, સર્પનો જેમ આરોપ (ભ્રાંતિ) થાય છે તેમ વસ્તું (બ્રહ્મ) વિષે અવસ્તુનો આરોપ તે **अध्यारोप** કહેવાય છે. સત્ ચિત આનંદ અનંત અદ્વય બ્રહ્મ એ વસ્તુ છે. અને અજ્ઞાનાદિ સકળ જડ સંઘાત અવસ્તુ છે. આ અવસ્તુનો જડ સમુહ રૂપ પ્રપંચ અને તેમાં ઉપહિત વસ્તુ ચૈતન્ય, એ બેથી તપેલા લોખંડના ગોળાની જેમ, અન્યોન્ય તાદાત્મ્યાધ્યાસ થાય છે તે **अध्यारोप** કહેવાય છે. અનાત્મા, ભાસ્ય જડ છે તે અવસ્તુ છે અને તેનો ભાસક આત્મા ચૈતન્ય તે વસ્તુ છે. રજ્જુ સ્વરૂપનો પરિત્યાગ કર્યા વિના, સર્પના આકારથી ભાસતી રજ્જુ

એ **विवर्त** કહેવાય છે. આ વિવર્તનો અપવાદ (બાધ) એટલે અધિષ્ઠાન રજ્જુ-માત્રતાએ અવસ્થાન થાય છે તેમ ચૈતન્ય વસ્તુ વિવર્ત જે અજ્ઞાનાદિ પ્ર-પંચનો અપવાદ (બાધ) એટલે ચિતવસ્તુમાત્રતાએ અવસ્થાન એ અપવાદ. યથાસ્વરૂપેકરી અવસ્થિત વસ્તુનો બે પ્રકારે અન્યથા ભાવ થાય છે. પરિણામ ભાવ અને વિવર્તભાવ. યથાર્થથી સ્વરૂપને પરિત્યજીને સ્વરૂપાન્તરની પ્રાપ્તિ તે વસ્તુનો પરિણામભાવ છે. જેમ દૂધ સ્વરૂપનેજ છોડી દહીંઆદિરૂપને આકારે પરીણામ પામે છે તેમ, સ્વસ્વરૂપને છોડી દીધા વિના સ્વરૂપાન્તરે મિથ્યા પ્ર-તિતિ તે વસ્તુનો વિવર્તભાવ કહેવાય છે. જેમ રજ્જુ સ્વસ્વરૂપના ત્યાગ વિના સર્પાકારે મિથ્યા પ્રતીત થાય છે તેમ. વેદાંતમતમાં બ્રહ્મમાં પ્રપંચની ભ્રાંતિ (ભાન) નો પરીણામભાવ સ્વીકારી શકાતો નથી કારણ કે દૂધ વગેરેની જેમ બ્રહ્મને વિકારીત્વનો પ્રસંગ આવવાથી, અનિત્યાદિ દોષની આપત્તિ સંભવ પામે છે. **अस्तु.**

न वर्णा न वर्णाश्रमाचार धर्मा
न मे धारणाध्यानयोगादयोपि ।
अनात्माश्रयाहं ममाध्यासहानात्
तदेको वशिष्टः शिवः केवलोऽहम् ॥ २ ॥

**ભાવાર્થઃ**—મારે વર્ણ નથી, વર્ણ કે આશ્રમના આચાર કે ધર્મો નથી, ધારણા અને ધ્યાન યોગ આદિ પણ મારે નથી, અનાત્મારૂપ આશ્રયવાળા 'અહંમમ' અધ્યાસની નિવૃત્તિથી હું એક અવશિષ્ટ કેવલ શિવ સ્વરૂપ છું. ॥ ૨ ॥

### विवेचन.

બ્રહ્મના વિવર્તભાવના અંગીકારમાં આ દોષ આવતા નથી. અધિષ્ટાન અવશેષ એજ કલ્પિત વસ્તુનો નાશ કહેવાય છે. જેથી ચૈતન્ય વિવર્ત પ્રપં-

ચતું ચૈતન્યમાત્ર અવસ્થાન તેજ અપવાદ. આ પ્રમાણે **આચાર્ય ભગવાને** **પ્રથમ** નિષ્પ્રપંચ આત્મ વસ્તુમાં પ્રપંચનો અધ્યારોપ કરી, પછી કારણ–સૂક્ષ્મ–સ્થૂળ–પ્રપંચાન્ત ઉત્પત્તિનાં વિપરીતપણાંવડે કરી, તેના તેના કારણરૂપે જે અવસ્થાન કર્યું છે તેજ અપવાદ કહેવાય છે. અખંડ બ્રહ્મ સ્વરૂપ મનવાણીથી અગમ્ય છે તેથી તેમાં લક્ષણાવૃત્તિ કર્યાં વિના વિધિસર ઉપદેશ કરાવવાનું અશક્ય છે તેથી અવિદ્યાએ આરોપિત મિથ્યા ભિન્ન ભિન્ન પદાર્થના નિષેધવડે કરી ' નેતિ નેતિ, એકજ અખંડ ચૈતન્યજ ઉપદેશાવાને શક્ય થાય છે. કોઈવાર વિધિથી અને કોઇવાર નિષેધથી બ્રહ્મ તત્ત્વનો અવબોધ આપી શકાય છે અને આ ઉભય પ્રકારથી યોજાતાં સર્વ વેદાંત વાક્યોનું સાક્ષાત્ કે પરંપરાવડે અદ્વિતીય આત્મવસ્તુના પ્રતિપાદનમાંજ તાત્પર્ય છે. અનાત્મ વસ્તુનું પ્રતિપાદન કરવાનો વેદાંતનો આશય નથી. આ ઉદ્દેશથીજ નિષેધવડે કરી આચાર્ય ભગવાન વાસ્તવિક અવશિષ્ઠ એકજ અદ્વિતીય બ્રહ્મ છે અને તે બ્રહ્મ તે હું પોતેજ છું એમ સ્તોત્રવડે મનન પ્રકાર બતાવે છે. સ્થુલ સુક્ષ્મ અને કારણ એ ત્રણ શરીર, જાગ્રદાદિ અવસ્થા ત્રય, અને પંચકોશનો પંચીકરણ આદિ પ્રકરણોદ્વારા નિષેધ કર્યા પછી મહાવાક્યનાં અર્થપૂર્વક જ્ઞાનદ્વારા વાચ્યાર્થનો નિષેધ થયા પછી, ભાગત્યાગ લક્ષણાવડે નિષેધના અવધિરૂપ જે અવશિષ્ઠ અભેદ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે તે અભેદ બ્રહ્મ હું પોતેજ છું અર્થાત્ મારા સિવાય અન્ય કાંઇ નથી એવો જે સ્વરૂપનો અપરોક્ષાનુભવ થાય છે તેજ વેદાંતની પરાકાષ્ટા છે. સર્વ અનિત્ય વસ્તુના નિષેધ પછી અભાવજ રહે છે એ શંકાના સમાધાનમાં એ અભાવને પણ અભાવજ રહે છે, એમ કહી જાણવાવાળો જે સાક્ષિ તેજ અવશિષ્ટ અદ્વૈત આત્મા તું પોતે છે એવો અનુભવ આ સ્તોત્ર કરાવી, સ્વરૂપની સંપૂર્ણતાએ પહોંચાડે છે. જે વસ્તુ જેના અનુભવમાં આવે તે વસ્તુનો તે સાક્ષિ કહેવાય છે પરંતુ જે વસ્તુનો જેને અનુભવ નથી તેમાં તેનું સાક્ષિપણું હોતુંજ નથી તો આ નિયમ પ્રમાણે આપણે અહંકારાદિના સાક્ષી આપણે પોતેજ છીએ કારણ કે આપણેજ તેને જાણીએ છીએ અને આજ નિયમે સૌથી પર અને સહુનો સાક્ષી સાક્ષાત્

પ્રત્યગાત્માજ એક અદ્વૈત બ્રહ્મરૂપેજ છે પણ બીજો કોય છેજ નહીં. 'હું હું, એમ પ્રત્યક્રૂપે જાગ્રતાદિ સ્થિતિમાં સ્ફુરતો આત્મા અત્યંત સ્ફુટ જણાય છે તથા અહંકાર અને બુદ્ધિ આદિ પદાર્થો કે જેઓ અનેક પ્રકારના વિકારોને પ્રાપ્ત થયા હોય છે તેઓને જોતો જોતો હૃદયમાં સચ્ચિદાનંદરૂપે સ્ફુરે છે તેજ આત્મા અવશેષ હું પોતેજ છું એવા પ્રકારનો નિષેધના અવધિરૂપે જે સ્વરૂપાવગમ છે, તેજ વેદાંતનું ફળ છે. ઘડો, પાણી, અને તેમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ એ ત્રણેથી ન્યારો જેમ સૂર્ય જણાય છે તેમ દેહ, બુદ્ધિ, બુદ્ધિમાં રહેલો ચિદાભાસ તે ત્રણેથી ન્યારો દ્રષ્ટા, અખંડ જ્ઞાનરૂપ, સર્વપ્રકા-

न माता पिता वा न देवा न लोका
न वेदा न यज्ञा न तीर्थं ब्रुवंति ।
सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ३ ॥

**ભાવાર્થઃ**—હું માતા નથી, પિતા નથી, દેવ નથી, લોક નથી, વેદ નથી, યજ્ઞ નથી, અને તિર્થ નથી, વિદ્વાનો કહે છે કે સુષુપ્તિમાં નિરસ્ત અતિ શૂન્યરૂપ હોવાથી તે થકી એક અવશિષ્ઠ ( અતિરિક્ત ) કેવળ હું શિવરૂપ છું. ॥ ૩ ॥

**विवेचन.**

શક, કાર્ય કારણથી પર, નિત્ય, વ્યાપક, સર્વગત, અત્યંત સુક્ષ્મ, પોતાથી અભિન્ન અને જેની બાહ્યાંતર જેના વિના અન્ય પદાર્થ પણ નથી તેવો સ્વરૂપભૂત આત્મા, સમ્યક્પ્રકારે અનુભવવામાં આવે ત્યારેજ પુણ્યપાપ રહિત થવાય છે, શોકરહિત બનાય છે, જન્મમૃત્યુરહિત રહેવાય છે અને આવું સ્વસ્વરૂપ કે જે તાદાત્મ્યાધ્યાસથી વિસરાયું છે તે જાણ્યા વિના મૂક્તિને

માટે અન્ય માર્ગ છેજ નહીં. આચાર્ય ભગવાન, હું માતા નથી, પિતા નથી, વેદ નથી, ગુરૂ નથી, શિષ્ય નથી, ઇત્યાદિ નિષેધથી વિવર્તનો અપવાદ કરી જે કેવળ અકેવળ ભાવ રહિત સમરસ, નિષેધના અવધિરૂપ, પરમ અદ્વૈત છે તે હું છું એમ બોધ કરાવે છે. બ્રહ્મથી પોતાનાં સ્વરૂપનો અભેદ સમજવો એજ સંસારથી મુક્તિ મેળવવાનો અપ્રતિહત ઉપાય છે. બ્રહ્મરૂપ થએલાને જન્મમરણ છેજ નહીં, જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીરહિત, નિર્મળ બ્રહ્મસ્વરૂપજ અવશેષ રહે છે, એવો આ સ્તોત્ર અનુભવ આપે છે. પ્રત્યગાત્માથી પરમાત્મા સદા અભિન્ન છે એવો આ સ્તોત્રનો ઉત્તમ આશય છે. પોતાથી ભિન્ન કશું છે નહીં તેથી વાસ્તવિક અદ્વૈતજ સત્ય છે તો પછી તેનાં નિરૂપણ પછી બીજી કઇ વસ્તુ નિરૂપવા યોગ્ય હોય કે ભગવત્પાદ નિરૂપણ કરે. અજ્ઞાનથી વિવિધાકારે જે કાંઇ આ જગતરૂપે ભાસી રહ્યું છે તે બ્રહ્મજ છે કે જેમાં સમસ્ત ભાવનાના દોષ વિરામ પામે છે. ઘડા અને માટીનું ભિન્નત્વ સિદ્ધ થાય તો બ્રહ્મ અને જગત્‌નો ભેદ વાસ્તવિક મનાય પરંતુ તેમ ન હોવાથી બ્રહ્મનું વિવર્ત આ જગત્ તે બ્રહ્મથી અન્ય છેજ નહીં પરંતુ શ્રુતિઓની અનેક ઉક્તિ મુજબ આ સઘળું અવશ્ય આ બ્રહ્મજ છે. બ્રહ્મનું કાર્યરૂપ જગત બ્રહ્મથી ભિન્ન હોયજ નહીં કારણ કે કારણ કાર્યની એકતા સંભવે છે. અથર્વવેદની શ્રુતિ પણ જગત્‌ને બ્રહ્મરૂપેજ કહે છે જેથી કલ્પિતની સત્તા અધિષ્ટાનથી અન્ય ન હોવાથી **ब्रह्मैव सर्वं** સઘળું બ્રહ્મજ છે એમ માનવું બરાબરજ છે. જ્યારે જગત્ બ્રહ્મરૂપ છે ત્યારે બ્રહ્મરૂપે જગત્ સત્ય હોવું જોઇએ એ માન્યતા ઉચિત નથી કારણ કે તેમ માનવાથી વેદ, ઇશ્વર અને તત્વનો વિરોધ આવે છે તે શિષ્ટ પુરૂષોને ઇષ્ટ નથી. ગીતામાં કૃષ્ણચંદ્રે કહ્યું છે કે દશ્ય પદાર્થો કલ્પિત હોવાથી હું તેમાં નથી અને તેઓ મારામાં નથી. હવે જગત્‌ને આપણે સત્ય માનીએ તો તેનું સુષુપ્તિમાં ભાન થાય પણ તેમ ન થતું હોવાથી જગત્ અસત્ અને સ્વપ્નની પેઠે મિથ્યા છે. જગત્‌ની સત્તા પરમાત્માથી જુદી નથી અને તેની જે પ્રતીતિ તે રજ્જુ

સર્પની જેમ મિથ્યા છે. આરોપિત પદાર્થની સ્વતંત્ર સત્તાનો અભાવ છે તેથી ભ્રાંતિને લીધે અધિષ્ઠાનજ આરોપિતરૂપે પ્રતીત થાય છે એમ માનવું યોગ્ય છે. કદાચ વાચકગણને શંકા થશે કે ઉપરના સ્તોત્રમાં પ્રસ્તુત વિષય સંબંધી કાંઈ નથી છતાં આ બધું કથન થાય છે તે અપ્રાસંગીક છે પરંતુ આ 'હું નથી, આ 'હું નથી, એમ જે ભગવત્પાદે નિષેધ કર્યો છે તે સઘળી નિષેધની સામગ્રીનો જગત્ કે અવિદ્યામાં સમાવેશ થતો હોવાથી બીજને પકડી થડ શાખા આદિનું ભિન્ન વિવેચન જણાવ્યું નથી. દેહાદિ સમસ્ત પ્રપંચ અવિદ્યાનું કાર્ય હોવાથી ચાલતો પ્રસંગ ઉપરની નિષેધ વસ્તુઓનું કલ્પિતપણું જગતનાજ પ્રસંગથી સિદ્ધ કરી આપશે.

न सांख्यं न शैवं न तत्पांचरात्रम्
न जैनं न मीमांसकादे मतं वा ।
विशिष्टानुभूत्या विशुद्धात्मकत्वात्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ४ ॥

**भावार्थः**—હું સાંખ્યમત નથી, શૈવમત નથી, પાંચરાત્રમત નથી, જૈનમત નથી, અથવા મીમાંસકાદિનોમત નથી, શ્રેષ્ટ અનુભવેકરી વિશુદ્ધ સ્વરૂપ હોવાથી તે સૌથી એક અવશિષ્ટ શિવરૂપ છું. ॥૪॥

## विवेचन.

ભ્રાંતિ પામેલા માણસને જે કાંઇ ભ્રમથી પ્રતીત થાય છે તે અધિષ્ટાનથી જુદુ હોતું નથી. દાખલા તરીકે છીપમાં પ્રતીત થતું ભ્રાંતિરૂપ રૂપું, છીપથી જુદુ નથી.' ભ્રાંતિકાળે 'આ રૂપું છે, એ વાક્યમાં 'આ, એ અંશ જેમ છીપ છે તેમ" આ જગત છે, એ વાક્યમાં" આ એ અંશ બ્રહ્મરૂપજ છે.

છીપમાં રૂપું અને બ્રહ્મમાં જગત્ આરોપિત થયાં તે નામમાત્રજ છે પણ વાસ્તવિક તો છીપ અને બ્રહ્મજ છે. આ પ્રમાણે નિષેધનું અવધિરૂપ ફળ પરબ્રહ્મજ છે, આ પરબ્રહ્મ સત્ય છે, અદ્વિતીય છે, વિશુદ્ધ વિજ્ઞાનમય છે, નિરંજન છે, પ્રશાંત છે, આદ્યંતવિનાનું છે, નિષ્ક્રિય છે અને નિરંતરાનંદ રસસ્વરૂપ છે. માયા અને માયાના કાર્યરૂપ ભેદોથી રહિત, નિત્ય, સુખરૂપ, અંશરહિત, પ્રમાણથી અગમ્ય, સાંખ્ય, શૈવ, પાંચરાત્ર જૈન, અને મીમાંસકાદિના મતથી અગમ્ય, મનવાણીથી અગોચર, નામરૂપ ભેદવિનાનું અને સ્વયંપ્રકાશરૂપે છે. અહેય, અનુપાદેય, અપ્રમેય અને પુર્ણસ્વરૂપ જે બ્રહ્મ છે તે હું છું એવો મનન પ્રકાર આ સ્તોત્રમાં સુચવ્યો છે. જીવ ઇશ્વરના ભેદનો અભાવ લક્ષ્યાર્થમાં સારીરીતે થતો હોવાથી ચેતનરૂપે ઉક્ત બ્રહ્મથી તેઓ અભિન્ન છે. **अथात आदेशः** ઇત્યાદિ શ્રુતિમાં બ્રહ્મમાં કલ્પિત દ્વૈતનો નિષેધ પણ કર્યો છે.' આ બ્રહ્મ નથી, ' આ બ્રહ્મ નથી, કારણ કે બ્રહ્મમાં કલ્પિત છે અને કલ્પિત છે તેથી રજ્જુસર્પ સમાન સ્વપ્ન સમાન સત્ય નથી, એ પ્રકારે યુક્તિપૂર્વક દશ્ય પદાર્થનો અપવાદ કરી શ્રુતિએ બ્રહ્મનું અદ્વિતીયપણું સારી રીતે બતાવ્યું હોવાથી આ સ્તોત્રની રચના પણ તેવાજ પ્રકારનો અનુભવ આપી રહી છે. **अस्थूलं** એ શ્રુતિ પણ મિથ્યા પદાર્થોનો નિષેધ કરીને સ્વત, સિદ્ધ, આકાશની જેમ વ્યાપક અને તર્કથી અગમ્ય એવાં બ્રહ્મનું બોધન કરતી હોવાથી, મિથ્યાપદાર્થોમાં થતી આત્મભ્રાંતિ તજવા યોગ્ય છે અને શુદ્ધ બુદ્ધિથી હું બ્રહ્મજ છું એમ ઉક્ત સ્તોત્રનો અર્થ પ્રતિપળે મનન કરવા યોગ્ય છે. માટી અને માટીનું કાર્ય જેમ માટીજ છે તેમ બ્રહ્મ અને જગત્ પણ એકજ છે. સ્વપ્નામાં સઘળું અજ્ઞાનનું કલ્પેલું જેમ મિથ્યા છે તેમ જાગ્રતમાં પણ જગત્ અજ્ઞાનથી કલ્પેલું હોવાથી મિથ્યા છે. જાતિ, નીતિ, કુળ ગોત્ર અને એવી બીજી પ્રાપંચિક કલ્પનાથી દૂર, નામ, રૂપ, ગુણ, અને દોષ રહીત, દેશ કાળ અને વિષયોથી પર, જે પરબ્રહ્મ છે તે તુંજ છે એવો નિશ્ચય ગુરુદ્વારા શિષ્યથી કરી શકાય છે એમ આ સ્તોત્ર ખાત્રી આપે છે. જે પરબ્રહ્મ ક્ષુધા પિપાસા આદિ ષડોર્મિ રહિત, ભ્રાંતિ કલ્પિત જગતનું

અધિષ્ટાન, કાર્ય કારણથી રહિત, અનુપમ, જન્મવૃદ્ધિ પરીણામ, અપક્ષય, વ્યાધિ તથા નાશ એ ૭ વિકારથી રહિત, ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયના હેતુરૂપ છે, તે હું છું એમ આત્માનુભવદર્શન આ સ્તોત્રમાં ભગવત્પાદે કરાવ્યું છે. શ્રુતિની વાણી છે કે જો કોઈ માણસ અણુ માત્ર પણ બ્રહ્મમાં ભેદ જુએ છે તો તેને જન્માદિ સંસાર નિવૃત્ત થતોજ નથી. જેમ અગ્નિના યોગથી લોઢું દાહકરૂપે ભાસે છે તેમ સત્ યોગથી બુદ્ધિ પ્રમાતારૂપે પ્રતીત થાય છે. બુદ્ધિ પોતે જડ હોવાથી તેમાં આત્મભ્રાંતિ અવિવેકીને થાય છે માટે વિવેકીએ તો સત્યાસત્યનો નિર્ણય કરી સદ્વસ્તુનો વિચાર કરવો જોઇએ. બુદ્ધિના દોષથીજ પરબ્રહ્મમાં હું, તું, અને આ સઘળું

**न चोर्ध्वं न चाधो न चांतर्न बाह्यम्**
**न मध्यं न तिर्यङ् न पूर्वापरादिक् ।**
**वियद्व्यापकत्वादखंडैकरुप**
**स्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—હું ઉપર નથી, નીચે નથી, અંદર નથી, બહાર નથી, મધ્ય નથી, વાંકુ નથી અને પૂર્વ પ્રાશ્ચિમાદિ દિશા નથી, આકાશની જેમ વ્યાપક હોવાથી અખંડ એકરૂપ છું તેથી કરીને એક અવશિષ્ટ કેવળ શિવરૂપ હું છું ॥ ૫ ॥

## विवेचन.

માની લેવાય છે પણ વાસ્તવિક તો **एकमेवाद्वितीयंब्रह्म** એકજ અદ્વિતીય બ્રહ્મ છે, પણ બીજું કાંઇજ નથી. જેમ તરંગ, ફીણ, ચકરી અને પરપોટા વિગેરે સઘળા પદાર્થો જળજ છે તેમ દેહથી તે અહંકાર સુધી સ-

ઘણું એકરસ અને પરમ શુદ્ધ ચૈતન્યજ છે. ભ્રાંતિથી કલ્પાયેલો સર્પ, ભ્રાંતિ જતાં રજ્જુમાં રહેતોજ નથી તેમ આત્મામાં કલ્પાયેલું જગત્ આત્માનો વિવેક થતાં, આત્માથી ભિન્ન રહેતું નથી. જે જેમાં ભ્રાંતિથી કલ્પાયેલું હોય તે તે રૂપજ હોય છે. પ્રલયકાળના સમુદ્રની જેમ પરિપુર્ણ, નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષ એકજ બ્રહ્મમાં ભેદ કયા પ્રકારે ઘટી શકે. અખંડ, અજન્મ, અનમય, અરૂપ, અદૃશ્ય, અસંગ, એક, અખંડિત, બ્રહ્મજ છે પરંતુ મૂલ અજ્ઞાન, સુક્ષ્મ, સ્થૂલ, વ્યષ્ટિ, સમષ્ટિ ઇશ, સૂત્ર, વિરાટ, પ્રાજ્ઞ, તેજસ, વિશ્વ, ઇત્યાદિનો તેમાં ભેદ છેજ નહીં. ભોગ, જોગ બંધ, અને મોક્ષાદિની પણ પરબ્રહ્મવિષે કલ્પનામાત્ર છે પરંતુ વાસ્તવિક તેના વિના કશું પણ નથી. સ્વપ્ન જાગૃતિ, અને સુષુપ્તિમાં જે કાંઇ પ્રપંચ અને અનુભવ થાય છે તેનું અધિષ્ઠાન સાક્ષિરૂપ એકજ બ્રહ્મ છે. જગત્રૂપ નાટક આ બ્રહ્મમાં મિથ્યા માત્ર કલ્પાયેલું છે. દેખતાં સાંભળતાં છતાં બ્રહ્મ અશ્રોત્ર છે, અને અનેત્ર છે. રસ લે છે છતાં બ્રહ્મ અજીભ છે, ચાલે છે છતાં અપાદ છે અને સુંઘે છે છતાં બ્રહ્મ અઘ્રાણ છે, જેમ માટીનાં કાર્ય ઘડાની અંદર અને બહાર, માટીજ છે એથી માટીનાં કાર્ય સર્વ માટીજ રૂપ છે તેમ આ સર્વ પ્રપંચનું મૂળ કારણ ઇશ્વર છે તેથી તે પ્રપંચ ઇશ્વરથી ભિન્ન નથી પણ ઈશસ્વરૂપ છે. તે ઈશ્વર તે હું છું એ પ્રકારે મનન કરવાથી અભેદાનુભવ થાય છે. સ્થૂલ બ્રહ્માંડ સર્વ પંચીકૃતભૂતોનું કાર્ય હોવાથી ત્યાં જે પૃથ્વીનું કાર્ય છે તે પૃથ્વી સ્વરૂપ અને જળનું કાર્ય તે જળસ્વરૂપ છે, આ પ્રમાણે જે ભૂતોનું જે કાર્ય તે તેનુંજ સ્વરૂપ છે, પંચીકૃતભૂતો પણ અપંચીકૃત ભૂતોનુંજ કાર્ય હોવાથી તે પણ અપંચીકૃત સ્વરૂપજ છે, અંતઃકરણ આદિ સુક્ષ્મસૃષ્ટિ પંચીકૃતભૂતોનું કાર્ય છે તેથી તે પણ પંચીકૃતભૂતસ્વરૂપ છે. અંતઃકરણ સર્વ ભૂતોના સત્ત્વગુણનું કાર્ય હોવાથી સત્ત્વગુણ સ્વરૂપ છે. ભૂતોના રજોગુણનું કાર્ય પ્રાણ છે તે રજોગુણ સ્વરૂપ છે, ગુદા એ પૃથ્વીના રજોગુણનું કાર્ય હોવાથી, તે પૃથ્વીના રજોગુણ સ્વરૂપ છે, ઘ્રાણ પૃથ્વીના સત્ત્વગુણનું કાર્ય હોવાથી પૃથ્વીના સત્ત્વગુણ સ્વરૂપ છે. આ પ્રમાણે

રસના અને ઉપસ્થ એ જળના સત્ત્વગુણ-રજોગુણ સ્વરૂપ છે, નેત્રપાદ એ એ તેજના સત્ત્વગુણ-રજોગુણ સ્વરૂપ છે, ત્વચા અને હાથ એ વાયુના સત્ત્વગુણ અને રજોગુણ સ્વરૂપ છે, અને શ્રોત્ર અને પાણી, આકાશના સત્ત્વગુણ-રજોગુણ સ્વરૂપ છે. આ પ્રકારે સર્વ સુક્ષ્મસૃષ્ટિ અપંચીકૃતભૂતસ્વરૂપ છે.

આ પ્રકારે સર્વ સુક્ષ્મસૃષ્ટિ અપંચીકૃત ભૂત સ્વરૂપ છે એમ વિચાર્યા પછી, પ્રત્યેક ભૂતનો પણ એક એકમાં કારણ કાર્ય વિચારથી લય કરવાનો છે.

न शुक्लं न कृष्णं न रक्तं न पीतम्
न कुब्जं न पीनं न ह्रस्वं न दीर्घम् ।
अरुपं तथा ज्योतिराकार कत्वा
तदेकोऽ वशिष्टः शिव केवलोऽहम् ॥ ६ ॥

**ભાવાર્થ**:—હું ધોળો નથી, કાળો નથી, રાતો નથી, પીળો નથી, કુબડો નથી, જાડો નથી, ટુંકો નથી, લાંબો નથી, તથા અરૂપી છું. પ્રકાશરૂપ આકારવાન હોવાથી તેથી એક અવશિષ્ટ કેવળ શિવરૂપ હું છું ॥ ૬ ॥

## विवेचन.

પૃથ્વી જળનું કાર્ય છે તેથી જળ સ્વરૂપ છે, જળ તેજનું કાર્ય છે તેથી તેજ સ્વરૂપ છે, તેજ વાયુનું કાર્ય હોવાથી વાયુ સ્વરૂપ છે અને વાયુ આકાશનું કાર્ય હોવાથી આકાશ સ્વરૂપ છે. તમોગુણ પ્રધાન પ્રકૃતિનું કાર્ય આકાશ હોવાથી તે પ્રકૃતિ સ્વરૂપ છે. માયાની અવસ્થા વિશેષજ પ્રકૃતિ છે તેથી તે પ્રકૃતિ માયા સ્વરૂપ છે. એકજ વસ્તુનાં, પ્રકૃતિ, માયા, પ્રધાન, અવિદ્યા અને અજ્ઞાન એ નાં નામ છે. સર્વ કાર્યનો પોતામાં લય કરીને પ્રલયકાળમાં સ્થિતિ કર-

નારી ઉદાસીન સ્વરૂપ **પ્રધાન** કહેવાય છે. સૃષ્ટિનાં ઉપાદાન યોગ્ય તમોગુણ પ્રધાન સ્વરૂપને **પ્રકૃતિ** કહે છે. જેમાં દેશકાળ આદિની સામગ્રી વિના દુર્ઘટ પદાર્થની ઈંદ્રજાળે કરી ઉત્પત્તિ થાય છે ત્યાં ઈંદ્રજાળને **માયા** કહે છે. અસંગ અદ્વિતીય બ્રહ્મમાં ઇચ્છાદિક દુર્ઘટ છે તેને કરે છે એથી **માયા** કહેવાય છે. સ્વરૂપને આચ્છાદન કરી હોવાથી **અજ્ઞાન** કહેવાય છે. બ્રહ્મવિદ્યાએ નાશ થતો હોવાથી **અવિદ્યા** કહેવાય છે. અસ્વતંત્ર અને ચેતનને આશ્રિત છે એથી **શક્તિ** કહેવાય છે. આ પ્રમાણે પ્રકૃતિ આદિ પ્રધાનનાજ ભેદો છે એવી પ્રધાન સ્વરૂપ છે. પ્રધાન છે તે બ્રહ્મની ચેતના શક્તિ છે. પુરૂષમાં જેમ સામર્થ્યરૂપ શક્તિ પુરૂષથી ભિન્ન નથી તેમ ચેતનમાં પ્રધાનરૂપ શક્તિ બ્રહ્મથી–ચેતનથી ભિન્ન નથી. આ પ્રકારે પ્રથમ ભગવત્પાદ શંકરાચાર્યનાં નિર્વાણદશક સ્તોત્રની નિષેધરૂપ પ્રક્રિયાવડે કરી, આત્માનું દેહાદિકથી તટસ્થપણું સમજી, નિષેધરૂપ જડ પદાર્થોનો બ્રહ્મવિષે લય કરીને, તે અદ્વય બ્રહ્મ હું પોતેજ છું એમ નિશ્ચય કરવો એજ વેદાંતનો ફળ મહિમા છે. આત્મા શરીરાદિથી જૂદો છે એ સિદ્ધાંત ચાર્વાકાદિના મતનું ખંડન કરે છે પણ દેહની એટલે કે સંપૂર્ણ ભૌતીક પ્રપંચની સત્તા ભિન્ન ન હોવાથી સઘળું બ્રહ્મજ છે, એ ગોપ્યતત્ત્વનો ઉપદેશ આ સ્તોત્ર કરાવે છે. **घटः प्रकाशते पटः प्रकाशते** ઈત્યાદિ પ્રકારે અધિષ્ઠાન ચેતનરૂપ પ્રકાશ સર્વત્ર એક સ્વરૂપે હોવાથી વાસ્તવિક ભેદ માનવો અસંગત છે. જીવપણું ઈત્યાદિ, ચેતનમાં કલ્પનાઓ વાસ્તવિક નથી. રજ્જુના અજ્ઞાનથી તેજ ક્ષણે રજ્જુ સર્પાકારે દેખાય છે તેમ બ્રહ્મના અજ્ઞાનથી બ્રહ્મજ જીવ, જગત્, માયા આદિ ભેદવાળું દેખાય છે પરંતુ રજ્જુમાં જેમ સર્પ નથી તેમ બ્રહ્મમાં જગત્ એવી ભિન્ન પ્રતીતિ છેજ નહીં. આ પ્રકારે સંપૂર્ણ જગત્ બ્રહ્મનું વિવર્ત છે, પરીણામ નથી કારણ કે પ્રથમ અવસ્થાને તજીને અવસ્થાંતર પ્રાપ્તિ થતી હોય તો પરીણામ કહેવાય. સાંખ્યમતવાળા જગતનું ઉપાદાન પ્રકૃતિનેજ માને છે એ ઉચિત નથી કારણ કે જગતનું ઉપાદાન બ્રહ્મથી અન્ય હોઇ શકેજ નહીં. આકાશથી શરીર પર્યંત સંપૂર્ણ જગતનું

ઉપાદાન માયા વિશિષ્ટ બ્રહ્મજ ( ચૈતન્ય ) જ છે. તે વિના અન્ય કોઇપણ કારણ નથી. સાંખ્યમાં પ્રકૃતિ અને ન્યાયમાં પરમાણુંને કારણ માને છે પરંતુ તે સમીચીન નથી કારણ કે એ વાત 'एतस्मादात्मनः सकाशादाकाशः संभूतः ઇત્યાદિ શ્રુતિથી વિરૂદ્ધ છે. કદાચ કોઈ એમ કહે કે:—

न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा
न च त्वं न चाहं न चायं प्रपंचः ।
स्वरूपावबोधो विकल्पा सहिष्णु-
स्तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ७ ॥

**ભાવાર્થ**:—શાસ્તા ( શાસન કરનાર ) નથી, શાસ્ત્ર નથી. શિષ્ય નથી, શિક્ષા નથી, તું નથી, હું નથી અને આ પ્રપંચ નથી. સ્વરૂપનું જ્ઞાન થયું છે એવો અને વિકલ્પોને ન સહનારો ( નિર્વિકલ્પ ) છું તેથી એક અવશિષ્ટ કેવળ શિવરૂપ હું છું ॥ ૭ ॥

## विवेचन.

બ્રહ્મથી બ્રહ્મની શક્તિ ભિન્ન છે, તો શું શક્તિ કે પ્રકૃતિ એ બ્રહ્મનો ગુણ છે ? ગુણ છે, તો શું બ્રહ્મ ગુણ વિનાનું નથી ? નથી, તો શું તે ગુણવાળું છે ! ગુણવાળું છે તો શું તે ગુણી છે ? આ માન્યતાથી અનેક આપત્તિ આવેછે તેનું વર્ણન કરતાં વિસ્તાર થાય. કદાચ બ્રહ્મની શક્તિ બ્રહ્મથી ભિન્ન કહેવામાં આવે તો અદ્વૈત શ્રુતિથી વિરૂદ્ધ થશે અને અભિન્ન કહેવામાં આવે તો અભિન્નતાનું શક્તિ નામથી કથન તે બ્રહ્મરૂપ હોવાથી નિષ્પ્રયોજન થશે. આમ થવાથી શક્તિનો બ્રહ્મની સાથે ભેદ-અભેદ કહેવો પડશે. પરન્તુ ભેદ અભેદ એ ઉભય ધર્મો તેજ તિમિરની જેમ વિરોધી હોવાથી, એકજ આશ્રયમાં ( અધિષ્ટાનમાં ) રહી પણ કેમ શકે ! આ કારણથી આમજ માનવું ઉચિત છે કે—શક્તિનો બ્રહ્મની

સાથે સંબંધ, રજ્જુ સાથે સર્પના સંબંધની જેમ, કલ્પિત ભેદ અને વસ્તુતાએ અભેદરૂપ અનિર્વચનીય તાદાત્મ્ય સંબંધ છે. આ પ્રકારે શક્તિનો પોતાના આશ્રયથી કોઇપણ પ્રકારે વાસ્તવિક ભેદ ન હોવાથી અને કોઇપણ પ્રમાણે કરી ભિન્ન પ્રતીતિના અભાવથી, તે શક્તિ બ્રહ્મથી ભિન્ન નહીં પરંતુ જેમ કલ્પિત સર્પ પરમાર્થ રજ્જુરૂપ છે તેમ શક્તિ પણ પરમાર્થ બ્રહ્મરૂપજ છે. આ કથન પંડિત **પીતાંબરજીએ** અનેક પ્રકરણોમાં લખ્યું છે અને તેઓની પ્રત્યેક પ્રવૃત્તિ શંકાનું એક સામટું સમાધાન આપી શકે તેવી હોવાથી સર્વ પ્રકારના મુમુક્ષુને તે ખરેખર વિચારણીય છે. 'સર્વંજ' બ્રહ્મ છે, એવી શ્રુતિની સનાતન આજ્ઞાથી, વ્યાપ્ય વ્યાપક ભાવ અને બાહ્યાંતર ભાવ મિથ્યા કલ્પિત છે. જેમ ઘડાની અંદર આકાશ અને આકાશની બહાર ઘડો એ વ્યવહાર કલ્પિત છે તેમ બ્રહ્મ વ્યાપક અને જગત્ વ્યાપ્ય એ વ્યવહાર પણ કલ્પના મુલક છે. પરમતત્ત્વ કે જે બ્રહ્મ તેને જાણ્યા પછી ભેદને અવસરજ નથી. નિમિત્ત તથા ઉપાદાન કારણરૂપે બ્રહ્મજ છે અને વ્યાપ્ય વ્યાપક ભાવ દેખવા માત્રજ છે. સર્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય બ્રહ્મમાંજ હોવાથી શ્રુતિ પણ બ્રહ્મનું અભેદરૂપે પ્રતિપાદન કરી ભેદ માનનારને અનેક ભયનો અવસર છે એમ વારંવાર પુકાર કરીને કહેતીજ આવે છે. અજ્ઞાની માણસને જડ ચેતનનું જ્ઞાન થવા, ભેદનું નિરૂપણ કરી બતાવ્યું છે કારણ કે તેઓને તો કલ્પિત શરીરજ આત્મારૂપે ભાસે છે અને આજ ઉદ્દેશથી આ સ્તોત્રમાં પણ **ભગવાને** નિષેધ રીતિએ ઉપદેશ કર્યો છે પરંતુ વિધિરીતિએ તો અભેદજ સિદ્ધ છે અર્થાત્ વિધિ નિષેધ રહિત અદ્વૈત જે વાસ્તવિક સત્ય છે તે તો સિદ્ધજ છે. અજ્ઞાનયોગથી કલ્પિત દેહાદિમાં આત્મભ્રાંતિ અવિવેકીને થાય છે તે વિષે **ભગવાને** ઘણાજ દાખલા દૃષ્ટાંતથી **અપરોક્ષાનુભૂતિપ્રકરણમાં** કહ્યું હોવાથી, ભેદ નિરૂપણ, અધ્યાસની નિવૃત્તિ અર્થે યોગ્યજ છે એમ સમજી લેવું. પ્રથમ કાર્યનો નિષેધ કરી, કેવળ કારણનોજ વિચાર કર્યા કરવો અને પછી તે કારણ સર્વમાં અનુગત છે એમ અનુભવ્યા કરવું. આ પ્રમાણે સંપૂર્ણ કાર્યોમાં કારણદૃષ્ટિ કરવી અને પછી આ સ્તોત્રમાં 'આ હું નથી, આ હું નથી,' એ ક્રમ-

પૂર્વક કાર્યોનું અનુસંધાન છોડી દેવું એટલે વૃત્તિમાંથી કાર્યભાવ ત્યાગ કરવો. આ પ્રમાણે કાર્ય ત્યાગ થવાથી કારણ પણ એની મેળેજ નિવૃત થાય છે.

न जाग्रन्न मे स्वप्न को वा सुषुप्ति
र्न विश्वो न वा तैजसः प्राज्ञको वा ।
अविद्यात्मकत्वा त्रयाणां तुरीयः
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ८ ॥

**ભાવાર્થઃ**—મારે જાગૃતિ નથી, સ્વપ્ન નથી, અને સુષુપ્તિ નથી. હું ( તે ત્રણે અવસ્થાના અભિમાની ) વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ સ્વરૂપે નથી. ત્રણેનું અવિદ્યાત્મક સ્વરૂપ હોવાથી તેથી તુરીય નામ ચોથો એક અવશિષ્ટ કેવલ શિવરૂપ હુ છું ॥ ૮ ॥

**વિવેચન.**

( ચાલ્યું જાય છે ). કાર્ય કારણ ભાવ નિવૃત્ત થયા પછી, મનન કરનાર મુમુક્ષુ, શેષભૂત સચ્ચિદાનંદ બ્રહ્મરૂપજ થાય છે. આ પ્રકારને અનુસરવાથી આ સ્તોત્ર એકજ આત્મજ્ઞાન પ્રાપ્તિ થવા સબળ થઇ શકે છે. સંક્ષિપ્ત સ્તોત્રોથી ભગવત્પાદે સુત્ર ભાષ્યાદિ જેટલી જ્ઞાનસિદ્ધિ સુલભ કરી આપી છે પરંતુ તેનો વિચાર પ્રકાર કોઇ સારા પક્વબુદ્ધિના બ્રહ્મવેત્તાદ્વારાજ કરવો ઉચિત છે કારણ કે કેવળ મારા જેવો લખનાર પરોક્ષજ્ઞાની તે સમજાવવા, હજાર સ્થળે શિષ્ટ જનોનાં પગલે પગલે ચાલતાં પણ, અણસમજણથી ગોથાં ખાય એ સ્વાભાવિક છે. દ્રષ્ટા તથા દૃશ્ય તેમજ ત્રિપુટીરૂપ સર્વ જગત્—જે કેવળ ભ્રમણાથી આત્માથી ભિન્ન જણાય છે તે, નિર્વિશેષ ચૈતન્યસ્વરૂપ મારા આત્મારૂપજ છે એમ વિચારતાં તત્ત્વ વિચારકને કર્તવ્ય, પ્રાપ્તવ્ય કે જ્ઞાતવ્ય કાંઇ શેષ નહીં રહેતાં, પોતે તે સચ્ચિદાનંદ બ્રહ્મરૂપથી શેષ રહે છે. વેદમાં દ્વૈત તથા અદ્વૈત

બન્નેનું પ્રતિપાદન હોવાથી કોણ સત્ય અને કોણ અસત્ય એ શંકાને અવસર મળે છે પણ વિચારતાં અનુભવ થાય છે કે જેમ સૂર્યનાં કિરણોમાં મિથ્યા જળની પ્રતીતિ, રજ્જુમાં સર્પની પ્રતીતિ તેમ અદ્વૈત બ્રહ્મમાં અજ્ઞાનથી પ્રપંચની પ્રતીતિ થતી હોવાથી, વાસ્તવિક અદ્વૈતજ સત્ય છે. કોઇ કહે કે જેમ અદ્વૈતમાં દ્વૈતરૂપ મિથ્યા આરોપાય છે તેમ દ્વૈત સત્યરૂપ માની, તેમાં અસત્યરૂપ અદ્વૈતનો આરોપ થાય તો શું હાનિ છે? આ કથન યુકિતપુરઃસર નથી કારણ કે સત્ય વસ્તુનો આરોપ મિથ્યા વસ્તુમાં સ્વીકારવો ઉચીત નથી કારણ કે દ્વૈત એ મૂળે વસ્તુજ નથી માટે તેને વિષે આરોપ સંભવે નહી. વસ્તુમાં અવસ્તુનો આરોપ માનવો તેના કરતાં અવસ્તુમાં વસ્તુનો આરોપ માનવો એ ગૌરવ દોષ છે તેમ તે સંભવી શકતું પણ નથી. કોઈ એમ કહે કે એ આરોપ દ્વૈત કે અદ્વૈત સિવાય કોઇ ત્રીજી, એ બેથી વિલક્ષણ વસ્તુમાં માનવાથી શું હાનિ છે? આવી વાત તદ્દન અસંગત છે. જો સત્ય અસત્ય બંનેનો અધ્યાસ તે ઉભયથી વિલક્ષણ કોઇ ત્રીજાવિષે માનવામાં આવે તો તે સંભવે નહિ કારણ કે સત્ય અસત્યથી વિલક્ષણ ત્રીજો પદાર્થજ નથી અને કોઇ કહે કે શુન્ય છે તે ત્રીજું છે માટે તેમાં આરોપ કેમ ન હોય? આ શંકા પણ અવિવેકનુંજ પરીણામ છે કારણ કે શુન્યમાં કોઇ વસ્તુનો આરોપ થઇ શકતોજ નથી માટે અદ્વૈત બ્રહ્મજ સત્ય છે અને તેને વિષે જગતનો આરોપ માનવો એ યોગ્ય છે. શ્રુતિ પણ આ સ્થળમાં પ્રમાણ છે. જે વસ્તુનું પ્રત્યક્ષાદિ પ્રમાણથી જ્ઞાન ન થાય તેવી ભેદરહિત બ્રહ્મ વસ્તુનું કેવળ શ્રુતિજ પ્રતિપાદન કરી શકે છે. જેમ અદ્વૈતનું પ્રતિપાદન શ્રુતિ કરે છે તેમ દ્વૈતનું કેમ નથી કરતી, એ શંકાને અવસરજ નથી કારણ કે અજ્ઞાની જનોની દૃષ્ટિથી દ્વૈત તો એની મેળેજ સિદ્ધ છે તેથી તેને પ્રતિપાદન કરવાની વેદને જરૂર પણ ક્યાં છે પણ ન જાણેલી વસ્તુનેજ જણાવવી એજ વેદની પારમાર્થિકતા છે. વળી આ સૃષ્ટિમાં પ્રાણી માત્રને પરમ સુખની પ્રાપ્તિની ઇચ્છા અને દુઃખની અનિચ્છાજ હોય છે કારણ કે મને દુઃખ થાય તો ઠીક, એમ કોઇ-

**अपि व्यापकत्वा द्धि तत्त्व प्रयोगात्**
**स्वतः सिद्ध भावा दनन्याश्रयत्वात् ।**
**जगत्तुच्छ मेतत्समस्तं तदन्यत्**
**तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ ९ ॥**

**ભાવાર્થ:**—વ્યાપક હોવાથી વળી પ્રસિદ્ધ તત્વશબ્દે કરી ઉચ્ચારાતો હોવાથી, સ્વતઃસિદ્ધ સત્તાવાળો હોવાથી, અને અન્ય આશ્રયરહિત હોવાથી. જે આ સમસ્ત જગત્ તુચ્છ છે તેથી અન્ય, એક અવશિષ્ટ કેવળ શિવરૂપ હું છું. ૯.

## વિવેચન.

પણ કહેતું નથી. સુખરૂપ તો અદ્વૈતબ્રહ્મ છે અને દ્વૈત તો દુઃખરૂપજ છે. એ બાબત સેંકડો શ્રુતિ અને અનુભવ પણ પ્રમાણરૂપ હોવાથી **तत्वमसि** આદિ વેદાંત વાકયો, પ્રતિપાદન યોગ્ય જે સુખરૂપ અદ્વૈતબ્રહ્મ છે તેનુંજ પ્રતિપાદન કરે છે. પરિપૂર્ણ આદ્યંત રહિત એક અદ્વય બ્રહ્મજ છે એમ સેંકડો શ્રુતિઓ પુકાર કરતી કહે છે છતાં, ભેદવાદીઓનો ભેદ નાશ પામતો નથી એ તેઓનાં મંદ ભાગ્યની નિશાની છે. પોતાની મુક્તિમાં, શાસ્ત્ર, ગુરૂ, યુક્તિ અને અનુભવ પુરાવારૂપ છે, કારણ કે બંધ, મોક્ષ, તૃપ્તિ, ક્ષુધા, અને આરોગ્ય એ પદાર્થો સ્વાનુભવવેદ્ય છે અને એ બાબતનું બીજાઓને જે જ્ઞાન છે તે અનુમાન પ્રદેશ છે. આજ ઉદ્દેશથી શ્રુતિ તથા ગુરૂઓ તટસ્થ સમજાવે છે જેથી સુજ્ઞ મનુષ્યે સ્વાનુભવથીજ પોતેજ પોતાના આત્માને અખંડરૂપ જાણીને તરવાનો માર્ગ જાણવો જોઇએ. વેદાંતનો છેવટનો નિર્ણય એટલોજ છે કે જીવ, અને

જગત્ એ સઘળું બ્રહ્મજ છે અને અખંડરૂપે સ્થિતિ કરવી એજ મોક્ષ છે. તેમજ બ્રહ્મના અદ્વૈતપણામાં શ્રુતિઓનું પરમ પ્રમાણ છે. આ જે કાંઇ જગત્ છે તે બ્રહ્મની પ્રતીતિનોજ વેગ છે એટલા માટે સર્વાવસ્થામાં સર્વત્ર એકરસ અદ્વૈત વ્યાપક પુર્ણબ્રહ્મજ છે એમ બુદ્ધિના વિહારનું સ્થાન બ્રહ્મજ સમજી, તે રૂપેજ રહેવું એ કર્તવ્ય છે. અખંડ બોધરૂપ અદ્વૈત બ્રહ્મમાં જગદાદિ ભેદ કલ્પના તે આકાશમાં નગરની કલ્પના સમાન નામ માત્રજ છે. વિધિ નિષેધથી પણ જે પર છે તે પરબ્રહ્મતત્ત્વરૂપ બનેલા તત્ત્વવેત્તાને દેશ, કાળ, આસન, યમ, નિયમાદિની અપેક્ષાજ નથી. સ્વસ્વરૂપાવબોધમાં અન્ય સાધનની શી જરૂર હોય? 'આ ઘટ છે, એ જાણવામાં જેમ ચોખ્ખાં નેત્રનીજ જરૂર છે તેમ આત્માને જાણવામાં શુદ્ધ બુદ્ધિ સિવાય અન્ય નિયમાદિની જરૂર નથી. શુદ્ધ બુદ્ધિ હોય તો આત્મા તો સ્વયં ભાસે છે. હું બ્રાહ્મણ છું એમ આપ-થીજ જાણે છે તેમ હું બ્રહ્મ છું તેમ બ્રહ્મવેત્તા સ્વયં જાણી શકે છે. સૂર્યા-દિક તેજો જેનાં તેજથીજ પ્રકાશવંત દીસે છે તેવાં અદ્વૈત બ્રહ્મને જડ, તુચ્છ, અને મિથ્યા પદાર્થો ક્યાંથી પ્રકાશી શકે! વેદ, શાસ્ત્ર, પુરાણ અને સઘળા પદાર્થો પણ જેના પ્રકાશેજ પ્રકાશવાળા જણાય છે તે જ્ઞાતા વસ્તુનો પ્રકાશ અન્યથી કેમ થાય? બાળક ક્ષુધા તૃષાની વ્યાધિને વિસરી, જેમ રમકડે રમ્યા કરે છે તેમ બ્રહ્મવિદ્ પ્રપંચનું વિસ્મરણ કરી, બ્રહ્મરૂપથીજ રમે છે. દેહાદિકનો ત્યાગ એ મોક્ષ નથી પણ અવિદ્યા ગ્રંથીનો નાશ તેજ મોક્ષ છે. જેમ પાષાણ, વૃક્ષ તૃણ, ધાન્ય અને ફોતરાં વિગેરે, બળી ગયા પછી માટીરૂપેજ થઇ જાય છે તેમ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને મન આદિ સઘળા દશ્ય પદાર્થો, જ્ઞાનરૂપી અગ્નિથી બળે ત્યારે પરમાત્મારૂપજ થઇ રહે છે. અંધારૂં તેજનું વિરોધી છતાં સૂર્યમાંજ લય પામે છે. ઘડો ફુટી ગયા પછી (તે માંહેનું) આકાશ આકાશરૂપજ જણાય છે તેમ ઉપાધિ જતાં જ્ઞાની આત્મારૂપેજ થાય છે. બંધમોક્ષ પણ કલ્પનાજ છે પણ વાસ્તવિક નથી. આવરણના ભાવથી બંધ અને અભાવથી મોક્ષ એમ કહેવાય છે પણ

न चैकं तदन्य द्वितीयं कुतःस्यात्
न वा केवलत्वं न चा केवलत्वम् ।
न शून्यं न चा शून्य मद्वैतकत्वात्
कथं सर्व वेदांत सिद्धं ब्रवीमि ॥ १० ॥

ભાવાર્થઃ-જ્યારે એક નથી ત્યારે તેથી બીજું ક્યાંથી હોઇશકે. જ્યારે કેવળ ભાવ નથી અને અકેવળ ભાવ નથી, શુન્ય નથી, અશુન્ય નથી, ત્યારે અદ્વૈતરૂપ હોવાથી તેને સર્વ વેદાંતથી સિદ્ધ છે એમ કેમ કહી શકું ? ॥ ૧૦ ॥

### विवेचन.

પણ બ્રહ્મને કોઈ પણ પ્રકારનુ આવરણ નથી. બ્રહ્મ વિના બીજો કોઈ પણ પદાર્થ નથીજ તો પછી બ્રહ્મ આવરણ રહિતજ છે. જો આવરણ હોય તો-અદ્વૈતની હાનિ થાય છે અને **नद्वैतं सहते श्रुतिः** શ્રુતિ કોઇપણ પ્રકારના દ્વૈતને સહન કરતીજ નથી. જેમ વાદળાંથી કરવામાં આવતાં દૃષ્ટિનાં આવરણને અજ્ઞાની સૂર્યમાં કલ્પે છે તેમ બુદ્ધિના બંધમોક્ષરૂપ મિથ્યા ગુણો મૂઢજનો બ્રહ્મમાં કલ્પે છે. બ્રહ્મ તો અદ્વૈત, અસંગ, ચૈતન્ય અને અક્ષર છે તેથી તેમાં બંધ કે મોક્ષ છેજ નહીઃ બ્રહ્મમાં બંધ છે અને તે મટયો એ ઉભય પ્રતીતિઓ બુદ્ધિનાજ ગુણો છે પરંતુ નિત્યવસ્તુરૂપ જે બ્રહ્મ તેના છેજ નહીઃ આ પ્રમાણે માયાની કલ્પનારૂપ બંધ મોક્ષ આત્મામાં સંભવતાંજ નથી કારણ કે આત્મા તો વ્યોમ સમાન વ્યાપક, અદ્વિતીય, અંશ, ક્રિયા અને દોષ રહિત, શાંત તથા નિરંજન છે. તેમાં બંધમોક્ષ ઘટાવી શકાતાંજ નથી. વાસ્તવિક દૃષ્ટિથી તો દૃશ્યના ભાવ સુધી બ્રહ્મનાં નામની કેટલીક કલ્પના થાય છે

પરંતુ દૃશ્યનો વિલય થયા પછી, નામરૂપ રહિત પરબ્રહ્મ, એકરસ, વ્યાપક પરિપૂર્ણ અને નિત્ય જેવું છે તેવુંજ સ્વયં દીપે છે. સાક્ષ્ય પદાર્થના ભાવથી બ્રહ્મનું સાક્ષિપણું સંભવે છે નહીંતો સાક્ષી સાક્ષ્ય ભાવ રહિત કેવળ બ્રહ્મજ છે. દ્વૈતના ભાવથી અદ્વૈત કહેવાય છે નહીંતો દ્વૈતાદ્વૈત રહિત કેવળ સ્વરૂપજ બ્રહ્મ છે. સાકારની અપેક્ષાએ નિરાકાર અને નિરાકારની અપેક્ષાએ સાકાર બ્રહ્મ કહેવાય છે નહીંતો વાસ્તવિક તો સાકાર નિરાકાર ભેદ રહિત કેવલજ બ્રહ્મ અવશેષ રહે છે. જન્મના ભાવથી અજન્મ એવું તટસ્થ લક્ષણવાળું બ્રહ્મ કહેવાય છે પરંતુ વાસ્તવિક તો જન્માજન્મ રહિત કેવળ બ્રહ્મજ છે, વેદ્ય વેદક ભાવ રહિત કેવળ બ્રહ્મ છે, નિષ્પ્રપંચ પ્રપંચ ભાવ રહિત કેવળ બ્રહ્મ છે, જ્ઞાન વિજ્ઞાન રહિત કેવળ બ્રહ્મજ છે, ભેદ અભેદ રહિત કેવળ બ્રહ્મ છે, ભાસક ભાસ્ય ભાવ રહિત કેવળ બ્રહ્મ છે, પ્રાપક પ્રાપ્ય ભાવ રહિત કેવળ બ્રહ્મ છે, અક્ષર ક્ષર ભાવ રહિત કેવળ બ્રહ્મ છે અને શૂન્યાશૂન્ય ભાવરહિત કેવળ બ્રહ્મ છે. તત્વદૃષ્ટિએ તો નિરોધ, ઉત્પત્તિ, બંધ, મોક્ષ, સાધક, મુક્ત, મુમુક્ષુ, વેદ, ઇશ્વર, જીવ, જગત્ માયા એમાંનું કશું પણ બ્રહ્મથી અન્ય નથી પરંતુ એકરસ કેવળ બ્રહ્મજ છે. **અવધૂતગીતામાં** બ્રહ્મને કેવળ અકેવળ ભાવરહિત જેવું છે તેવુંજ મન વાણીથી અગમ્ય વર્ણવ્યું છે તે પ્રસંગ ઉત્તમ અધિકારીને ખરેખર મનનનો મુલક છે. જે વસ્તુ અસિદ્ધ હોય તે વસ્તુની સિદ્ધિ થાય પરંતુ નિત્ય સિદ્ધ જે પર બ્રહ્મ તેને સર્વ વેદાંતથી સિદ્ધ થાય છે એ કથન આચાર્ય **ભગવાનને** ઉચિત ન જણાતાં **કથં** શબ્દથી બ્રહ્મનું સ્વયંસિદ્ધપણું છે એમ બતાવી, આ નિર્વાણ દશક નામના નિષેધ ક્રમથી, આત્મ સાક્ષાત્કાર એટલે શેષરૂપ જે પોતાનું પરબ્રહ્મ સ્વરૂપ છે તે અધિકારીને પ્રત્યક્ષ છતાં પરોક્ષ જેમ ભાસે છે તેને સ્વયમેવ અનુભવવા પ્રબોધ્યું છે.

**॥ इति श्रीमच्छंकराचार्य विरचितं वेदान्त कवि हीरालालेन व्याख्यातं श्रीनिर्वाणदशक नाम स्तोत्रं समाप्तम् ॥**

—: નિર્વાણ દશક સંપૂર્ણ :—

॥ श्रीमच्छंकराचार्य विरचितम् ॥

# ॥ हस्तामलक स्तोत्रम् ॥

## ॥ श्री शंकर उवाच ॥

॥ उपेंद्रवज्रा छंदः ॥

कस्त्वं शिशो कस्य कुतोऽसिगंता
किं नाम ते त्वं कुत आगतोऽसि ।
एतन्मयोक्तं वद चार्भकत्वं
मत्प्रीतये प्रीति विवर्धनोऽसि ॥ १ ॥

ભાવાર્થઃ—શ્રી શંકર કહે છેઃ—હે બાળક, તું કોણુ છો, કોનો છો, ક્યાં જાનારો છો, તારૂં નામ શું છે? તું ક્યાંથી આવ્યો છો? હે બાળક! તું આ મારા પ્રશ્નોનો ઉત્તર મારી પ્રીતિ વાસ્તે આપ. તું પ્રીતિ વર્ધક છો. ૧.

## ॥ हस्तामलक उवाच ॥

॥ उपेंद्रवज्रा छंदः ॥

नाहं मनुष्यो न च देव यक्षो,
न ब्राह्मण क्षत्रिय वैश्य शुद्राः ।
न ब्रह्मचारी न गृही वनस्थो
भिक्षु र्न चाहं निजबोध रुप ॥ २ ॥

ભાવાર્થઃ—હસ્તામલક કહે છેઃ—હું મનુષ્ય નથી, દેવ નથી, યક્ષ નથી, બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, વૈશ્ય નથી, શુદ્ર નથી, બ્રહ્મચારી નથી, ગૃહસ્થ નથી, વાનપ્રસ્થ નથી, સંન્યાસી નથી પણ હું નિજ બોધસ્વરૂપ ( આત્મા ) છું. ૨.

॥ भुजंगप्रयातं छंदः ॥

निमित्तं मनश्चक्षुरादि प्रवृत्तौ
निरस्ताखिलोपाधि राकाशकल्पः ।
रवि र्लोकचेष्टा निमित्तं यथा यः
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ३ ॥

ભાવાર્થઃ—જેમ લોકોની ચેષ્ટાના નિમિત્તે સૂર્ય છે તેમ જે મન–ચક્ષુ આદિની પ્રવૃત્તિ વિષે નિમિત્ત છે, જે સર્વ ઉપાધિ–વિનાના આકાશની તુલ્ય. છે, તે નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મા હું પોતે છું. ૩.

यमग्न्युष्ण वन्नित्य बोधस्वरूपं
मनश्चक्षुरादीन्यबोधात्मकानि ।
प्रवर्तंत आश्रित्य निष्कंप मेकं
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ४ ॥

ભાવાર્થઃ—અગ્નિની ઉષ્ણુતાની જેમ નિત્ય બોધસ્વરૂપ, નિશ્ચળ, એકરૂપ, જેનો આશ્રય કરીને અબોધ સ્વરૂપ ( જડ ) મન ચક્ષુરાદિ પ્રવર્તે છે તેવો, નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મા હું પોતે છું. ૪

मनश्चक्षुरादे र्वियुक्तः स्वयं यो
मनश्चक्षुरादे र्मनश्चक्षुरादिः ।
मनश्चक्षुरादे रगम्य स्वरुपः
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ५ ॥

ભાવાર્થઃ—જે પોતે મન ચક્ષુ આદિથી ન્યારો છે, જે મન અને ચક્ષુ આદિનો મન અને ચક્ષુરૂપાદિક સ્વરૂપ છે, જે મન ચક્ષુ આદિથી અગમ્ય સ્વરૂપવાળો છે, તે નિત્ય જ્ઞાનરૂપ આત્મા હું પોતે છું. ૫.

मुखाभासको दर्पणे दृश्यमानो
मुखत्वात्पृथक्त्वेन नैवास्तिवस्तु ।

चिदाभासको धीषु जीवोपि तद्वत
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ६ ॥

ભાવાર્થઃ—જેમ દર્પણમાં દૃશ્યમાન જે મુખનો આભાસ છે તે મુખરૂપ હોવાથી પૃથક્‌પણે કરી કોય વસ્તુ નથી તેમ બુદ્ધિ વિષે ચિદાભાસરૂપ જીવ પણ છે. તે જીવરૂપ નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મા હું પોતે છું. ૬.

यथा दर्पणाभाव आभास हानौ
मुखं विद्यते कल्पनाहीन मेकम् ।
तथा धीवियोगे निराभासको यः
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ७ ॥

ભાવાર્થઃ—જેમ દર્પણનો અભાવ થવાથી મુખના આભાસની હાનિ થતાં કલ્પનાહીન એક મુખ ( જ ) વિદ્યમાન થાય છે તેમ બુદ્ધિ ઉપાધિનો વિયોગ થતાં જે ( ચેતન ) આભાસ રહિત થાય છે તે હું પોતેજ નિત્યજ્ઞાનસ્વરૂપ આત્મા છું. ૭

यः एको विभाति स्वतःशुद्धचेताः
प्रकाशस्वरुपोऽपि नानेव धीषु ।
शरावोदकस्थो यथा भानु रेकः
स नित्योपलब्धिस्वरुपो हमात्मा ॥ ८ ॥

ભાવાર્થઃ—જે એક, સ્વતઃ શુદ્ધ ચેતન પ્રકાશ સ્વરૂપ હોવા છતાં પણ બુદ્ધિને વિષે નાનાની જેમ ભાસે છે, કુંડાનાં જળમાં સ્થિતિ પામેલો જેમ એકજ સૂર્ય [ નાનાની જેમ ] ભાસે છે તેમ. તે નિત્યજ્ઞાનસ્વરૂપ આત્મા હું પોતે છું. ૮.

यथा सूर्य एको प्यनेक श्चलासु
स्थिरास्वप्स्व नन्वग्विभाव्य स्वरुपः
चलासु प्रभिन्नासु धीष्वेक एवं
स नित्योपलब्धिस्वरुपो ह्मात्मा ॥ ९ ॥

ભાવાર્થઃ-જેમ એક સૂર્ય પણ ચંચળ સ્થિરરૂપ નાના જળમાં અનુગત પ્રકાશવડે ભાસમાન સ્વરૂપવાળો થઈ અનેક રૂપ જણાય છે, તેમ એક, જે ચંચળ ભિન્ન ભિન્ન બુદ્ધિમાં અનેક રૂપે થાય છે ( જણાય છે ) તે નિત્યજ્ઞાનરૂપ આત્મા હું પોતેજ છું. ॥ ૯ ॥

यथा नेक चक्षुः प्रकाशो रविर्न
क्रमेण प्रकाशी करोति प्रकाश्यम् ।
अनेका धियो यस्तथैक प्रबोधः
स नित्योपलब्धिस्वरुपो ह्मात्मा ॥ १० ॥

ભાવાર્થઃ-જેમ અનેક ચક્ષુઓનો પ્રકાશક સૂર્ય છે, તે પ્રકાશવા યોગ્ય વસ્તુને ક્રમથી પ્રકાશતો નથી તેમ જે એક પ્રબોધ, અનેક બુદ્ધિને પ્રકાશ કરે છે તે નિત્યજ્ઞાનસ્વરૂપ હું આત્મા છું. ॥ ૧૦ ॥

विवस्वत प्रभातं यथारुप मक्षम्
प्रगृह्णाति नाभातमेवं विवस्वान् ।
यदा भात माभासयत्यक्षमेकः
स नित्योपलब्धिस्वरुपो ह्यमात्मा ॥ ११ ॥

ભાવાર્થઃ-જેમ સૂર્યવડે પ્રકાશિત રૂપને ચક્ષુ ગ્રહણ કરે છે, પણ અપ્રકાશિતને નહીં, તેમ એક સૂર્ય જે છે તે જેનાવડે પ્રકાશિત થઇ ચક્ષુને પ્રકાશે છે તે નિત્ય જ્ઞાનસ્વરૂપ આત્મા હું છું. ॥ ૧૧ ॥

समस्तेषु वस्तु ष्वनुस्यूत मेकं
समस्तानि वस्तूनि यन्न स्पृशन्ति ।
वियद्वत्सदा शुद्ध मच्छ स्वरुपं
स नित्योपलब्धिस्वरुपो ह्यमात्मा ॥ १२ ॥

ભાવાર્થઃ-( અન્વય વ્યતિરેક પ્રકારથી ) સમસ્ત વસ્તુઓવિષે જે અનુસ્યુત (ઓતપ્રોત) એક છે અને સમસ્ત વસ્તુઓ જેને સ્પર્શ કરી શકતી નથી અને જે આકાશની જેમ શુદ્ધ સ્વચ્છ સ્વરૂપવાળો છે તે નિત્યબોધસ્વરૂપ હું આત્મા છુ. ॥ ૧૨ ॥

घनच्छन्नदृष्टिः घनच्छन्न मर्कं
यथा मन्यते निष्प्रभं चाति मूढः ।

तथा बद्धवद्भाति यो मूढ दृष्टेः
स नित्योपलब्धिस्वरूपो ह्यमात्मा ॥ १३ ॥

**ભાવાર્થઃ**—જેમ વાદળવડે આચ્છાદિત દૃષ્ટિવાળો અતિ મૂઢ, મેઘવડે આચ્છાદિત સૂર્યને નિસ્તેજ માને છે તેમ જે મૂઢ બુદ્ધિવાળાની દૃષ્ટિમાં બંધાયા જેવો જણાય છે તે નિત્યજ્ઞાનરૂપ આત્મા હું છું. ૧૩.

उपाधौ यथा भेदता सन्मणीनां
तथा भेदता बुद्धिभेदेषु तेऽपि ।
यथा चंद्रिकाणां जले चंचलत्वम्
तथा चंचलत्वं तवापीह विष्णो ॥ १४ ॥

**ભાવાર્થઃ**—[ આચાર્ય વાક્ય ] જેમ શ્રેષ્ઠ મણિઓની ઉપાધિથી ભેદતા હોય છે તેમ તારી બુદ્ધિના ભેદોવિષે પણ ભેદતા છે. જેમ ચંદ્રમાની પ્રભાની જળમાં ચંચળતા હોય છે તેમ તું જે વિષ્ણુસ્વરૂપ છો ( પૂર્ણ છો ) તેની પણ બુદ્ધિમાં અહિં ચંચળતા છે. ૧૪.

### विवेचन.

**ભગવત્પાદ** અને તેમના શિષ્ય **હસ્તામલકનો** આ સંવાદ, કોઇ અજબ સુખની પ્રાપ્તિના અધિકારી બનાવે તેવો છે. આ સ્તોત્રમાં સ્વાનુભવ બતાવી, ભગવત્પાદ ગુરૂપ્રત્યે, તેમના ભક્તિમાન શિષ્ય હસ્તામલકાચાર્યે ઇતર જીજ્ઞાસુઓને પણ ઇષ્ટ થાય તેવું પ્રવર્તન કર્યું છે. આત્માંના અનુભવનો પ્રકાર આ-

સ્થળમાં અન્ય શ્લોકોથી પણ બનાવવાનો પ્રસંગ સમજી એક સ્વાનુભવદર્શક સ્તોત્ર છે તેનો સંક્ષિપ્ત ભાવાર્થ સાથે પ્રકાશ કરવામાં આવે છે. પંડિત પીતાંબરજીકૃત આ સ્તોત્ર છે.

પ્રથમ સર્વ અધિકારીવર્ગને સાધારણ સસાધન સફળ જ્ઞાનના ઉપદેશાનુસાર સ્વરૂપાનસંધાનપૂર્વક સ્વાનુભવ બતાવ્યો છે તે આ પ્રમાણેઃ—

कर्मोपास्तिविशुद्धशांतहृदयो नाऽऽप्ता विवेकादिकं
गत्वा ब्रह्मविदं प्रशांतममलं वेदार्थविज्ञं गुरुम् ।
संशोध्य श्रवणं विधाय च मुहु र्मत्वा निदिध्यासवान्
ज्ञात्वा यं परमेति मुक्तिवपुषं सोऽहं परात्मा स्वयम् ॥१॥

ભાવાર્થઃ—કર્મ અને ઉપાસનાવડે કરી વિશુદ્ધ અને શાંત થયું છે હૃદય જેનું તેવો અધિકારી મનુષ્ય, વિવેકાદિક સાધન સંપાદન કરી બ્રહ્મવેત્તા, નિર્મળ, શાંત, વેદાર્થજ્ઞાન ધરાવનાર સદગુરુનાં વિધિપૂર્વક શરણમાં જઇને, તેમની પાસે તત્ત્વનાં શોધન પૂર્વક શ્રવણ–મનન અને નિદીધ્યાસન સાધનવાન થઈ, જેને જાણીને મુક્તિસ્વરૂપ પરબ્રહ્મને પામે છે તે પરમાત્મા આપ હું છું. ૧.

### વિવેચન.

હવે ઉત્તમ અધિકારીના માટે તત્ત્વશોધનના પ્રકારપૂર્વક જ્ઞાન માર્ગનો બોધ કહે છે;—

नेतीत्यादि जगन्निषेध नपरै र्वेदांतवाक्यैः परै--
र्युक्त्या च प्रतिषिद्धच द्वैतमखिलं चाव्याकृतं व्याकृतम् ।
ध्यात्वाकाशसुपुष्पसन्निभ मिदं शेषं च तत्त्वं निजं
ज्ञात्वा यं परमेति मुक्ति वपुषं सोऽहं परात्मा स्वयम् ॥२॥

ભાવાર્થઃ—" નેતિનેતિ " ઇત્યાદિક જગત્‌નો નિષેધ કરવામાં પરાયણ ( અનુમોદક ) શ્રેષ્ઠ ઉપનિષદનાં વાકયોવડે અને યુક્તિઓવડે અવ્યાકૃત (કારણ) રૂપ અને વ્યાકૃત (કાર્ય) રૂપ સંપૂર્ણ દ્વૈતનો નિષેધ કરી, (પ્રથમ પરોક્ષ બાધ કરી) અને [ તેમાં એકાગ્રતા અર્થે ] આ પ્રપંચને આકાશનાં પુષ્પ તુલ્ય (તુચ્છરૂપ) ચિંતન કરી, શેષરૂપ જે નિજ તત્ત્વને જાણીને મુક્તિરૂપ પરબ્રહ્મને પામે છે તે પરમાત્મા હું પોતેજ છું ॥૨॥

विवेचन

હવે મધ્મ અધિકારી અર્થે તત્ત્વશોધનપ્રકારપૂર્વક બોધ માર્ગ કહેછે.

देहांतर्गत पंचकोश जगतः कृत्वा पृथग् बुद्धिमान्
संगत्या सुविभाग हान विधया तत्त्वं पदार्थौ परौ ।
स्मृत्वाऽसीति पदेन चैक्य मनयोः संबंधसिद्धं हृदा
ज्ञात्वा यं परमेति मुक्ति वपुषं सोऽहं परात्मा स्वयम् ॥३॥

ભાવાર્થઃ—બુદ્ધિમાન પુરૂષ ભલા પ્રકારથી વિરોધી ભાગનો ત્યાગ છે પ્રકાર જેનો એવી સંગતિ ( શબ્દની લક્ષણાવૃત્તિવડે

સમષ્ટિ વ્યષ્ટિરૂપ ત્રણ દેહની અંતર્ગત પંચકોશ (અન્નમય-પ્રાણમય મનોમય-વિજ્ઞાનમય-આનંદમય) રૂપ જગત્‌થી પર (લક્ષ્ય) રૂપ "तत्त्वमसि" એ મહાવાક્યગત "तत्" અને "त्वं" એ બે પદના અર્થનું પૃથક્કરણ કરી, અને "असि" એ પદવડે આ ઉક્ત બે પદાર્થની એકતાના ત્રણ સંબંધ (વિશેષણ વિશેષ્યતા, સામાનાધિકરણ્ય અને લક્ષ્યલક્ષકભાવ) વડે સિદ્ધ એકતાનું અંતઃકરણવડે સ્મરણ કરીને, તેને જાણીને મુક્તિ સ્વરૂપ પરબ્રહ્મને પામે છે તે હું પરમાત્મા પોતેજ છું. ॥૩॥

विवेचन

હવે કુતર્કથી દૂષિત થઇ છે બુદ્ધિ જેની તેવા મંદ અધિકારી જનો વાસ્તે તત્ત્વશોધનપૂર્વક બોધમાર્ગ કહે છે.

चार्वाकादि परीक्षकै रभिमता नात्मत्वबुद्धया जडान्
कोशान् पंच विविच्य तुच्छमतिना संबाध्य युक्त्या सुधीः
शेषं पुच्छतया मतं त्वहमिति प्रत्यक्स्वरूपं दृढं
ज्ञात्वा यं परमेति मुक्ति वपुषं सोहं परात्मा स्वयम् ॥४॥

ભાવાર્થઃ—તીવ્રબુદ્ધિવાળો પુરૂષ, ચાર્વાક (દેહાત્મવાદી) આદિ પરિક્ષકો (યુક્તિ કુશળ) વડે, અહંભાવની બુદ્ધિથકી અભિમત જડ પ્રપંચ અન્નમયાદિ કોશનો યુક્તિથી વિવેક કરી, (કોશોનું યુક્તિથી વિવેચન કરી) (આત્માથી કોશોને ભિન્ન જાણી) તે કોશો તુચ્છ (અસત્) છે એવી બુદ્ધિ કરી તેઓનો

સમ્યગ્ બાધ કરીને, (પરમાર્થ સત્તાવડે કોશોનો ત્રણે કાળ અભાવ છે તેનો નિશ્ચય કરી) આનંદમય કોશરૂપ પક્ષીનું બ્રહ્મરૂપ પુચ્છ હોવાથી તૈત્તિરીય શ્રુતિમાં માનવામાં આવેલું પ્રત્યક સ્વરૂપ (પ્રત્યગાત્માથી અભિન્ન) શેષરૂપ, કે જે હું છું એમ દૃ (સંશય વિપર્યય રહિત) જાણીને મુક્તિરૂપ પરબ્રહ્મને પામે છે તે હું પોતેજ પરમાત્મા છું. ॥૪॥

**વિવેચન**

હવે જીવનમુક્તિના વિલક્ષણ આનંદ વાસ્તે વૈરાગ્ય–બોધ અને ઉપશમની એકત્ર સ્થિતિનો પ્રકાર કહે છેઃ—

**स्वांतं वासनया मलीमसमथो पीनं गुणाभ्यां भृशं**
**वैराग्येण विवेकजन्मवपुषा दग्ध्वा हि पूर्वं च ताम्।**
**न्यक्कृत्यानु रजस्तमस्युपरमात् संपाद्य शुद्धं मृतं**
**ज्ञात्वा यं परमेति मुक्तिवपुषं सोऽहं परात्मा स्वयम् ॥५॥**

**ભાવાર્થઃ**—વાસનાઓવડે મલીન, ને રજોગુણ તમોગુણવડે અત્યંત સ્થૂલ મનને, વિવેકથી પ્રગટ થતાં વૈરાગ્યવડે પ્રથમ તે વાસનાઓનો ક્ષય કરી અને જેને જાણ્યા પછી ઉપશમ (બ્રહ્માભ્યાસ જનિત ચિત્ત નિરોધરૂપ સમાધિમય રાજયોગ)થી રજોગુણ અને તમોગુણનો તિરસ્કાર કરી, શુધ્ધ (નિર્વાસનામય)અને મૃત (આવિર્ભૂત સત્ત્વગુણવાળું હોવાથી નષ્ટ સ્થૂલભાવવાળું) બનાવી [જીવ દશા વિષે] મુક્તિ સ્વરૂપ પરબ્રહ્મને પામે છે તે પરબ્રહ્મ પરમાત્મા હું આપેજછું. ॥૫॥

### विवेचन

હવે જ્ઞાનની સાત ભૂમિકાનાં કથનપૂર્વક તે સ્થિતિની અવધિ અને ફળ. શ્રુતિ બતાવે છે.

**जागृत्क त्रितयं तथैकमपरं स्वप्नं सुषुप्तिद्वयं**
**संपाद्यैव तुरीयगां सुविमले पूर्णेच वृत्त्या युते ।**
**सांद्रानंदपयोनिधौ सुरमते ध्यात्वाऽथ जीवन्नापि**
**ज्ञात्वायं परमेति मुक्ति वपुषं सोहं परात्मा स्वयम् ॥६॥**

**ભાવાર્થ:**—ત્રણ જાગૃતની (શુભેચ્છા–સુવિચારણા–તનુમાનસારૂપ ત્રણ ભૂમિકા) સંપાદન કરીને, તે પ્રકારે જેને જાણીને એક, અપર (સ્વપ્નથી વિલક્ષણ) સત્ત્વાપત્તિ (ચતુર્થ ભૂમિકા) ને, [સંપાદન કરી તે પ્રકારે] ધ્યાન (સમાધિ) કરીને, બે સુષુપ્તિની (પંચમી અને છઠ્ઠી) (ભૂમિકા) ને (તે પ્રકારે) ને તુરીયગા (સાતમી ભૂમિકા) ને સંપાદન કરી જીવતો છતો પણ પુરૂષ, સુવિમળ અને પૂર્ણ અને સ્વરૂપાકારવૃત્તિ સહીત, સઘન આનંદના સમુદ્રવિષે ભલાપ્રકારે રમે છે અને પછી (દેહ પતન થયા પછી) વિદેહમુક્તિ સ્વરૂપ પરબ્રહ્મને પામે છે તે પરમાત્મા હું પોતેજ છું. ॥૬॥

### विवेचन

હવે ઉક્ત સ્થિતિનાં સાધનભૂત અષ્ટાંગ સહિત નિર્વિકલ્પ સમાધિરૂપ રાજયોગનાં સુચનપૂર્વક સ્વરૂપાનુસંધાન કહે છે:—

कृत्वा पंच विधान् यमांश्च नियमान् सिद्धादिकं चासनं
प्राणानां नियमं तथेंद्रियगणं संयम्य शब्दादितः ।
ध्यानं धारणया समाधियुगलं संपाद्य धीरात्मवान्
ज्ञात्वा यं परमेति मुक्ति वपुषं सोहं परात्मा स्वयम् ॥७॥

**ભાવાર્થઃ**—પાંચ પ્રકારના યમોને, નિયમોને, સિધ્ધાદિક આસનોને, આચરી, પ્રાણોનો નિરોધ કરી, ઇંદ્રિયગણનો શબ્દાદિકથી સંયમ કરી, ધારણા કરી, ધ્યાનની ( સવિકલ્પ નિર્વિકલ્પ ભેદથી ) બે સમાધિ સંપાદન કરી, ધીર ચિત્તવાળો થએલો પુરૂષ જેને જાણીને ( સાક્ષાત્ કરીને ) મુક્તિસ્વરૂપ પરબ્રહ્મને પામે છે તેજ હું પરમાત્મા પોતે છું. ॥૭॥

### વિવેચન

હવે કહેલાં અષ્ટાંગ સહિત યોગમાં અસમર્થ જ્ઞાનીને ઉક્ત ફળની પ્રાપ્તિ અર્થે વિચારરૂપ સુગમ ઉપાય બતાવે છે.

मिथ्यात्वं मनसा स्मरं स्त्रिजगतो देहादिमानं त्यजन्
वर्ष्मोपाधिकृतां भिदां विघटयन् कुर्वन् मनो निर्मलम् ।
ब्रह्मास्मीति विभावयन्ननुदिनं स्वानंदमास्वादयन्
ज्ञात्वायं परमेति मुक्ति वपुषं सोहं परात्मा स्वयम् ॥८॥

**ભાવાર્થઃ**—જે ( પ્રત્યક અભિન્ન પરમાત્માને જાણીને [સ્થૂલ-સૂક્ષ્મ-કારણ ભેદથી] ત્રિવિધ પ્રપંચનાં નિશ્ચિત મિથ્યાપણાંને

મનમાં સ્મરતો સ્મરતો, દેહાદિકનાં ભાનને ત્યાગી, દેહરૂપ ઉપાધિથી કરેલા ભેદનો નાશ કરી, મનને નિર્મળ કરી, નિરંતર "હું બ્રહ્મ છું" એવી ભાવના કરતો કરતો, સ્વરૂપાનંદનો આસ્વાદ કરતો થકો, જેને જાણીને ઉભય મુક્તિસ્વરૂપ પરબ્રહ્મને પામે છે તે પરબ્રહ્મ હું પોતેજ છું. ॥૮॥

### विवेचन

હવે ઉક્ત વિચાર આદિક સાધનવિષે અસમર્થ મંદબુદ્ધિવાળા પુરૂષને માટે જ્ઞાનનાં જુદાં જુદાં સાધન, જ્ઞાન અને મોક્ષને કહેવા સાથે સ્વરૂપાનુસંધાન કહે છે.

**इशस्य स्मरणं द्विधा ह्यनुदिनं तन्नाम संकीर्तनं**
**वा गंगा स्नपनं सुकृत्य पठनं गीता स्मृतेः प्रत्यहम् ।**
**सत्संसद्गमनं स्वकर्मयजनं दानं सुदत्वा शुचिर्**
**ज्ञात्वा यं परमेति मुक्ति वपुषं सोऽहं परात्मा स्वयम् ॥९॥**

ભાવાર્થઃ—નિરંતર ઈશ્વરનાં સગુણ નિર્ગુણ ભેદથી દ્વિવિધ સ્મરણને, (ચિંતનરૂપ ઉપાસન) નિરંતર તે ઈશ્વરના નામનાં સમ્યક્ (ચિત્તની એકાગ્રતાપૂર્વક) કીર્તનને, ગંગાસ્નાનને, પ્રતિદિન ગીતાસ્મૃતિના પાઠને, પ્રતિદિન સંત સમાજ ગમનને, સ્વકર્મોને (પોતાના વર્ણાશ્રમ ધર્મોને) ને પ્રતિદિન ભગવત્પૂજનને, ઉત્તમ પ્રકારથી આચરી, અને (શ્રદ્ધાપૂર્વક સત્પાત્રને) દાન આપી પરમ પવિત્ર થએલો પુરૂષ, જેને જાણીને મુક્તિરૂપ પરબ્રહ્મને પામે છે તે પરમાત્મા હું પોતે છું. ॥૯॥

### विवेचन.

હવે "સ્વાનુભવદર્શ" શબ્દના અર્થ સહિત તેનું પ્રયોજન છેલ્લા શ્લોકમાં બતાવે છે.

**येनास्मिन्विमले सुवाक्यनिकरादर्शे विवेकान्विते**
**सेवा स्नेह सुदीप्त देशिकवचो दीप प्रभोद्भासिते ।**
**शुद्ध स्वांतदृशा हि पश्यति जनः स्वात्मान मेवाद्वयं**
**तेन स्वानुभवाय वाय दययाऽऽदर्शो यमादर्शितः॥१०॥**

ભાવાર્થઃ—જે કારણથી નિર્દોષ વિવેકયુક્ત સેવારૂપ તેલવડે પ્રદીપ્ત જે ગુરૂવચનરૂપ દીપકની પ્રભા કે જે પ્રભાથી આ શ્રેષ્ટ વાકયોના સમૂહરૂપ દર્પણમાં અધિકારી જન, શુદ્ધ હૃદયરૂપ ચક્ષુવડે કરી અદ્વય ( બ્રહ્મથી અભિન્ન ) સ્વાત્માને દેખે છે ( અપરોક્ષ જાણે છે ) તે કારણને અર્થે, શુભ સ્વાનુભવના વાસ્તે આ **આદર્શ** છે કે જે મુમુક્ષુઓના ઉપર દયા કરી દેખાડયો છે. ૧૦.

### વિવેચન.

આ પ્રમાણે સ્વાત્માનુભવ થયા પછી બ્રહ્મથી ભિન્નરૂપે જીવત્વભાવથી કાંઈ પણ કર્ત્તવ્ય રહ્યું નથી કારણ કે જ્યારે હું તું તે અને અખિલ બ્રહ્માંડ એક બ્રહ્મજ છે ત્યારે પ્રવૃત્તિ કયાં ધરે ! આ હેતુથી **ભગવત્પાદ** બ્રહ્મવિદ્માટે પરાપૂજાનું વિધાન કરે છે કેઃ—

॥ अनुष्टुप छंदः ॥

पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्य मर्घ्यं च शुद्धस्याचमनं कुतः ॥१॥

**भावार्थः**—પૂર્ણસ્વરૂપને આવાહન ક્યાંથી હોય! સર્વાધારને આસન ક્યાંથી હોય! સ્વચ્છને પાદ્યને અર્ઘ્ય અને શુદ્ધને આચમન ક્યાંથી હોય!

निर्मलस्य कुतो स्नानं वस्त्रं विश्वोदरस्य च ।
निरालंबस्योपवीतं पुष्पं निर्वासनस्य च ॥ २ ॥

**भावार्थः**—નિર્મળને સ્નાન ક્યાંથી હોય! વિશ્વ જેનું ઉદર છે તેને વસ્ત્ર ક્યાંથી હોય? નિરાલંબ છે તેને જનોઇ ક્યાંથી? અને નિર્વાસન જે પરમાત્મા છે તેને પુષ્પ (અર્પણ) ક્યાંથી ઘટે!

निर्लेपस्य कुतो गंधो रम्यस्याभरणं कुतः ।
नित्यतृप्तस्य नैवेद्यं तांबूलं च कुतो विभोः ॥ ३ ॥

**भावार्थः**—નિર્લેપને ગંધ (ધુપ) ક્યાંથી ઘટે? રમ્યને (રમણીયને) આભૂષણ (અલંકાર) ક્યાંથી ઘટે! નિત્યતૃપ્ત છે તે પરમાત્માને—વિભુને નૈવેદ્ય અને તાંબુલ ક્યાંથી ઘટે!

प्रदक्षिणा ह्यनंतस्य ह्यद्वयस्य कुतो नतिः ।
वेदवाक्यै रवेद्यस्य कुतः स्तोत्रं विधीयते ॥ ४ ॥

**ભાવાર્થઃ**—પ્રસિદ્ધ અનંતને પ્રદક્ષિણા ક્યાંથી! પ્રસિદ્ધ અદ્વયને નમસ્કાર ક્યાંથી? વેદ વાક્યથી અવેદ્ય પરમાત્માનું સ્તોત્રવિધાન કયા પ્રકારે ઘટી શકે! ૪.

**स्वयंप्रकाशमानस्य कुतो नीराजनं विभो ।**
**अंतर्बहिश्चपूर्णस्य कथमुद्वासनं भवेत् ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—સ્વયંપ્રકાશમાન વિભુને નીરાજન (આરાર્તિક) ક્યાંથી હોઇ શકે! બાહ્યાંતર ( અંદર બહાર ) પરિપૂર્ણને વિસર્જન કયા પ્રકારે ઘટી શકે! ૫.

**एवमेव परापूजा सर्वावस्थासु सर्वदा ।**
**एक बुद्धया तु देवेशे विधेया ब्रह्मवित्तमैः ॥ ६ ॥**

**ભાવાર્થઃ**—આ પ્રકારે પરાપૂજા સર્વ અવસ્થાઓ વિષે સર્વદા એક બુદ્ધિથી તે દેવેશ વિષે બ્રહ્મવિદ પુરૂષોવડે વિધેયા ( આચરવા યોગ્ય ) છે. ૬.

**इति श्रीमच्छंकराचार्यविरचितं वेदान्तकवि हिरालालेन व्याख्यातं हस्तामलक स्तोत्रं ॥ परापूजासहितं संपूर्ण ॥**

**દોહરા**

હું, મારૂં, એ બંધ છે, હું મમ નહીં એ મોક્ષ
બંધ મોક્ષ ગુણથી દિસે, પ્રકૃતિથી ગુણ જોગ.
અધ્યસ્ત સમસ્ત પ્રપંચ આ, બ્રહ્મવિષે રૂપનામ
કોને હું પ્રણમું હીરો, બ્રહ્મરૂપ બ્રહ્માંડ.

॥ अथ श्रीमच्छंकराचार्य विरचिता ॥

# विज्ञाननौका.

## भुजंग प्रयातम्.

तपो यज्ञदानादिभिः शुद्धबुद्धिः
विरक्तौ नृपादौ पदे तुच्छबुद्धया ।
परित्यज्य सर्वं यदाप्नोति तत्त्वं
परंब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ १ ॥

**ભાવાર્થઃ**—તપ, યજ્ઞ અને દાનથી શુદ્ધ હૃદયવાળો, અને રાજ્ય આદિ પદવીમાં તુચ્છ બુદ્ધિ કરી વૈરાગ્યભાવવાળો સાધક પુરૂષ સર્વનો પરિત્યાગ કરી, જે પરમતત્ત્વને પામે છે તે પરમતત્ત્વરૂપ નિત્ય પરબ્રહ્મ હું પોતે છું. ॥ ૧ ॥

### विवेचन.

**ભગવત્પાદ શંકરાચાર્ય** તપ યજ્ઞ અને દાનાદિ જે નિષ્કામતાપૂર્વક મોક્ષનાં પરોક્ષ સાધન છે અર્થાત્ અંતઃકરણની શુદ્ધિનાં ઉપાયભૂત છે તે પ્રાપ્ત કરી, નશ્વર ભોગોની ઈચ્છાના અભાવથી અવિનાશી સુખની પ્રાપ્તિ અર્થે, વિવેકાદિ સાધન સંપન્ન થઇ, પરમતત્ત્વનો જીજ્ઞાસુ, સ્થુલાદિ ત્રણ દેહ, જાગ્રદાદિ ત્રણ અવસ્થા અને અન્નમયાદિ પંચકોશના વિવેકથી, અનાત્મપદાર્થના

નિષેધપૂર્વક અવશિષ્ટ ચૈતન્ય તત્ત્વને, શ્રવણ મનન અને નિદિધ્યાસનદ્વારા ગુરૂમુખ વેદાંતનાં **तत्त्वमसि** આદિ મહાવાક્યોનો વિચાર કરી, તજજન્ય વિશેષ-જ્ઞાન અર્થાત્ વિજ્ઞાનવડે સમગ્ર અનર્થનો લય કરી પરબ્રહ્મસ્વરૂપે રહે છે, અર્થાત્ સ્વસ્વરૂપ પ્રાપ્તિ કરે છે, તે નિત્ય પરબ્રહ્મ હું પોતેજ છું એમ પ્રત્યેક મનુષ્યને પુર્વોક્ત પ્રકારે અનુભવ કરવા આ **વિજ્ઞાનનૌકા**નામક પ્રકરણ સ્તોત્રમાં ઉપદેશ કરે છે. સંસારસાગરને તરી જવા સમાન **ભગવત્પાદ** પ્રણીત આ **વિજ્ઞાનનૌકા** ઉત્તમ રહસ્યથી પરિપૂર્ણ છે. આ પ્રકરણનું રહસ્ય અર્થાત્ ફળ પરબ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ અને બંધની આત્યંતિક નિવૃત્તિ એજ છે અને તે ફળ પામવા, વિશાળ વિચારનો પ્રકાર કાંઇક આવો છેઃ—પ્રાણી માત્રને ઇચ્છાનો જે વિષય તેનું નામ **પુરુષાર્થ** કહેવાય છે. સર્વ કોઇને ભાને કે અભાને આત્યાંતિક સુખની પ્રાપ્તિની અને દુઃખની આત્યાંતિક નિવૃત્તિની ઇચ્છા હોય છે. સર્વ દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ તે **મોક્ષ** નું લક્ષણ છે. અજ્ઞાન સહીત જન્મમરણાદિનું મિથ્યાપણું હોય છે તેથી તેનો બાધ તેજ દુઃખની નિવૃત્તિ છે. નિત્યપ્રાપ્ત જે પરમાનંદ બ્રહ્મસ્વરૂપ છે તેની પ્રાપ્તિ, પ્રાપ્ત છતાં, ભ્રાંતિથી ખોવાયેલાં કર કંકણ સમાન છે. કેટલાક લોકો સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક અને બ્રહ્મલોક ઇત્યાદિની પ્રાપ્તિને મોક્ષ માને છે, તે માન્યતા વેદવિરૂદ્ધ હોવાથી વેદાનુસાર લક્ષણવાળું પુર્વોક્ત મોક્ષનું સ્વરૂપ સત્ય છે. કર્ત્તાભોક્તાપણાઆદિમાં અન્યથા ભાવને છોડી, સ્વસ્વરૂપમાં જે સ્થિતિ તેજ **મોક્ષ** છે. મોક્ષપ્રાપ્તિ બ્રહ્મજ્ઞાનથી થાય છે. કર્મ અને ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થાય છે તેથી તેઓ બ્રહ્મજ્ઞાનનાં સાધન છે પરંતુ મોક્ષનાં સાધન નથી. **ऋतेज्ञानान्नमुक्तिः** ઇત્યાદિ અનેક શ્રુતિઓ પણ મોક્ષની પ્રાપ્તિ જ્ઞાનથીજ કહે છે. બ્રહ્મથી અભિન્ન આત્માનું જે જ્ઞાન તે બ્રહ્મજ્ઞાન કહેવાય છે અર્થાત્ બ્રહ્મસ્વરૂપનું યથાર્થજ્ઞાન તે બ્રહ્મજ્ઞાન કહેવાય છે, કે જેની પ્રાપ્તિથી મોક્ષ થાય છે. બ્રહ્મજ્ઞાનના બે પ્રકાર છે. પરોક્ષ અને અપરોક્ષ. " સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છે, એમ માત્ર જાણવું તે

**परोक्ष ब्रह्मज्ञान** કહેવાય છે. **परोक्षब्रह्मज्ञान** તત્વમસિ મહાવાકયમાં **तत्** પદના અર્થને જણાવતું હોવાથી, તે અપરોક્ષ અદ્વૈત જ્ઞાનમાં ઉપયોગી છે. સદ્ગુરૂ ને સચ્છાસ્ત્રનાં વાકયમાં વિશ્વાસ રાખી, સત્યબુદ્ધિરૂપ શ્રદ્ધા આચરવાથી પરોક્ષ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. પરોક્ષ બ્રહ્મજ્ઞાનથી આવરણની નિવૃત્તિ થાય છે. મળ વિક્ષેપની નિવૃત્તિ, કર્મ અને ઉપાસનાથી થાય છે પરંતુ અંતઃકરણમાં રહેલો ત્રીજો દોષ જે આવૃત્તિ છે તેની નિવૃત્તિ પરોક્ષજ્ઞાનથી થાય છે. વેદાંત અને ગુરૂદ્વારા સ્વસ્વરૂપનો યથાર્થ નિશ્ચય થઇ જાય એજ પરોક્ષ બ્રહ્મજ્ઞાનની પરાકાષ્ટા કહેવાય છે. " સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ હું છું. " એમ જે અનુભવથી જાણવામાં આવે તેને **अपरोक्ष ब्रह्मज्ञान** કહેવાય છે. ગુરૂમુખદ્વારા નિત્ય **तत्त्वमसि** આદિ વેદાંતનાં મહાવાકયોનું શ્રવણ કરવાના અભ્યાસથી અપરોક્ષ બ્રહ્મજ્ઞાન સંપાદન કરી શકાય છે. અપરોક્ષ બ્રહ્મજ્ઞાનનાં બે પ્રકાર છે. એક અદૃઢ અપરોક્ષજ્ઞાન અને બીજું દૃઢ અપરોક્ષજ્ઞાન. અસંભાવના અને વિપરીત ભાવના સહિત જે જ્ઞાન થાય તે અપરોક્ષ બ્રહ્મજ્ઞાન અદૃઢ કહેવાય છે. મળ વિક્ષેપ દોષોનો કંઇક અંશ રહ્યો હોવાથી, શ્રુતિમાં ભેદ દૃષ્ટિની મિથ્યા પ્રતીતિથી, બ્રહ્મની અદ્વૈતતામાં શંકાવાળા ભેદવાદી અને પામર પુરૂષોના સંગથી, સંસ્કાર વિનાના પુરૂષોને, ગુરૂમુખદ્વારા મહાવાકયોનું શ્રવણ કર્યા છતાં પણ અદૃઢઅપરોક્ષ જ્ઞાન થાય છે. અદૃઢ અપરોક્ષ જ્ઞાનનું ફળ દૃઢ અપરોક્ષ જ્ઞાનનાં ફળ કરતાં ન્યૂન છે.

दयालुं गुरुं ब्रह्मनिष्ठं प्रशांतं
समाराध्य भक्त्या विचार्य स्वरूपम् ।
यदाप्नोति तत्त्वं निदिध्यास्य विद्वान्
परंब्रह्म नित्यं तदेवा हमस्मि ॥ २ ॥

**ભાવાર્થઃ**—દયાળું બ્રહ્મનિષ્ઠ, અને પરમશાંત સદ્ગુરૂનું

ભક્તિથી સમ્યક્ આરાધન કરીને અને સ્વરૂપનો વિચાર કરીને, ( શ્રવણ મનન કર્યા પછી ) નિદિધ્યાસ કરીને, વિદ્વાન જે પરમ તત્ત્વને પામે છે તે નિત્ય પરબ્રહ્મ હું પોતે છું. ॥૨॥

## विवेचन.

અર્થાત્ તેવા જ્ઞાનવાળાને ઉત્તમ લોકની પ્રાપ્તિ અથવા તો પરમાત્માનાં ગીતામાં કથન મુજબ શ્રીમાન કુળમાં કે જ્ઞાનીઓના કુળમાં જન્મ થાય છે. સત્ ચિત્ આનંદ આદિ બ્રહ્મનાં વિશેષણનું અપરોક્ષ ભાન હોવા છતાં પણ, સંશય ભાવના અને વિપરીત ભાવનાનો અભાવ છેક ન થાય એટલે કે તે ઉભય ભાવનાની કાંઇક પ્રતીતિ સાથે અપરોક્ષ જ્ઞાન થાય તે અદૃઢ અપરોક્ષ જ્ઞાનની પૂર્ણ સ્થિતિ છે. અસંભાવના અને વિપરીત ભાવના રહિત જે અ-પરોક્ષ જ્ઞાન થાય છે તે દૃઢ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. ગુરૂમુખદ્વારા જીવબ્રહ્મની એકતાનો બોધ આપનારાં વેદાંતના तत्त्वमसि આદિ મહાવાક્યનું શ્રવણ મનન ને નિદિધ્યાસનરૂપ વિચાર કરવાથી, દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે. દૃઢ અપરોક્ષ જ્ઞાનથી આવરણ અને વિક્ષેપરૂપ કાર્ય સહિત અવિદ્યાની નિવૃત્તિ થઇ બ્રહ્મપ્રાપ્તિ રૂપ મોક્ષ થાય છે. શરીરાદિમાં અહંપણાનાં જ્ઞાનની જેમ, આ જ્ઞાનનો બાધ કરી બ્રહ્મથી અભિન્ન જ્યારે આત્મામાં જ્ઞાન થાય ત્યારે દૃઢ અપરોક્ષ જ્ઞાનની પૂર્ણતા છે. આત્મા અને અનાત્માનો ભેદ સમજવો તેનું નામ વેદાંતમાં **વિચાર** કહેવાય છે. ઇશ્વર, વેદ ગુરૂ અને પોતાના અંતઃકરણ-ની કૃપાના યોગથી, આ વિચાર પ્રગટપણે થાય છે. ઉક્તવિચારનાં કાળાંતરે સેવનથી દૃઢ અપરોક્ષ જ્ઞાન થાય છે અને તેનું જ્ઞાન થયું એટલે તે વિચારની પૂર્ણતા છે એમ પંડિત પુરૂષો સમજે છે. હું કોણ છું, આ બધો પ્રપંચ શું છે, અને બ્રહ્મ કોણ છે, એમ ત્રણ વસ્તુનોજ વિચાર કરવો ઉચિત છે. ઉક્ત વસ્તુત્રય નો વિચાર કરવા અગાઉ તે પ્રત્યેકનાં સાધારણ લક્ષણ જાણવાં પડે છે. હું અને બ્રહ્મ ચૈતન્ય છીએ, અને સમષ્ટિ—વ્યષ્ટિ—સ્થૂલ—સૂક્ષ્મ—કારણ એ ૭ દેહો, તેની ૭ અવસ્થાઓ અને તેના ધર્મો એ બધો જે પ્રપંચ છે તે જડ છે,

આ પ્રમાણે હું અને બ્રહ્મ એ ઉભયનો ચૈતન્યથી અર્થ સમજાય છે અને પ્રપંચને જડ સમજાય છે, જેથી ચૈતન્ય અને જડ એમ ઉભય વસ્તુનો વિચાર કરવો ઉચિત જણાય છે કારણ જે હું અને બ્રહ્મ એ ઉભય ચૈતન્ય લક્ષણવાળાં છે અને પ્રપંચ જડ લક્ષણવાળો છે.

જે જ્ઞાનરૂપ સર્વ ઘટ પટ આદિને જાણવાવાળું છે અને જેને મન ઇંદ્રિય આદિક કોઇપણ જાણી શકતાં નથી તે **चैतन्य** કહેવાય છે. ચેતન જ્ઞાનરૂપ છે એમ જાણવું.

જે પોતાને જાણતું નથી અને બીજાને પણ જાણતું નથી એવું જે અજ્ઞાન અને તેનું કાર્યભૂત ભૌતિક પદાર્થ એ જડ છે. જડ અજ્ઞાનરૂપ છે એમ સમજવું. ચૈતન્ય અને જડ કહો કે જ્ઞાન અને અજ્ઞાન કહો. નહી જાણુંછું, એવા વ્યવહારનો હેતુ આવરણવિક્ષેપશક્તિવાળો અનાદિભાવરૂપ અજ્ઞાન પદાર્થ છે. અજ્ઞાનનું કાર્ય આકાશાદિક પાંચ ભૂત છે અને ભૂતોનું કાર્ય પિંડ-બ્રહ્માંડાદિક સૃષ્ટિ છે. પુર્વોક્ત ત્રણ વસ્તુના વિચારનો ઉપયોગ કાંઇક આ પ્રકારનો છેઃ—'**तत्त्वमसि**' મહાવાક્યમાં રહેલા '**त्वं**' પદ અને '**तत्**' પદનો વાચ્ય અર્થ જે **जीव** અને **इश्वर**, તેની ઉપાધિરૂપ જે પ્રપંચ તે પ્રપંચને રજ્જુ સર્પની જેમ, ઠુંઠામાં પુરૂપ પ્રતીતિની જેમ કે મૃગજળની જેમ, વિચારદ્વારા મિથ્યામાત્ર જાણીને, તેનો અપવાદ એટલે ત્યાગ કરવો. આ પ્રપંચના ત્યાગકરવારૂપ પ્રપંચના વિચારનો ઉપયોગ કહેવાય છે. ચિદાભાસયુક્ત અંતઃકરણસહિત કુટસ્થ ચેતનને **जीव** કહેવાય છે. ચિદાભાસયુક્ત માયાસહિત બ્રહ્મચેતનને **इश्वर** કહેવાય છે. જીવ અને ઈશ્વરને પોતપોતાનાં શરીર–અવસ્થા–કોશ આદિ નામરૂપ ઉપાધિ છે. ઉક્ત ઉપાધિ પ્રપંચરૂપ હોવાથી પુર્વોક્ત પ્રકારે તે જડ પ્રપંચનો વિચારથી મિથ્યા હોવાથી ત્યાગકરવારૂપ જે પ્રવૃત્તિ, તે પ્રપંચના વિચારનો ઉપયોગ છે. હવે 'હું કોણ છું, અને બ્રહ્મ કોણ છે, એ ઉભય વસ્તુના વિચારનું પ્રયોજન બતાવવામાં આવે છે.

"હું, જે (ત્વં પદનો લક્ષ્યાર્થ) આત્મા, તે (**तत्** પદનો લક્ષ્યાર્થ) બ્રહ્મ છું, એવા પ્રકારે બ્રહ્મ અને આત્માની એકતાનો વિચાર કરી, સત્ય જાણીને

અવશેષ રાખવું તે 'હું કોણ છું' અને બ્રહ્મ કોણ છે, એ ઉભય વિચારનો ઉપયોગ છે. આવા પ્રકારના વિચારનો અધિકારી ઉત્તમ મુમુક્ષુજ છે પણ અન્ય નથી. જે વિવેક, વિરાગ, ષટ્ સંપત્તિ અને મુમુક્ષુતા એ ચારે સાધન સંપન્ન છે તથા બ્રહ્મવિદ્ ગુરૂ, વેદાંત અને ઇશ્વરના વાક્યમાં પરમ વિશ્વાસુ થઇ કુતર્કાદિથી રહિત છે તે સ્વસ્વરૂપને જાણવાની ઉગ્ર ઇચ્છાવાળો અધિકારી ઉત્તમ જીજ્ઞાસુ કહેવાય છે. આ અધિકારી મુમુક્ષુ અદ્વૈતતત્ત્વનો બોધ કરાવનારી ગમે તે પ્રક્રિયાનો ગુરૂમુખ વિચાર કરી, હું પોતેજ બ્રહ્મ છું, એમ બ્રહ્મ-

यदानंदरूपं प्रकाशस्वरूपं
निरस्तप्रपंचं परिच्छेदशून्यम् ।
अहंब्रह्म वृत्त्यैकगम्यं तुरीयं
परंब्रह्म नित्यं तदेवा हमस्मि ॥ ३ ॥

**ભાવાર્થઃ**—જે આનંદરૂપ પ્રકાશરૂપ નિષ્પ્રપંચ અને ત્રણ પરિચ્છેદથી રહિત છે, હું બ્રહ્મ છું એવા પ્રકારની વૃત્તિથી ગમ્ય અને તુરીય રૂપ છે તે નિત્ય પરબ્રહ્મ હું પોતેજ છું. ૩.

## विवेचन.

આત્માનું અપરોક્ષ જ્ઞાન સંપાદન કરી શકે છે. આ પ્રમાણે ભગવત્પાદ **શંકરાચાર્ય** પ્રસ્તુત સ્તોત્રમાં **પ્રપંચવિચાર-હું કોણ છું એ વિચાર** અને **બ્રહ્મ** કોણ છે **એ વિચાર,** એમ ત્રણ વસ્તુના વિચાર પ્રકારથી નિષેધ અને વિધિ રહિત જે પરબ્રહ્મ છે તે હું પોતેજ છું એવો અનુભવ સ્તોત્રના વિચારક જીજ્ઞાસુને કરાવવા પ્રવૃત્તિ કરે છે.

## प्रपंच विचार.

પ્રપંચ વિચાર સંબંધે પૂર્વે કાંઇ કહેવાયું છે અને વિશેષમાં કહેવામાં

આવે છે. પ્રથમ તો શુદ્ધ બ્રહ્મસ્વરૂપમાં પ્રપંચનો આરોપ કયા પ્રકારે થાય છે તે સમજવું જરૂરનું છે.

અનાદિ ( ઉત્પત્તિ રહિત ) શુદ્ધ બ્રહ્મના વિષે અનાદિ કલ્પિત (ભ્રાંતિથી સ્વપ્ન પદાર્થની જેમ દેખાય તે ) પ્રકૃતિ છે. આ પ્રકૃતિનો બ્રહ્મની સાથે અનાદિ કલ્પિત તાદાત્મ્ય સંબંધ ( ભેદ અભેદ રહિત ) છે. આ પ્રકૃતિ **माया** અને **अविद्या** ભેદથી વિભાગ પામે છે. જે શુદ્ધ સત્ત્વગુણ યુક્ત ( રજ-તમથી દબાય નહિ પણ જેને તે દાબે તે યુક્ત ) છે તે **माया** છે અને જે મલિન સત્ત્વગુણ યુક્ત ( જેને રજોગુણ તમોગુણ દબાવે અને રજોગુણ તમોગુણને જે દબાવી ન શકે તે યુક્ત ) **अविद्या** છે. માયામાં જે બ્રહ્મનું પ્રતિબિંબ છે તે અને અધિષ્ઠાન બ્રહ્મ અને માયા અર્થાત્ માયા આભાસ અને અધિષ્ઠાન બ્રહ્મ ( માયા-પ્રતિબીંબ--બ્રહ્મબિંબ ) એ ત્રણે સહીત જગત્ કર્ત્તા **इश्वर** ( **मायोपाधिक चेतन** ) કહેવાય છે અને અવિદ્યા-આભાસ-અધિષ્ઠાન કુટસ્થ એમ ત્રણ સહિત અવિદ્યોપાધિક ભોક્તા અલ્પજ્ઞ **जीव** કહેવાય છે. માયા, માયામાં, પડેલો બ્રહ્મનો આભાસ, અને અધિષ્ટાન બ્રહ્મ તે સર્વજ્ઞ ઇશ્વર કર્ત્તા છે અને અવિદ્યા, અવિદ્યામાં પડેલો બ્રહ્મનો આભાસ અને અધિષ્ટાન કુટસ્થ એ અલ્પજ્ઞ ભોક્તા જીવ છે. આ **इश्वर** અને **जीव** પણ અનાદિ કલ્પિત છે. આ ઉભયમાં ઇશ્વરની ઉપાધિ માયા એક છે અને તે આપેક્ષિક વ્યાપક છે. ( જે વસ્તુ કોઈની અપેક્ષાથી વ્યાપક હોય અથવા કોઈની અપેક્ષાથી પરિચ્છિન્ન હોય તે **આપેક્ષિક વ્યાપક** કહેવાય છે. ) તેથી ઇશ્વર પણ એક અને વ્યાપક છે. જીવની ઉપાધિ અવિદ્યા નાના ( જુદી જુદી ) છે અને પરિચ્છિન્ન છે તેથી જીવ પણ નાના અને પરિચ્છિન્ન છે. આ જીવ ઇશ્વરનો અનાદિ કલ્પિત ભેદ કહેવાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં, સર્વ જીવોની ઉપાધિ અવિદ્યા, જીવોનાં કર્મ સહિત માયામાં લીનતા પામી રહે છે, આ માયા સુષુપ્તિમાં અવિદ્યાની જેમ બ્રહ્મથી ભિન્ન પ્રતીત થાતી નથી તેથી સૃષ્ટિની પૂર્વમાં, સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ રહિત એકજ અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ

બ્રહ્મ હતું. આ બ્રહ્મને સૃષ્ટિના આરંભમાં જીવોનાં પરીપકવ થયેલાં કર્મરૂપ નિમિત્તથી, હું એક છું, તે બહુ રૂપ થાઉં, એવી ઇચ્છા પ્રગટી. આ ઇચ્છાથી બ્રહ્મની ઉપાધિ માયામાં ક્ષોભ ઉત્પન્ન પામી, ક્રમથી આકાશાદિ પાંચ ભૂતો ઉત્પન્ન થયાં. પંચીકરણ નહીં થયેલું હોવાથી આ ભૂતો અપંચીકૃત હતાં. આ અપંચીકૃતભૂતથી સમષ્ટિવ્યષ્ટિરૂપ સૂક્ષ્મસૃષ્ટિ ઉત્પન્ન પામ્યા પછી ઇશ્વરની ઇચ્છાવડે જ્યારે તેઓનું પંચીકરણ થયું ત્યારે તે પંચીકૃત ભૂતો થયાં. પંચીકરણ ઇત્યાદિ ઉત્પત્તિ ક્રમ, અન્ય પ્રકરણ ગ્રંથોમાં તેમજ પંચીકરણ આદિમાં છે તેથી આ સ્થળમાં વિષયાંતર ભયથી મુલતવી રાખવામાં આવે છે. પંચીકૃત ભૂતથી સ્થૂળ સૃષ્ટિ થઇ, તેમાં સમષ્ટિ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, પ્રપંચનો અભિમાની જીવની દૃષ્ટિથી ઈશ્વર છે અને વ્યષ્ટિ સ્થૂલ-સુક્ષ્મ-કારણ પ્રપંચનો અભિમાની જીવ છે. ઇશ્વર સર્વજ્ઞ હોવાથી નિત્યમુક્ત છે. અને જીવ અલ્પજ્ઞ હોવાથી બંધનયુકત (બદ્ધ) છે. આ પ્રમાણે શુદ્ધ બ્રહ્મસ્વરૂપમાં, પ્રપંચનો આરોપ થયો છે. આ આરોપ સત્ય નથી પણ રજ્જુ સર્પની જેમ, સાક્ષિમાં સ્વપ્નની જેમ, અને દર્પણમાં નગરના પ્રતિબિંબની જેમ મિથ્યા છે. આ આરોપ અજ્ઞાનથી થયો છે. જેમ કોઈ માણસની સુંદર શ્વેત પાઘડીમાં શાહીનો ડાઘો કોઇ સ્થળેથી લાગી જાય તો તે પાઘડી ધોબીને આપી તે ડાઘની નિવૃત્તિ કરવા ઉપાય યોજી શકાય પણ તે ડાઘ કયારે પડયો, કયાંથી પડયો ઈત્યાદિ વિચારોનું પ્રયોજન છે નહિ, જેમ કોઇ માણસ જળમાં ડુબતો હોય ત્યારે તે કેમ ડુબ્યો? કયારે ડુબ્યો ઈત્યાદિ નિષ્પ્રયોજન વિચાર કર્યા વિના, તેને એકદમ જળમાંથી કાઢવો એજ ત્યાં ન્યાય છે, તેમ શુદ્ધ બ્રહ્મમાં પ્રપંચનો આરોપ મિથ્યા છે તે કયારે થયો, શામાટે થયો, એ નિષ્પ્રયોજન વિચાર કરવા જરૂર નથી પણ તે આરોપની નિવૃત્તિનો ઉપાય કરવો જરૂરનો અને યોગ્ય છે. બ્રહ્મજ્ઞાનથી માયા અથવા અવિદ્યાની નિવૃત્તિ થાય છે, માયા અથવા અવિદ્યાની—

## यंदज्ञानतो भाति विश्वं समस्तं

विनष्टं च सद्यो यदात्म प्रबोधे ।
मनो वागतीतं विशुद्धं विमुक्तं
परंब्रह्म नित्यं तदेवाहमस्मि ॥ ४ ॥

**ભાવાર્થ**:—જેનાં અજ્ઞાનથી અખિલ વિશ્વ ભાસી રહ્યું છે અને જેના સ્વરૂપનું જ્ઞાન થતાંજ એકદમ આ જગત નાશવંત જણાય છે અર્થાત નાશ પામે છે એવું જે મનવાણીથી અગમ્ય વિશુદ્ધ અને વિમુકત પરબ્રહ્મ છે તે નિત્ય પરબ્રહ્મ હું પોતેજ છું. ॥ ૪ ॥

### વિવેચન.

નિવૃત્તિથી કાર્ય સહિત પ્રકૃતિની નિવૃત્તિ થાય છે, તે નિવૃત્તિથી પ્રકૃત્તિ અને બ્રહ્મના સંબંધની નિવૃત્તિ થાય છે, તેમ થયા પછી, જીવભાવ અને ઇશ્વરભાવની નિવૃત્તિ થાય છે, જીવ ઇશ્વરભાવ નિવૃત્ત થયા પછી, તેઓના પરસ્પર ભેદની નિવૃત્તિ થાય છે, જીવ ઇશ્વરનો ભેદ નિવૃત્ત થયા પછી બંધની નિવૃત્તિ થઇ મોક્ષની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે એકજ કાળમાંજ સર્વ આરોપની નિવૃત્તિ-રૂપ અપવાદ થાય છે. આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનજ સમગ્ર પ્રપંચનો અપવાદ કરી મોક્ષપદને આપનારૂં છે. આ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવાનો ઉપાય આગળ કહ્યા મુજબ **વિચાર**જ છે અર્થાત પ્રપંચના વિચારથીજ પ્રપંચ શાંત પામે છે.

છીપનાં અજ્ઞાનથી છીપમાં રૂપું, ભોડલ કે કાગળ એ ત્રણ કલ્પિત ભાસે છે, તે ત્રણ વસ્તુનો પરસ્પર કે છીપની સાથે વ્યતિરેક છે અથવા તો ત્રણ વસ્તુ વિષે છીપનો અન્વય છે. છીપમાં જ્યારે રૂપું દેખાય છે ત્યારે ભોડલ કે કાગળ ભાસતાં નથી અને જ્યારે ભોડલ ભાસે છે ત્યારે રૂપું કે કાગળ ભાસતાં નથી અને જ્યારે કાગળ ભાસે છે ત્યારે ભોડલ કે રૂપું

ભાસતાં નથી. આ ત્રણ વસ્તુનો પરસ્પર છીપમાં વ્યતિરેક છે. આ છીપમાં વસ્તુતાએ તો આદિ મધ્ય અને અંતમાં આ ત્રણ વસ્તુનો વ્યાવહારિક અથવા પારમાર્થિક અત્યંત અભાવ છે. આ છીપમાં તે ત્રણ વસ્તુનો વ્યતિરેક છે અને ભ્રાંતિ સમયમાં આ રૂપું છે, આ ભોડલ છે, અને આ કાગળ છે એ પ્રમાણે છીપનો 'ઇદં' અંશ, તે ત્રણ વસ્તુમાં અનુસ્યૂત ભાસે છે. છીપના ત્રણ અંશ આ સ્થળમાં છે. સામાન્ય અંશ, વિશેષ અંશ અને કલ્પિત વિશેષ અંશ. ઈદં–અંશ આ સામાન્ય અંશ છે; કારણ કે તે ભ્રાંતિ કાળમાં પ્રતીત થાય છે અને ભ્રાંતિના અભાવ કાળમાં પણ 'આ છીપ છે, એમ પ્રતીત થાય છે, માટે ઈદં અંશ સામાન્ય અંશ છે અને તેને **આધાર** પણ કહેવાય છે. નીલપૃષ્ટ, ત્રિકોણ સહિત છીપ, એ વિશેષ અંશ છે કારણ કે ભ્રાંતિકાળમાં તે બધાંની પ્રતીતિ હોતી નથી પણ તેઓની પ્રતીતિથી ભ્રાંતિની નિવૃત્તિ થાય છે માટે તે વિશેષ અંશ છે અને તેને **અધિષ્ઠાન** પણ કહેવાય છે. રૂપું, ભોડલ, અને કાગળ એ કલ્પિત વિશેષ અંશ છે કારણ કે એ બધાં છીપના અજ્ઞાનપણાંના સમયમાં પ્રતિત થાય છે અને છીપનાં જ્ઞાનપણાંના સમયમાં તો તેઓની પ્રતીતિ થતીજ નથી અર્થાત્ છીપમાં વ્યભિચારી છે તેથી તેઓ કલ્પિત વિશેષ અંશ છે અથવા તેને **ભ્રાન્તિ** પણ કહેવાય છે. **અન્વય** એટલે ભાવ કે અનુવૃત્તિ અને **વ્યતિરેક** એટલે અભાવ કે વ્યાવૃત્તિ.

ઉપરનાં છીપનાં દૃષ્ટાંત મુજબ–અધિષ્ટાન આત્મામાં જાગ્રત, અથવા સ્વપ્ન અથવા સુષુપ્તિ એ ત્રણ ભ્રાંતિ આત્માના અજ્ઞાનથી થાય છે. તે અવસ્થાઓનો પરસ્પર અને અધિષ્ટાન આત્મા સાથે વ્યતિરેક છે અને આત્માનો ત્રણેમાં અન્વય છે જેમ કેઃ– જાગ્રત ભાસે ત્યારે સ્વપ્ન સુષુપ્તિ ભાસે નહીં, સ્વપ્ન ભાસે ત્યારે જાગૃત અને સુષુપ્તિ ભાસે નહીં અને સુષુપ્તિ ભાસે ત્યારે જાગૃત અને સ્વપ્ન ભાસે નહિં. આ ત્રણે અવસ્થાનો આ પ્રમાણે પરસ્પર વ્યતિરેક–અભાવ–વ્યાવૃત્તિ છે, અને અધિષ્ટાનમાં તો આ ત્રણે અવસ્થાનો પારમાર્થિક અત્યંત અભાવ ( નિત્ય નિવૃત્તિ ) છે. આ ત્રણે અવસ્થાનો અધિ-

ક્ષાનમાં વ્યતિરેક છે અને આત્મા આ ત્રણે અવસ્થામાં અનુસ્યૂત રહી પ્રકાશી રહ્યો છે, તેથી આત્માનો ત્રણે અવસ્થાઓમાં અન્વય છે. આ સ્થળમાં અવિદ્યા ઉપાધિથી આત્મામાં આરોપિત ત્રણ અંશ છે. સામાન્ય અંશ, વિશેષ અંશ અને કલ્પિત વિશેષ અંશ. सत् ( હોવાપણું ) એ સામાન્ય અંશ છે, કારણ કે જાગૃતિ છે, સ્વપ્ન છે, સુષુપ્તિ છે એ પ્રકારે આત્માનું સતપણું ભ્રાંતિકાળમાં પણ પ્રતીત થાય છે અને ભ્રાંતિની નિવૃત્તિના સમયમાં 'હું સત્ છું, હું ચિત્ છું, હું આનંદ છું, હું પરિપૂર્ણ છું, હું અસંગ છું, હું નિત્ય મુક્ત છું અને

**निषेधे कृते नेति नेतिति वाक्यैः**
**समाधि स्थितानां यदाभाति पूर्णम् ।**
**अवस्था त्रयातीत मद्वैत मेकं**
**परंब्रह्म नित्यं तदेवा हमस्मि ॥ ५ ॥**

**ભાવાર્થઃ**—"નેતિ નેતિ ( કારણ નહીં અને કાર્ય નહીં )" એવાં વાકયવડે નિષેધ કરવાવડે સમાધિ સ્થિતિમાં રહેનારા યોગીને જે પુર્ણ, ત્રણે અવસ્થાથી પર, અદ્વૈત, એકરૂપ નિત્ય પરબ્રહ્મ અનુભવરૂપ થાય છે તેજ નિત્ય પરબ્રહ્મ હું પોતે છું. ॥ ૫ ॥

## विवेचन.

હું બ્રહ્મ છું, ઈત્યાદિ પ્રકારે આત્મામાં સતપણાંની પ્રતીતિ થાય છે તેથી સતપણું એ સામાન્ય અંશ છે અર્થાત્ આધાર છે. ચેતન, આનંદ, અસંગ અને અદ્વિતીયપણું આદિ આત્માનાં વિશેષણ છે તેજ વિશેષ અંશ છે કારણ કે ભ્રાંતિકાળમાં તેઓની પ્રતીતિ થાતી નથી અને તેઓની પ્રતીતિ થતાંજ ભ્રાંતિની નિવૃત્તિ થાય છે, તેથી તેઓ વિશેષ અંશ છે અને તેઓ અધિષ્ઠાન પણ કહેવાય છે. ત્રણે અવસ્થારૂપ જે પ્રપંચ તે કલ્પિત વિશેષ અંશ છે કારણ

કે બ્રહ્મથી અભિન્ન આત્માના અજ્ઞાન કાળમાં તે બધો પ્રપંચ ભાસે છે અને હું બ્રહ્મ છું, એ પ્રકારે આત્માના જ્ઞાન સમયમાં તે પ્રપંચ આત્માથી ભિન્ન સતરૂપ પ્રતીત થતોજ નથી તેથી ત્રણ અવસ્થારૂપ જે પ્રપંચ તેજ કલ્પિત વિશેષ અંશ છે અને તે પ્રપંચ ભ્રાંતિ પણ કહેવાય છે. આ પ્રમાણે ત્રણે અવસ્થા આત્મામાં મિથ્યા પ્રતીત થાય છે. જેમ ઝાડનાં ઠુંઠામાં પુરૂષભ્રાંતિ થાય છે, સાક્ષિ વિષે સ્વપ્ન પ્રતીત થાય છે, મરૂ ભૂમિમાં જળ પ્રતીત થાય છે, આકાશમાં નીલતાની પ્રતીતિ થાય છે, રજ્જુમાં સાપની પ્રતીતિ થાય છે, પાણીમાં અધોમુખ પુરૂષ પ્રતીત થાય છે, અને દર્પણમાં નગરી પ્રતીત થાય છે તેમ આત્મામાં જાગ્રદાદિની પ્રતીતિ થતી હોવાથી તે પ્રતીતિ મિથ્યા છે. આ પ્રમાણે પોતાના આત્માના અજ્ઞાનથી આત્મામાં મિથ્યાપ્રપંચ પ્રતીત થાય છે. પ્રપંચનાં મિથ્યાપણાંનો જે નિશ્ચય તેજ પ્રપંચનો બાધ કહેવાય છે. શાસ્ત્રીય, યૌક્તિક, અને અપરોક્ષ એમ બાધ ત્રણ પ્રકારના ભેદવાળો છે. ભ્રાંતિરૂપ પ્રપંચ કે સંસાર પાંચ પ્રકારનો કહ્યો છે. ભેદભ્રાંતિ–કર્ત્તાભોક્તાપણાંની ભ્રાંતિ–સંગભ્રાંતિ–વિકાર ભ્રાંતિ અને પાંચમી બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ. જીવ ઇશ્વરનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જડનો પરસ્પર ભેદ, જડ જીવનો ભેદ અને ઇશ્વર અને જડનો ભેદ એ પાંચ **ભેદ ભ્રાંતિના** પ્રકાર છે. અંતઃકરણના કતૃત્વ ભોક્તૃત્વાદિ જે ધર્મો છે તે આત્મામાં પ્રતીત થાય છે તેને **કર્ત્તાભોકતાપણાંની ભ્રાંતિ** કહેવાય છે. આત્માનો દેહાદિવિષે અહંતારૂપ અને ગૃહાદિવિષે મમતારૂપ સંબંધ છે એટલે સજાતીય–વિજાતીય–સ્વગત વસ્તુની સાથે આત્માના સંબંધની પ્રતીતિ **સંગભ્રાંતિ** કહેવાય છે. દૂધના વિકાર દહીંની જેમ, બ્રહ્મનો વિકાર જીવ તથા જગત્ છે એવી જે પ્રતીતિ તે **વિકારભ્રાંતિ** કહેવાય છે. પાંચ દષ્ટાંતથી પાંચ પ્રકારની ભ્રાંતિ શાંત પામે છે.

જેમ દર્પણમાં મુખનું પ્રતિબિંબ ભાસે છે તે પ્રતિબિંબ દર્પણમાં નથી પણ દર્પણને જોવાને વાસ્તે નીકળેલી જે નેત્રની વૃત્તિ છે તે દર્પણનો સ્પર્શ કર્યા પછી મુખને દેખે છે, તેથી બિંબરૂપ મુખ તેની સાથે પ્રતિબીંબનો અભેદ

છે. આથી પ્રતિબિંબ મિથ્યા નથી પરંતુ સત્ય છે. અને બિંબથી ભિન્નપણારૂપ, દર્પણમાં સ્થિતિ કરવારૂપ, અને બિંબથી ઉલટાપણારૂપ, જે પ્રતિબિંબના ત્રણ ધર્મની પ્રતીતિરૂપ જ્ઞાન છે તે ભ્રાંતિ છે તેથી આ ધર્મોનાં મિથ્યાપણાનો નિશ્ચયરૂપ બાધ કરી, બિંબ અને પ્રતિબિંબનો સદા અભેદરૂપે નિશ્ચય થાય છે તેમ;—શુદ્ધબ્રહ્મ **બિંબ** છે, તેનું અજ્ઞાનરૂપ આરસીમાં **જીવરૂપ પ્રતિબિંબ** ભાસે છે, તેમાં સ્વપ્નની જેમ એક જીવ મુખ્ય છે અને બીજા સ્થાવર જંગમરૂપ નાના જીવ ભાસે છે તે **જીવાભાસ** છે. આ જીવરૂપ પ્રતિબિંબનો ઇશ્વરરૂપ બિંબ સાથે સદાય અભેદ છે. પરંતુ માયાના બળથી તે જીવના ધર્મ, —બીંબરૂપે ઇશ્વરથી ભેદ, જીવપણું, અલ્પજ્ઞપણું, અલ્પશક્તિપણું, પરિચ્છિન્નપણું નાનાપણું ઇત્યાદિ અને તે ધર્મોની પ્રતીતિરૂપ જ્ઞાન તે ભ્રાંતિ છે. તેથી તે ધર્મોનો મિથ્યાપણાંનો નિશ્ચયરૂપ બાધ કરી, જીવરૂપ પ્રતિબિંબ અને ઇશ્વરરૂપ બિંબનો સદાય અભેદ નિશ્ચય કરવો. આ પ્રમાણે **બિંબ–પ્રતિબિંબ** વિચારથી **ભેદ ભ્રાંતિ** નાશ પામે છે, જીવઇશ્વરનો ભેદ મિથ્યા છે તેથી તેનો નિષેધ થવાથી તે ઉભયના અંદર રહેલા ચારે ભેદોનું નિવારણ સહજ થઇ જાય છે. ઉપાધિથી સર્વ ભેદ છે અને ઉપાધિ તો મિથ્યા હોવાથી ભેદ મિથ્યા છે અને વાસ્તવ અદ્વૈત બ્રહ્મજ અવશેષ રહે છે.

**यदानंदलेशैः समानंदि विश्वम्**
**यदाभाति सत्वे तदाभाति सर्वम् ।**
**यदालोचने हेय मन्यत्समस्तम्**
**परंब्रह्म नित्यं तदेवा हमास्मि ॥ ६ ॥**

**ભાવાર્થઃ**—જેના આનંદના લેશ ( પ્રતિબિંબથી ) માત્રથી આખું બ્રહ્માંડ આનંદમય લાગે છે, અને જેની પ્રભાના સદ્ભા-

**વથી આ સમસ્ત રચના ભાસમાન લાગે છે તથા જેનું દર્શન કર્યા પછી અન્ય સમસ્ત તજવા યોગ્ય જણાય છે તે નિત્યરૂપ પરબ્રહ્મ હું પોતેજ છું.**

જેમ લાલવસ્ત્રપર રાખવામાં આવેલા સ્ફાટિક મણિમાં, વસ્ત્રનો લાલરંગ સંયોગ સંબંધથી ભાસે છે પરંતુ તે વસ્ત્રનો ધર્મ છે પણ સ્ફાટિકનો નથી. વસ્ત્ર અને સ્ફાટિકનો વિયોગ થતાં લાલરંગની પ્રતીતિ સ્ફાટિકમાં થતી નથી. તેથી તે સ્ફાટિકનો ધર્મ નથી, પણ ભ્રાંતિથીજ તે રંગ સ્ફાટિકમાં ભાસે છે તેમઃ—અંતઃકરણના કર્ત્તૃત્વ—ભોક્તૃત્વાદિ જે ધર્મો છે તે આત્મામાં તાદાત્મયસંબંધથી ભાસે છે પરંતુ તે બધા અંતઃકરણના ધર્મો છે. સુષુપ્તિકાળમાં અંતઃકરણ અને આત્માનો વિયોગ થાય છે તેથી તે ધર્મો આત્મામાં ભાસતા નથી તેથી આત્માના નથી પણ આત્મામાં ભ્રાંતિથી ભાસે છે. આ પ્રમાણે સ્ફાટિકમાં લાલ રંગની પ્રતીતિના દૃષ્ટાંતથી **કર્ત્તાભોક્તાપણાંનીભ્રાંતિ** નિવૃત્ત થાય છે.

જેમ—ઘટ ઉપાધિ યોગથી **આકાશ** ઘટાકાશ કહેવાય છે, તે આકાશ ઘટના સંગે ભાસે છે તોપણ ઉત્પત્તિ—નાશ—ગમન—આગમન ઇત્યાદી જે ઘટના ધર્મો છે તે આકાશને સ્પર્શ કરતા નથી તેથી આકાશ અસંગ છે અને જે ઘટની સાથે આકાશનો સંબંધ ભાસે છે તે ભ્રાંતિ છે, તેમ—:— દેહ આદિ સંઘાતરૂપ ઉપાધિવાળો **આત્મા** જીવ કહેવાય છે, તે આત્મા સંઘાતના સંગે ભાસે છે તોપણ જન્મમરણઆદિ જે સંઘાતના ધર્મો છે તે આત્માને સ્પર્શ કરતા નથી કારણ કે સંઘાત દૃશ્ય છે અને આત્મા દૃષ્ટા છે; તેથી આત્મા સંઘાતથી ન્યારા અસંગ છે, જે કારણથી આત્મા સંઘાતરૂપ નથી તેજ કારણથી આત્માનો સંઘાતની સાથે અહંતારૂપ સંબંધ પણ નથી અને જે કારણથી આત્માના સંઘાત નથી તેજ કારણથી આત્માના સંઘાતની સાથે મમતારૂપ સંબંધ પણ નથી. જે કારણથી આત્મા સંઘાતથી ન્યારા છે તેજ કારણથી આત્માના સંઘાતના સંબંધી સ્ત્રી પુત્ર ગૃહાદિની

સાથે પણ મમતારૂપ સંબંધ નથી. આ પ્રકારે આત્મા અસંગ છે. આત્માના સંઘાતની સાથે અહંતામમતારૂપ સંબંધ ભ્રાંતિ છે. આવી રીતે ઘટાકાશના દૃષ્ટાંતથી **સંગભ્રાંતિની** નિવૃત્તિ થાય છે.

જેમ—મંદ અંધકારમાં પડેલી રજ્જુને જોવાને વાસ્તે નેત્રરૂપ દ્વારથી અંતઃકરણની વૃત્તિ નીકળે છે, તે વૃત્તિ અંધકાર આદિ દોષથી રજ્જુના આકારે થઇ જાય છે, તેથી તે વૃત્તિથી રજ્જુનાં આવરણનો ભંગ થાતો નથી, ત્યારે રજ્જુ ઉપાધિવાળાં ચેતનને આશ્રિત રહેલી જે **તૂલાવિદ્યા** છે તે ક્ષોભ પામીને સર્પરૂપ વિકારને પામે છે. તે સર્પ દુધનાં પરીણામ દહીંની પેઠે અવિદ્યાનો પરીણામ છે અને રજ્જુ ઉપાધિવાળાં ચેતનનો વિવર્ત્ત છે પણ પરીણામ કે વિકાર થતો નથી, તેમ બ્રહ્મ ચૈતન્યને આશ્રિત જે **મૂલાવિદ્યા** તે પ્રારબ્ધાદિક નિમિત્તથી ક્ષોભ પામીને જડ ચૈતન્ય ( ચિદાભાસ ) પ્રપંચરૂપ વિકારને પામે છે અર્થાત્ પ્રપંચાકાર થાય છે, તે પ્રપંચ અવિદ્યાનો પરીણામ છે અને અધિષ્ટાન બ્રહ્મ ચૈતન્યનો વિવર્ત્ત છે પણ પરિણામ નથી. આ પ્રકારે રજ્જુમાં કલ્પિત સર્પના દાખલાથી **વિકારભ્રાંતિની** નિવૃત્તિ થાય છે. કાર્ય કરવાને સંમુખ થાય તેને **ક્ષોભ** કહે છે. ઘટાદિરૂપ ઉપાધિવાળા ચેતનને આવરણ કરવાવાળી જે અવિદ્યા તે **તૂલાવિદ્યા** છે અને શુદ્ધ બ્રહ્મ કે આત્માને આવરણ કરવાવાળી જે અવિદ્યાતે **મૂલાવિદ્યા** કહેવાય છે.

જેમ કનક અને કુંડલનો કાર્યકારણભાવથી જે ભેદ ભાસે તે કલ્પિત છે અને કનકથી કુંડલનું ભિન્ન સ્વરૂપ દેખીતું નથી જેથી વાસ્તવ અભેદ છે માટે કનકથી ભિન્ન કુંડલની સત્તા નથી. તેમ બ્રહ્મ અને જગત્નો કાર્ય કારણ ભાવથી અને વિશેષણથી જે ભેદ ભાસે છે તે ભેદ કલ્પિત છે અને વિચારવડે જોવામાં આવે તો **અસ્તિ ભાતિ** અને **પ્રિય** અંશથી ભિન્ન નામરૂપ જગત્ સત્ય સિદ્ધ થાતું નથી પણ મિથ્યા સિદ્ધ થાય છે. અને જે વસ્તુ જેમાં કલ્પિત ( મિથ્યા ) હોય છે તે વસ્તુ તેથી ભિન્ન સિદ્ધ થતી નથી. જેથી બ્રહ્મથી જગત્નો વાસ્તવ અભેદ છે, માટે બ્રહ્મથી જગતની સત્તા ભિન્ન

નથી. આ પ્રમાણે કનક કુંડળના દષ્ટાંતથી **બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતારૂપ ભ્રાંતિ શાંત થાય છે.**

**ભ્રાંતિ** એજ **અધ્યાસ** છે. **ભ્રાન્તિ**જ્ઞાનનો વિષય જે મિથ્યા વસ્તુ અને ભ્રાન્તિજ્ઞાન તેનું નામ **અધ્યાસ** છે. અધ્યાસના બે પ્રકાર છે. એક **અર્થાધ્યાસ** અને બીજો **જ્ઞાનાધ્યાસ**. અર્થાધ્યાસના ૭ પ્રકાર છે. એક કેવલ સંબંધાધ્યાસ, સંબંધ

अनंतं विभुं सर्व योनिं निरीहं
शिवं संगहीनं यदोंकार गम्यम् ।
निराकार मत्युज्ज्वलं मृत्युहीनं
परंब्रह्म नित्यं तदेवा हमस्मि ॥ ७ ॥

**ભાવાર્થ**:—જે અનંત, વિભુ, ( વ્યાપક ) સર્વયોનિ ( સર્વનું અધિષ્ટાન કારણ ) નિરીહ ( નિષ્ક્રિય ) શિવ, ( કલ્યાણરૂપ ) અસંગ, ઓંકારવડે ગમ્ય, નિરાકાર અતિ ઉજ્જવલ અને મૃત્યુ રહિત છે. તે **પરબ્રહ્મ** હું પોતેજ છું. ૭.

સહીત સંબંધીનો અધ્યાસ, કેવળ ધર્માધ્યાસ, ધર્મ સહીત ધર્મીનો અધ્યાસ. અન્યોન્યાધ્યાસ અને છઠ્ઠો અન્તરાધ્યાસ. **અર્થાધ્યાસના** મુખ્ય **સ્વરૂપાધ્યાસ** અને **સર્ગાધ્યાસ** એવા બે પ્રકાર છે કે જેમાં-પુર્વોક્ત ૭ પ્રકારના અધ્યાસ તથા પાંચ પ્રકારની ભેદભ્રાંતિ અંતર્ગત થાય છે. અહંકારાદિ અનાત્મા અને આત્માનો અધ્યાસ અન્યોન્યાધ્યાસ છે. પરસ્પર અધ્યાસનું નામ અન્યોન્યાધ્યાસ છે. સર્વ અધ્યાસોની બાબત આ સ્થળમાં વિસ્તાર ભયથી મુલત્વી રાખવામાં આવી છે પણ અન્યોન્યાધ્યાસનું કથન અતિ ઉપયોગી હોવાથી મુલત્વી રાખવામાં આવતું નથી. **આત્મા અને અનાત્માનો અન્યોન્યાધ્યાસ આવા પ્રકારે થાય છે:—**

સત્-ચિત્-આનંદ અને અદ્વૈતપણું એ ચાર આત્માનાં, વિશેષણ છે. અસત્-જડ-દુઃખ અને દ્વૈત સહિતપણું એ ચાર અનાત્માનાં વિશેષણો છે. આ આત્મા અનાત્માનાં આઠ વિશેષણમાંથી આત્માનાં **આનંદ** અને **અદ્વૈતપણું** એ બે વિશેષણોને અનાત્માનાં **દુઃખ** અને **દ્વૈતસહીતપણું** એ બે વિશેષણો ઢાંકે છે તેથી આત્મામાં 'હું આનંદરૂપ છું, હું અદ્વૈતરૂપ છું' એવી પ્રતીતિ થતી નથી. **દ્વૈત સહિત પણું** અને **દુઃખ** એ બે અનાત્માનાં વિશેષણો આત્માનાં **આનંદ** અને **અદ્વૈતપણું** એ બે વિશેષણોને ઢાંકે છે જેથી આત્મામાં આનંદ અને અદ્વૈતપણાંની પ્રતીતી થતી નથી. પણ આત્મામાં હું દુઃખી છું તથા ઇશ્વરાદિથી ભિન્ન છું એવી અનાત્મ વિશેષણોની પ્રતીતિ થાય છે. આત્માનાં **સત્ ચિત્** વિશેષણો અનાત્માનાં **અસત્** અને **જડ** વિશેષણોથી ઢંકાય છે તેથી અનાત્મમાં-અહંકારાદિકમાં તેઓ અસત્ છે, જડ છે, એવી પ્રતીતિ થતી નથી પરંતુ તેઓ વિદ્યમાન છે, જડ નથી ( ચેતન છે ) એવી વિપરીત પ્રતીતિ થાય છે. આ પ્રમાણે આત્મા અનાત્માનો પરસ્પર અધ્યાસ થવાથી વિપરીત પ્રતીતિ થાય છે. દેહના ધર્મો આત્મામાં પ્રતીત થાય છે. અને તેથી દેહાદિનાં દુઃખો આત્મા ભોગવે છે, તે સમગ્ર અનર્થનું કારણ **અન્યોન્યાધ્યાસ** છે અને તેની નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનથી થાય છે અને બ્રહ્મજ્ઞાન પુર્વોક્ત **વિચારથીજ** થાય છે માટે વસ્તુનો વિચાર કરવા **ભગવત્પાદ** આ સ્તોત્રમાં તે વિચારની ફળ પ્રાપ્તિ હું નિત્યમુક્ત પરબ્રહ્મ છુ, એમ બતાવી સુચવે છે.

વિચારવડે બ્રહ્મજ્ઞાન થાય છે તેથી જ્ઞાની પુરૂષને કર્મથી નિવૃત્તિ થાય છે. અને તેથી પ્રપંચની પણ નિવૃત્તિ આપોઆપ થઇ જાય છે. જ્ઞાન થવાથી અજ્ઞાનના આવરણ અંશની નિવૃત્તિ થાય છે. આવૃત્તિ ( આવરણ ) ની નિવૃત્તિ થવા થકી આવરણનો આશ્રય કરી રહેલાં સંચિત કર્મોની ( પૂર્વના અનેક જન્મનાં કર્મો) નિવૃત્તિ થાય છે અને જ્ઞાન થયા પછી જ્ઞાની પુરૂષને આ જન્મમાં કરેલાં ક્રિયમાણ કર્મોનો "હું કર્ત્તા નથી, હું ભોક્તા નથી, હું

અસંગ છું, હું બ્રહ્મ છું,, એવાં નિશ્ચય બળથી અને રાગદ્વેષાદિના અભાવથી જળમાં રહેલાં કમળપત્રની જેમ સ્પર્શ થતો નથી પણ જ્ઞાનીનાં ક્રિયમાણ ( આ જન્મમાં કરેલાં કર્મ ) શુભ અથવા અશુભ કર્મોને મિત્ર અને દ્વેષી વહેંચી લે છે અર્થાત્ જ્ઞાનીને ચાહનારા સકામ જીવો જ્ઞાનીનાં શુભ ક્રિયમાણ કર્મો લઇ-જાય છે અને જ્ઞાનીને નીંદનારા જ્ઞાનીના વૈરીઓ અશુભ ક્રિયમાણને ભોગવનારા બને છે આથી જ્ઞાનીને તો ફક્ત પ્રારબ્ધ કર્મ અવશેષ રહે છે જેની નિવૃત્તિ ભોગવવાથી થાય છે જેથી જ્ઞાની સર્વ કર્મથી મુક્ત છે. અને તેથી કર્મ રચિત જન્માદિ સંસારથી પણ મુક્ત છે. આ પ્રમાણે કર્મ નિવૃત્તિથી સમગ્ર પ્રપંચ જ્ઞાનીનો પરિસમાપ્ત થાય છે અને જ્ઞાની તો ઉત્તરોત્તર ભૂમિકામાં પ્રવેશ કરી પરબ્રહ્મ સ્વરૂપને પામે છે. જ્ઞાનની સાત ભૂમિકા કહેવાય છે. ભૂમિકાના ભેદથી જ્ઞાનીઓની સ્થિતિનો ભેદ છે. **શુભેચ્છા-સુવિચારણા-તનુમાનસા, સત્ત્વાપતિ, અસંસક્તિ, પદાર્થાભાવિની, અને તુરીયગા** એ સાત ભૂમિકા છે. પુર્વજન્મમાં કે આ જન્મમાં કરેલાં નિષ્કામ કર્મ

यदानंदसिंधौ निमग्न पुमान्स्या-
दविद्या विलासः समस्त प्रपंचः ।
तदा न स्फुरत्यद्भुतं यन्निमित्तं
परंब्रह्म नित्यं तदेवा हमस्मि ॥ ८ ॥

ભાવાર્થઃ—જ્યારે પુરૂષ બ્રહ્માનંદ સમુદ્રમાં નિમગ્ન થાય છે ત્યારે અવિદ્યા અને અવિદ્યાનાં કાર્યરૂપ સમસ્ત પ્રપંચ સ્ફુરતો નથી. પણ અદ્ભુતરૂપ જે આનંદનું નિમિત્ત ( બ્રહ્મ ) સ્ફુરે છે તે નિત્ય પરબ્રહ્મ હું પોતેજ છું.

## विवेचन.

અને ઉપાસનાથી શુદ્ધ અને એકાગ્રચિતવાળા પુરૂષને–વિવેક–વૈરાગ–ષટ સંપત્તિ–મુમુક્ષુતા એ ચારે સાધનની પ્રાપ્તિપૂર્વક જે આત્માને જાણવાની તીવ્ર ઇચ્છા થાય છે તે **शुमेच्छा** નામની પ્રથમ ભૂમિકા છે.

આત્માને જાણવાની ઉગ્ર ઇચ્છાથી બ્રહ્મનિષ્ઠ ગુરૂનાં શરણમાં વિધિપૂર્વક ગુરૂ મુખદ્વારા જીવ બ્રહ્મની એકતાનાં બોધક વેદાંત વાકયનું શ્રવણ કરી, તે શ્રવણ કરેલા અર્થને પોતાના મનવિષે ધટાવવો એટલે અનેક યુક્તિઓથી વિચાર ( મનન ) કરવો તે **सुविचार** નામે જ્ઞાનની બીજી ભૂમિકા છે.

સ્વરૂપના સાક્ષાત્કાર ( અપરોક્ષ અનુભવ ) અર્થે શ્રવણમનનદ્વારા નિર્ણય કરેલ બ્રહ્માત્માની એકતારૂપ અર્થના નિરંતર ચિંતનરૂપ નિદિધ્યાસનથી જે સ્થૂલ મનની ( બહિર્મુખ મનની ) સૂક્ષ્મતા ( અંતર્મુખના ) થાય તેને **तनु मानसा** નામે જ્ઞાનની ત્રીજી ભૂમિકા કહે છે.

શ્રવણ મનન, નિદિધ્યાસનથી, સંશય અને વિપર્યય રહિત સ્વરૂપ સાક્ષાત્કારરૂપ નિર્વિકલ્પ સ્થિતિ થવાથી શુદ્ધ સત્વગુણની જે ચિત્તવિષે પ્રાપ્તિ થાયછે તેને **सत्त्वापत्ति** નામે જ્ઞાનની ચોથી ભૂમિકા કહેવાય છે.

નિર્વિકલ્પ સમાધિના અભ્યાસની પરિપકવતાથી દેહમાં સર્વત્ર અહંભાવ –મમભાવ ગળી જવાથી દેહાદિકમાં જે સર્વથા આસકિતનો અભાવ થાય તેને **असंसक्ति** નામે જ્ઞાનની પાંચમી ભૂમિકા કહેવાય છે.

નિર્વિકલ્પ સમાધિના અતિશય અભ્યાસથી દેહાદિક સર્વ પદાર્થનો અધિષ્ટાન બ્રહ્મરૂપેજ તેઓની પ્રતીતિ હોવાથી, જે અભાવ થાય તે **पदार्थाभाविनी** નામની જ્ઞાનની છટ્ઠી ભૂમિકા કહેવાય છે.

જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય ત્રિપુટીની, ચોથી પાંચમી ભૂમિકાની જેમ ભાવરૂપવડે કરી અને છટ્ઠી ભૂમિકાની જેમ અભાવવડે કરી પ્રતીતિ પણ જ્યાં થાય નહિં એવી જે સ્વપરમાં ઉત્થાનરહિત તુરીય પદમાં મનની સ્થિતિ તે

**तुरीयगा** નામે જ્ઞાનની સાતમી ભૂમિકા છે. પ્રથમ-દ્વિતીય અને તૃતીય ભૂમિકા તત્ત્વજ્ઞાનનાં સાધનરૂપ છે, ચોથી ભૂમિકા તત્ત્વજ્ઞાન હોવાથી જીવન્મુક્તિ અને વિદેહમુક્તિનાં સાધનરૂપ છે અને સાતમીભૂમિકા તો જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનાં સાધનરૂપ છે. આ પ્રમાણે પ્રપંચ વિચારથી પ્રપંચ શાન્ત પામ્યા પછી **ભગવત્પાદ** આ સ્તોત્રમાં 'પ્રપંચ સહિત હું કોણ છું', એ પ્રકારનો વિચાર કરવો મુમુક્ષુને કલ્યાણના હેતુરૂપ છે એમ સુચવે છે:—

## પ્રપંચ સહિત હું કોણ છું ?
## એ વિચાર.

પ્રત્યેક મનુષ્યે પોતાની જાતે હું કોણછું, એ પ્રકારે વિચારપૂર્વક મનન કર્યા કરવું જોઇએ અને તે પણ જ્યાં સુધી સ્વ સ્વરૂપની ઓળખાણ ન થાય ત્યાંસુધી કરવું જોઇએ. પ્રથમ સ્થુલ સુક્ષ્મ અને કારણ એ ત્રણ દેહ તે હું નથી એમ નિશ્ચય કરવા દેહત્રયનો અને આત્માનો પ્રકાર સમજવો જોઇએ.

### हुं स्थूलदेहनो द्रष्टा छुं:—

પંચીકરણ પંચમહાભૂતનાં પચીશ તત્ત્વનો **स्थूल** દેહ કહેવાય છે. આકાશ-વાયુ-તેજ-જળ અને પૃથ્વી એ પંચ મહાભૂતો છે. કામ ક્રોધ મોહ શોક અને ભય એ આકાશનાં પાંચ તત્ત્વ છે, ચલન, વલન, ધાવન, પ્રસારણ અને આકુંચન એ વાયુનાં પાંચ તત્ત્વ છે, ક્ષુધા, તૃષા, આળસ, નિંદ્રા અને કાંતિ એ તેજનાં પાંચ તત્ત્વ છે, શુક્ર, શોણિત, લાળ, મુત્ર અને સ્વેદ એ જળનાં પાંચ તત્ત્વ છે, અને અસ્થિ, માંસ, ત્વચા, નાડી, અને રોમ એ પૃથ્વીનાં પાંચ તત્ત્વ છે. આ પંચીકૃત ભૂતો કહેવાય છે. પ્રથમ અપંચીકૃત મહાભૂતથી સૂક્ષ્મસૃષ્ટિ ઉત્પન્ન પામી. ઇશ્વરેચ્છાથી જીવોના ભોગ અર્થે પંચીકૃતભૂતો થઇ, સ્થૂલસૃષ્ટિ ઉત્પન્ન પામે છે. પાંચ ભૂતોમાંથી એક એક ભૂતના પ્રથમ ઇશ્વરેચ્છાથી બે બે ભાગ થાય તેથી દશ ભાગ થયા. આ દશ ભાગમાંથી પ્રથમ પાંચ ભાગ રહેવા દીધા અને બીજા પાંચ ભાગમાંથી એક એક ભાગના ચાર

ચાર ભાગ થયા. આ ચાર ચાર ભાગ, આકાશાદિ ભૂતનો પોતપોતાનો જે અરધો અરધો ભાગ રહેવા દીધો હતો તેમાં નહીં મીલાવતાં, પોતપોતાથી ભિન્ન ચારે ભૂતોના અર્ધ અર્ધ ભાગવિષે મિલાપ કરવો તે **પંચીકરણ** કહેવાય છે. જેમ આકાશના બે ભાગ કરી એક ભાગ રહેવા દીધો અને બીજા ભાગના ચાર ભાગ કર્યા. આ ચાર ભાગમાંથી એક ભાગ આકાશમાં નહીં મેળવતાં એક ભાગ વાયુમાં, એક ભાગ તેજમાં, એક ભાગ જળમાં અને એક ભાગ પૃથ્વીમાં ભેળવી, ચારે ભાગોની વ્યવસ્થા કરવી. આ પ્રમાણે તેજનો, વાયુનો, જળનો, અને પૃથ્વીનો અરધો અરધો મુખ્ય ભાગ, એક બાજુ રાખી, બાકીના અરધા અરધા ભાગના ચાર ચાર ભાગ કરી, પોતા સિવાયનાં બીજાં ચાર ભૂતોમાં તે ભાગનો મિલાપ કરવો એ પંચીકરણના મિલાપનો પ્રકાર છે. આ રીતે સર્વ ભૂતનો પોતાનો એક એક મુખ્ય ભાગ છે અને તેમાં અમુખ્ય ચાર ભાગ અન્ય ભૂતોના મળે છે અને તેથી એક એક ભૂતનાં એકંદર પાંચ પાંચ તત્ત્વ થાય છે અને તે તમામ મળી પચીશ તત્વ થાયછે. સ્થૂલ દેહનાં પચીશ તત્ત્વોની સ્થિતિ પૂર્વક્રમથી આ પ્રકારે થાય છેઃ—

## आकाशनां पांच तत्त्वो,

१ **काम**—એ આકાશમાં વાયુનો ભાગ મળ્યો છે કારણ કે કામનારૂપ વૃત્તિ ચંચળ છે અને વાયુ પણ ચંચળ છે માટે કામ વાયુનો ભાગ છે.

२ **क्रोध**—એ આકાશમાં તેજનો ભાગ મળ્યો છે કારણ કે ક્રોધ ઉત્પન્ન થાય છે ત્યારે શરીર તપે છે અને તેજ પણ તપાયમાન છે તેથી ક્રોધ એ તેજનો ભાગ આકાશમાં છે.

३ **शोक**—એ આકાશનો મુખ્ય ભાગ છે કારણ કે જ્યારે શોક ઉત્પન્ન થાય છે ત્યારે શરીર શૂન્ય જેવું થઈ જાય છે અને આકાશ પણ શૂન્ય છે માટે તે આકાશનો મુખ્ય ભાગ છે.

४ **मोह**ः—એ આકાશમાં જળનો ભાગ મળ્યો છે કારણ કે મોહ પુત્રાદિમાં પ્રસરે છે અને જળબીંદુઓ પણ પ્રસરે છે તેથી તે જળનો ભાગ છે.

५ **भय**—એ આકાશમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે કારણ કે ભય થાય છે ત્યારે શરીરમાં જડતા આવે છે અને પૃથ્વીમાં પણ જડતા છે તેથી તે પૃથ્વીનો છે.

---

# वायुनां पांच तत्त्वो.

ચલન-વલન-ધાવન-પ્રસારણ અને આકુંચન તેમાંઃ—

१ **चलनः**—વાયુવિષે જળનો ભાગ છે કારણ કે ચલન એટલે ચાલવું અને જળ પણ ચાલે છે તેથી તે જળનો ભાગ છે.

२ **वलनः**—વાયુવિષે તેજનો ભાગ મળ્યો છે કારણ કે વલન એટલે અંગને વાળવું તે, અને તેજનો પ્રકાશપણ વાંકોચૂંકો વળે છે. તેથી તે તેજનો ભાગ છે.

३ **धावनः**—વાયુમાં વાયુનો મુખ્ય ભાગ છે કારણ કે ધાવનનો અર્થ દોડવું એવો થાય છે. વાયુ પણ દોડવા જેવી ગતિવાળો હોવાથી તે વાયુનો મુખ્ય ભાગ છે.

४ **प्रसारणः**—વાયુમાં આકાશનો ભાગ મળ્યો છે કારણ કે પ્રસારણનો અર્થ પ્રસાર કરવાનો છે અને આકાશ પણ પ્રસરેલું છે તેથી તે આકાશનો ભાગ છે.

५ **आकुंचनः**—વાયુમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે કારણ કે આકુંચન નામ સંકોચન કરવાનું છે અને પૃથ્વી પણ સંકોચનને પામે છે તેથી તે પૃથ્વીનો ભાગ છે.

---

# तेजनां पांच तत्त्वे.

ક્ષુધા-તૃષા-આલસ્ય- નિંદ્રા અને કાંતિ તેમાં:—

१ **क्षुधाः**—તેજમાં તેજનો મુખ્ય ભાગ છે કારણ કે ભૂખ લાગે ત્યારે જે ખાઇએ તે ભસ્મ થાય છે અને અગ્નિમાં પણ જે નાંખીએ તે ભસ્મ થાય છે માટે તે અગ્નિ-તેજનો ભાગ છે.

२ **तृषाः**—તેજમાં વાયુનો ભાગ મળ્યો છે. કારણ કે તૃષા કંઠનું શોષણ કરે છે અને વાયુ વસ્ત્રાદિકનું શોષણ કરે છે માટે તે વાયુનો ભાગ છે.

३ **आलस्यः**—તેજમાં પૃથ્વીનો ભાગ મળ્યો છે કારણ કે આળસ આવે ત્યારે શરીરમાં જડતા થાય છે અને પૃથ્વીમાં પણ જડતા છે તેથી તે પૃથ્વીનો છે.

४ **निंद्राः**—તેજમાં આકાશનો ભાગ મળ્યો છે કારણ કે નિંદ્રા આવે ત્યારે શરીર શૂન્ય થઇ જાય છે. અને આકાશમાં પણ શૂન્યતા છે તેથી તે આકાશનો ભાગ છે.

५ **कांतिः**—તેજમાં જળનો ભાગ મળ્યો છે કારણ કે તાપથી કાંતિ ઘટી જાય છે અને જળ પણ તાપથી ઘટી જાય છે તેથી તે જળનો ભાગ છે.

---

# जलनां पांच तत्त्वो.

શુક્ર-શોણિત-લાળ-મુત્ર અને સ્વેદ તેમાં:—

१ **शुक्रः**—જળનો જળમાં મુખ્ય ભાગ છે, કારણ કે શુક્ર શ્વેત રંગનું છે અને ગર્ભનો હેતુ છે અને જળ પણ શ્વેત રંગનું તથા વૃક્ષાદિનું હેતુ છે તેથી તે જળનો ભાગ છે.

२ **शोणितः**—જળ વિષે પૃથ્વીનો ભાગ મળ્યો છે કારણ કે શોણિત રક્તવર્ણ છે અને પૃથ્વી પણ કાંઇક રક્ત વર્ણની છે તેથી તે પૃથ્વીનો ભાગ છે.

३ **લાળઃ**—જળમાં આકાશનો ભાગ મળ્યો છે કારણ કે લાળ શિરાકાશમાંથી નીચે આવે છે માટે આકાશની છે.

४ **मूत्रः**—જળમાં તેજનો ભાગ મળ્યો છે કારણ કે મુત્ર ગરમ છે અને તેજ પણ ગરમ છે માટે તે તેજનો છે.

५ **स्वेदः**—જળમાં વાયુનો ભાગ મળ્યો છે કારણ કે શ્રમ કરવાથી સ્વેદ થાય છે અને વાયુ પણ પંખા વિગેરેના શ્રમથી થાય છે માટે તે વાયુનો ભાગ છે.

---

## पृथ्वीनां पांच तत्त्वो.

અસ્થિ–માંસ–નાડી–ત્વચા અને રોમ તેમાંઃ—

१ **अस्थिः**—પૃથ્વીનો મુખ્ય ભાગ છે કારણ કે તે કઠણ અને પીતવર્ણ છે અને પૃથ્વી પણ તેવીજ કંઇક છે માટે તે પૃથ્વીનો ભાગ છે.

२ **मांसः**—પૃથ્વીમાં જળનો ભાગ મળ્યો છે કારણ કે જેમ માંસ દ્રવીભૂત છે તેમ જળ પણ દ્રવીભૂત છે, તેથી તે જળનો ભાગ છે.

३ **नाडीः**—પૃથ્વીમાં તેજનો ભાગ છે કારણ કે નાડીથી તાપની પરીક્ષા થાય છે અને તેજ પણ તાપરૂપ છે તેથી તે તેજનો ભાગ છે.

४ **त्वचाः**—પૃથ્વીમાં વાયુનો ભાગ છે કારણ કે ત્વચાથી શીત, ઉષ્ણ, કોમળ, કઠીન ઈત્યાદિ સ્પર્શની જાણ થાય છે અને વાયુપણ સ્પર્શગુણવાળો છે તેથી તે વાયુનો ભાગ છે.

५ रोमः—પૃથ્વીમાં આકાશનો ભાગ મળ્યો છે કારણ કે રોમ શૂન્ય છે. કતરાવવાથી પીડા પણ થતી નથી અને આકાશ પણ શૂન્ય છે. તેથી તે આકાશનો ભાગ છે.

આ પ્રમાણે સ્થૂલ દેહમાં પચીશ તત્ત્વ છે અને એ તત્ત્વો જાણવાનું પ્રયોજન એ છે કેઃ-હું તે તત્ત્વોરૂપ નથી તેમ તે તત્ત્વો મારાં નથી પણ હું તો ઘટ દ્દષ્ટાની જેમ દૃષ્ટા છું અને એ સૌથી ન્યારો છું એમ નિશ્ચય કરવો.

---

## હું તત્ત્વ નથી અને તે મારાં નથી તેની સમજનો પ્રકાર.

### १ आकाशनां पांच तत्त्वमांः—

कामः- થાય છે તે પણ હું જાણું છું અને નથી થાતો તે પણ હું જાણું છું માટે કામના ભાવ અભાવનો સાક્ષી હું કામ નથી અને તે મારો પણ નથી પણ આકાશનો છે.

क्रोधः-થાય છે તે પણ હું જાણું છું અને નથી થાતો તે પણ હું જાણુંછું વાસ્તે ક્રોધના ભાવ અભાવનો સાક્ષી ઘટ દ્રષ્ટાની જેમ હું ક્રોધ નથી અને તે મારો નથી પણ આકાશનો છે.

मोहः- મોહના ભાવ તથા અભાવને હું જાણતો હોવાથી તે મોહ હું નથી અને તે મારો નથી પણ ઘટદ્રષ્ટાની જેમ તેનો સાક્ષી હું તેથી ન્યારો છું.

शोकः-શોકના ભાવ અભાવનો જ્ઞાતા હું શોક નથી તેમ તે મારો નથી પણ આકાશનો છે. અને હુંતો ઘટદ્રષ્ટાની જેમ તેથી ન્યારો છું.

भयः-ભયનું થવાપણું અને ન થવા પણું મારી જાણમાં હોવાથી હું તે ભય નથી અને તે મારો નથી પણ આકાશનો છે તેથી ભયથી હું ન્યારો દ્રષ્ટા છું

### २ वायुनां पांच तत्त्वमांः—

चलनः-શરીરનું ચાલવાપણું અને ન ચાલવાપણું હું જાણતો હોવાથી

હું ચલન નથી અને તે મારૂં નથી પણ વાયુનું છે તેથી હું દ્રષ્ટા તેથી ન્યારો છું

**वलन**:–શરીરનું વળવાપણું અને ન વળવાપણું મારી જાણમાં હોવાથી દ્રશ્યરૂપ વલન હું નહીં અને મારૂં નહીં પણ વાયુનું છે. હું તો ઘટના જોનારાની જેમ તટસ્થ દ્દષ્ટા વલનથી ન્યારો છું.

**धावन**:–ધાવનના ભાવ અભાવનો જ્ઞાતા હું ધાવન નથી અને તે મારૂં નથી પણ વાયુનું છે. હું તેનો દ્દષ્ટા તેથી સદાય ન્યારો છું

**प्रसारण**:–ધાવનની જેમ પ્રસારણનો દ્દષ્ટા હું પ્રસારણથી ન્યારો છું.

**आकुंचन**:–પ્રસારણની જેમ આકુંચનનો જ્ઞાતા હું તેથી ન્યારો છું.

## ३ तेजनां पांच तत्त्वोमां:—

**क्षुधा** આદિને હું જાણતો હોવાથી તે મારાં નથી અને હું તે નથી પણ તે તેજનાં છે અને હું તો સૌનો દ્દષ્ટા સૌથી ન્યારો છું

## ४ जळनां पांच तत्त्वोमां:—

શુક્રાદિ હું નથી, તે મારાં નથી પણ જળનાં છે. હું તે સૌથી ન્યારો દ્રષ્ટાછું.

## ५ पृथ्वीनां पांच तत्त्वोमां:—

**आस्थि** આદિ હું નથી તે મારાં નથી પણ પૃથ્વીનાં છે. અને હું તે સૌનો દ્દષ્ટા ઘટદ્રષ્ટાની જેમ તે સૌથી ન્યારો છું

આ પ્રમાણે સ્થૂલ દેહનાં પચીશ તત્ત્વો હું નથી અને તે મારાં નથી એમ જાણવાથી સ્થૂલ દેહનાં જે નામ, જાતિ, સંબંધ, વર્ણ આશ્રમ–પરિમાણ, જન્મ, મરણ ઇત્યાદિ હું નથી અને તે મારાં નથી એમ નિશ્ચય થાય છે. હું નામવાળો, બ્રાહ્મણાદિ જાતિવાળો, બ્રહ્મચર્યાદિ આશ્રમવાળો, શ્વેતાદિ વર્ણવાળો, પિતા પુત્રાદિ સંબંધવાળો, હ્રસ્વાદિ પરિમાણ વાળો, જન્માદિક ષડ વિકાર-વાળો સ્થૂળદેહ નથી અને તે મારો નથી પણ હું તો પરિવાર સહિત સ્થૂળ દેહનો દ્દષ્ટા છું. આ પ્રમાણે પંચીકરણ આદિ વિશાળ પ્રકરણોદ્વારા સ્થૂળ દેહનો હું દ્દષ્ટા છું તેમ નિશ્ચય કરવો. સ્થૂળ દેહનાં તત્વોની સમજ માટે નીચેનો કોઠો વાંચી જોવો.

# स्थूल देहनां तत्त्वो समजवानुं पत्रक.

| पंचभूत | पृथ्वीनां | जलनां | तेजनां | वायुनां | आकाशनां | |
|---|---|---|---|---|---|---|
| | | | | | प्रथम पक्ष | द्वितीयपक्ष |
| पृथ्वीनां | अस्थि | शोणित | आलस्य | संकोचन | भय | कट्याकाश |
| जलनां | मांस | शुक्र | कांति | चलन | मोह | उदराकाश |
| तेजनां | नाडी | मूत्र | क्षुधा | उत्क्रमण | क्रोध | हृदयाकाश |
| वायुनां | त्वचा | स्वेद | तृषा | धावन | काम | कंठाकाश |
| आकाशनां | रोम | लाळ | निद्रा | प्रसारण | शोक | शिराकाश |

**સૂચના:**—આ કોષ્ટક ઉભું વાંચવાથી અને આડું વાંચવાથી બે પ્રકારે સમજાય છે. આડું વાંચવાથી પંચીકરણ પ્રકાર સમજાય તે **ગૌણ પક્ષ** છે અને ઉભું વાંચવાથી સ્થૂલદેહનાં **મુખ્યપક્ષે** તત્ત્વો સમજાય છે. આકાશનાં તત્ત્વમાં બે પક્ષ છે પરંતુ અભિપ્રાય એવો છે કે આ બધાં તત્ત્વો ભૌતિક છે અને તે જડ પરીણામી અને દશ્ય છે પણ હું તેનો દ્રષ્ટા સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા ન્યારો છું એમ સમજવું. સ્થૂલ દેહ હું નથી એ સમજવા દષ્ટાંતો સાથે અન્ય ગ્રંથો ઘણા છપાયા છે તે દ્વારા વિશેષ જાણવું.

दोहरा.

નહીં આકાશ ન વાયુ ને, જળ પૃથ્વી નહિં તેજ,
સ્વયં સિદ્ધ હું આતમા, દૃષ્ટા નિત્ય અખેદ.
સ્થૂલદેહ, તેના તણો, હું નહીં છું સંઘાત,
દૃષ્ટારૂપ હું આતમા, સ્વયંપ્રકાશ સાક્ષાત.
નામ રૂપ રચના બધી, હું માં મિથ્યા છેજ,
अस्ति भाति ने प्रिय વડે, હું આત્મા છું એક.
હું આનંદ સ્વરૂપ છું, અવિનાશી પરબ્રહ્મ,
हीरो અદ્વય એક હું, આત્મા નિત્ય અસંગ.

---

# सूक्ष्म देहनो हुं दृष्टा छुं.

બીજો અપંચીકૃત પંચ મહાભૂતનાં સત્તર તત્ત્વનો સૂક્ષ્મ દેહ છે. પાંચ જ્ઞાન ઇંદ્રિય, પાંચ કર્મ ઇંદ્રિય, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વ કહેવાય છે. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહવા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેંદ્રિય છે. વાક, પાણી, પાદ ઉપસ્થ અને ગુદા એ પાંચ કર્મેન્દ્રિય છે, પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણો છે, સંકલ્પ વિકલ્પરૂપ વૃત્તિને મન કહેવાય છે. નિશ્ચયરૂપ વૃત્તિ બુદ્ધિ કહેવાય છે. જેઓનું પંચીકરણ પૂર્વે કહ્યા મુજબ થયું નથી તેઓ અપંચીકૃત અથવા પંચ તન્માત્રા કે સૂક્ષ્મ ભૂત કહેવાય છે. સત્તર તત્ત્વોને સમજવાનો આ પ્રકાર છેઃ—

### पांच ज्ञान इन्द्रिय अने पांच कर्म इन्द्रिय विषेः—

૧ આકાશના સત્ત્વ ગુણમાંથી શ્રોત્ર થયો છે અને રજો ગુણમાંથી વાણી થઇ છે. શ્રોત્ર શબ્દને સૂણે છે અને વાણી શબ્દને ઉચ્ચારે છે. શ્રોત્ર જ્ઞાન ઇંદ્રિય અને વાક્ કર્મ ઇંદ્રિય છે. આ ઉભયને પરસ્પર મિત્રતા છે.

૨ વાયુના સત્વગુણ ભાગમાંથી ત્વચા થઇ છે અને રજોગુણ ભાગમાંથી પાણી (હાથ) થયા છે. ત્વચા સ્પર્શનું ગ્રહણ કરે છે અને હસ્ત ઇંદ્રિય તેનો નિર્વાહ કરે છે. ત્વચા જ્ઞાન ઇંદ્રિય છે અને પાણિ કર્મ ઇન્દ્રિય છે. ઉભયને પરસ્પર મિત્રતા છે.

૩ તેજના સત્ત્વગુણ ભાગમાંથી ચક્ષુ થઇ છે અને રજોગુણ ભાગમાંથી પાદ થાય છે. ચક્ષુ રૂપનું ગ્રહણ કરે છે અને પગ ત્યાં ગમન કરે છે. ચક્ષુ જ્ઞાનેંદ્રિય છે અને પાદ કર્મેન્દ્રિય છે. ઉભયને પરસ્પર મિત્રતા છે.

૪ જળના સત્ત્વગુણ ભાગમાંથી જીભ થઇ છે અને રજોગુણનો ભાવ ઉપસ્થ છે. જિભ રસનું ગ્રહણ કરે છે અને ઉપસ્થ રસનો ત્યાગ કરે છે. જીભ જ્ઞાનેન્દ્રિય છે અને ઉપસ્થ–કર્મેન્દ્રિય છે. ઉભયને અન્યો અન્ય મિત્રતા છે.

૫ પૃથ્વીના સત્ત્વગુણનો ભાગ ઘ્રાણ છે, અને રજોગુણનો ભાગ ગુદા છે. ઘ્રાણ ઇંદ્રિય ગંધનું ગ્રહણ કરે છે અને ગુદા ગંધનો ત્યાગ કરે છે. ઘ્રાણ જ્ઞાનેંદ્રિય છે. અને ગુદા કર્મેન્દ્રિય છે. આ ઉભયને પરસ્પર મિત્રતા છે.

## पांच प्राण अने मन बुद्धि विषेः—

૧ આ પાંચે ભૂતોનો રજોગુણનો ભાગ એકત્ર થઇ પાંચ પ્રાણ થયા છે.

૨ આ પાંચે ભૂતોનો સત્વગુણ ભાગ મળી અંતઃકરણ થયું છે. આ અંતઃકરણ મન અને બુદ્ધિરૂપ છે. આ સ્થળમાં મનબુદ્ધિમાં ચિત્ત અને અહંકારનો અંતર્ભાવ છે. આ પ્રમાણે અપંચીકૃત પંચ મહાભૂતનાં કાર્યરૂપ સૂક્ષ્મદેહનાં આ સત્તર તત્ત્વો થયાં છે.

આ સત્તર તત્ત્વો સમજવાનો હેતૂ એ છે કેઃ “એ તત્ત્વો હું નથી તેમ તેઓ મારાં નથી પણ સૂક્ષ્મ દેહનાં છે અને હું તો સૂક્ષ્મદેહનો તેના સંઘાત સહિત જોનારો આત્મા, ઘટદ્રષ્ટાની જેમ એ સૌથી ન્યારો અને

સાક્ષિરૂપ છું. જે જેને જાણે તે તેનાથી ન્યારો સાક્ષિરૂપે હોય એ નિયમ હોવાથી એ સત્તર તત્વોનો જાણનાર હું તે સર્વેથી ન્યારો છું. જેમ કોઈ નૃત્યશાળામાં રહેલો દીવો રાજા પ્રધાનાદિ નાયકા, વાજીંત્રી અને અન્ય સભા મંડળ બેઠું હોય ત્યારે પ્રકાશે છે અને ન બેઠું હોય ત્યારે પણ પ્રકાશે છે અર્થાત્ શૂન્ય ગૃહને પણ પ્રકાશે છે તેમ આ સ્થૂલદેહરૂપ નૃત્યશાળામાં ચિદાભાસરૂપ રાજા, મનરૂપ પ્રધાન, પાંચપ્રાણરૂપ પ્રતિહાર, બુદ્ધિરૂપ નાયકા, દશ ઇંદ્રિયરૂપ વાજંત્રી, અને શબ્દાદિ પંચવિષયરૂપ સભાના લોક એ જાગ્રત સ્વપ્નવિષે હોય ત્યારે પણ તે સૌને સાક્ષિરૂપ જે હું દીપક છું તે પ્રકાશું છું અને સુષુપ્તિમાં એ સૌ નથી હોતાં ત્યારે તેના અભાવને પણ હુંજ પ્રકાશું-છું. જાગૃત અવસ્થામાં ઇંદ્રિય અને અંતઃકરણની સહાયતાથી હું પ્રકાશું છું (જાણું છું) અને સ્વપ્ન અવસ્થામાં ઇંદ્રિયોવિના કેવળ અંતઃકરણની સહાયતાથી હું પ્રકાશું છું. (જાણું છું) અને સુષુપ્તિ અવસ્થામાં તો ઇંદ્રિય અને અંતઃકરણ એ ઉભયની સહાયતા વિના કેવળ હુંજ પ્રકાશું છું. જેમ પાંચ છિદ્રવાળા ઘડાની અંદર પાત્ર–તેલ–અને વાટ સહીત દીવો બળે છે. તે દીવો પાત્ર–તેલ–વાટ વિગેરે ઘડાની અંદરનાં અવયવો અને ઘટના છિદ્રોને પ્રકાશવા સાથે ઘડાની બહારનાં છિદ્રની સામે ક્રમથી રાખવામાં આવેલાં વીણા–પુષ્પ ગુચ્છ–મણિ–રસપાત્ર અને અત્તરની શીશી તે સર્વને છિદ્રદ્વારા પ્રકાશે છે, અને સૂર્યરૂપથી આખા બ્રહ્માંડને પણ તે દીપક પ્રકાશે છે. તે સૂર્યરૂપ દીપક મહા તેજોમય સામાન્યરૂપે સર્વમાં વ્યાપક છે, તેમ પાંચ જ્ઞાન ઇંદ્રિયરૂપી છિદ્રવાળા સ્થૂલ દેહરૂપ ઘડાની અંદર હૃદયકમળરૂપ પાત્ર છે, તેમાં મનરૂપ તેલ છે, બુદ્ધિરૂપી બત્તી છે, તે બુદ્ધિ વૃત્તિરૂપ બત્તીપર આરૂઢ આત્મારૂપ દીવો (દીપક) છે, તે દીવો હૃદયરૂપ પાત્રને, મનરૂપ તેલને બુદ્ધિરૂપ બત્તીને, દેહરૂપ ઘડાનાં અંદરનાં અવયવોને અને ઇંદ્રિયરૂપ અંદરનાં છિદ્રોને પ્રકાશવા સાથે ઇંદ્રિયરૂપ છિદ્રો સાથે સંબંધવાળા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષયોને ઇંદ્રિયરૂપ છિદ્રોદ્વારા પ્રકાશે

છે અને ઇશ્વરરૂપથી તો તે આત્મદીપક સમગ્ર બ્રહ્માંડાદિ બાહ્ય પ્રપંચને પણ પ્રકાશે છે. અને સામાન્ય ચેતન બ્રહ્મરૂપથી તે સર્વવ્યાપક છે, આ દૃષ્ટાંત સિદ્ધાંતથી સત્તર તત્ત્વો હું નથી અને તે મારાં નથી પણ પંચમહાભૂતનાં છે અને હું તેનો જાણનારો ઘટ દૃષ્ટાની જેમ આત્મા ન્યારો છું એવો નિર્ણય થાય છે. શ્રોત્રાદિ ઇંદ્રિયો, વાગાદિ ઇંદ્રિયો, પ્રાણાદિ પ્રાણો, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વના ભાવને અને અભાવને હું જાણતો હોવાથી તે મારાં નથી અને હું તે રૂપે નથી પણ તે મારાં દૃશ્ય છે અને હું દૃષ્ટા છું એવો નિશ્ચય થવાથી, લિંગદેહ અને પુણ્યપાપનું કર્તૃત્વભોક્તૃત્વાદિ તેના ધર્મો, સુખ દુઃખાદિ ફળો, આ લોક પરલોક ગમનાગમન, વૈરાગ્ય શમાદિ સાત્વિકવૃત્તિ, રાગદ્વેષહર્ષાદિ રાજસીવૃત્તિ, નિંદ્રા આલસ્ય પ્રમાદાદિ તામસીવૃત્તિ અને ક્ષુધા, તૃષા, અંધત્વ, મંદત્વ, બધિરત્વ, પટુત્વાદિ એ સૌ હું નથી પણ હું લીંગદેહ અને તેના સંઘાતનો સાક્ષી આત્મા તે સૌથી ન્યારો છું એ નિશ્ચય પણ થઇ જાય છે.

જે વસ્તુ વિકારી હોય તે ક્રિયાવાન હોવાથી કર્ત્તા કહેવાય છે. હું નિર્વિકાર કુટસ્થ હોવાથી મારે ક્રિયાનો આશ્રય નથી તેથી પુણ્ય પાપરૂપ ક્રિયાનો કર્ત્તા હું નથી અને કર્ત્તા નથી તેથી તેનો ભોક્તા પણ હું નથી અને જ્યારે હું ભોક્તા નથી ત્યારે એ બધા સૂક્ષ્મ દેહનાં અંતઃકરણ તત્ત્વના ધર્મો પણ મારા નથી જેથી હું એ સર્વ સૂક્ષ્મ પ્રપંચનો જાણનારો સાક્ષી આત્મા પ્રપંચથી ન્યારો છું.

અંતઃકરણ પરિચ્છિન્ન હોવાથી તેને પ્રારબ્ધ કર્મના બળયોગથી ગમન આગમન થવાનું સંભવે છે પણ હું તો અપરિચ્છિન્ન આકાશની જેમ વ્યાપક હોવાથી ગમનાગમનાદિ ધર્મો મારા નથી પરંતુ અંતઃકરણના તે ધર્મો છે અને હું તો સૌથી ન્યારો છું.

જેમ કોઇ મહેલમાં બેઠેલા રાજાને વિનોદ પમાડવા માટે કોઈ કારીગર કારંજા બનાવે છે, તે કારંજાની કલને ખોલતાંવેત જળની ત્રણધારા બહાર ફૂટે છે. તે ત્રણધારાની અંદર પ્રવાહરૂપથી અનંત ધારાઓ ફૂટવા લાગે છે અને

જ્યારે તે કારીગર કારંજાની કલને બંધ કરે છે ત્યારે ત્રણધારા બંધ પડી એ કલો રાજાજ બાકી રહે છે તેમ આ સ્થૂલશરીરરૂપ મહેલમાં અધિષ્ટાન કુટ- સ્થરૂપવડે બિરાજમાન પરમાત્મારૂપ રાજા છે, તે રાજાના વિનોદને અર્થે અ- જ્ઞાન (માયા) રૂપ કારીગરે અતઃકરણરૂપ કારંજા બનાવ્યો છે, જાગ્રત સ્વપ્ન- માં તેની પ્રારબ્ધરૂપ કલ ખોલવાથી ત્રણ ગુણના પ્રવાહરૂપ ધારાઓ ફૂટે છે, તે ત્રણ ધારાની અંદર અગણિત વૃત્તિરૂપ ધારાઓ ઉડે છે અને સુષુપ્તિમાં પ્રારબ્ધ કર્મરૂપ કલ બંધ પડવાથી તે વૃત્તિઓના ભાવ અભાવના પ્રકાશક આનંદ સ્વરૂપ કેવળ પરમાત્મારૂપ રાજા બાકી રહે છે, તે રાજા છે તે હું પોતેજ છું તેથી આ સાત્વિકી–રાજસી–તામસી વૃત્તિઓ હું નથી અને તે મારી નથી, પણ અંતઃકરણની છે અને હું તો તે સર્વવૃત્તિનો જોનારો દૃષ્ટા ઘટદૃષ્ટાની જેમ ન્યારો છું. આ પ્રકારનો નિશ્ચય થવા સૂક્ષ્મ દેહનાં તત્ત્વોનો પ્રથમ વિચાર કરવો પડે છે.

નેત્રાદિક ઇંદ્રિયો પોત પોતાના વિષયને ક્યારે પણ ગ્રહણ ન કરે તે તે ઇંદ્રિયોનું અંધપણું છે અને વિષયને સ્વલ્પ ગ્રહણ કરી શકે તે તેઓનું મંદપણું છે. અંધતા તથા મંદતાને હું જાણતો હોવાથી હું તે નથી અને તે મારાં નથી. વિષયોનું સ્પષ્ટપણે ઇંદ્રિયોથી ગ્રહણ થાય તે પટુત્વ છે. પટુત્વને પણ હું જાણું છું તેથી તે હું નથી અને તે મારૂં નથી. આ બધા ઇંદ્રિયોના ધર્મો છે અને હું એ ધર્મોનો જાણનારો આત્મા ઘટદૃષ્ટાની જેમ ન્યારો છું. આ પ્રમાણે સૂક્ષ્મ દેહનો હું દૃષ્ટા છું.

શ્રોત્ર ત્વચા ચક્ષુ નહીં, નહીં જિહ્વા નહીં ઘ્રાણ,<br>
ન વાક્ પાણી પાદ હું, શિશ્ન ગુદા નહીં નામ. ૧

પ્રાણ અપાન સમાન ન, નહીં ઉદાન નહીં વ્યાન,<br>
મન બુદ્ધિ હું તો નહીં, એ છે દૃશ્ય તમામ. ૨

સત્તર તત્વો એ કહ્યા, સૂક્ષ્મ દેહ સંઘાત,<br>
**હીરો** ન્યારો આતમા, દૃષ્ટા હું સાક્ષાત. ૩

# कारण शरीरनो हुं द्रष्टा छुं.

સુષુપ્તિમાંથી જાગ્યા પછી ઘણીવાર એમ કહેવાઇ જવાય છે કે ' હું સૂખેથી સૂતો હતો અને આજ કાંઇ પણ જાણતો નથી. સુષુપ્તિમાંથી જાગેલા જનને ' હું કાંઇ પણ જાણતો નથી, એવું જે જ્ઞાન થાય છે તે અનુભવરૂપ નથી પણ સુષુપ્તિકાલમાં અનુભવેલ અજ્ઞાનની સ્મૃતિ છે. આ સ્મૃતિનો વિષય સુષુપ્તિ કાલનું અજ્ઞાન છે. આ પ્રમાણે સુષુપ્તિમાં અજ્ઞાન છે. એમ સિદ્ધ થાય છે અને જાગૃતિમાં પણ ' હું બ્રહ્મને જાણતો નથી, મારી મનેજ ખબર નથી, હું આ જાણતો નથી, હું તે જાણતો નથી, એ અનુભવનો વિષય અજ્ઞાન છે અને સ્વપ્નનું કારણ પણ નિદ્રારૂપ અજ્ઞાન છે. આવું જે અજ્ઞાન છે, તેજ **कारणदेह** કહેવાય છે. અજ્ઞાન સ્થૂલ સૂક્ષ્મનો હેતુ હોવાથી તે **कारण** કહેવાય છે. અને તત્ત્વજ્ઞાનથી અજ્ઞાનનો દાહ થતો હોવાથી તે **देह** કહેવાય છે. આ અજ્ઞાન ગર્ભસ્થાનના અંધકારની જેમ બ્રહ્મને આશ્રિત રહી બ્રહ્મનેજ આવરણ કરે છે. આ કારણદેહ હું નથી એ પ્રકારનો નિશ્ચય થવા **ભગવત્પાદ** ઉપરનાં સ્તોત્રથી મોક્ષમાર્ગ જીજ્ઞાસુને પ્રબોધે છે. 'હું જાણુંછું' અને હું નથી જાણતો, એવી જે અંતઃકરણની વૃત્તિ છે તેને જ્ઞાત અજ્ઞાત વસ્તુરૂપ વિષય સહિત હું જાણું છું માટે આ કારણદેહ તે હું નહિ અને તે મારો પણ નહીં પણ એ તો અજ્ઞાનનો છે. ( કારણદેહ આપજ અજ્ઞાન છે તેને અજ્ઞાનનો છે, એવો કહ્યો તે જેમ રાહુનેજ રાહુનું મસ્તક કહેવાય છે તેમ છે.) કારણદેહ અજ્ઞાનનો હોવાથી હું તેનો જાણવવાળો દ્રષ્ટા ઘટદ્રષ્ટાની જેમ તેથી ન્યારો છું. આ પ્રમાણે કારણ દેહનો હું દ્રષ્ટા છું એમ નિશ્ચયપૂર્વક જાણવું જોઇએ.

સ્થૂલ સૂક્ષ્મ કારણ નહીં, એ છે દ્રશ્ય તમામ
**હીરો** દેહાતીત હું, દ્રષ્ટા આત્મારામ.

# हु पंचकोशथी न्यारो छुं.

ભગવત્પાદ **શંકરાચાર્ય** સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહથી આત્માનું ભિન્નપણું સમજવા પછી તે આત્મા જ્યારે પંચકોશથી પર સમજાય ત્યારે 'હુ કોણ છું, એ વિચારની પરિપૂર્ણતા થાય એટલા માટે આ વિજ્ઞાનનૌકા નામ સ્તોત્રમાં તે નિત્ય પરબ્રહ્મ હું છું એમ કહી હજુ વિશેષ વિવેકની જરૂર બતાવે છે કારણકે આત્મા હું છું, એમ જાણ્યા પછી પણ તે આત્મા પોતેજ નિત્ય પરબ્રહ્મ છે એમ જાણવાનું અવશેષ રહે છે.

તરવારનાં મ્યાનને, ધનના ભંડારને, કોશેટાનાં ઘરને **કોશ** કહેવાય છે તેમ પાંચ કોશ આત્માને ઢાંકે છે વાસ્તે અન્નમયાદિને કોશ કહ્યા છે. કોશ પાંચ છે. અન્નમયકોશ, પ્રાણમયકોશ, મનોમયકોશ, વિજ્ઞાનમયકોશ અને પાંચમો આનંદમયકોશ.

## १ अन्नमय कोशः—

માતાપિતાએ ખાધેલાં અન્નમાંથી ઉત્પન્ન પામેલાં રજ અને વીર્ય, તેનાવડે જે માતાના ઉદરમાંજ ઉત્પન્ન થાય છે, જન્મ પામ્યા પછી ક્ષીરાદિથી અને અન્નાદિથી વૃદ્ધિ પામે છે, અને મરણ પામ્યા પછી અન્નમય પૃથ્વીમાં લય પામે છે એવો જે સ્થૂલદેહ તે અન્નમય કોષ છે. અન્નમયકોશ સુખદુઃખના અનુભવરૂપ ભોગનું સ્થાન છે. જન્મ્યા પહેલાં અને મરણ પછી અન્નમય કોષનો (સ્થૂલ શરીરનો) અભાવ છે વાસ્તે તે ઉત્પત્તિ નાશવાન્ હોવાથી ઘટની જેમ કાર્ય છે અને હું સદા ભાવરૂપ છું તેથી ઉત્પત્તિ નાશ રહિત હોવાથી હું અન્નમય કોષથી વિલક્ષણ છું અને વિલક્ષણ છું તેથી આ અન્નમય કોશ હું નથી અને તે મારો નથી પણ સ્થૂલ દેહરૂપ છે અને હું તેનો જાણનાવાળો આત્મા તેથી ન્યારોછું. આ પ્રમાણે અન્નમય કોશથી હું ન્યારો છું એમ વિવેકી મુમુક્ષુએ સમજવું.

**प्राणमय कोश विषे:—**

પાંચ કર્મેન્દ્રિય અને પાંચ પ્રાણ એ દશ મળી પ્રાણમયકોશ કહેવાય છે. પાંચ પ્રાણ અને પાંચ પ્રાણનાં નામ પૂર્વે સૂક્ષ્મદેહમાં કહેવાઇ ગયાં છે. પાંચ પ્રાણનાં સ્થાન અને ક્રિયા નીચે મુજબ છે.

१ **प्राण**:—હૃદયસ્થાનમાં રહે છે, અને ૨૧૬૦૦ શ્વાસ ઉચ્છ્વાસ લેવારૂપ ક્રિયા કરે છે.

२ **अपानवायु**—ગુદાસ્થાનમાં રહે છે અને મળમુત્રના ઉત્સર્ગરૂપ ક્રિયા કરે છે.

३ **समानवायु**—નાભિસ્થાનમાં રહે છે, અને ખાધેલા અન્નનો રસ કાઢીને નાડીદ્વારા તે રસ સર્વ શરીરમાં પહોંચાડવારૂપ ક્રિયા કરે છે.

४ **उदानवायु**—કંઠસ્થાનમાં રહે છે અને ખાધેલાં પીધેલાં અન્ન જળના વિભાગ કરે છે અને સ્વપ્ન હેડકી આદિ પ્રપંચને દેખાડવારૂપ ક્રિયા કરે છે.

५ **व्यानवायु**—સર્વાંગસ્થાનમાં રહે છે અને સર્વ અંગના સાંધાને ફેરવવારૂપ ક્રિયા કરે છે.

આ પ્રમાણે પાંચ પ્રાણનાં મુખ્ય સ્થાન અને ક્રિયા છે. પ્રાણાદિવાયુ શરીર વિષે પૂર્ણ બની શરીરને બળ આપે છે અને ઇંદ્રિયોને પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્તિરૂપ ક્રિયાનાં સાધનરૂપ થાય છે. નિદ્રામાં પુરૂષ સૂતો હોય ત્યારે પ્રાણ જાગતા હોય છે તો પણ કોઈ સ્નેહી આવે તેનું તે પુરૂષ સન્માન કરી શકતો નથી અથવા તો ચોર આદિ ભૂષણ વસ્ત્ર લઇ જાય તો તેને અટકાવી શકતો નથી વાસ્તે આ પ્રાણવાયુ ઘટની જેમ જડ છે અને હું ચૈતન્યરૂપ એથી વિલક્ષણ છું તેથી પ્રાણમય કોશ હું નહીં અને તે મારો પણ નહીં પરંતુ સૂક્ષ્મદેહરૂપ છે. તેનો જાણવાવાળો આત્મા હું તેનાથી ન્યારો છું. આ પ્રકારે પ્રાણમયકોશથી હું ન્યારો છું એમ સમજાય છે.

**मनोमयकोश विषेः—**

પાંચ જ્ઞાન ઇંદ્રિય અને મન એ ૭ મળી મનોમયકોશ કહેવાય છે. જ્ઞાન ઇંદ્રિય અને મન સંબંધે સૂક્ષ્મ દેહનાં વિવેચનમાં કહેવાયું છે. દેહમાં અહંતા અને ગ્રહાદિકમાં મમતારૂપે અભિમાન કરવા સાથે ઇંદ્રિયદ્વારા બહાર ગમન કરનારૂં કરણરૂપ મન છે. કામ ક્રોધાદિ વૃત્તિવાળું હોવાથી મન નિયમ રહિત સ્વભાવવાળું છે તેથી વિકારી છે, અને હું સર્વ વૃત્તિનો સાક્ષિ નિર્વિકાર છું તેથી આ મનોમયકોશ હું નહીં અને તે મારો નહીં પણ સૂક્ષ્મદેહરૂપ છે અને હું તેનો જાણવાવાળો આત્મા તેથી ન્યારો છું આ પ્રકારે મનોમય કોશથી હું ન્યારો છું એમ સમજાય છે.

**विज्ञानमयकोशविषेः—**

પાંચ જ્ઞાન ઇંદ્રિય અને બુદ્ધિ એ ૭ મળી વિજ્ઞાનમય કોશ કહેવાય છે. જ્ઞાનેંદ્રિય અને બુદ્ધિ વિષે આગળ કહેવાયું છે. સુષુપ્તિમાં ચિદાભાસ સહિત બુદ્ધિનો વિલય થાય છે અને જાગ્રતમાં નખથી શિખાપર્યંત વ્યાપીને વર્તનારી બુદ્ધિ કર્ત્તારૂપ છે. બુદ્ધિ ઘટાદિકની જેમ વિલયાદિ અવસ્થાવાળી હોવાથી વિનાશી છે અને હું વિલયાદિ અવસ્થા રહિત હોવાથી બુદ્ધિથી વિલક્ષણ અવિનાશી છું, વાસ્તે આ વિજ્ઞાનમયકોશ હું નથી અને એ મારો નથી પણ સૂક્ષ્મ દેહરૂપ છે. હું તેનો જાણવાવાળો આત્મા તેથી ન્યારો છું. આ પ્રમાણે વિજ્ઞાનમય કોશથી હું ન્યારો છું એમ સમજાય છે. જેમ દીપકનો પ્રકાશ અને આકાશ અભિન્ન પ્રતીત થાય છે, તો પણ ભિન્ન છે, જેમ તપેલાં લોઢામાં લોહ અને અગ્નિ અભિન્ન પ્રતીત થાય છે તો પણ ભિન્ન છે, તેમ અંતઃકરણ અને આત્મા અભિન્ન પ્રતીત થાય છે તો પણ ભિન્ન છે કારણ કે સુષુપ્તિમાં અંતઃકરણનો લય થયા પછી આત્માને અજ્ઞાનનો સાક્ષી હોવાથી અંતઃકરણ પ્રતીત થાય છે તેથી આત્મા અંતઃકરણથી ન્યારો છે એમ જાણવું.

## आनंदमयकोश विषेः—

ઇષ્ટ પદાર્થનાં દર્શનથી ઉત્પન્ન પામતી પ્રિયવૃત્તિ જેનું શિર છે, અને ઇષ્ટ વસ્તુના લાભથી ઉત્પન્ન પામતી મોદવૃત્તિ જેનો એક ( દક્ષિણ ) પક્ષ છે, અને ઇષ્ટ વસ્તુના ભોગથી ઉત્પન્ન પામતી પ્રમોદવૃત્તિ જેનો (વામ) દ્વિતીય પક્ષ છે અને બુદ્ધિ કે અજ્ઞાનની વૃત્તિમાં આત્મ સ્વરૂપભૂત આનંદનો પ્રતિબીંબ જેનું સ્વરૂપ છે, અને બીંબરૂપ આત્માનો સ્વરૂપભૂત આનંદ જેનું પુચ્છ છે, એવો પક્ષીરૂપ ભોક્તા આનંદમય કોશ છે. બ્રહ્મરૂપ આનંદ આધાર હોવાથી શ્રુતિમાં પુચ્છ શબ્દવડે કહ્યો છે. વાદળ આદિક પદાર્થની જેમ કદાચિત્ હોવા-વાળો આનંદમય કોશ છે તેથી તે ક્ષણિક છે અને હું તો સર્વદા સ્થિત હોવાથી નિત્ય છું વાસ્તે આ આનંદમય કોશ હું નથી અને એ મારો નથી પણ કારણદેહરૂપ છે. હું તેનો જાણવાવાળો આત્મા તેથી ન્યારો છું. આ-પ્રમાણે આનંદમય કોશથી હું ન્યારો છું એમ સમજાય છે.

## आत्मा विषे—

વિદ્યમાન અન્નમયાદિ કોશ જ્યારે હું આત્મા નથી ત્યારે હું કોણ છું એ પ્રશ્ન થાય છે. બુદ્ધિ આદિમાં પ્રતિબિંબ રૂપવડે વિરાજમાન અને પ્રિય આદિ શબ્દથી કહેવાય છે એવો આનંદમય કોશ છે તેના બિંબરૂપ કારણ જે આનંદ છે તે આનંદ નિત્ય હોવાથી હું આત્મા પોતેજ છું.

## आत्मानुभवः—

પાંચ કોશ અનુભવમાં આવે છે તેનાથી ન્યારો હું. આત્મા અનુભવમાં આવતો નથી વાસ્તે પાંચ કોશથી ન્યારો આત્મા હું છું એવો નિશ્ચય કેમ થાય એ પ્રશ્ન સંભવે છે—જો કે પાંચ કોશ અનુભવ વિષે આવે છે અને તેથી ન્યારો હું આત્મા અનુભવમાં આવતો નથી એ વાત સત્ય છે તો પણ જે અનુભવથી આ પાંચ કોશ જાણવામાં આવે છે તે અનુભવને કોણ નિવારી શકે તેમ છે? કોઇ પણ નિવારણ કરી શકેજ નહીં વાસ્તે પાંચ કોશના

અનુભવરૂપ જે ચૈતન્ય છે તેજ ચૈતન્યરૂપ પાંચ કોશથી ન્યારો હું આત્મા છું માટે મારા અનુભવમાં કોઇ પ્રમાણની અપેક્ષા નથી. હું સત્ ચિત્ આનંદસ્વરૂપ આત્મા છું એમાં મને શંકાનો અવસરજ નથી.

કાયાતીત ખચીત હું, પંચકોશથી પાર
અનુભવરૂપ હું આતમા, **હીરો** છું સુખ સાર.

# हुं अवस्थात्रयातीत छुं.

ભગવત્પાદ વિજ્ઞાનાત્મક સ્તોત્રમાં દેહાદિકના નિષેધદ્વારા પોતાનું વાસ્તવિક સ્વરૂપ ઓળખાવે છે તે સંબંધમાં દેહાદિકના વિવેકની સાથે તે પ્રત્યેકની અવસ્થાનો અને કોશોનો વિવેક પણ કરવો જોઇએ એ બાબત વિચારવામાં આવે છે.

જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા છે. સ્વપ્ન અને સુષુપ્તિથી ભિન્ન ઇંદ્રિયજન્ય જ્ઞાનનો અને ઇંદ્રિયજન્ય જ્ઞાનના સંસ્કારનો આધારકાળ તે **જાગ્રત** અવસ્થા છે.

ઇંદ્રિયાદિથી અજન્ય, વિષયગોચર અંતઃકરણની અપરોક્ષ વૃત્તિનો કાળ **સ્વપ્ન** અવસ્થા છે.

સુખ ગોચર અને અવિદ્યા ગોચર અવિદ્યાની વૃત્તિનો કાળ સુષુપ્તિ અવસ્થા છે.

## जाग्रत् अवस्था विषे.

૧૪ ઇંદ્રિયો અધ્યાત્મ છે, **૧૪** દેવતાઓ અધિદૈવ છે. અને જેના ૧૪ વિષયો અધિભૂત છે. આ પ્રમાણે જાગૃતિનો વ્યવહાર તત્ત્વથી ૪૨ બેંતાલીશ થાય છે.

**अध्यात्मः**—આત્માનો આશ્રય કરી વર્તમાન જે ઇંદ્રિયાદિક તે અધ્યાત્મ કહેવાય છે.

**अधिभूतः**—સ્વસંઘાતથી ભિન્ન હોય અને ચક્ષુ આદિ ઇંદ્રિયનો વિષય હોય તે અધિભૂત કહેવાય છે.

**अधिदैवः**—સ્વસંઘાતથી ભિન્ન હોય અને ચક્ષુ આદિ ઇંદ્રિયનો અવિષય હોય તે અધિદૈવ કહેવાય છે.

જ્ઞાન ઇંદ્રિયો, કર્મ ઇંદ્રિયો અને અંતઃકરણ ચતુષ્ટય મળી ચૌદ ઇંદ્રિય કહેવાય છે. તે પ્રત્યેક ઇંદ્રિયોના વિષય મળી ચૌદ વિષયો થાય છે અને પ્રત્યેકના દેવતા મળી ચૌદ દેવતા થાય છે. બધાં મળી જાગ્રતિમાં બેંતાળીશ તત્ત્વો પ્રવર્તે છે, આ પ્રમાણે અધ્યાત્મ અધિદૈવ અને અધિભૂત એમ ત્રણ ત્રણની એક ત્રિપુટી થાય છે. આ રીતે ચૌદ ત્રિપુટીથી જાગ્રતનો વ્યવહાર ચાલે છે. ત્રિપુટીના કોઠા નીચે આપવામાં આવે છેઃ—

## अंतःकरण चतुष्ठयनी त्रिपुटी.

| अध्यात्म | अधिभूत | अधिदैव |
|---|---|---|
| मन | संकल्पविकल्प | चंद्रमा |
| बुद्धि | निश्चय | ब्रह्मा |
| चित्त | चिंतन | नारायण |
| अहंकार | अभिमान | रुद्र |

## पांच कर्मेन्द्रियोनी त्रिपुटी.

| अध्यात्म | अधिभूत | अधिदैव |
|---|---|---|
| वाचा | वचन | अग्नि |
| पाणी | आदान | इंद्र |
| पाद | गमन | उपेंद्र |
| शिश्न | आनंद | प्रजापति |
| गुदा | विसर्ग | यम |

# पांच ज्ञानेंद्रियनी त्रिपुटी.

| अध्यात्म | अधिभूत | अधिदैव |
|---|---|---|
| श्रोत्र | शब्द | दिशा |
| त्वचा | स्पर्श | वायु |
| चक्षु | रुप | सूर्य |
| जिह्वा | रस | वरूण |
| घ्राण | गंध | अश्वनीकुमार |

આ પ્રમાણે એંતાળીશ તત્ત્વોની ચૌદ ત્રિપુટી છે. મનનો સંકલ્પ વિકલ્પ વિષય નથી પણ જે વસ્તુનો સંકલ્પ વિકલ્પ થાય તે વસ્તુ વિષય છે. આ પ્રમાણે બુદ્ધિ ચિત્ત અહંકાર અને કર્મ ઇંદ્રિય વિષે જાણવું.

આ ત્રણ ત્રણ પદાર્થની ત્રિપુટીમાં તેમાંથી એકાદ ન હોય તો તે તે તત્ત્વનો વ્યવહાર ન ચાલે. ઇંદ્રિય અને દેવતા હોય અને વિષય ન હોય તો વ્યવહાર ચાલે નહિ; વિષય અને ઇંદ્રિયો હોય અને દેવતા ન હોય તોપણ વ્યવહાર ચાલે નહિ.

આ પ્રમાણે ત્રિપુટીની પૂર્ણતા અને અપૂર્ણતાને હું જાણતો હોવાથી તે ત્રિપુટીથી વ્યવહાર ચાલે છે તેને પણ હું જાણું છું, અને વ્યવહાર નથી ચાલતો તેને પણ હું જાણું છું. વાસ્તે ત્રિપુટીથી જે વ્યવહાર જેમાં ચાલે છે તેજ જાગ્રત્ અવસ્થા છે. જાગ્રત અવસ્થામાં જીવનું સ્થાન નેત્ર છે, વૈખરી વાણી છે, સ્થૂલ ભોગ છે, રજો ગુણ છે, અને જાગ્રતનો અભિમાની વિશ્વ છે.

આ જાગૃત અવસ્થા થાય છે તેને હું જાણું છું અને સુષુપ્તિમાં તેનો અભાવ થાય છે તેને પણ હું જાણું છું વાસ્તે જાગ્રત અવસ્થા હું નહિ અને એ મારી નહિ પણ એતો સ્થૂલ દેહની છે અને હું તો એનો જાણવાવાળો ઘટ દ્રષ્ટાની જેમ સાક્ષી આત્મા એથી ન્યારો છું. આ પ્રમાણે જાગ્રત અવસ્થાથી હું ન્યારો છું એમ સમજવું.

**स्वप्न अवस्था विषेः—**

જાગ્રત અવસ્થામાં જે પદાર્થ દેખ્યા હોય, સાંભળ્યા હોય, અને ભોગવ્યા હોય તેનો સંસ્કાર, વાળના હજારમા ભાગ જેટલી બારીક હિતા નામની નાડી કંઠમાં છે તેમાં રહે છે. આ નાડીમાં સંસ્કાર રહેવાથી નિંદ્રા સમયમાં પાંચ વિષય આદિ પદાર્થ અને તેનું જ્ઞાન પ્રગટ થાય છે તેથી જેમાં વ્યવહાર થાય છે તે સ્વપ્ન અવસ્થા છે. સ્વપ્ન અવસ્થામાં જીવનું કંઠસ્થાન છે, મધ્યમા વાણી છે, સુક્ષ્મ વાસનામય ભોગ છે, જ્ઞાન શક્તિ છે, સત્ત્વ ગુણ છે અને સ્વપ્નના અભિમાનથી તે જીવનું તૈજસ નામ છે. સ્વપ્ન અવસ્થા થાય છે તેને હું જાણું છું અને જાગ્રત સુષુપ્તિમાં સ્વપ્નાવસ્થા હોતી નથી તેને પણ હું જાણું છું વાસ્તે સ્વપ્નના ભાવ અભાવનો જાણવાવાળો હું ઘટદ્રષ્ટાની જેમ સ્વપ્નથી ન્યારો હોવાથી સ્વપ્ન હું નહિં અને તે મારી નહિ પણ સુક્ષ્મ દેહની છે. સ્વપ્નથી હું ન્યારો છું તે આ પ્રમાણે જાણી શકાય છે.

**सुषुप्ति अवस्था विषेः—**

પુરૂષ જ્યારે નિંદ્રામાંથી સુખને ઉઠે છે ત્યારે સુષુપ્તિમાં અનુભવ કરેલાં સુખ અને અજ્ઞાનનું સ્મરણ કરી કહે છે કે 'આજે હું સુખથી સૂતો હતો અને કાંઇ જાણતો નથી, આ સુખ અને અજ્ઞાનનો પ્રકાશ સાક્ષિચેતનરૂપ અનુભવથી જેના વિષે થાય છે એવી બુદ્ધિની વિલય અવસ્થા જે છે તેજ સુષુપ્તિ કહેવાય છે.

જેમ કોઇ દાગીનો કુવામાં પડી ગયો હોય તેને બહાર કાઢવા માટે કોઇ તરીયો પુરૂષ કુવામાં પડે, તે પુરૂષ ભૂષણ મળે તેને પણ જાણે છે અને ભૂષણ ન મળે તેને પણ જાણે છે પરંતુ બોલવાનું સાધન તો વાણી ઇંદ્રિય છે તેના દેવતા અગ્નિને, જળ ( વરૂણ ) સાથે વિરોધ હોવાથી તિરોધાન થાય છે તેથી તે બોલી શકતો નથી પણ જ્યારે તે પુરૂષ બહાર નીકળે છે ત્યારે બોલવાનું સાધન વાણી ઇંદ્રિય તેના દેવતા અગ્નિ સહિત હોવાથી, ભૂષણ મળ્યું કે ન મળ્યું તે તરત કહી દે છે, તેમ સુષુપ્તિમાં સુખ અને અજ્ઞાનનું

સાક્ષીચેતનરૂપ સામાન્ય જ્ઞાન છે પરંતુ વિશેષ જ્ઞાનનાં સાધન જે ઇંદ્રિય અને અંતઃકરણ છે તેનો ત્યાં અભાવ છે તેથી સુખ અને અજ્ઞાનનું વિશેષ જ્ઞાન થાતું નથી પણ જ્યારે પુરૂષ જાગે છે ત્યારે વિશેષ જ્ઞાનનાં સાધન અંતઃકર અને ઇંદ્રિયો હોય છે તેથી સુષુપ્તિમાં અનુભવેલ સુખ અને અજ્ઞાનની સ્મૃતિ-રૂપ વિશેષજ્ઞાન તે કાળે થાય છે.

જેમ તડકામાં ઘી ઓગળી જાય છે અને છાયામાં પાછું જામી ઘટ્ટ થઇ જાય છે અને પાછું તડકામાં મૂકીયે તો ઓગળી જાય છે તેમ સુષુપ્તિમાં કારણશરીરરૂપ જે અજ્ઞાન છે તે જાગ્રત્ સ્વપ્નમાં બુદ્ધિરૂપ થાય છે અને પાછું સુષુપ્તિમાં અજ્ઞાનરૂપ થઇ જાય છે.

જેમ કોઇ બાળક બીજાં બાળકો સાથે રમતું રમતું જ્યારે થાકી જાય ત્યારે માતાની પાસે આવી ઘરનાં સુખનો અનુભવ કરે છે અને પાછું તે બાળક બીજાં બાળકોના બોલાવવાથી બહાર જઇ ખેલવા માંડે છે તેમ કારણ શરીરરૂપ અજ્ઞાન છે તે રૂપે માતા છે અને બુદ્ધિરૂપ તેનું બાળક છે, તે કર્મ-રૂપ બાળકો સાથે જાગ્રત્ સ્વપ્નરૂપ બાહ્ય ભૂમિમાં વ્યવહારરૂપ ખેલ ખેલે છે અને જ્યારે વિક્ષેપરૂપ શ્રમ તેને થાય છે ત્યારે તે બુદ્ધિરૂપ બાળક સુષુપ્તિ અવસ્થારૂપ ઘરમાં અજ્ઞાનરૂપ માતામાં લીન બની બ્રહ્માનંદનો અનુભવ કરે છે. અને પાછું જ્યારે કર્મરૂપ બાળકો બોલાવે ત્યારે તે જાગ્રત્ સ્વપ્નરૂપ બાહ્ય ભૂમિમાં વ્યવહારરૂપ ખેલ ખેલે છે. જેમ પાણીથી ભરેલા ઘડાના ગળામાં દોરડું બાંધી તેને સમુદ્રમાં ડુબાડવામાં આવે ત્યારે તે ઘડામાં રહેલું પાણી સમુદ્રના પાણીમાં મળી જાય છે તોપણ ઘડારૂપ ઉપાધીવડે તે પાણી જુદું હોય તેમ રહે છે અને પાછો તે ઘડાને દોરડાંથી ખેંચી બહાર કાઢવામાં આવે તો તે પાણી સમુદ્રનાં પાણીથી ભેદ પામે છે પરંતુ જળ સહીત સમુ-દ્રનો આધાર જે આકાશ તેથી ભિન્ન થતું નથી પણ ત્રણે કાળમાં તે આકાશ તો એકરસજ છે તેમં અજ્ઞાનરૂપ જળવડે ભરેલો આ સૂક્ષ્મદેહરૂપ ઘડો છે, તે ઘડો. અદૃષ્ટરૂપ દોરડાંથી સીંકલાય છે અને સુષુપ્તિકાળમાં અને તેના

અવાંતર ભેદરૂપ મરણ મૂર્છા અને પ્રલયકાળમાં, સમષ્ટિ અજ્ઞાનરૂપ ઇશ્વરની ઉપાધિ માયાવિષે તે ઘડો લીન થાય છે ત્યારે તે વ્યષ્ટિઅજ્ઞાનરૂપ જીવની ઉપાધિ અવિદ્યા, સમષ્ટિઅજ્ઞાનમાં એકતા પામે છે; તોપણ તે સંસ્કારરૂપ, ઉપાધીવડે ભિન્નની જેમ ભાસે છે. પાછું જ્યારે તે અદષ્ટરૂપ દોરડાંને જ્યારે અંતર્યામી પ્રેરેછે ત્યારે તે વ્યષ્ટિઅજ્ઞાનરૂપજળસહીત લીંગદેહરૂપ ઘડો ભેદ પામે છે. પરંતુ આ વ્યષ્ટિ અજ્ઞાનરૂપજળસહિત લીંગદેહરૂપ ઘડો અને સમષ્ટિ અજ્ઞાનરૂપ સમુદ્રનો આધાર જે ચિદાકાશ છે તે ભેદ પામતું નથી પણ તેતો ત્રણે કાળમાં એકરસ છે.

આ પ્રકારે સુષુપ્તિ અવસ્થાનું નિરૂપણ થવાથી સુષુપ્તિ છે તેને હું જાણું છું અને જાગ્રત્ સ્વપ્નમાં નથી ત્યારે તેના અભાવને પણ હું જાણું છું વાસ્તે આ સુષુપ્તિ અવસ્થા હું નહિ અને એ મારી નહિ પણ તે કારણ દેહની છે. હું તો એનો જાણવાવાળો સાક્ષી ઘટસાક્ષીની જેમ એથી ન્યારો છું. આ પ્રકારે સુષુપ્તિથી હું ન્યારો છું એ સમજી શકાય છે. આવી રીતે ' હું કોણ છું; એ વિચારની પૂર્ણતામાં હું દેહત્રયનો સાક્ષી, પંચકોશનો દષ્ટા, અવસ્થાત્રયાતીત આત્મા છું એમ નિર્ણય થતાં નિત્ય પરબ્રહ્મ જે છે તેજ હું છું કે બીજો છું એવો નિશ્ચય અવશેષ રહે છે અને એ નિશ્ચય થયા પછી ભગવત્પાદનું **परं ब्रह्म नित्यं तदेवा हमास्मि**,, એ કથન અનુભવરૂપ થાય છે.

સ્થૂલ સૂક્ષ્મ કારણ ન હું, નહીં હું પાંચે કોશ;<br>
જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ એ, નહીં હું હું નિર્દોષ; ૧<br>
વિશ્વ તૈજસ પ્રાજ્ઞ હું, નહિ હું, સૌથી દૂર;<br>
અનુભવ રૂપ હું **આતમા, હીરો** છુંજ જરૂર. ૨

પોતાનો આત્મરૂપે અનુભવ થયા પછી આત્મા જે હું તેજ પરમાત્મા છું એવો ભગવત્પાદ **શંકરાચાર્યનો** ઉપદેશ યથાર્થ થવા, પ્રથમ પરમાત્મા કોણ છે, તેનાં લક્ષણ આત્માને મળતાં છે કે કેમ, અને તે સ્વરૂપેજ આ આત્મા કેમ છે ઈત્યાદિ વિચાર થવા જરૂર રહે છે.

ॐ

# —:परमात्मा कोण छे:—

## ए विचार.

બ્રહ્મરૂપ પરમાત્મા છે તે સામાન્ય ચેતન કહેવાય છે અને ચિદાભાસ વિશેષ ચૈતન્ય કહેવાય છે. અંતઃકરણ અને અંતઃકરણની વૃત્તિમાં જે સામાન્ય ચેતન બ્રહ્મ છે તેના પ્રતિબિમ્બરૂપ ચિદાભાસ કહેવાય છે. તે ચિદાભાસ વિશેષ ચેતન છે. ચૈતન્ય ( બ્રહ્મ ) નાં લક્ષણથી રહિત હોય અને ચૈતન્યની જેમ ભાસે તે ચિદાભાસનું સ્વરૂપ લક્ષણ છે. અલ્પ દેશ–કાળમાં જે વસ્તુ હોય તે વિશેષ કહેવાય. જેથી ચિદાભાસ અંતઃકરણ પ્રદેશ, અને જાગ્રત્ સ્વપ્નકાળ કે અજ્ઞાનકાળમાં છે વાસ્તે વિશેષ ચૈતન્ય કહેવાય છે. જેમ સૂર્યનો પ્રકાશ સર્વત્ર સમાન છે પરંતુ સર્વ ઠેકાણે તેનો પ્રતિબિંબ હોતો નથી અને જ્યાં જળ કે દર્પણરૂપ ઉપાધિ હોય છે ત્યાં પ્રતિબિંબરૂપવડે તે સામાન્ય પ્રકાશ વિશેષરૂપે ભાસે છે. સૂર્યનો પ્રકાશ સર્વત્ર સમાન છે પરંતુ તે વસ્ત્ર કપાસ આદિને દહન કરતો નથી અને જ્યાં સૂર્યકાન્ત મણિરૂપ ( આગિઆરૂપ ) ઉપાધિ હોય છે ત્યાં તે સામાન્ય પ્રકાશ પણ અગ્નિરૂપે વિશેષપણું પામી, વસ્ત્ર કપાસ આદિને બાળેછે., ત્યાં સામાન્યરૂપ છે તેતો સર્વદા જેવું છે તેવુંજ હોવાથી યથાર્થ છે અને ઉપાધિવડે ભાસતું જે વિશેષરૂપ છે તે વ્યભિચારી હોવાથી અયથાર્થ છે; તેમ સામાન્ય ચેતન જે **અસ્તિ ભાતિ** ને **પ્રિય** તે સર્વત્ર સમાન છે પરંતુ તેથી બોલવું ચાલવું ઇત્યાદિ વિશેષ વ્યવહાર થઈ શકતો નથી અને જ્યાં અંતઃકરણરૂપ ઉપાધિ છે ત્યાં તો ચિદાભાસરૂપથી વિશેષ ચેતન થઇ બોલવું ચાલવું, કર્ત્તાપણું, ભોક્તાપણું, આલોક પરલોક•ગમનાગમન, ઇત્યાદિક વિશેષ વ્યવહાર થાય છે, તેમાં સામાન્ય ચૈતન્ય જે બ્રહ્મ છે તે સત્ય છે અને ઉપાધિવડે ભાસતું વિશેષ ચૈતન્ય જે

ચિદાભાસ છે તે મિથ્યા છે અને તેથી પુણ્યપાપનું કર્ત્તાપણું, સુખદુઃખનું ભોક્તાપણું, આલોક પરલોક ગમનાગમન, જન્મમરણ, ચોરાશીલાખ યોનિમાં આવાગમન, ઇત્યાદિ સંસારરૂપ ધર્મ પણ ચિદાભાસનો હોવાથી મિથ્યા છે.

વિશેષ ચૈતન્યને જાણવાથી વિશેષ ચૈતન્ય જે ચિદાભાસ અને તેના ઉપર કહ્યા જે ધર્મો તે હું નથી અને તે મારા નથી પણ એ સૌ મારામાં કલ્પિત છે અને હું તો એ સૌનું અધિષ્ઠાન સામાન્ય ચૈતન્ય એ સૌથી ન્યારો છું એમ નિશ્ચય થાય છે કે જે નિશ્ચય પરમાત્માનાં સ્વરૂપને બરાબર ઓળખાવે છે.

આકાશની જેમ સર્વત્ર પરિપૂર્ણ, સર્વ નામરૂપનું અધિષ્ટાન અસ્તિ–ભાતિ–પ્રિયરૂપ, નિર્વિકાર જે બ્રહ્મ છે તેજ સામાન્ય ચેતનથી કહેવાય છે, કારણ કે જે વસ્તુ અધિક દેશ ને અધિક કાલમાં વ્યાપક હોય તે વસ્તુ સામાન્ય કહેવાય છે; જેથી બ્રહ્મ, બુદ્ધિકલ્પિત સર્વ દેશ, અને સર્વ કાળમાં વ્યાપક છે વાસ્તે તે બ્રહ્મ સામાન્ય ચૈતન્ય કહેવાય છે.

જેમ એકજ રજ્જુમાં નાના પુરૂષોને દંડ–સર્પ–પૃથ્વીરેખા–કે–જળધારાની ભ્રાંતિ થાય છે, તે ભ્રાંતિમાં બે અંશ છે. એક 'સામાન્ય ઇદં અંશ, અને બીજો' સર્પાદિક વિશેષ અંશ' છે. આ બે અંશમાં 'આ દંડ છે,' આ સર્પ છે, 'આ પૃથ્વીની રેખા છે, અને' આ જળધારા છે, એ રીતે સર્પ આદિ વિશેષ અંશમાં સામાન્ય ઈદં અંશ (આ, અંશ) સર્વત્ર વ્યાપક છે અને તે રજ્જુનું સ્વરૂપ છે. આ સામાન્ય 'ઇદં અંશ, ભ્રાંતિકાળમાં અને ભ્રાંતિની નિવૃત્તિકાળમાં પણ' આ રજ્જુ છે, એ પ્રકારે ભાસે છે વાસ્તે તે અવ્યભિચારી હોવાથી સત્ય છે અને પરસ્પર વ્યભિચારી જે સર્પાદિક 'વિશેષ અંશ, છે તે કલ્પિત છેઃ–તેમ સર્વ પદાર્થમાં પાંચ અંશ છેઃ–**अस्ति–भाति–प्रिय नाम** અને **रूप**. 'ઘટ છે, એ **आस्ति** (**सत्**); 'ઘટ ભાસે છે, એ **भाति**' (**चित्**) અને 'ઘટ જળ ભરવાને ઉપયોગી હોવાથી પ્યારો છે, એ **प्रिय**,' (આનંદ) સર્પ સિંહ આદિ પણ સર્પણી

અને સિંહણીની પ્રિય છે. અને ' ઘટ, એ બે અક્ષર **नाम छे.** ' સ્થૂળ અને ગોળ પેટવાળો એ ઘટનું **रुप (आकार )** છે.

આ પ્રમાણે પાંચે અંશોની સમજ ઘટાદિ સર્વ પદાર્થોમાં જાણવી. આ પાંચ અંશ બાહ્ય પદાર્થમાં જેમ દેખાય છે તેમ દેહાદિકની અંદર પણ ' હું છું, તે **अस्ति,** ' હું ભાસુ છું ( જાણું છું ) તે **भाति,** ' હું પોતે પોતાને પ્યારો છું તે **प्रिय,** ' દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અજ્ઞાન અને એ તમામના ધર્મો છે, તે **नाम** છે, અને ' પુર્વોક્ત દેહાદિના યથાયોગ્ય આકાર છે, તે **रुप** છે. આ અંદરના પદાર્થોમાં પાંચ અંશ કહ્યા તેમાંથી સર્વના **नामरुप** અંશનો ત્યાગ કરવાથી ' પૃથ્વી છે, ' પૃથ્વી ભાસે છે, ' પૃથ્વી રહેવાને સ્થાન દે છે વાસ્તે પ્રિય છે, ' પૃથ્વી, એવું નામ છે, અને " ગંધ ગુણ યુક્ત " સ્વરૂપ છે.

પૃથ્વીમાંથી **नामरुप** અંશનો ત્યાગ કરવાથી; " જળ છે " જળ ભાસે છે, " જળ તૃષાને દુર કરે છે વાસ્તે પ્રિય છે, " જળ એવું નામ છે અને ' શીત સ્પર્શ ગુણયુક્ત, રૂપછે.

જળમાંથી **नामरुप** અંશનો ત્યાગ કરવાથી " તેજ છે, તેજ ભાસે છે, તેજ શીત અને અંધકારને દુર કરે છે વાસ્તે પ્રિય છે, ' તેજ એવું નામ છે અને " ઉષ્ણ સ્પર્શ ગુણયુક્ત " રૂપ છે. તેજમાંથી **नामरुप** અંશનો ત્યાગ કરવાથી " વાયુ " છે, " વાયુ ભાસે છે " વાયુ પરસેવાને દુર કરતો હોવાથી " પ્રિય છે, " " વાયુ એવું નામ છે અને " રૂપ રહિત અને સ્પર્શ ગુણયુક્ત " રૂપ છે.

વાયુમાંથી **नामरुप** અંશનો ત્યાગ કરવાથી " આકાશ " છે, " આકાશ ભાસે છે, " આકાશ રહેવાને તથા ફરવાને અવકાશ આપે છે વાસ્તે " પ્રિય છે, " આકાશ એવું નામ છે, " શબ્દગુણયુક્ત " રૂપ છે.

આકાશમાંથી નામરૂપનો ત્યાગ કરવાથી " બાકી શું છે, તે હું જાણતો

નથી " એવું " અજ્ઞાન " છે " અજ્ઞાન ભાસે છે, " અજ્ઞાન પ્રપંચનું કારણ હોવાથી જીવનનો નિર્વાહ કરે છે વાસ્તે અજ્ઞાની જીવનને " પ્રિય છે, " " અજ્ઞાન " એવું નામ છે, અને " આવરણ વિક્ષેપ શક્તિવાળું અનાદિ અનિર્વચનીય ભાવરૂપ " તે રૂપ છે.

અજ્ઞાનમાંથી નામરૂપ અંશનો ત્યાગ કરવાથી " કાંઇ પણ નથી, " એમ પ્રતીત થતો સર્વ વસ્તુનો અભાવ એવું " શૂન્ય " છે. " શૂન્ય ભાસે છે " શૂન્ય, શૂન્યવાદિઓને " પ્રિય છે " જેનું " શૂન્ય " એવું નામ છે અને " સર્વ વસ્તુઓનો અભાવ " રૂપ છે.

શૂન્યનાં **नामरुप** નો ત્યાગ કરવાથી શૂન્યના અભાવનું અધિષ્ટાન, સત્ વસ્તુજ અવશેષ રહે છે. તે સત્ વસ્તુ શૂન્યના ભાવ તથા અભાવને પ્રકાશે છે વાસ્તે ચિત્ છે અને દુ:ખથી ભિન્ન છે વાસ્તે આનંદ છે. આ પ્રકારે સર્વ નામ રૂપમાં અનુગત અવ્યભિચારી નામરૂપનું અધિષ્ઠાન બ્રહ્મ સામાન્ય ચેતન છે. સુષુપ્તિ-મૂર્છા અને સમાધિનું પ્રકાશક સામાન્ય ચેતન છે. " ઘડાને હું જાણું છું " એ પ્રકારે પ્રમાતા-પ્રમાણ અને પ્રમેયરૂપ ત્રિપુટીનું પ્રકાશક સાક્ષી સામાન્ય ચેતન છે. જાગ્રદાદિ અવસ્થાની સંધિઓનું પ્રકાશક સામાન્ય ચેતન છે. તેજ પ્રમાણે વૃત્તિઓની સંધિઓનું પ્રકાશક સામાન્ય ચેતન છે. દેશાંતરમાં વૃત્તિ ગઇ હોય ત્યાર તેના મધ્ય ભાગનું પ્રકાશક સામાન્ય ચેતન છે. સૂર્ય ચંદ્રાકાર વૃત્તિ થઈ હોય ત્યારે તેના મધ્ય ભાગનું પ્રકાશક સામાન્ય ચેતન છે, " મેરૂને હું જાણતો નથી " એવા અજ્ઞાન વિશિષ્ટ મેરૂનું પ્રકાશક સામાન્ય ચેતન છે.જે વસ્તુ ક્યાંક હોય અને કયાંક ન હોય તે વસ્તુ વ્યભિચારી છે. ઘટનાં નામરૂપ પટમાં નથી અને પટનાં નામરૂપ ઘટમાં નથી વાસ્તે પરસ્પર વ્યભિચારી તે નામરૂપ મિથ્યા છે. આવા પ્રકારથી સામાન્ય ચેતન અર્થાત્ પરમાત્મા પરબ્રહ્મ કોણ છે તે નિશ્ચય થાય છે. પરમાત્મા કોણ છે એ જાણવાથી એટલે કે સામાન્ય ચેતન શું છે તે જાણવાથી **अस्ति भाति**

**प्रिय** રૂપ સામાન્ય ચેતન જે બ્રહ્મ ( પરમાત્મા ) છે તેજ હું આત્મા છું, હુંજ તે અસ્તિ ભાતિ પ્રિય રૂપ સામાન્ય ચૈતન્ય બ્રહ્મ છું અને આ નામ રૂપાત્મક જગત્ મારામાંજ કલ્પિત છે એવો નિશ્ચય થાય છે. આ પ્રમાણે પ્રપંચ–હું–અને પરમાત્મા એ વસ્તુત્રય વિચારથી અવશિષ્ઠ એકજ નિત્યરૂપ હું પરબ્રહ્મજ છું એવી સ્તોત્રની ફળશ્રુતિ પ્રત્યક્ષ થાય છે અર્થાત્ **ભગવત્પાદનાં** નિર્દિષ્ટ તત્ત્વનો સાક્ષાત્કાર થવાથી સર્વ અનર્થની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે.

ભગવત્પાદ **શંકરાચાર્ય** વિજ્ઞાનાત્મક સ્તોત્રના નવમા શ્લોકમાં **विष्णुरत्रैव** શબ્દથી આત્મ સાક્ષાત્કાર કરેલા જ્ઞાનીને આ જન્મમાંજ વિષ્ણુરૂપ થવાય છે, એ કથન કરે છે તેનો આશય,–પ્રારબ્ધ કર્મયોગથી જીવનમુક્ત સ્થિતિની અંતપર્યંત તે રૂપે આ લોકમાં સ્થિતિ કરી વિદેહમૂક્તિમાં તે જ્ઞાની સર્વત્ર સર્વથા પરબ્રહ્મરૂપેજ કેવળ સ્વરૂપે રહે છે એ છે. દેહાદિકની પ્રપંચની પ્રતીતિ સાથે બ્રહ્મ સ્વરૂપે સ્થિતિ તે જીવન્મુક્તિ કહેવાય છે. આવરણ અને વિક્ષેપ જે બે અવિદ્યાની શક્તિઓ છે તેમાં આવરણ શક્તિનો જ્ઞાનથી નાશ થાય છે તેથી જ્ઞાનીને પુનર્જન્મ થાય નહીં પરંતુ પ્રારબ્ધનાં બળથી બળેલા અનાજના દાણાની જેમ વિક્ષેપ શક્તિ રહે છે વાસ્તે જીવનમુક્તિમાં પ્રપંચની પ્રતીતિ થાય છે. જેમ રજ્જુના જ્ઞાનથી સર્પ ભ્રાંતિ નિવૃત પામ્યા પછી કંપાદિક ભાસે છે, અને જેમ દર્પણનો જ્ઞાનીને પ્રતિબિંબ ભાસે છે, અને જેમ મરૂ સ્થળના જ્ઞાનીને મૃગજળ ભાસે છે તેમ તત્ત્વજ્ઞાનીને જીવનમુક્તિ સ્થિતિ વિષે બાધિત થએલા પ્રપંચની પ્રતીતિ થાય છે. પ્રપંચની પ્રતીતિ રહિત બ્રહ્મ સ્વરૂપેજ જે સ્થિતિ અથવા પ્રારબ્ધ કર્મના ભોગનો નાશ થયા પછી સ્થૂળ સૂક્ષ્મ શરીરના આકારમાં પરિણામ પામેલાં અજ્ઞાનનો ચેતન વિષે વિલય તે વિદેહ મૂક્તિ કહેવાય છે. પ્રારબ્ધનો અંત થવાથી અધિક અથવા ન્યૂન મૂર્છાકાળમાં યદ્યપિ બ્રહ્માકાર વૃત્તિનો અસંભવ છે અને વિદ્વાનને વિધિ પણ નથી તોપણ સુષુપ્તિની જેમ તે મૂર્છાકાળમાં પણ બ્રહ્મ-

વિદ્યાનો સંસ્કાર છે તેમાં આરૂઢ ચૈતનથી કાર્યસહિત લેશાજ્ઞાનનો વિલય ( નાશ ) થાય છે. જેમ કાષ્ટ આરૂઢ ( લાકડામાં રહેલી ) અગ્નિથી તૃણાદિનો

स्वरुपानुसंधानरूपां स्तुतिं यः
पठेदादरा द्भक्तिभावो मनुष्यः ।
शृणोतीह वा नित्यमुद्युक्तचित्तो
भवे द्विष्णु ह्यत्रैव वेद प्रमाणात् ॥ ९ ॥

**ભાવાર્થ:**—જે મનુષ્ય ભક્તિમય હૃદયવાળો થઇ સ્વરૂપના અનુસંધાનરૂપ આ સ્તુતિનો આદરપૂર્વક પાઠ કરે છે, નિત્ય ઉદ્યોગ પરાયણ ચિત્તથી ( સાવધાન મનથી ) સાંભળે છે, તે આ લોકમાંજ સદેહ વિષ્ણુરૂપ વેદ વચનથી થાય છે. ॥ ૯ ॥

## विवेचन.

દાહ થઇ કાષ્ટના પોતાના પણ દાહની જેમ તે સંસ્કાર આરૂઢ ચૈતન પ્રપંચનો વિનાશ થઈ સંસ્કારનો પોતાનો પણ વિલય ( નાશ ) થાય છે.

ભગવત્પાદનાં પ્રત્યેક સ્તોત્રોપર વિશાળ વિવેચનની જરૂર રહે છે કારણ કે તેમાં રહેલું અદ્‌ભૂત રહસ્યરૂપ બીજ અનેક વૃક્ષશાખાફળપત્રાદિમાં વિસ્તારી શકાય તેવું છે. સારાંશ એટલોજ કે પ્રત્યેક મુમુક્ષુએ આ વિજ્ઞાનાત્મક સ્તોત્રનો મનનથી પાઠ કરી પ્રપંચનું મિથ્યાપણું અને હું જે બ્રહ્મસ્વરૂપજ છું તેનુંજ એક નિત્યપણું છે એ બાબત વારંવાર સ્તોત્રની અંદર અનુભવ કરતા રહેવું અને પાછળી કહ્યા મુજબ જીવનમુક્ત સ્થિતિમાં પ્રવેશ કરી છેવટ વિદેહમૂક્તિમાં કેવળ સ્વરૂપેજ સ્થિતિ કરવારૂપ પરમાનંદ સ્વરૂપ પ્રાપ્તિના પાત્ર બની રહેવું. **अस्तु**

देहबुद्ध्या तु दासोहं जीवबुद्ध्या त्वदंशकः ।
आत्मबुद्धया त्वमेवाह मिति मे निश्चिता मतिः

॥ ओ३म् शांतिः शांतिः शांतिः ॥

॥ इतिश्री गुर्ज्जर भाषाटीका सहिता श्रीमच्छंकराचार्य विरचिता ॥
वेदान्त कवि हिरालालेनःव्याख्याता विज्ञाननौका समाप्ता ॥
॥ ओ३म् ॥ शांतिः शांतिः शांति ॥

॥ આ પ્રમાણે શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત વિજ્ઞાન નૌકાનું વિવેચનપૂર્વક
ગુજરાતિ ભાષાંતર સંપુર્ણ. ॥
॥ ઓમ્ ॥ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

## ॥ श्रीमच्छंकराचार्य विरचितं

# साधन पंचकम् ॥

## शार्दुल विक्रीडित छंदः

वेदो नित्य मधीयतां तदुदितं कर्मस्वनुष्ठियतां
तेनेशस्य विधियतामपचितिः काम्ये मतिस्त्यज्यता ।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनु संधीयता
मात्मेच्छा व्यवसीयतां निजगृहा त्तूर्णं विनिर्गम्यताम् ।१।

**ભાવાર્થ**:—વેદનું નિત્ય પ્રતિ અધ્યયન કરવું જોઇએ, તન્નિર્દિષ્ટ કર્મોનું અનુષ્ઠાન કરવું જોઈએ, તે કર્મોવડે પરમાત્મ પૂજા કરવી જોઇએ અને કામ્ય કર્મોમાં પ્રીતિ ન રાખવી જોઇએ. પાપના સમૂહોનો પ્રલય કરવો જોઇએ, સંસારનાં (નશ્વર સુખમાં) સુખમાં નિરંતર દોષ છે (અર્થાત્) (વાસ્તવીક સુખ તે નથી) એમ સમજમાં રાખવું જોઈએ, આત્મેચ્છામાં (આત્યાંતિક જે આત્મ સુખ છે તેમાં) વ્યવસાયી રહેવું જોઇએ અને પોતાનાં ઘરમાંથી તુરત બહાર નીસરી જાવું જોઇએ. ॥ ૧ ॥

**ભગવત્પાદ** આ સ્તોત્રમાં ભિન્ન ભિન્ન ઉપદેશથી મુમુક્ષુ પુરૂષોને આત્મ સુખ પ્રાપ્તિનો રાજમાર્ગ બતાવે છે.

## वेदाध्ययन

પ્રત્યેક મુમુક્ષુએ કે ઇતર જીવે વેદનું અધ્યયન કરવું જોઇએ કારણ કે વેદમાં ઇહલોક પરલોક કલ્યાણ સંબંધી વિદ્યા પ્રાપ્ત થવા અનેક પ્રક્રિયાઓ નિરૂપેલી છે. પૂર્વ પુરૂષો વેદોને કંઠસ્થ રાખતા કારણ કે ઇતર અનાર્યોના ભયથી કદાચ વેદની સંહિતાઓ નષ્ટપ્રાયઃ થાય તો ધર્મ મર્યાદાનો લોપ થાય તેથી પરમાત્માનાં ફરમાન અનુસાર વેદની રક્ષા કરવારૂપ પૂર્વ પુરૂષોને વ્યસન હતું.

## वेदोक्तकर्म

વેદનો કર્મકાંડ સકામ ભાવનાથી સ્વર્ગાદિને આપનારો છે તેમજ અનેક સાંસારિક વિઘ્નોને નષ્ટ કરવા વેદમાં અનેક કર્માનુષ્ટાનો બતાવ્યાં છે જેથી તે કાંડમાં કહેલાં કર્મોનું વિધિવત્ આચરણ કરવું તે લોક સમુદાયને કલ્યાણકારી છે. મુમુક્ષુને તો વેદના કર્મ કાંડમાં ઉચ્ચ અધિકાર છે કારણ કે નિષ્કામ ભાવનાથી વેદોક્ત કર્મનું આચરણ કરતાં હૃદયશુદ્ધિ થાય છે અને તેથી ભગવાન કૃષ્ણચંદ્રનાં કથન મુજબ **सत्व संपत्ति** પ્રાપ્ત થઈ જ્ઞાનમાં અધિકાર

પમાય છે. વેદોક્ત કર્મોનું નિષ્કામ ભાવનાથી આચરણ થતાં હૃદયશુદ્ધિ થાય છે જેથી તે કર્મો હૃદયશુદ્ધિદ્વારા જ્ઞાનનાં પરોક્ષ સાધન છે. નિષ્કામકર્મો જ્ઞાનનાં સાધનભૂત હોવાથી આત્યાંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદપ્રાપ્તિ-રૂપ મોક્ષમાં આચરવા યોગ્ય છે જેથી મુમુક્ષુઓ બ્રહ્માર્પણ બુદ્ધિથી અર્થાત **न मे कर्म फले स्पृहा** એ ઉદ્દેશથી વેદોક્ત કર્મોને નિષ્કામતાથી આચરે એવો આચાર્યનો ઉપદેશ છે. નિષ્કામતાથી કર્મનું અનુષ્ટાન કરવું તે વેદના કર્મકાંડમાં મુખ્ય પક્ષ છે કારણ કે વેદનો અભિપ્રાય પ્રવૃત્તિમાં નહિ પરંતુ નિવૃત્તિમાં છે. પ્રાણી માત્રનું ઉત્તરોત્તર કલ્યાણ કેમ થાય એ ઉદ્દેશથી વેદોમાં અધિકાર પરત્વે સકામ કે નિષ્કામ ભાવથી ફળશ્રુતિ કહી છે. ઉત્તરોત્તર આનંદની પ્રાપ્તિ થવા શ્રુતિઓની નિઃસ્વાર્થ પ્રવૃત્તિ છે છતાં વિવેકમંદ મનુષ્યો કેવળ સકામ ભાવનાથીજ વેદોક્ત કર્મનું આચરણ કરી આત્યાંતિક દુઃખની નિવૃત્તિ થવા ચહાય છે તે અનુચિત છે પણ વેદની મુખ્યતા તથા ગૌણતા અધિકારભેદથી વિચારવા યોગ્ય છે.

# वेदोक्त उपासना.

વેદના ઉપાસના કાંડનો આશય પણ નિષ્કામ ભાવે અને સકામ ભાવે અધિક ન્યૂન ફળપ્રાપ્તિ દર્શાવનારો છે. સ્વસ્વરૂપાનુસંધાન એજ ખરી ઈશ્વર ઉપાસના છે. કારણ કે **दासोहं** એ ભાવથી જે ઉપાસના છે તે ઉત્તમ લોકની પ્રાપ્તિ આપનારી છે પરંતુ **सोहं** ભાવથી ઉપાસના સાક્ષાત્ હૃદયશુદ્ધિપૂર્વક પરમપદરૂપ મોક્ષની સાધક છે.

## काम्यकर्मोंनो त्याग.

કામ્ય કર્મોનો ત્યાગ એજ સન્યાસ છે એમ ભગવાન ગીતામાં કહે છે. "**तेनत्यक्तेन भुंजीथाः**" ઇત્યાદિ શ્રુતિઓ પણ કર્મમાંથી જે આસક્ત બુદ્ધિનો ત્યાગ, તેનેજ ત્યાગ કહે છે કારણ કે જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કર્મ–ઉપાસના–ઇત્યાદિ પ્રપંચ વળગેલોજ છે પણ તેની અંદર આસક્ત

ભાવ નષ્ટ થવાથી ચિત્તની સ્થિતિ પ્રપંચમાં જળકમળવત્ નિર્લેપ રહે છે. આથી નિષ્કામતા એ નિવૃત્તિનાં સુખનું સાધન હોવાથી કર્મમાં કામનાનો ત્યાગ કરવા આચાર્ય સુચવે છે.

### पापोनी निवृत्ति.

પૂર્વોક્ત પ્રકારે કર્મ ઉપાસનામાં કામ ભાવના નિવૃત્તિ પામવાથી, પાપ પુણ્યનો સંગ લાગતો નથી અર્થાત્ જ્ઞાન થતાં કર્મોનાં ફળો અને કર્મો નાશ પામે છે અને હૃદયની ભેદગ્રંથિઓ ગળી જાય છે જેથી **ભગવત્પાદ** પાપની નિવૃત્તિનો પ્રકાર બતાવી સંસારનાં નશ્વર સુખમાં અવિનાશી સુખ પ્રાપ્તિ અર્થે દોષોનેજ દેખવારૂપ કર્ત્તવ્ય બતાવે છે એટલે કે સંસાર સુખની અનિચ્છા-પૂર્વક મોક્ષ સુખની ઇચ્છા પ્રગટાવવા મુમુક્ષુવર્ગને બોધન કરે છે.

**संगःसत्सु विधीयतां भगवतो भक्ति र्दृढा धीयतां**
**शांत्यादि परिचीयतां दृढतरं कर्माशु संत्यज्यतां ।**
**सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यतां**
**ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुति शिरो वाक्यं समाकर्ण्यतां ॥२॥**

**ભાવાર્થઃ**—( આ પ્રમાણે વૈરાગથી સંસારવાસ છોડી ) સત્સંગ કરવો જોઇએ, પરમાત્માની દૃઢ ભક્તિ કરવી જોઇએ. (નિષ્કામ ભક્તિ) અને (ભક્તિ યોગથી) શાંત્યાદિ ગુણોનો પરીચય કરી કર્મનો ( કર્મમાં મમત્વનો ) સત્વર ત્યાગ કરવો જોઇએ. ( ત્યાર પછી ) સારા વિદ્વાન ( બ્રહ્મનિષ્ઠ શ્રોત્રીય ગુરૂ )નાં શરણમાં જઇ પ્રતિદિન તેની પાદુકાની પૂજા ( સૂશ્રૂષા ) કરવી જોઇએ. ( ગુરૂથી અપાતા ગોપ્યતત્ત્વનો ઉપદેશ ) બ્રહ્મ સ્વરૂપનીજ પ્રાપ્તિની ગુરૂ પાસે માગણી કરી, શ્રુતિશિર અર્થાત્ વેદાંતનાં ( મહાવાકયો ) **तत्त्वमसि** આદિનો બોધ શ્રવણ કરવો જોઇએ. ॥ ૩ ॥

## आत्मसुखनी इच्छा.

### પ્રેમનું સ્થાન આત્મા છે.

આ પ્રમાણે વાસ્તવિક સુખનું સ્થાન આત્મા છે, અને તે આત્માજ પરમ પ્રેમાનંદસ્થાન હોવાથી સંસારથી વિરાગ લાવી ( ગૃહાદિની આસક્તિઓનો તુરત અનાદર કરી ) તેજ આત્મા હું પોતે છું એવો અનુભવ થવા દ્વિતીય શ્લોકમાં સત્સંગતિ, ભગવદ્ ભક્તિ, શાંત્યાદિ ગુણો, દઢતા અને કર્મોનો ત્યાગ ઈત્યાદિના અભ્યાસપૂર્વક કોઈ સદ્વિદ્વાન એટલે પંચ ભેદ, પંચ કલેશરહિત વેદાંતના ગોપ્ય તત્ત્વનો સાક્ષાત્કાર કરાવનાર બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય સદ્‌ગુરૂનું શરણ લઈ તેની પાદુકામાં પ્રેમપૂર્વક ભક્તિ રાખવા ભગવાન **શંકરાચાર્ય** અભિપ્રાય બતાવે છે. વેદાંત જ્ઞાનજ કેવળ અદ્વૈત તત્ત્વનો બોધ કરી આત્યાંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદરૂપ સુખની પ્રાપ્તિરૂપ મોક્ષનું સાધન હોવાથી, તેવા ગુરૂ પાસે તે પરમ તત્ત્વની પ્રાપ્તિ થવારૂપ યાચના કરવા તથા તે વેદાંતનાં મહાવાકયનો વિચાર શ્રવણાદિ સાધનથી નિરંતર કર્યા કરવા પુજ્યશ્રી પ્રબોધે છે. ત્રીજા શ્લોકમાં મહાવાકયોના અર્થનું વિચારપૂર્વક શોધન કરી વાસ્તવિક અદ્વૈત સત્ય હોવાથી વેદાંતના પક્ષનો આશ્રય કરવા આદેશ કરે છે. દુસ્તર્ક પ્રધાન ઈતર વાદિઓના સંગથી વિરામ પામવારૂપ કર્ત્તવ્ય કરી વેદાંત—વેદ—શ્રુતિ અનુકુળ તર્કોનુંજ અનુસંધાન રાખવા કથે છે. દેહમાંથી અહંતા અને ગૃહાદિમાંથી મમતાના ત્યાગપૂર્વક ' હું બ્રહ્મ છું, એમ નિરંતર વિચાર કરવા આદેશ કરી, બુદ્ધ જનો સાથે વાદમાં પ્રવૃત્તિ કરવા નિષેધે છે. ભગવત્પાદ સાધન પંચકના ચોથા શ્લોકમાં ' ખાનપાનને ખાતર જીંદગી નથી પણ જીંદગીને ખાતર ખાનપાન છે, એ લૌકિક કથન મુજબ તેમજ સંસાર ભોગોમાંથી અત્યંત પ્રવૃત્તિ અટકાવી સંતોષાદિનો સંગ્રહ મોક્ષ માર્ગમાં અનુકુળ હોવાથી ક્ષુધાને પણ વ્યાધિમાત્ર સમજી પ્રતિદિન ભિક્ષારૂપી ઔષધનું સેવન કરવા ફરમાવે છે અને તેમાં પણ આસક્તિના ત્યાગની બુદ્ધિજ સુખદાતા હોવાથી સ્વાદુ પદાર્થ ન યાચતાં પ્રાપ્તમાં સંતોષ

રાખવા મુમુક્ષુને ભલામણ કરે છે. **શીતોષ્ણાદિ** એ કથનથી તિતિક્ષા રાખવા કહે છે અને **નતુવૃથા** ઇત્યાદિ કથનથી વાણીનું તપ આચરવા જેમ કૃષ્ણ પરમાત્મા ગીતામાં અર્જુનને ઉપદેશે છે તેમ ઉપદેશ કરે છે. ઔદાસીનતા રાખવી એ કથન નશ્વર ભોગોમાં સુખનું ન હોવાપણું છે તેથી છે. **જનકૃપા** ઇત્યાદિથી લોકવાસના શાસ્ત્રવાસના અને દેહવાસના એ ત્રણ સંસારરૂપ કારાગૃહમાં જીવને બેડીરૂપ હોવાથી તેનો ત્યાગ કરવા કહે છે.

પાંચમા શ્લોકમાં આત્મજ્ઞાનના વિચારથી વિદેહમૂક્તિ પર્યંત સ્થિતિ થવા અધ્યારોપાપવાદ ક્રમથી છેવટ સમાધિ સ્થિતિ સુધી વેદાંત સિદ્ધાંત વિચારવા અભિપ્રાય આપે છે. આ પાંચમો શ્લોક વેદાંત સિદ્ધાંતનો અનુભવ કરી તે દ્વારા મોક્ષ એટલે આત્યાંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદ બ્રહ્મરૂપે સ્થિતિ કરવારૂપ મુક્તિ પામવા પ્રવર્તે છે.

છઠ્ઠા શ્લોકમાં સાધન પંચકનાં ઉક્ત પ્રકારથી શ્રવણ મનન અને અભ્યાસપૂર્વક નિરંતર આત્મતત્ત્વના વિચારથી કીટભૃંગ ન્યાયથી તે આત્મા હું પોતે છું એમ અનુભવરૂપ આત્મસ્વરૂપે સ્થિતિ થાય છે તે સ્થિતિરૂપ, આત્યાંતિક દુઃખ નિવૃત્તિથી અવશેષ જે પરમાનંદ પ્રાપ્તિરૂપ સ્થિતિ થાય છે તે ફળશ્રુતિ બતાવી છે.

સર્વ વેદાંતનો આશય હું એકજ બ્રહ્મરૂપ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છું અને સર્વ ભેદની નિવૃત્તિ લય ચિંતન અન્વય વ્યતિરેક કે મહાવાક્યના વિચારથી થાય છે. આ પ્રમાણે પોતાનું સ્વાત્મ સ્વરૂપ અપરોક્ષ કરવા ભગવાન શંકરાચાર્ય આ સ્તોત્રમાં પ્રબોધે છે તેથી તત્સંબંધી વિચારનો પ્રકાર છે તે આ છે:—

**वाक्यार्थश्च विचार्यतां श्रुति शिरः पक्ष समाश्रीयतां**
**दुस्तर्कात्सुविरम्यता श्रुतिमतः स्तर्कोनुसंधीयतां ॥**

**ब्रह्मैवास्मि विभाव्यता महरहो गर्वः परित्यज्यतां**
**देहे हं मति रुज्झतां बुधजनै र्वादः परित्यज्यताम् ॥३॥**

**ભાવાર્થઃ**—( મહા વાકયોનું શ્રવણ કર્યા પછી ) વાકયાર્થનું મનન ( એકાંતમાં ) કરવું જોઈએ. વેદાંત પક્ષનોજ ( વાસ્તવિક અદ્વૈત સત્ય હોવાથી ) સમાશ્રય કરવો જોઇએ. ' હું બ્રહ્મજ છું, એમ સ્વાનુભવ પ્રતિદિન કરતા રહેવો જોઈએ અને મિથ્યા અહં-કાર ( અભિમાન )નો અનાદર ( ત્યાગ ) કરવો જોઈએ. દેહાધ્યા-સનો ત્યાગ કરવો જોઇએ તથા બુદ્ધજનો સાથે વાદનો પરિત્યાગ કરવો જોઇએ. ॥ ૩ ॥

## હું બ્રહ્મરૂપ આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છું
## એ
## —:નિશ્ચય:—

જેમ કોઇને ભૂત વળગ્યું હોય તો ભુવાને બોલાવી, ડાકલાં વગડાવી, લવણાદિ પાંચ પદાર્થ મેલાવી, તેનું બળીદાન આપી ભૂતની નિવૃત્તિ કરવામાં આવે છે તેમ આકાશાદિ પંચમહાભૂત શરીરરૂપ બની જીવને વળગ્યાં છે તેની નિવૃત્તિ વાસ્તે બ્રહ્મનિષ્ઠ ગુરૂરૂપ ભૂવાનું વિધિપૂર્વક શરણ લઇ વેદશાસ્ત્ર-રૂપ ડાકલાં વગડાવી પંચમહાભૂતનાં જે પાંચ પાંચ તત્ત્વો છે તેનાં પ્રત્યેક ભૂતને બળીદાન આપી—અર્થાત્ પોતપોતાનો ભાગ અર્પણ કરી એ પંચમ-હાભૂતોનો હું દ્રષ્ટા છું એમ સમજવું તે બ્રહ્મરૂપે સ્વાનુભવ થવાનો પ્રકાર છે. પંચમહાભૂતો માયાનાં અર્થાત્ અવિદ્યાનાં પરીણામ હોવાથી અવિદ્યારૂપ છે. કારણ કે **एतस्माद्** એ શ્રુતિમાં માયા વિશિષ્ઠ બ્રહ્મમાંથી આકાશાદિની

ક્રમપૂર્વક ઉત્પત્તિ કહી છે. લય ચિંતનના પ્રકારે કાર્યનો કારણમાં લય કરતાં પાંચે ભૂતોનો અવિદ્યામાં વિલય થાય છે. અવિદ્યા એ બ્રહ્મથી અન્ય કોઇ તત્ત્વ નથી પણ માયાદિ જુદાં જુદાં નામ વાળી બ્રહ્મની શક્તિ બ્રહ્મરૂપેજ છે. **विचारेण नास्ति या** જે વિચારવડે કાંઇ નથી એવી અનિર્વચનીય માયા છે. તે માયા અને બ્રહ્મનો કલ્પિત તાદાત્મ્ય સંબંધ છે એટલે કે બ્રહ્મથી માયા ભિન્ન નથી, અભિન્ન નથી તેમ ભિન્નાભિન્ન નથી કારણ કે બ્રહ્મથી બ્રહ્મની શક્તિને ભિન્ન માનવામાં આવે તો શ્રુતિ વિરોધ આવે અને અભિન્ન માનવામાં આવે તો બ્રહ્મરૂપ બ્રહ્મશક્તિનું શક્તિનામે જુદું કથન નિષ્પ્રયોજન થાય. અને ભિન્નાભિન્ન માનવામાં આવે તો એકજ વસ્તુમાં તમઃ પ્રકાશની જેમ વિરૂદ્ધ ધર્મ સંભવે નહીં. આથી બ્રહ્મની શક્તિનો બ્રહ્મની સાથે રજ્જુ સાથે સર્પના સંબંધ જેવો કલ્પિતભેદ અને વાસ્તવ અભેદરૂપ **અનિર્વચનીય-તાદાત્મય સબંધ** માનવો જોઇએ. વાસ્તવ ભેદના અભાવથી અને ભિન્ન પ્રતીતિના અભાવથી તે શક્તિ બ્રહ્મથી ભિન્ન નહીં પણ જેમ કલ્પિત સર્પ પરમાર્થે રજ્જુ રૂપેજ છે તેમ શક્તિ પણ પરમાર્થે બ્રહ્મરૂપેજ છે. આ પ્રમાણે બ્રહ્મના વિવર્તરૂપે ભાસતું અવિદ્યા અને તેનું કાર્ય જગત્ બ્રહ્મથી ભિન્ન નથી પણ તેમાં કલ્પિત છે. કલ્પિત વસ્તુની સત્તા અધિષ્ઠાનથી ભિન્ન ન હોવાને લઇ સઘળું બ્રહ્મજ છે એમ સિદ્ધ થાય છે, શ્રુતિ પણ કહે છે કે **एकमेवाद्वितीयं ब्रह्म—सर्वं खल्विदं ब्रह्म.** આવી રીતે હું બ્રહ્મરૂપ આત્મા સચ્ચિદાનંદ છું એ પ્રકારના અનુભવમાં વિચાર પ્રકારનો પ્રારંભ થાય છે. સઘળું એકજ બ્રહ્મ છે અને તે બ્રહ્મ હું છું એનિશ્ચય થવા પ્રથમ બ્રહ્મ અને આત્માનાં વિશેષણોની એકતા સમજાયાપૂર્વક તેઓનું મહાવાક્યનાં જ્ઞાનથી અભિન્નત્વ સમજવા જરૂર રહે છે. આ બાબત મનન પ્રકાર કાંઇક આવો શરૂ કરાય છે.

હું સત્ ચિત્ આનંદ, બ્રહ્મ, સ્વયંપ્રકાશ, કુટસ્થ, સાક્ષી દૃષ્ટા, ઉપદૃષ્ટા, એક, ઇત્યાદિક વિધિ વિશેષણથી વખણાઉં છું. મારી જ્ઞાનથી અથવા તો

કોઇ વસ્તુથી નિવૃત્તિ થાતી નથી માટે હું **સત્** છું. આત્માની કોઇ પ્રકારે નિર્વૃત્તિ ન હોવાથી હું આત્મા **સત્** છું. હું આત્મા અલુપ્ત પ્રકાશ સ્વરૂપ હોવાથી **ચિત્** છુ. પરમ પ્રિતિનો વિષય છે તે આનંદ કહેવાય છે. મારામાં–આત્મામાં સર્વની પરમ પ્રીતિ છે વાસ્તે હું આત્મા **આનંદરૂપ છું** હું આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છું એવું શ્રુતિ, યુક્તિ અને અનુભવથી સિદ્ધ હોવાથી અને બ્રહ્મને પણ ઉપનિષદાદિમાં સત્ ચિત્ આ-નંદરૂપેજ કહ્યું હોવાથી હું જે આત્મા છું તેજ બ્રહ્મરૂપ છું. કારણ કે બ્રહ્મ નામ વ્યાપકનું છે, જેનો દેશથી અંત ન હોય તે વ્યાપક કહેવાય છે, હું આત્મા જો બ્રહ્મથી ભિન્ન હોઉં તો દેશથી અંતવાળો થાઉં, અને જેનો

**क्षुद्व्याधिश्चचिकित्स्यतां प्रतिदिनं भिक्षौषधं भुंज्यतां**
**स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात् प्राप्तेन संतुष्यतां ।**
**शीतोष्णादि विसह्यतां नतु वृथा वाक्यं समुच्चार्यता**
**मौदासीन्यमभिप्स्यतां जनकृपानैष्ठुर्य मुत्सृज्यताम् ॥४॥**

**ભાવાર્થઃ**—ભૂખને પણ વ્યાધિમાત્ર સમજી તેની ચિકિત્સા કરતાં કરતાં પ્રતિદિન ભિક્ષાનાં અન્નરૂપ ઔષધનું ભોજન કરવું જોઇએ. મિષ્ટાન્નની યાચના નહીં કરતાં વિધિયોગે (પ્રારબ્ધ વ-શાત્) પ્રાપ્તમાંજ સંતોષ રાખવો જોઈએ. ટાઢ તાપ આદિ દ્વંદ્વ પરિસહો સહન કરવા જોઇએ. વૃથા ભાષણ નહીં કરવું જોઈએ. સર્વદા (સંસાર ભોગોથી) ઉદાસીનતાનોજ આશ્રય લઈ લોક કૃપાનુસારિણી કીર્તિવાસનાનો પરિત્યાગ કરવો જોઈએ. ॥ ૪ ॥

## विवेचन.

દેશથી અંત હોય તેનો કાળથી પણ અંત હોય એવો નિયમ છે. જેનો દેશ કાળથી અંત હોય તે વસ્તુ અનિત્ય કહેવાય છે. વાસ્તે હું આત્મા બ્રહ્મથી જુદો નથી અને મારાથી જો બ્રહ્મ જુદું હોય તો તે બ્રહ્મ અનાત્મ થાય અને જે અનાત્મા ઘટાદિક છે તે જડ હોય છે વાસ્તે તેમ માનવામાં આવે તો હું જે આત્મા તેથી બ્રહ્મ ભિન્ન જડરૂપ થાય જે વાત શ્રુતિથી વિરૂદ્ધ છે વાસ્તે મારાથી બ્રહ્મ ભિન્ન નથી પણ હું આત્માજ બ્રહ્મ સ્વરૂપ છું. જે દીપકની જેમ બીજા પ્રકાશની અપેક્ષા વિના સર્વને પ્રકાશે છે ને જેને કોઇ પદાર્થ પ્રકાશી શકતો નથી તે સ્વયંપ્રકાશ કહેવાય છે તો એવો તો હું એક આત્માજ સ્વયંપ્રકાશ છું અને જે વસ્તુ સદા અપરોક્ષ-રૂપ હોય અને કોઇ જ્ઞાનનો વિષય નહીં હોય તે વસ્તુ સ્વયંપ્રકાશ કહેવાય તો હું આત્મા સદા અપ્રોક્ષસ્વરૂપ છું અને પ્રકાશ સ્વરૂપ હોવાથી કોઈ પણ જ્ઞાનનો વિષય ( પ્રકાસ્ય ) નથી વાસ્તે હું સ્વયંપ્રકાશ-છું. કુટ એટલે એરણ, એરણની જેમ જે નિર્વિકાર અચળ રૂપથી સ્થિત હોય તે કુટસ્થ કહેવાય છે. જેમ લુહાર અનેક ઘાટ ઘડે છે તોપણ એરણ જેવીને તેવીજ રહે છે તેમ મનરૂપી લુહાર વ્યવહારરૂપ અનેક ઘાટ ઘડે છે તોપણ હું આત્મા જેવો છું તેવોજ રહું છું વાસ્તે કુટસ્થ છું. કુટસ્થ કહે-વાથી હું અચળ અને અક્રિય છું એમ સિદ્ધ થાય છે. લોક વ્યવહારમાં ઉદાસીન ( રાગદ્વેષ રહિત ) સમીપવર્તી અને ચેતન હોય તે સાક્ષી કહેવાય છે તેમ હું આત્મા રાગદ્વેષ રહિત ( ઉદાસી ) છું, સમીપવર્તી છું, ચેતન ( અજડ–પ્રકાશ ) છું વાસ્તે હું સાક્ષી કહેવાઉં છું, અથવા તો અંતઃકરણ ઉપાધિવાળો સાક્ષી કહેવાય છે, અથવા તો અંતઃકરણની વૃત્તિમાં વર્તમાન ચેતન માત્ર ( કેવળ ચેતન ) સાક્ષી કહેવાય છે, તેવો તો હુંજ છું તેથી હું સાક્ષી છું. જોવાવાળો હોય તે દૃષ્ટા કહેવાય છે. સર્વ દૃશ્ય પ્રપંચનો જાણ-વાવાળો હોવાથી હું આત્માજ દૃષ્ટા છું.

જેમ યજ્ઞશાળામાં યજ્ઞના કાર્યવાહકોમાં પંદર રૂત્વિજ હોય છે, સોળમો યજમાન હોય છે, સત્તરમી યજમાનની સ્ત્રી હોય છે. અને અઢારમો ઉપદ્રષ્ટા પાસે બેઠો બેઠો યજ્ઞમંડપની સામગ્રીને તટસ્થપણે જોયા કરે છે અને કાંઇપણ કાર્ય કરતો નથી તેમ આ સ્થૂળદેહરૂપ યજ્ઞશાળામાં પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને પાંચ પ્રાણ એ પંદર ઋત્વિજ છે, સોળમો મનરૂપી યજમાન છે, અને સત્તરમી બુદ્ધિરૂપી મનરૂપી યજમાનની પત્ની છે. આ બધાં પોત-પોતાનાં વિષયનું ગ્રહણ કરવારૂપ ભોગમય યજ્ઞનું કાર્ય કર્યા કરે છે. અને અઢારમો હું આત્મારૂપ ઉપદ્રષ્ટા એ સૌનાં કાર્યને તટસ્થપણે જોયાં કરું છું. વાસ્તે હું ઉપદ્રષ્ટા કહેવાઉં છું. મારા સમાન સજાતીય બીજી કોઈ ચેતન વસ્તુ ન હોવાથી હું પરબ્રહ્મરૂપ આત્મા એક છું એમ મારા મહિમાવડે ગવાઉં છું. આ પ્રકારે મારાં વિધિ વિશેષણોથી હું પોતે મારૂં સ્વરૂપ અનુ-ભવું છું અને મારાં નિષેધ વિશેષણોથી હું પોતેજ મને અનંત–અખંડ–અસંગ–અદ્વિતીય–અજન્મ–નિર્વિકાર–નિરાકાર–અવ્યક્ત–અવ્યય અને અક્ષર ઇત્યાદિ સ્વરૂપે સમજું છું. હું વ્યાપક છું તેથી મારો દેશથી અંત નથી અને તેથી હું નિત્ય છું, નિત્ય છું તેથી મારો કાળથી અંત નથી અને તેથી હું અધિષ્ટાન હોવાથી સર્વનું સ્વરૂપ છું. હું સર્વસ્વરૂપ છું તેથી મારો વસ્તુથી અંત નથી. આ પ્રમાણે મારો દેશ–કાળ અને વસ્તુથી અંત ( પરિચ્છેદ ) ન હોવાથી હું અનંત છું. જીવ ઇશ્વરનો ભેદ, જીવ જીવનો ભેદ, જીવ જડનો ભેદ, જડ જડનો ભેદ, અને ઇશ્વર જડનો ભેદ એવા પાંચ ભેદથી રહિત હું બ્રહ્મરૂપ આત્મા છું તેથી હું અખંડ છું. મારામાં સજાતીય–વિજાતીય અને સ્વગત ભેદ ન હોવાથી પણ હું અખંડ છું. સંગ એટલે સંબંધ તે સંબંધના ત્રણ પ્રકાર છે. સજાતીય, વિજાતીય અને સ્વગત સંબંધ. પોતાની જાતિવાળા સાથે જે સંબંધ તે સજાતીય, જેમ કે બ્રાહ્મણનો બ્રાહ્મણથી સંબંધ. અન્ય જાતિવાળા સાથે સંબંધ તે વિજાતીય સંબંધ. જેમ-કે બ્રાહ્મણનો શુદ્રથી સંબંધ, પોતાના અવયવની સાથે જે સંબંધ તે સ્વગત

સંબંધ, જેમ કે બ્રાહ્મણનો પોતાના પગ સાથે સંબંધ. હું બ્રહ્મરૂપ આત્મા ચેતન એકજ છું તેથી મારે જાતિ નથી અને બ્રહ્મા-વિષ્ણુ-જીવ-ઇશ્વર

**एकांते सुख मास्यतां परतरे चेतः समाधीयतां**
**पूर्णात्मा सुसमीक्ष्यतां जग दिदं तद्बाधितं दृश्यतां ।**
**प्राक्कर्म प्रविलाप्यतां चिति बलान्नाप्युत्तरैः श्लिष्यतां**
**प्रारब्धं त्विह भुज्यता मथ परब्रह्मात्मना स्थीयतां ॥५॥**

**ભાવાર્થઃ**—વિજન સ્થળમાં સુખેથી આસન કરી પરમાત્મામાં ચિત્તની સમાધિ કરવી જોઈએ. પુર્ણાત્માનીજ સમ્યગપ્રકારે સમીક્ષા કરી જગત્‌નો તેમાં બાધ કરવો જોઈએ (વિધિનિષધની પદ્ધતિ સમજવી જોઈએ) સંચીત અને ક્રિયમાણ કર્મોનો જ્ઞાનથી નાશ કરી પછી ઉત્તર એટલે નવાં કર્મ પણ બાંધવાં ન જોઈએ અને પ્રારબ્ધનો ભોગ કરતાં કરતાં પરબ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરવી જોઇએ. ॥ ૫ ॥

## विवेचन

શિવ, તું, તે ઇત્યાદિ ભેદ ઉપાધિકૃત હોવાથી મિથ્યા છે વાસ્તે મારે કોઇની સાથે સજાતીય સંબંધ છેજ નહીં. તેમ હું બ્રહ્મરૂપ આત્મા અદ્વૈત છું, સત્ છું તેથી મારાથી ભિન્ન જે માયા અને માયાનું કાર્ય સ્થૂળ સૂક્ષ્મ પ્રપંચ પ્રતીત થાય છે તે અસત્ છે અને અસત્ કોઇ વસ્તુ નથી વાસ્તે મારે કોઇની સાથે વિજાતીય સંબંધ છેજ નહિ; તેમ હું નિરવયવ છું અને સચ્ચિદાનંદાદિ મારાં અવયવ નહિ પણ હું તે સ્વરૂપ છું તેથી મારો કોઇ સાથે સ્વગત સંબંધ છેજ નહિ; આ પ્રમાણે સર્વ સંબંધથી રહિત હું બ્રહ્મરૂપ આત્મા

અસંગ છું. દ્વૈત જે પ્રપંચ તે સ્વપ્નાની જેમ કલ્પિત હોવાથી વાસ્તવ નથી વાસ્તે હું બ્રહ્મરૂપ આત્મા દ્વૈત રહિત છું તેથી અદ્વૈત છું. સ્થૂળ દેહનો ધર્મ જન્મ છે, તે ધર્મ સૂક્ષ્મ દેહનો પણ નથી ત્યારે મારો તો ક્યાંથીજ હોય ? કદાચ મારો જન્મ માનવામાં આવે તો મારૂં મરણ પણ માનવું જોઇએ, અને મરણ માનવાથી હું અનિત્ય થાઉં, અનિત્ય થાઉં એ વાત પરલોકવાદી આસ્તિકોને અનિષ્ઠ થાય, કારણ કે જે વસ્તુ જન્મ-મરણવાળી છે તેનો આદિમાં અને અંતમાં અભાવ છે તેથી પૂર્વજન્મ વિષે હું બ્રહ્મરૂપ આત્મા ન હતો, મારાં કર્મ ન હતાં ત્યારે આ જન્મમાં મને કર્મવિના ભોગ થાય નહિ અને મરણ પછી હું હોઉં નહિ અર્થાત્ મારો અભાવ થાય તેથી આ જન્મમાં કરેલાં કર્મનો ભોગવિના નાશ થઇ જાય જેથી વેદોક્ત કર્મની વ્યર્થતા થાય વાસ્તે મારા બ્રહ્મરૂપ આત્માનો ધર્મ જન્મ નથી તેથી હું બ્રહ્મ રૂપ આત્મા અજન્મ છું હું અજન્મ છું તેથી અજર અમર ઇત્યાદિથી પણ હુંજ કહેવાઉં છું.

જેમ ઘડાના, જન્મ, હોવાપણું, વૃદ્ધિ, વિપરીણામ અપક્ષય અને વિનાશ એ ષટ્ ધર્મો છે પરંતુ ઘડામાં રહેલું અને ઘડાથી જુદું જે આકાશ છે તેના તે ધર્મો નથી તેમ દેહ જન્મે છે તે **जन्म**, દેહ જન્મ્યો છે તે **अस्तित्वता**, દેહ બાળક થયો, તે **बृद्धि**, દેહ જુવાન થયો, તે **विपरिणाम** દેહ ઘરડો થયો, તે **अपक्षय** અને દેહ મરી ગયો, તે **विनाश** એ છ વિકાર છે તે દેહના ધર્મો છે પણ હું જે દેહને જાણવાવાળો દેહથી ન્યારો આત્મા છું તેના તે ધર્મ નથી તેથી આ પ્રકારે ષટ્વિકારરહિત હું બ્રહ્મરૂપ આત્મા નિર્વિકાર છું.

સ્થૂલ-સૂક્ષ્મ લાંબું-ટુંકું એ ચાર પ્રકારના આકાર આ જગતમાં કહેવાય છે. હું બ્રહ્મરૂપ આત્મા ઇંદ્રિય અને મનનો અવિષય હોવાથી સૂક્ષ્મ છું, તેથી હું સ્થૂલ નથી. હું બ્રહ્મરૂપ આત્મા વ્યાપક છું વાસ્તે હું

સૂક્ષ્મ પણ નથી. સૂક્ષ્મ એટલે હું અણુ નથી. હું બ્રહ્મરૂપ આત્મા સર્વ સ્થાનમાં ઓતપ્રોત્ત છું તેથી હું લાંબો કે ટુંકો નથી વાસ્તે હું બ્રહ્મરૂપ આત્મા નિર્વિકાર છું. હું બ્રહ્મરૂપ આત્મા જે કારણથી મન ઇંદ્રિય આદિથી અગોચર હોવાથી અસ્પષ્ટ છું તેજ કારણથી હું બ્રહ્મરૂપ આત્મા અવ્યક્ત છું. જેમ ટાંકામાં અનાજ કાઢવા ઘાલવાથી વધઘટ થયા કરે છે તેમ મારો વ્યય ન હોવાથી હું બ્રહ્મરૂપ આત્મા અવ્યય છું; હું બ્રહ્મરૂપ આત્મા જે કારણે નાશ રહિત છું તે કારણથીજ અક્ષર છું, અમૃત છું અવિનાશી છું અને અક્ષય છું. આ પ્રકારે મારાં નિષેધ્ય વિશેષણથી હું પોતે પોતાનો અનુભવ કરૂં છું. મારા પોતાના અનુભવમાં મારે ઈતર વસ્તુની અપેક્ષા છેજ નહિ. સચ્ચિદાનંદાદિક જો મારા ગુણ હોય તો પરસ્પર તેઓ ભિન્ન છે એમ કહેવાય પરંતુ મારા બ્રહ્મરૂપ આત્માના તે ગુણ નથી પરંતુ સ્વરૂપ છે તેથી સચ્ચિદાનંદાદિ પરસ્પર ભિન્ન નથી પણ અભિન્ન છે. હું બ્રહ્મરૂપ એકજ આત્મા નાશરહિત હોવાથી સદ્રુપ છું જડથી વિલક્ષણ પ્રકાશરૂપ હોવાથી ચિદ્રુપ છું અને દુઃખથી વિલક્ષણ મુખ્ય પ્રેમનો વિષય છું વાસ્તે આનંદરૂપ છું. આ પ્રકારે મારાં જે જે વિશેષણો છે તે મારા ગુણ નથી પણ મારૂં સ્વરૂપ હોવાથી તેઓ મારાથી ભિન્ન ભિન્ન નથી જેમ એકજ પુરૂષ પિતાની દૃષ્ટિમાં પુત્ર, પિતામહની દૃષ્ટિમાં પૌત્ર, પિતાના ભાઇની દૃષ્ટિમાં ભત્રીજો, મામાની દૃષ્ટિમાં ભાણેજ અને બેનની દૃષ્ટિમાં ભાઇ કહેવાય છે તેમ હું બ્રહ્મરૂપ એકજ આત્મા પ્રપંચનાં વિશેષણ અસત્—જડ અને દુઃખરૂપ આદિની દૃષ્ટિથી સત્ ચિત્ આનંદાદિક વિશેષણ સ્વરૂપ કહેવાઉં છું. આ પ્રકારે બ્રહ્મરૂપ આત્માનાં જે વિશેષણો છે તે પરસ્પર ભિન્ન નથી પણ અભિન્ન છે.

---

# साधनपंचकस्तोत्रनी फळश्रुति.

वसंततिलकावृत्तम्.

यः श्लोक पंचक मिदं पढते मनुष्यः
संचिंतयत्यनुदिनं स्थिरता मुपेत्य ।
तस्याशु संसृति दवानल तीव्र घोर
तापः प्रशांति मुपयाति चितिप्रसादात् ॥ ६ ॥

**ભાવાર્થઃ**—સ્થિરતાને પ્રાપ્ત કરી પ્રતિદિન જે મનુષ્ય આ સાધન-પંચકના પાંચ શ્લોકનો પાઠ કરે છે તેના ચૈતન્યના [ જ્ઞાનરૂપ આત્માના ] પ્રસાદવડે કરીને સંસારરૂપ દાવાનળથી તીવ્ર ઘોર આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ તાપ-ત્રયં શમી જાય છે શાંત થાય છે. ॥ ૬ ॥

विवेचन.

## हुं सत् शामाटे छुं.

ત્રણે કાળમાં જે અબાધિત હોય છે તે સત્ કહેવાય છે, ત્રણે કાળમાં હું છું તેથી હું સત્ છું. મને મારો સદ્રુપે અનુભવ આ પ્રકારે થાય છે.

જાગૃતમાં હું છું, સ્વપ્નમાં હું છું, સુષુપ્તિમાં હું છું, પ્રાતઃ મધ્યાન્હ અને સાયંકાળમાં હું છું, દિવસ-રાત્રિ-પક્ષ-માસ, ૠતુ અને વર્ષ વિષે પણ હું છું. તેમ બાલ યૌવન ને વૃદ્ધ એ ત્રણ અવસ્થામાં પણ હું છું, પૂર્વદેહમાં પણ હું છું, વર્તમાન દેહમાં હું છું અને ભાવિ દેહમાં પણ હું છું, અને

યુગ મનુ અને કલ્પમાં પણ હું છું અને ભુત ભવિષ્ય અને વર્તમાનકાળમાં પણ હું છું વાસ્તે હું ત્રણે કાળમાં હોવાથી સત્ છું. મારાથી ભિન્ન જે નામ રૂપ વસ્તુ સહિત ત્રણ કાળ છે તે અસત્ છે. મારાં સત્ રૂપનો અને નામ રૂપ વસ્તુ અસત્ છે તેનો નિર્ણય અન્વય વ્યતિરેકવડે કરી હું જાણું છું. જે હું જાગૃત વિષે છું તેજ હું સ્વપ્ન વિષે પણ છું વાસ્તે હું સત્ છું અને જાગૃત મારાવિષે ન હોવાથી અસત્ છે. જે હું સ્વપ્ન વિષે છે તેજ હું સુષુપ્તિમાં પણ છું વાસ્તે હું સત્ છું અને સ્વપ્ન મારામાં ન હોવાથી તે અસત્ છે. જે હું સુષુપ્તિમાં છું તેજ હું પ્રાતઃકાળ વિષે છું વાસ્તે હું સત્ છું અને સુષુપ્તિ મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું પ્રાતઃકાળમાં છું તેજ હું મધ્યાન્હમાં છું વાસ્તે હું સત્ છું અને પ્રાતઃકાળ મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું મધ્યાન્હકાળમાં છું તેજ હું સાયંકાળમાં છું વાસ્તે હું સત્ છું અને મધ્યાન્હકાળ મારામાં નથી તેથી અસત્ છે. જે હું સાયંકાળમાં છું તેજ હું દિવસમાં છું વાસ્તે હું સત્ છું, અને સાયંકાળ મારામાં નથી વાસ્તે અસત્ છે. જે હું દિવસવિષે છું તેજ હું રાત્રિવિષે પણ છું વાસ્તે હું સત્ છું અને દિવસ મારાવિષે નથી વાસ્તે તે અસત્ છે. જે હું રાત્રિ વિષે છું તેજ હું પક્ષવિષે છું વાસ્તે હું સત્ છું અને રાત્રિ મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું પક્ષ વિષે છું તેજ હું માસવિષે છું વાસ્તે હું સત્ છું અને પક્ષ મારામાં છે નહીં તેથી તે અસત્ છે. જે હું માસવિષે છું તેજ હું ૠતુવિષે છું વાસ્તે હું સત્ છું અને માસ મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું ૠતુ વિષે છું તેજ હું વર્ષ વિષે પણ છું વાસ્તે હું સત્ છું અને ૠતુ મારા વિષે છે નહીં તેથી તે અસત્ છે. જે હું વર્ષ વિષે છું તેજ હું બાલ્યાવસ્થામાં પણ છું વાસ્તે હું સત્ છું અને વર્ષ મારામાં નથી વાસ્તે તે અસત્ છે. જે હું બાલ્યાવસ્થામાં છું તેજ હું યુવાવસ્થામાં છું વાસ્તે હું સત્ છું અને બાલ્યાવસ્થા મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું યુવસ્થામાં છું તેજ હું વૃદ્ધાવસ્થામાં પણ છું વાસ્તે હું સત્ છું અને

યુવાવસ્થા મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું વૃદ્ધાવસ્થામાં છું તેજ હું પૂર્વદેહમાં છું વાસ્તે હું સત્ છું અને વૃદ્ધાવસ્થા મારાવિષે નથી તેથી તે અસત્ છે. જે હું પૂર્વદેહમાં છું તેજ હું આ દેહમાં છું વાસ્તે હું સત્ છું અને પૂર્વ-દેહ મારા વિષે નથી તેથી તે અસત્ છે. જે હું આ દેહમાં છું તેજ હું ભાવિ દેહમાં છું વાસ્તે હું સત્ છું અને આ દેહ મારામાં નથી વાસ્તે તે અસત્ છે. જે હું ભાવિ દેહમાં છું તેજ હું યુગમાં છું વાસ્તે હું સત્ છું અને ભાવિ દેહ મારામાં નથી વાસ્તે તે અસત્ છે. જે યુગ વિષે હું છું તે હું મનુ-વિષે છું વાસ્તે હું સત્ છું અને યુગ મારા વિષે નથી તેથી તે અસત્ છે. જે હું મનુવિષે છું તેજ હું કલ્પવિષે છું વાસ્તે હું સત્ છું અને મનુ મારાવિષે નથી તેથી તે અસત્ છે. જે હું કલ્પવિષે છું તેજ હું ભૂતકાળવિષે છું વાસ્તે હું સત્ છું અને કલ્પ મારામાં નથી તેથી તે અસત્ છે. જે હું ભૂતકાળવિષે છું તે હું ભવિષ્યકાળવિષે છું વાસ્તે હું સત્ છું અને ભૂતકાળ મારા વિષે નથી વાસ્તે તે અસત છે. જે હું ભવિષ્યકાળવિષે છું તે હું વર્તમાનકાળ વિષે છું વાસ્તે હું સત્ છું અને ભવિષ્યકાળ મારાવિષે નથી તેથી તે અસત્ છે. જે હું વર્તમાનકાળવિષે છું તેજ હું સર્વકાળવિષે છું વાસ્તે હું સત્ છું અને વર્તમાનકાળ મારામાં નથી તેથી તે અસત્ છે. આ પ્રમાણે અન્વય વ્યતિરેકરૂપ યુક્તિથી હું મારાં સદ્રૂપને જાણું છું.

ત્રણે કાળમાં જે સર્વને જાણે તે ચિત્ કહેવાય છે. ત્રણે કાળમાં હું જાણું છું વાસ્તે હું ચિત્ છું,

જાગ્રતને હું જાણું છું, સ્વપ્નને હું જાણું છું, સુષુપ્તિને હું જાણું છું, પ્રાતઃકાળને હું જાણું છું, મધ્યાન્હકાળને હું જાણું છું, સાયંકાળને હું જાણું છું, દિવસને હું જાણું છું, રાત્રિને હું જાણું છું, પક્ષને હું જાણું છું, માસને હું જાણું છું, ૠતુને જાણું છું, વર્ષને જાણું છું, બાલ્યાવસ્થાને જાણું છું, યુવાવસ્થાને જાણું છું, વૃદ્ધાવસ્થાને જાણું છું, પૂર્વદેહને જાણું છું, આ

દેહને જાણું છું, ભાવિ દેહને જાણું છું, યુગ, મનુ, અને કલ્પને હું જાણું છું, અને ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળને હું જાણું છું. આ પ્રમાણે હું સર્વકાળવિષે હું જાણતો હોવાથી ચિદ્રુપ છું. મારાં જડથી જુદાં ચિદ્રુપનો નિશ્ચય અન્વય વ્યતિરેક યુક્તિથી હું સમજું છું. જે હું જાગ્રતને જાણું છું તેજ હું સ્વપ્નને જાણું છું વાસ્તે હું ચિત્ છું અને જાગૃત મને જાણતી નથી વાસ્તે તે જડ છે. જે હું સ્વપ્નને જાણું છું તેજ હું સુષુપ્તિને જાણું છું વાસ્તે હું ચિત્ છું અને સ્વપ્ન મને જાણતું નથી તેથી તે જડ છે. આ પ્રમાણે મારાં સદ્રુપના જેમ સર્વ કાળને હું જાણું છું તેમ હું ચિત્ છું.

જે વસ્તુ ત્રણે કાળ પરમ પ્રેમનો વિષય હોય તે આનંદ કહેવાય છે. હું ત્રણે કાળમાં પરમપ્રિય હોવાથી આનંદ છું.

જાગ્રતમાં હું પ્રિય છું, સ્વપ્નમાં હુ પ્રિય છું અને આ પ્રમાણે જાગૃત આદિથી તે સર્વ કાળ સુધી હું પ્રિય છું વાસ્તે હું આનંદ છું. જેમ હું સદ્રુપ છું એમ યુક્તિપૂર્વક સમજુંછું તેમ હું ચિદ્રુપ અને આનંદરૂપ છું તે તેજ યુક્તિથી સમજુંછું. મારાથી ભિન્ન નામરૂપ વસ્તુ સહિત ત્રણે કાળ દુઃખ છે. જે પ્રકારે સત અસતનો, ચિત્ત જડનો અન્વયવ્યતિરેક યુક્તિદ્વારા હું અનુભવ કરૂંછું તેજ પ્રકારે અને તેજ યુક્તિથી હું મારૂં આનંદરૂપ અને મારાથી ભિન્ન જડનું દુઃખરૂપ સમજુંછું. જે હું જાગ્રત વિષે પરમ પ્રિય છું તેજ હું સ્વપ્ન વિષે પરમ પ્રિય છું વાસ્તે હું આનંદરૂપ છું અને જાગ્રત મને પ્રિય નથી તેથી તે દુઃખરૂપ છે. જાગૃતના આદિથી સર્વકાળ સુધી પૂર્વની જેમ હું મારૂં આનંદ સ્વરૂપ અને જડનું દુઃખરૂપ જાણુંછું. જેમ પુત્રના મિત્ર વિષે પુત્રના પિતાની પ્રીતિ થાય છે તે પ્રીતિ પુત્રવાસ્તેજ પિતા કરે છે પણ પુત્ર વિષે જે પ્રીતિ પિતાને હોય છે તે પુત્રના મિત્ર માટે નથી હોતી વાસ્તે પુત્રમાં અધિક પ્રિયતા છે, તેમ ધનપુત્રાદિમાં જે પ્રીતિ થાય છે તે આત્માને વાસ્તે છે પરંતુ આત્મામાં જે પ્રીતિ છે તે પ્રીતિ ધનપુત્રાદિ વાસ્તે હોતી નથી વાસ્તે આત્માજ અધિક પ્રિય છે. આ પ્રમાણે હું આત્માજ અધિક પ્રેમનો વિષય

છું તે હું જાણું છું. જે જે જાગૃદાદિ કાળ આત્માવિષે—મારાવિષે ભાસે છે તે તે કાળ જો કે દુઃખરૂપ છે તોપણ અધ્યાસવડે મને—આત્માને ચિદાભાસદ્વારા ( મમ આભાસદ્વારા ) પ્રિય ભાસે છે, ત્યારે અન્ય કાળ પ્રિય ભાસતા નથી વાસ્તે સર્વ કાળમાં વ્યભિચારી પ્રીતિ છે તેથી તે સર્વે વાસ્તવ દુઃખરૂપ છે અને આત્મામાં મારામાં અવ્યભિચારી પ્રીતિ છે વાસ્તે હું આત્માજ આનંદરૂપ છું. પ્રીતિના ન્યૂનાધિક ભાવનો પ્રકાર હું જાણું છું. જગતમાં સૌમાં દ્રવ્ય—ધન વાલું—પ્રિય છે કારણ કે ધન વાસ્તે પુરૂષ દેશ છોડી પરદેશ જાય છે, અનેક નીચ કર્મ કરે છે, વાસ્તે દ્રવ્ય પ્રિય છે. વિત્ત—દ્રવ્યથી પુત્ર પ્રિય છે કારણ કે દુષ્ટ કર્મ કરવાથી પુત્ર રાજનાં કેદખાનાંમાં પડે છે ત્યારે તેને અનેક ધનના ભોગે પણ પિતા છોડાવે છે વાસ્તે ધનથી પુત્ર પ્રિય છે. પુત્રથી પિંડ—સ્વશરીર પ્રિય છે કારણ કે જ્યારે દુષ્કાળ આવે છે ત્યારે પુત્રને વેંચીને પણ લોકો પેટનો—કાયાનો નિર્વાહ કરે છે વાસ્તે પુત્રથી પિંડ વાલો છે. શરીરથી ઇંદ્રિયો અધિક પ્રિય છે કારણ કે કોઇ મારવા આવે ત્યારે ઇંદ્રિયોને છુપાવી "મારા શરીરપર માર પણ આંખ કાન નાક મુખવિષે માર માં" એમ લોકો કહે છે વાસ્તે શરીરથી ઇંદ્રિય વાલી છે. ઇંદ્રિયથી પ્રાણ ( મન ) પ્રિય છે કારણ કે જ્યારે દુષ્ટ કર્મના કરનારા પાપાત્મા પુરૂષને રાજા તરફથી ફાંસીની શિક્ષા ફરમાવવામાં આવે છે ત્યારે તે પુરૂષ પોતાના પ્રાણના બચાવ ખાતર, ધન, પુત્ર, સ્ત્રી, ઘરબાર વાડી વઝીફા તમામનો ભોગ આપવા તૈયાર થાય છે અને છેવટ હાથ કાન—નાક—પગ ઇત્યાદિ અવયવો કાપવા કે આંધળો કરવા ઇચ્છા બતાવી સ્વ-પ્રાણ બચાવવા કાલાવાલા કરે છે જેથી ઇંદ્રિયોથી પ્રાણ પ્રિય છે. પ્રાણથી આત્મા અર્થાત્ હું આત્મા પ્રાણથી પ્રિય છું, કારણ કે કોઇને જ્યારે રોમેરોમ વ્યાધિની પીડા પ્રસરે છે ત્યારે પ્રાણ જાય તો સુખ થાય, મરૂં તો સુખ પામું, ઇત્યાદિ પ્રકારે તે કહે છે વાસ્તે પ્રાણથી આત્મા પ્રિય છે એટલે હું આત્મા પ્રાણથી પણ પ્રિય છું. આ પ્રમાણે પ્રીતિનો ન્યૂનાધિક ભાવ હું જાણું છું અને મને. પોતાને પરમાનંદ સ્વરૂપ અર્થાત્ પૂર્ણાનંદરૂપ છું એમ અનુભવું છું.

હું બ્રહ્મરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા જ્યારે વાણીનો વિષય થઇ શકતો નથી ત્યારે :મારામાં સદાદિક વિશેષણો કેમ સંભવી શકે!! મારાં બ્રહ્મરૂપ આત્માનાં વિધિ અને નિષેધ પ્રકારે બે પ્રકારનાં વિશેષણો છે તેમાં સદાદિક જે વિધિ વિશેષણ છે તે પ્રપંચનો નિષેધ કરીને અવશેષ (બાકી) બ્રહ્મરૂપ મારૂં આત્માનું બોધન કરનારાં છે અને અનંતાદિક જે નિષેધ્ય વિશેષણો છે તે સાક્ષાત્ પ્રપંચનો નિષેધ કરે છે અને તેથી વિલક્ષણ હું બ્રહ્માત્મા છું તેના અર્થથીજ સિદ્ધ થાય છે વાસ્તે હું બ્રહ્માત્મા અવાચ્ય હોવાથી સદાદિક કે અનંતાદિક એ કોઇ વિશેષણથી નિરૂપવામાં આવતો નથી. સત્ કથનથી અસતનો નિષેધ થાય છે અને બાકી રહ્યું સદ્રુપ તે મારૂં જ સ્વરૂપ લક્ષણાથી સિદ્ધ છે. ચિત્ કહેવાથી જડનો નિષેધ થયો અને બાકી રહ્યું જે મારૂં ચિદ્રુપ તે લક્ષણાથીજ સિદ્ધ છે. બ્રહ્મ કહેવાથી પરિચ્છિન્નનો નિષેધ થયો અને બાકી રહ્યું જે વ્યાપક સ્વરૂપ તે તો લક્ષણાથી સિદ્ધ છે.

સ્વયંપ્રકાશ કહેવાથી પર પ્રકાશનો નિષેધ થયો અને બાકી રહ્યો હું સ્વયંપ્રકાશ તે લક્ષણાથી સિદ્ધ છું. કુટસ્થ (અવિકારી) કહેવાથી વિકારનો નિષેધ થયો અને બાકી રહ્યું જે મારૂ નિર્વિકારી સ્વરૂપ તે તો લક્ષણાથી સિદ્ધ છે. સાક્ષી—દ્રષ્ટા--ઉપદ્રષ્ટા કહેવાથી સાક્ષ્ય—દસ્ય—ઉપદસ્યનો નિષેધ થયો અને બાકી રહ્યો સાક્ષી—દષ્ટા—ઉપદષ્ટા જે હું તે લક્ષણાથી સિદ્ધ છું. આ પ્રમાણે મારાં વિધિ વિશેપણો જે બીજાં છે તે સમજાય છે. તે મારા ગુણુરૂપે નથી પણ તે તે વિશેષણ સ્વરૂપજ હું છું.

અનંત કહેવાથી દેશકાળ વસ્તુ પરિચ્છેદનો નિષેધ થાય છે. અખંડ કહેવાથી પાંચ પ્રકારના અને ત્રણ પ્રકારના ભેદનો નિષેધ થાય છે. અજન્મ કહેવાથી જન્મનો નિષેધ થાય છે. આ પ્રમાણે મારાં અન્ય નિષેધ વિશેષણોની યોજના છે પણ તેઓ મારા ગુણરૂપે નથી પણ હું તે સર્વના સ્વરૂપે છું.

આ પ્રમાણે આ સાધનપંચક સ્તોત્રમાં ભગવત્પાદ ગોવિંદપુજ્ય **શંકરાચાર્ય** જુદાં જુદાં ઉપદેશ વચનોથી હું બ્રહ્મરૂપ આત્મા સચ્ચિદાનંદ

સ્વરૂપ શું એ નિશ્ચય થવા યુક્તિનો પ્રકાર અને મહાવાક્યજ્ઞાનનો પ્રકાર સમજવા જિજ્ઞાસુને જરૂર બતાવે છે તેમાં, યુક્તિથી પ્રકાર કહ્યો અને હવે મહાવાક્ય વિવેકનું સંક્ષિપ્ત નિરૂપણ કરી આ લઘુ સ્તોત્રનો આશય વિશેષ સમજવા વિવેકી મહાશયનાં ચિત્તનેજ આમંત્રણ કરવામાં આવે છે કારણ કે વિદ્વાનોજ ખરૂં રહસ્ય પ્રકાશી શકે તેમ છે. કોઇ અધિકારી શિષ્ય પોતાના ગુરૂને બે હાથ જોડી પ્રશ્ન કરે છે.

પ્રશ્નઃ—હે ભગવન્ ' **तत्** ' પદ એ શું છે ?

ઉત્તરઃ—સામવેદનાં છાંદોગ્ય ઉપનીષદના છઠ્ઠા પ્રપાઠક અધ્યાયમાં ઉદ્દાલક મુનિએ પોતાના શ્વેતકેતુ નામે પુત્રને " **तत्वमसि** " મહાવાક્યનો ઉપદેશ કર્યો છે, તે મહા વાક્યનું પ્રથમ પદ તે " **तत्** " પદ છે.

પ્રશ્નઃ—" **त्वं** ,, **पद** શું છે ?

ઉત્તરઃ—આજ " તત્વમસિ ,, મહા વાક્યમાં જે બીજું પદ છે તે " त्वं .. પદ છે.

પ્રશ્નઃ—વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ કોને કહેવાય ?

ઉત્તરઃ—શબ્દનો અર્થ સાથે જે સંબંધ તે શબ્દની વૃત્તિ કહેવાય છે. શબ્દવૃત્તિ બે પ્રકારની છે. એક શક્તિવૃત્તિ છે અને બીજી લક્ષણાવૃત્તિ છે. શબ્દના વિષે અર્થજ્ઞાન કરવામાં સામર્થ્યરૂપ જે શબ્દના અર્થની સાથે સાક્ષાત્ સંબંધ તે શબ્દની શક્તિવૃત્તિ છે. અને શક્તિવૃત્તિથી જાણેલા અર્થદ્વારા જે શબ્દના અર્થની સાથે પરંપરારૂપ સંબંધ તે શબ્દની લક્ષણાવૃત્તિ કહેવાય છે. શક્તિવૃત્તિથી જે અર્થ જણાય તે શબ્દનો વાચ્ય અર્થ કહેવાય છે. અને તેને શક્ય અર્થ અથવા મુખ્ય અર્થ પણ કહે છે. લક્ષણાવૃત્તિથી જે અર્થ જણાય તે શબ્દનો લક્ષ્ય અર્થ કહેવાય છે.

પ્રશ્નઃ—લક્ષણાવૃત્તિના કેટલા પ્રકાર છે ?

ઉત્તરઃ—જહત્, અજહત્ અને ભાગત્યાગ એ ભેદે કરી લક્ષણાવૃત્તિ ત્રણ પ્રકારની છે.

પ્રશ્નઃ—ત્રણ પ્રકારની લક્ષણાનાં લક્ષણ અને ઉદાહરણ શું ?

ઉત્તરઃ—જ્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ કરીને વાચ્ય અર્થના સંબંધીનું ગ્રહણ થાય તે જહત્ લક્ષણા કહેવાય છે. જેમકે કોઇ પુરૂષને કોઇ પૂછે કેઃ—"ગાયનો વાડો ક્યાં છે ?" ત્યારે તે ઉત્તર આપે કે "ગંગામાં ગાયનો વાડો છે" આ સ્થળમાં ગંગા પદનો વાચ્ય અર્થ દેવનદીનો પ્રવાહ છે, તેમાં ગાયનો વાડો સંભવે નહીં વાસ્તે સંપૂર્ણ વાચ્ય અર્થ દેવનદીના પ્રવાહનો ત્યાગ કરી, તેના સંબંધીનું (કાંઠાનું) ગ્રહણ થાય છે. જ્યાં વાચ્ય અર્થનો ત્યાગ નહીં કરી, તેના સંબંધીનું ગ્રહણ થાય તે અજહત્ લક્ષણા છે. જેમ કોઇએ કહ્યું કેઃ—શોણ ( લાલ ) દોડે છે. આ સ્થળમાં શોણપદનો વાચ્ય અર્થ જે લાલ રંગ છે તેમાં દોડવાનું સંભવે નહિ તેથી લાલ રંગનો અર્થાત્ લાલરંગવાળો ઘોડો દોડે છે એ પ્રકારે વાચ્યનો ત્યાગ નહીં કરી તેના સંબંધી ઘોડારૂપ અધિક અર્થનું ગ્રહણ થાય છે.

જ્યાં વિરોધી કાંઇક વાચ્ય ભાગનો ત્યાગ કરી તેના સંબંધી અવિરોધી કાંઇક વાચ્ય ભાગ ગ્રહણ થાય તે ભાગત્યાગ લક્ષણા કહેવાય છે. જેમ પૂર્વે કોઈ દેશકાળમાં દીઠેલો પુરૂષ, અન્ય દેશ કાળમાં જોવામાં આવે ત્યારે જોનારો પુરૂષ કહે કે " તે ( દૂર ) દેશ અને તે ( ભૂત ) કાળમાં જે પુરૂષ દીઠો હતો તે પુરૂષ આ ( સમીપ ) દેશ, અને આ ( વર્તમાન ) કાળમાં આવ્યો છે." આ સ્થળમાં તે દેશકાળ અને આ દેશકાળરૂપ વાચ્ય ભાગની એકતાનો વિરોધ છે વાસ્તે તેની દષ્ટિનો ત્યાગ કરી 'તે પુરૂષ તો આજ છે, એમ અવિરોધી વાચ્ય ભાગનું ગ્રહણ થાય છે.

પ્રશ્નઃ—ત્રણ પ્રકારની લક્ષણામાં મહાવાકયમાં કઇ લક્ષણા સંભવે છે ?

ઉત્તરઃ—જ્યાં જહત્ લક્ષણા હોય ત્યાં સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ થાય છે. જો મહાવાકયમાં જહત્ લક્ષણા માનવામાં આવે તો “ **तत्** ” “ **त्वं** ” પદના વાચ્ય અર્થમાં પ્રવેશેલું બ્રહ્મ ચૈતન્ય અને સાક્ષી ચૈતન્ય એ ઉભયનો ત્યાગ થઇ જાય અને તે ચૈતન્યોથી ભિન્ન અસત્ જડ–દુઃખરૂપ પ્રપંચનું ગ્રહણ થાય, તેથી મહા અનર્થની પ્રાપ્તિ થાય વાસ્તે મહાવાકયમાં જહત્ લક્ષણા સંભવે નહિ

જ્યાં અજહત્ લક્ષણા હોય છે. ત્યાં વાચ્ય અર્થનો લેશપણ ત્યાગ થતો નથી. જો મહાવાકયમાં અજહત્ લક્ષણા માનવામાં આવે તો “ **तत्** ” “ **त्वं** ” પદના વાચ્ય અર્થની એકતાનો વિરોધ દૂર થાય નહીં તેથી લક્ષણા કરવાનું કાંઇ પ્રયોજન સિદ્ધ થાય નહીં. વાસ્તે મહાવાકયમાં અજહત્ લક્ષણા સંભવે નહિ.

જ્યાં ભાગત્યાગ લક્ષણા હોય છે ત્યાં વિરોધી ભાગનો ત્યાગ કરી અવિરોધી ભાગનું ગ્રહણ થાય છે. જો મહાવાકયમાં ભાગત્યાગ લક્ષણા લેવામાં આવે તો “ **तत्** ” “ **त्वम्** ” પદના વાચ્ય અર્થમાંથી વિરોધી ભાગનો ત્યાગ કરી, અવિરોધી અસંગ શુદ્ધ ચેતન ભાગનું ગ્રહણ થાય છે, તેથી તેઓની એકતા પણ બને છે અને તેથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ પણ થાય છે વાસ્તે મહાવાકયમાં ભાગત્યાગ લક્ષણા સંભવે છે.

પ્રશ્નઃ—“ **तत्** ” પદના વાચ્ય અર્થ અને લક્ષ્ય અર્થ કયા છે. !!

ઉત્તરઃ—અવ્યાકૃત જે માયા તે ઇશ્વરનો દેશ છે, ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય એ ત્રણ ઇશ્વરના કાળ છે, સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ઇશ્વરની વસ્તુ ( સૃષ્ટિ સામગ્રી ) છે, વિરાટ્ હિરણ્યગર્ભ અને અવ્યાકૃત એ ત્રણ ઇશ્વરનાં શરીર છે, વૈશ્વાનર, સૂત્રાત્મા અને અંતર્યામી એ ત્રણ ઇશ્વરપણાંના. અભિમાની છે, “ હું

એક છું તે બહુરૂપ થાઉં" એવી જે ઇશ્વરની ઇચ્છા (ઇક્ષણા) તે આદિથી તેનો જીવરૂપવડે પ્રવેશ થયો છે" ત્યાં સુધીની જે સૃષ્ટિ તે ઇશ્વરનું કાર્ય છે, સર્વશક્તિપણું, સર્વજ્ઞપણું, વ્યાપકપણું, એકપણું, સ્વાધીનપણું, સમર્થપણું, પરોક્ષપણું, અને માયા ઉપાધિવાનપણું, એ આઠ ઇશ્વરના ધર્મ છે. **આ સર્વ સહિત માયા** અને તેમાં **પ્રતિબિંબરૂપ ચિદાભાસ** અને તેનું **અધિષ્ટાન બ્રહ્મ** એ સર્વ મળી **ઈશ્વર** કહેવાય છે. આવો ઇશ્વર **तत्** પદનો વાચ્ય અર્થ છે.

આ સર્વ સહિત માયા અને ચિદાભાસ ભાગનો ત્યાગ કરી અવશેષ રહ્યું જે વિરાટ્ હિરણ્યગર્ભ અને અવ્યાકૃતનું અધિષ્ટાન જે ઇશ્વરસાક્ષી શુદ્ધ બ્રહ્મ છે તે "**तत्**" પદનો લક્ષ્ય અર્થ છે.

પ્રશ્નઃ—"**त्वं**" પદનો વાચ્ય અર્થ અને લક્ષ્ય અર્થ શું છે?

ઉત્તરઃ—ચક્ષુ કંઠ અને હૃદય એ ત્રણ જીવનો દેશ છે, જાગ્રત-સ્વપ્ન-સુષુપ્તિ એ ત્રણ જીવના કાળ છે, સ્થૂલ,-સૂક્ષ્મ-કારણ, એ ત્રણ જીવની વસ્તુ (ભોગ સામગ્રી) છે, અને તેજ ત્રણે તેનાં શરીર છે, વિશ્વ-તૈજસ-પ્રાજ્ઞ એ ત્રણે જીવપણાંના અભિમાની છે. જાગૃતાદિથી મોક્ષપર્યંત જે ભોગરૂપ સંસાર છે તે જીવનું કાર્ય છે. અલ્પશક્તિપણું, અલ્પજ્ઞપણું. પરિચ્છિન્નપણું, નાનાપણું, પરાધીનપણું, અસમર્થપણું, અપરોક્ષપણું, અને અવિદ્યાઉપાધિવાનપણું એ આઠ જીવના ધર્મ છે. **આ સર્વ સહિત** જે **અવિદ્યા,** અને તેમાં **પ્રતિબિંબરૂપ ચિદાભાસ** અને તેનું **અધિષ્ટાન કુટસ્થ,** એ ત્રણ મળી **જીવ** કહેવાય છે. તે જીવ "**त्वं**" પદનો વાચ્ય અર્થ છે.

આ સર્વ સહિત ચિદાભાસ ભાગનો ત્યાગ કરી અવશેષ રહ્યું જે સ્થૂલ-સૂક્ષ્મ-કારણ શરીરનું અધિષ્ટાન-જીવસાક્ષી-કુટસ્થઆત્મા છે તે "**त्वं**" પદનો લક્ષ્ય અર્થ છે.

પ્રશ્નઃ—"**तत्**" પદ અને "**त्वं**" પદના અર્થની મહાવાક્યમાં કહેલી એકતા કયા પ્રકારે સંભવે છે!

ઉત્તરઃ—જો કે "तत्" પદ અને "त्वं" પદનો વાચ્ય અર્થ જે ઉપાધિ સહિત ચૈતન્ય (ઇશ્વર અને જીવ) છે તેની એકતાનો તો વિરોધ છે તોપણ "तत्" પદનો લક્ષ્યાર્થ બ્રહ્મ અને "त्वं" પદનો લક્ષ્યાર્થ આત્મા તેની એકતાનો કાંઇપણ વિરોધ નથી વાસ્તે આ પ્રમાણે "तत्" પદ અને "त्वं" પદના અર્થની મહાવાક્યવિષે કહેલી એક્યતા સંભવે છે.

પ્રશ્નઃ—"तत्" પદ અને "त्वं" પદના લક્ષ્યાર્થની એકતા વિષે શું દૃષ્ટાંત?

ઉત્તરઃ—જેમ ઘટમઠ ઉપાધિ સહિત ઘટાકાશ અને મહાકાશની એકતાનો વિરોધ છે તો પણ ઘટમઠ ઉપાધિનો ત્યાગ કરતાં કેવળ આકાશની એકતાનો વિરોધ નથી.

જેમ કાચની હાંડીમાં અને માટીની હાંડીમાં દીવો બળે છે, તેમાં તે દિપકની ઉપાધિરૂપ બે હાંડીઓની એકતાનો વિરોધ છે તો પણ અગ્નિપણાંવડે કરી દીવાની એકતાનો વિરોધ નથી.

જેમ રાજા અને ચાકરી હોય, તેઓની ઉપાધિ સેના, અને બકરાનું ટોળું એ ઉભયની એકતાનો વિરોધ છે પણ તેઓ ઉભયનાં મનુષ્યપણાંની એકતાને વિરોધ નથી.

જેમ ગંગાજળ અને ગંગાજળનો કળશ હોય, તેની ઉપાધિ નદી અને કળશની એકતાનો વિરોધ છે તોપણ કેવળગંગાજળની એકતાનો વિરોધ નથી.

જેમ સાગર અને જળનું બિંદુ હોય, તેની ઉપાધિ સાગર અને બિંદુની એકતાનો વિરોધ છે પણ કેવળ જળની એકતાનો વિરોધ નથી.

જેમ કોઇ એક પુરૂષને પિતાની અપેક્ષાથી પુત્ર કહે અને પિતામહની અપેક્ષાથી પૌત્ર કહે, તેની ઉપાધિ પિતા અને પિતામહની એકતામાં વિરોધ છે પણ કેવળ પુરૂષની એકતામાં વિરોધ નથી, તેમ જીવ ઇશ્વરના પણ દેશ કાળ આદિનો ત્યાગ કરી એ ઉભયમાં અનુગત જે ચૈતનમાત્ર બ્રહ્મ અને

આત્મા તે એકજછે વાસ્તે "બ્રહ્મ તે હું છું અને હું તે બ્રહ્મ છે" એવો દૃઢ નિશ્ચય કરવો એજ તત્ત્વજ્ઞાન છે. ભગવત્પાદ સાધન પંચકમાં આ પ્રકારથી આત્માનુભવ થવાજ સાધનોની જરૂર બતાવે છે, કારણ તે સાધનોદ્વારા તત્ત્વજ્ઞાન થવાથી સર્વ દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે. પંચીકરણમાં કહ્યું છે કેઃ—

તત્પદ ઉપાધિ માયા કહી, ત્વંપદ અવિદ્યા જાણ,
બન્ને વાચ્ય તજે સદા, હું પોતે ભગવાન.

———:०:———

આ પ્રમાણે શ્રીમચ્છંકરાચાર્ય વિરચિત સાધન પંચકસ્તોત્રનું ભાષાંતર સંપૂર્ણ.

॥ इति श्रीमच्छंकराचार्य विरचितं वेदान्त कवि हीरालालेन व्याख्यातं साधनपंचकं समाप्तम् ॥

ॐ

## तत्सत् परमात्मने नमः

## अथ श्रीमच्छंकराचार्य विरचित

# शतश्लोकी

### स्त्रग्धरावृत्तपंक्तिः

दृष्टान्तो नैव दृष्ट स्त्रिभुवनजठरे सद्गुरो र्ज्ञानदातुः
स्पर्श श्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।

न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीय शिष्ये
स्वीयंसाम्यंविधत्ते भवतिनिरुपम स्तेनवा लौकिकोपि॥१॥

**ભાવાર્થ:**—આત્મજ્ઞાન આપનારા સદ્ગુરૂને ઉપમા આપવા યોગ્ય એવો કોઈપણ પદાર્થ ત્રિલોકીની અંદર કદાપિ જોવામાં આવતો નથી. ( કે જેનાથી તે મહાત્મા ગુરૂદેવને આપણે ઉપમાથી સ્તવીએ ) કદાચ આપણે પારસમણિની ઉપમા આપવાનું ધારીએ તો પારસમણિ લોઢાનું સોનું કરી દે છે પણ પોતાનું પારસપણું આપતો નથી ( પોતાના જેવું રૂપ આપતો નથી ) પરંતુ સદ્ગુરૂ મહાત્મા તો–ચરણ યુગલમાં વિશ્રાંતિ લેનારા શિષ્યને પોતાનું સમાનપણું આપે છે, તેથી તેઓશ્રીને પારસની ઉપમા પણ યથાર્થ ( બંધ બેસતી ) નથી. આ કારણથી સદ્ગુરૂ દેવ ઉપમા રહિત અને અલૌકિક પ્રભાવવાળા છે એમ માનવું ઠીક છે. ॥ ૧ ॥

यद्वच्छ्रीखंडवृक्षापमृतपरिमले नाभितोऽन्येपिवृक्षाः
शश्वत्सौगंध्यभाजोऽप्यतनु तनुभृतां तापमुन्मूलयन्ति।
आचार्या लब्धबोधा अपि विधिवशतःसंन्निधौ संस्थितानां
त्रेधा तापंचपापं सकरुणहृदयाः स्वोक्तिभिः क्षालयन्ति।२।

**ભાવાર્થ:**—જેમ ચંદન વૃક્ષમાંથી વિસ્તાર પામતી સુગંધથી અન્ય વૃક્ષો પણ ચંદનની અખંડ સુગંધવાળાં થઈ જાય છે એ ઉપરાંત તેઓ સુભાગ્યના યોગથી સ્વસમીપવર્તી અન્ય

અનેક શરીરધારીઓના તાપનું પણ નિવારણ કરે છે તેમ સદ્-ગુરૂદ્વારા સંપાદન કરેલા સદ્‌બોધથી તેમના સહવાસી શિષ્યજનો પણ અખંડ બોધમય બની જવા ઉપરાંત દયામય અંતઃકરણવાન બની સુભાગ્યના યોગને લીધે પોતાની પાસે વસનારા ઇતર અનેક જીવોના ત્રિવિધ તાપ પાપને પણ પોતાની ( ઉત્તમ ) ઉક્તિઓથી ટાળી દે છે. ॥ ૨ ॥

## विवेचन

પોતાના ઉત્તમ શિષ્યોને અદ્વૈતવિદ્યાનું સઘળું રહસ્ય સંક્ષેપમાં સમજાવવાના ઉદ્દેશથી દયાનિધાન ભગવાન **શંકરાચાર્યે** આ **શતશ્લોકી** નામના પ્રકરણમાં જીજ્ઞાસુનું ઉત્તમ પ્રકારનું ઇષ્ટ કર્યું છે. **ભગવાન શંકરાચાર્ય** આ શતશ્લોકીનાં શ્લોક પ્રથમથી ચોસઠ સુધીનાં **त्रिज्ञानात्मप्रकरण**માં આદ્ય શ્લોકદ્વયમાં આત્મવિદ્યાના કારણરૂપ સદ્‌ગુરૂ કે જે મોક્ષનું સાક્ષાત સાધન છે તેના પ્રતિ પ્રણય ભાવ બતાવી પ્રકરણારંભમાં ગુરૂ માહાત્મ્ય દર્શાવે છે. **आचार्यवान् पुरुषो वेद** ઇત્યાદિ અનેક શ્રુતિઓમાં ગુરૂનેજ આત્મવિદ્યાનું કારણ કહ્યા છે અને ગુરૂ વિના આત્મસિદ્ધિ થતી નથી જે ઉદ્દેશથી ભગવત્પાદે પ્રારંભમાં ગુરૂની સ્તુતિ કરી છે. વિવેકાદિ સાધન ચતુષ્ટ્ય સંપન્ન અધિકારીને આત્મજ્ઞાન અર્થે શ્રુતિ ભગવતી ઉપદેશે છે કે-- **तद्विज्ञानार्थं सगुरु मेवाभिगच्छेत समित्पाणि: श्रोत्रियं ब्रह्मनिष्ठम्** ૦ ૦ ૦-- આત્મ સાક્ષાત્કારને માટે અધિકારીએ હાથમાં ગુરૂને અર્પણ કરવા યોગ્ય વસ્તુ લઈ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ટ ગુરુને શરણે જવું. તેમ કર્યા પછી તે દયાળુ ગુરૂ યોગાદિ સાધનોવડે મનોનિગ્રહવાળા ઉત્તમ અધિકારી શિષ્યને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરે છે. શ્રુતિ કહે છે કે:— **यस्य देवे परामक्ति र्यथा देवे तथा गुरौ तस्यैते कथिता ह्यर्था: प्रकाशंते महात्मनः** જેને ઇશ્વર વિષે અત્યંત ભક્તિ છે તથા જેવી ઈશ્વર વિષેછે તેવીજ ભક્તિ ગુરુને વિષે પણછે તે મહાત્માના હૃદયમાંજ .આ

કહેલા અર્થો પ્રકાશ પામે છે. ગુરૂ કેવા પ્રકારના જોઇએ ઇત્યાદિ ગુરૂતત્વનું પ્રતિપાદન કરનારી સેંકડો પ્રક્રિયાઓ વેદાંત ગ્રંથોમાં છે તે જીજ્ઞાસૂએ જાણી લેવી. ગુરૂ ગીતામાં સદાશિવ સતિને કહે છે કે—**गुरवो बहवः संति शिष्यवित्तापहारकाः। नमेकं दुर्लभं मन्ये शिष्यसंतापहारकं ॥** શિષ્યનું દ્રવ્ય હરવાવાળા ગુરૂઓ ઘણા છે પણ શિષ્યનો સંતાપ હરવાવાળા ગુરૂ તો કોકજ હોય છે. આ શ્લોકદ્વયમાં શંકર ગુરૂમહિમા બતાવી તૃતિય શ્લોકમાં આત્મસાક્ષાત્કારનો પ્રકાર બતાવે છે.

# आत्मानात्म प्रतीतिः प्रथममभिहिता सत्य मिथ्यात्वयोगा द्द्वेधाब्रह्मप्रतीति र्निगम निगदिता स्वानुभूत्योपपत्त्या । आद्या देहानुबन्धाद्भवति तदपरा साच सर्वात्मकत्वा दादो ब्रह्मा हमस्मी त्यनुभवउदिते खल्विदंब्रह्मपश्चात्॥३॥

**ભાવાર્થઃ**—વેદમાં વર્ણવેલી બ્રહ્મની પ્રતીતિ સત્ય અને અસત્યના યોગે કરી સ્વાનુભવથી અને યુક્તિથી ઉભય પ્રકારની પ્રતીત થાય છે. પ્રથમ પ્રતીતિ આત્મારૂપે અને બીજી અનાત્મા રૂપે. પ્રથમ પ્રતીતિ દેહના સંબંધથી થાય છે અને બીજી પ્રતીતિ બ્રહ્મનો સર્વાત્મકત્વભાવ જણાવાથી થાય છે. " જે બ્રહ્મ છે તે હું છું " એવો અનુભવ ઉદય પામ્યા પછીજ આ સઘળું જગત બ્રહ્મજ છે એમ યુક્તિથી સિદ્ધ થાય છે. ॥ ૩ ॥

## विवेचन.

પ્રથમ તત્વ સંબંધી વિચાર કરવામાં આવે ત્યારે જે ચૈતન્ય છે તે આત્મારૂપ બ્રહ્મ છે અને જે જડ છે તે અનાત્મરૂપ બ્રહ્મ છે એમ ખ્યાલ

આવે છે. બ્રહ્મની આત્મરૂપે પ્રતીતિ દેહના સંબંધથી થાય છે કારણ કે દેહ-માંથી સઘળી અનાત્મ વસ્તુનો નિષેધ કરતાં કરતાં બ્રહ્મનો આત્મારૂપ સાક્ષિરૂપે અનુભવ થાય છે. જે જડ વસ્તુ છે તે અનાત્મરૂપ બ્રહ્મ છે એવી પ્રતીતિ બ્રહ્મનું સર્વાત્મભાવથી ચીંતન કરતાં સ્વતઃ થઈ આવે છે કારણ કે જે ચૈતન્યાત્મક બ્રહ્મ છે તે સઘળા કલ્પિત અનાત્મરૂપ જડ પદા-ર્થોનું અધિષ્ટાન છે અને અધિષ્ટાનજ કલ્પિતરૂપે ભાસે એવો નિયમ હોવાથી. અહંબ્રહ્મ જ્ઞાન ઉદય પામ્યા પછી આ સઘળું જગત્ બ્રહ્મમાં કલ્પીત હોવાને લીધે બ્રહ્મજ છે એમ યુક્તિથી સિદ્ધ થઇ શકે છે. **सर्वं खल्विदं ब्रह्म** ઇત્યાદિ શ્રુતિના આદેશને, અનુભવી સંતદ્વારા સમજવાથી બ્રહ્મનું અભે-દજ્ઞાન થઇ જાય છે. દાખલા તરીકે કોઈ એક મનુષ્ય પોતાની સાથે ઉભેલા નવ મનુષ્યની ગણના કરી શંકામાં પડે કે અમે નવ છીએ અને આ શંકા જ્યારે તે પોતાને ગણવું ભૂલી જાય છે એ વાત ખ્યાલમાં લે ત્યારેજ દૂર થાય છે તેમ બ્રહ્મ સાક્ષાત્કારમાં પણ શંકા છે. પ્રથમ તો '**सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्।** હે સૌમ્ય! સૃષ્ટિની પૂર્વે સજાતીય વિજાતીય અને સ્વગત ભેદરહીત આ એકજ સત્જ હતું, એ પ્રકારે બ્રહ્મના સદ્ભાવનો નિશ્ચય કરવો જોઇએ. પછી બ્રહ્મેજ જીવરૂપથી શરીરમાં પ્રવેશ કર્યો છે, ઇત્યાદિ શ્રુતિનો યથાર્થ રીતે પૂર્વાપર સંબંધ વિચારીને બ્રહ્મ પ્રત્ય-ગ્રૂપ છે એવી ભાવના કરવી જોઇએ. પછી **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાક્યના વિચારથી હું પોતે પણ બ્રહ્મ છું એમ અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઇએ. જેમ દશમો હુંજ છું એ પ્રકારનાં દશમાપણાંના જ્ઞાનનો નાશ કદી થતોજ નથી તેમ હું બ્રહ્મ છું, એ પ્રકારના વિચારપૂર્વક આત્માના સાક્ષા-ત્કારનો અન્ય કોઈ જ્ઞાનથી નાશ થતો નથી. દશમાપણાનું જ્ઞાન જેમ સંશય રહીત છે તેમ હું બ્રહ્મ છું એવું સાક્ષાત્ જ્ઞાન સંશય રહીતજ થાય છે. આ પ્રમાણે ભગવાન આત્મ સાક્ષાત્કારના પ્રકારનો સૂચક શ્લોક કહી ચોથા તથા પાંચમા શ્લોકમાં આત્માનું સ્વરૂપ કહી બતાવે છે.

आत्मा चिद्वित्सुखात्मानुभवपरिचितः सर्व देहादियन्ता
सत्येवं मूढबुद्धि र्भजति ननुजनो नित्य देहात्म बुद्धिम् ।
बाह्येऽस्थि स्नायु मज्जा पलरुधिरवसा चर्म मेदो युगन्तः
र्विण्मूत्र श्लेष्म पूर्णं स्वपर वपुरहो संविदित्वापि भूयः ॥४

**ભાવાર્થ**:—સર્વ દેહમાં સત્તાસ્ફૂર્તિપ્રદાતા ચૈતન્ય આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે એમ અનુભવ સિદ્ધ છે અને આ પરાયો કે પોતાનો દેહ છે તે તો બહારથી હાડકાં, નસ, મજ્જા, માંસ રક્ત, વસા, મેદ અને ત્વચા ઇત્યાદિથી ભરપૂર છે અને અંદરના ભાગમાં વિષ્ટા પુરીષ અને કફથી ભરપૂર છે છતાં પણ જે મૂઢ બુદ્ધિ જન આવા દેહમાં વારંવાર આત્મબુદ્ધિ કરે છે એ કેવું આશ્ચર્ય છે. ! ! ! ॥ ૪ ॥

देह स्त्री पुत्र मित्रानुचर हयवृषा स्तोषहेतु ममेत्थम्
सर्वे स्वायु र्नयन्ति प्रथितमलममी मांसमिमांसयेह ।
एते जीवन्ति येन व्यवहृति पटवो येन सौभाग्यभाजः
स्तं प्राणाधीशमन्तर्गतममृतममुं नैवमीमांसयन्ति ॥५॥

**ભાવાર્થ**:—આ જગતમાં સઘળાં મનુષ્યો દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, અનુચર, હળ, બળદ, એ સો અમને આનંદના હેતુ છે એમ કેવળ માંસ સંબંધી વિચારમાંને વિચારમાં અમુલ્ય આયુ-ષ્યને વ્યતીત કરી નાંખે છે, પણ દેહાદિક વસ્તુઓનું જે જીવન

છે, જેથી વ્યવહારમાં દેહાદિક સમર્થ રહે છે અને જેની સ્થિતિથી તે સૌ સુંદર દેખાય છે એવા અવિનાશી પ્રાણાદિકના પ્રભુ અને સર્વાંતરવાસી આત્માનો કશો પણ વિચાર કરતાં નથી એ કેટલું બધું આશ્ચર્ય છે. ! ! ॥ ૫ ॥

## विवेचन.

આ સંસારમાં આત્મા અને દેહમાં અત્યંત વિલક્ષણતા હોવા છતાં મોહબુદ્ધિથી મૂઢજનોને દેહમાં આત્મબુદ્ધિ થાય છે એ કેટલું બધું અજ્ઞાન છે એ બાબત શંકર ભગવાને ઘણા પ્રકરણ ગ્રંથોમાં પુનઃ પુનઃ કહી બતાવી આત્માના સ્વરૂપનું શુદ્ધ દર્શન ચાર્વાકાદિ નાસ્તિકોને પણ કરૂણાબુદ્ધિથી કરાવ્યું છે. ભગવાન શંકરાચાર્ય પોતાનાં અપ્રોક્ષાનુભૂતિ નામનાં એક પ્રકરણમાં કહે છે કેઃ—

आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृतः ।
तयो रैक्यं प्रपश्यन्ति किमज्ञान मतः परम् ॥ १७ ॥ अप्रोक्ष०
आत्मा नियामकश्चान्त र्देहो बाह्यो नियम्यकः ।
तयो रैक्यं प्रपश्यन्ति किमज्ञान मतः परम् ॥ १८ ॥ अप्रोक्ष०
आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ।
तयो रैक्यं प्रपश्यन्ति, किमज्ञान मतः परम् ॥ १९ ॥ अप्रोक्ष०
आत्मा प्रकाशकः स्वच्छो देह स्तामस उच्यते ।
तयो रैक्यं प्रपश्यन्ति, किम ज्ञान मतः परम् ॥ २० ॥ अप्रोक्ष०
आत्मा नित्यो हि सद्रुपो देहोऽनित्यो ह्यसन्मयः ।
तयो रैक्यं प्रपश्यन्ति किमज्ञान मतः परम् ॥ २१ ॥ अप्रोक्ष०

આત્મા અવયવરહીત છે, તથા એક છે, અને લીંગદેહ સત્તર તત્વોવડે આવૃત છે. આ પ્રમાણે બન્ને પરસ્પર વિલક્ષણ છતાં તાર્કિક આદિ તેમને એકરૂપે જુએ છે એટલે કે દેહ જે આત્મા નથી તેદેજ આત્મા જણાય છે. આ વિપરીત દર્શન વિના બીજું અજ્ઞાન કયું ? એજ અજ્ઞાન છે. ॥૧૭॥ આત્મા નિયંતા છે તથા પાંચ કોશની અંદર છે તથા દેહ તો નિયમમાં વર્તનારો તથા આત્માથી બહાર છે, તેથી આત્માની દેહથી વિલક્ષણતા છે. છતાં બન્નેને એકરૂપ જોવાં એ કરતાં બીજું અજ્ઞાન કયું છે ? એજ અજ્ઞાન છે. ॥૧૮॥ આત્મા પ્રકાશ સ્વરૂપ છે તેથીજ તે શુદ્ધ છે અને આ શરીર તો માંસાદિ વિકારયુક્ત છે તથા અપવિત્ર છે. આ પ્રમાણે દેહ તથા આત્મામાં પરસ્પર વિલક્ષણતા છે છતાં તે બન્નેને એકજ સમજવાં, એથી બીજું શું અજ્ઞાન?? એજ અજ્ઞાન છે. ॥ ૧૯ ॥ આત્મા સ્વયંપ્રકાશ છે તથા સૂર્ય આદિની જેમ અન્ય પદાર્થોને પ્રકાશનારો છે, માટેજ તે સ્વચ્છ છે, એટલે જેમને તે પ્રકાશ કરે છે તેના ગુણોવડે લેપાતો નથી. શ્રુતિમાં પણ **असंगोऽयं पुरुषः** આત્માને અસંગ કહ્યો છે અને શરીર તો તમોગુણનું કાર્ય હોવાથી જડ તથા ઘટાદિની જેમ અન્ય પ્રકાશથી પ્રકાશ પામે છે. આ પ્રમાણે દેહ અને આત્મામાં મોટો વિરોધ છે છતાં બંનેને એક સમજવાં એજ અજ્ઞાન છે. બીજું શું અજ્ઞાન એથી હોય??? ॥ ૨૦ ॥ આત્માનો ત્રણે કાળમાં બાધ થતો નથી માટે તે નિત્ય છે દેહ તો અસત્ તથા અનિત્ય છે. આવી રીતે શરીર ને આત્માનો વિલક્ષણ સ્વભાવ હોવા છતાં તે એકજ વસ્તુ જાણવી એ વિના બીજું અજ્ઞાન કયું ?? ॥ ૨૧ ॥ આ રીતે **આચાર્ય ભગવાન** વિવેક વિનાનો, દેહ આત્માનો અજ્ઞાનથી અને મૂઢબુદ્ધિથી ચાર્વાકાદિએ માનેલો અભેદ અસત્ય ઠરાવી, આત્માનાં શુદ્ધ સ્વરૂપનું દર્શન કરાવે છે અને છટ્ઠા શ્લોકમાં દેહનું આત્મા સાથે તાદાત્મ્ય એટલે આત્મા અને દેહમાં ઐક્યબુદ્ધિનું અજ્ઞાન કેમ સંભવે છે તે બતાવે છે.

**कश्चित्कीटः कथंचित्पटुमतिरभितः कण्टकानां कुटीरम्**

कुर्वंस्तेनैव साकं व्यवहृति विषये चेष्टते यावदायुः ॥
तद्वज्जीवोपि नानाचरितसमुदितैः कर्मभिः स्थूलदेहम्
निर्मायात्रैव तिष्ठन्ननुदिन ममुना साकमभ्येति भूमौ॥६॥

**ભાવાર્થ**:—પોતાના વ્યવહારના માટે જેમ કોઇ કરોળીયો કે ચતુર કીડો કોઇપણ પ્રકારે પોતાની લાળરૂપી દોરાઓથી કાંટાઓની ચારે તરફ કોટડી બનાવી જીવતાં સુધી પોતાના નિર્વાહ સારૂં તે કોટડીની સાથેજ ચેષ્ટાઓ કર્યા કરે છે તેમ (આ) જીવ પણ અનેક સંચીત કર્મોથી એકત્ર થએલાં પ્રારબ્ધ કર્મોવડે સ્થૂલ દેહને બનાવી સર્વદા તેમાંજ રહે છે અને પછી તેનીજ સાથે પૃથ્વીમાં ફર્યા કરે છે. ॥ ૬ ॥

## विवेचन

મીમાંસકની માન્યતા મુજબ 'જીવજ, અદૃષ્ટધર્માધર્મદ્વારા જગતનું કારણ કહેવાય છે. વેદાંતમાં બ્રહ્મજ પોતે અંતર્યામીપણાંવડે કરીને રૂપ રૂપ પ્રત્યે પ્રતિરૂપની જેમ પ્રવેશ કરે છે એમ માને છે. **આચાર્ય ભગવાન** બ્રહ્મનેજ સમગ્ર સ્વરૂપથી ભિન્નભિન્ન રૂપે ઓળખાવે છે એ વાત યથાર્થ છે કારણ કે જે વાત શ્રુતિથી વિરુદ્ધ હોય તેનો સ્વીકાર શિષ્ટજનો કરતાજ નથી. જીવ-રૂપથીજ બ્રહ્મજ ચેષ્ટા કરે છે એ બાબતનાં શ્રુતિમાં અનેકાનેક પ્રમાણ છે. પંચદશીનાં દ્વૈત વિવેક નામનાં પ્રકરણમાં **વિદ્યારણ્ય મુનિશ્વરે** શ્લોક બીજાથી નવમા સુધી શ્રુતિ પ્રમાણપૂર્વક બ્રહ્મજ ઇશ્વર રૂપે જગત્ સૃજે છે એ વાત પ્રતિપાદન કરી છે. આજ પ્રકરણમાં દ્વૈત ઇશ્વિર સૃષ્ટ છે એમ સિદ્ધ કરી આચાર્ય ભગવાનની શતશ્લોકીના આ છઠ્ઠા શ્લોકની અવિરુદ્ધ ઇશ્વરજ જીવરૂપે દેહમાં પ્રવેશ કરે છે એ પણ કહ્યુંછે. શ્રુતિઓ પણ કહે છે. **जैवं रूपं कृत्वा**

**प्राविशत्** "જીવનનું રૂપ કરીને ઇશ્વરે પ્રવેશ કર્યો છે એમ શાસ્ત્રમાં કહ્યું છે જેથી ઇશ્વર પોતે જીવ કે જે બ્રહ્મથી વિલક્ષણ કહેતાં વિકારી છે અને અન્ય એટલે ચિદાભાસ છે તેણે જીવ સ્વરૂપે શરીરમાં પ્રવેશ કર્યો છે, એટલે ઇશ્વર શરીરમાં અહંતાના યોગથી આત્માધ્યાસ કરે છે તેથી ઇશ્વર જીવરૂપે થાય છે. ઇશ્વરને દેહમાં પ્રવેશ કરવાથી જીવપણું પ્રાપ્ત કેમ થયું એ શંકા થતાં **जीव प्राणधारणे** એ શાસ્ત્ર કથન છે. આ કથનમાં **जीव** ધાતુ છે અને પ્રાણને ધારણ કરવું એ એ ધાતુનો અર્થ છે. જીવ ધાતુથી જીવ શબ્દ થયો છે. પ્રાણાદિનો સ્વામી એટલે અભિમાની થઇ સર્વને પ્રેરણ કરવું તેનું નામ **प्राणधारण** છે. દેહમાં રહી પ્રેરણાએ કરી ઇશ્વર પ્રાણને ધારે છે જેથી તેને જીવ કહેવાય છે. આ પ્રમાણે દેહમાં ઇશ્વરનુ જીવપણું છે. હવે જીવનું સ્વરૂપ વિચારતાં જે અધિષ્ઠાનરૂપ ચૈતન્ય છે, જે સત્તર તત્વોનું સુક્ષ્મ શરીર છે, તથા તે શરીરમાં રહેલી જે ચેતનની છાયા છે તે ત્રણેને જીવ કહેવાય છે. ઇશ્વરજ જ્યારે જીવરૂપે થાય છે ત્યારે તે બન્નેમાં ધર્મ ભેદ સંભવે નહિ એ શંકાના સંબંધમાં માયા ઇશ્વરની શક્તિ છે અને તેમાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની જેમ શક્તિ રહેલી છે તેમ તેમાં બીજી મોહન કરવાની પણ શક્તિ છે. '**तच्चेतज्जडं मोहात्मकं**' । તે માયા જડ અને મોહનસ્વરૂપ છે. શ્રુતિમાં પણ આમ કહ્યું હોવાથી જીવ જ્યારે મોહ પામે છે ત્યારે તે પોતાનાં સચ્ચિદાનંદરૂપ જ્ઞાનથી રહિત થાય છે. જીવ સચ્ચિદાનંદ જ્ઞાનરહિત થવાથી પોતાનાં વાસ્તવિક ઇશ્વર સ્વરૂપને વિસરી જાય છે તેથી તે પ્રિયની પ્રાપ્તિમાં અને અપ્રિયની અપ્રાપ્તિમાં સદાય અસમર્થ થાય છે તેમજ શરીરમાં તે તાદાત્મ્ય અભિમાન કરે છે, એટલે શરીરજ હું પોતે છું એવી રીતે શરીરનેજ સ્વસ્વરૂપથીજ માની બેસે છે. આવી માન્યતાથી શરીરના સુખદુઃખાદિ ધર્મોમાં પણ તેને પોતાના છે એવું ભાન થવાથી પોતે સુખી, દુઃખી, રોગી, ભોગી, લૂલો, આંધળો બ્હેરો એમ પોતાને માન્યા કરે છે. મારૂં શરીર નબળું છે અને મારૂં શરીર જાડું છે એમ પોતાને જાડો પાતળો માન્યા કરે છે. શ્રુતિમાં પણ કહે છે કેઃ—

" समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।

એકજ આ દેહરૂપી સમાનવૃક્ષમાં જે જીવ રહેલો છે તે અસમર્થ થઇ પોતાની ઇશ્વરતા ભૂલી જવાથી શોક કરે છે, એટલે કર્મફળ સુખ અને દુઃખ છે-એટલે શુભ કર્મનું ફળ સુખ અને અશુભનું દુઃખ છે, અને સુખ દુઃખનું આયતન (સ્થાન) શરીર કહેવાય છે. શરીરરૂપી વૃક્ષમાં અંતર્યામી અને જીવરૂપી બે પક્ષી રહે છે જેથી તે બન્નેનું સમાન સ્થાન શરીર કહેવાય છે, પણ તે બન્નેમાં ફળભેદ મોટો છે કારણ કે અંતર્યામીને શરીરમાં તાદાત્મ્ય અભિમાન એટલે મોહ ન હોવાથી પોતાની ઇશ્વરતાને ભૂલતો નથી તેથી તે સર્વજ્ઞ કહેવાય છે અને જીવની તેથી વિપરીત સ્થિતિ હોવાથી તે અલ્પજ્ઞ કહેવાય છે. સર્વજ્ઞપણાવડે કરીને ઇશ્વર સુખદુઃખાદિ પોતાનાં ન માનતો હોવાથી તેમાં લેપાતો નથી અને જીવ મમત્વ બંધનથી લેપાય છે અને સુખીદુઃખી એમ પોતાને માને છે. આ પ્રમાણે આચાર્ય ભગવાન દેહનું આત્મા સાથે તાદાત્મ્ય કેમ છે તે બતાવી જીવ અને ઇશ્વરનાં લક્ષણપૂર્વક આ છઠ્ઠા શ્લોકમાં સ્વરૂપ સમજાવે છે અને દેહથી આત્મા ભિન્ન સાક્ષિરૂપ છે એ વાત સાતમા શ્લોકમાં સમજાવે છે. ॥ ૬ ॥

**स्वीकुर्वन् व्याघ्रवेषं स्वजठरभृतये भीषयन्यश्च मुग्धान्**
**मत्वाव्याघ्रोऽहमित्थं स नरपशुमुखान् बाधते किंनुसत्त्वान् ।**
**मत्वा स्त्री वेषधारी स्त्र्यहमिति कुरुते किं नटो भर्तृरिच्छाम्**
**तद्वत्शारीरआत्मा पृथगनुभवतो देहतो यः स साक्षी॥७॥**

**ભાવાર્થઃ**—પોતાનાં ઉદર પોષણાર્થે કોઇ પુરૂષ વાઘનો કૃત્રિમ વેષ ધારણ કરી મૂર્ખ લોકોને બીવડાવે તેથી શું તે પુરૂષ 'હું વાઘ છું', એમ માની માણસ તથા પશુઓને ખાઇ જાય

કે? સ્રીનો વેષ ધરનારો નટ સ્રીને યોગ્ય હાવભાવથી પુરૂષને લલચાવતો હોય પણ તેટલાથી તે વેષધારી સ્રી નટ 'હું સ્રી છું', એમ ધારી પુરૂષના સંગની ઈચ્છા કરશે!! આ પ્રમાણે પોતાના દેહને એક વેષ જેવી ઉપાધિ સમજતો જ્ઞાની પુરૂષ શરીરને છાજતા વ્યવહારો કર્યા કરતો હોય તેટલાથી 'હું દેહ છું', એમ માની અનર્થ કરે કે? કદી પણ કરે નહીં કારણ કે દેહથી અવચ્છેદ પામેલો ચિદાભાસરૂપ આત્મા દેહનો અનુભવ કરનાર હોવાને લીધે દેહથી જૂદો છે અને વાસ્તવિકરીતે આત્મા તો સાક્ષી છે એમ જ્ઞાની પુરૂષો સદા સમજતા હોય છે. ॥ ૭ ॥

## विवेचन.

સજ્જન પુરુષો આ શરીર પ્રારબ્ધનું ફળમાત્ર સમજી તેમાં અહંબુદ્ધિ ત્યાગ કરી શરીરરૂપ છતાં શરીર વિનાના હોય તેમ વિચરે છે. જેમ વસ્ત્ર વિના ચાલતુ નથી તેમ આત્મા એ શરીરરૂપી વસ્ત્ર ધારણ કરે છે તેથી વસ્ત્રરૂપ શરીરનો, આત્મા તો સાક્ષી છે એમ જ્ઞાની પુરૂષો સમજતા હોવાથી દેહમાં વસવા છતાં દેહના સાક્ષીરૂપે આત્મા છે તેજ પોતે છે એમ માની સદાય અખંડ સ્વરૂપ રહે છે. જેમ નટે વેશ પહેર્યો હોય ત્યારે અને ન પહેર્યો હોય ત્યારે પુરૂષજ છે તેમ બ્રહ્મવેત્તા દેહ હોય કે ન હોય ત્યારે બ્રહ્મરૂપજ છે. દેહરૂપ નથી. બ્રહ્મરૂપ થએલા જ્ઞાનીનું શરીર વૃક્ષના પત્રની પેઠે વીંખાઇ જઇને ગમે ત્યાં પડે તેની તેને ચીંતા રહેતી નથી કારણ કે તેઓ પ્રથમ સાક્ષિરૂપે આત્મા છે એમ સમજ્યા હોય છે અને પોતાના આત્મરૂપ ચૈતન્યરૂપ અનળથી, શરીરને તો તેઓએ બાળી નાંખ્યું છે. ઈંદ્રિય, પ્રાણ, મન, બુદ્ધિ ઇત્યાદિ સંઘાતનો પત્ર, પુષ્પ અને ફળની પેઠે નાશ થાય છે પણ સચ્ચિદાનંદરૂપ આત્મા કે જે સૌનો સાક્ષી છે તેનો નાશ થતો નથી કારણ કે

આત્મા તો તરૂસમાન અચળ છે. જ્ઞાની પુરૂષનો દેહ પ્રારબ્ધકર્મથી કલ્પાએલી વાસનાઓથી ભોગમાં સંસારની જેમ વિચરે છે પણ તે દેહમાં ચક્રના મૂળની પેઠે સંકલ્પ વિકલ્પોથી રહિતપણે સાક્ષીની જેમ જ્ઞાની તો મૌન ધરીનેજ રહે છે. સાક્ષ્ય છે તો સાક્ષિ છે એ ભાવથી જ્ઞાનીજનો છેવટ પોતાનું સાક્ષી સાક્ષ્ય રહીત નિર્મળ બ્રહ્મ સ્વરૂપ છે એ બરાબર સમજતા હોય છે.

દેહથી આત્માનું સાક્ષિરૂપે જુદાપણું છે એ બાબત **આચાર્ય ભગવાને** અનેક ગ્રંથોમાં સમજાવી છે. જુદાપણું છે છતાં ઐક્યપણાની ભ્રાંતિ કયા પ્રકારે થાય છે એ બાબત ભગવત્પાદ **અપરોક્ષાનુભૂતિ** નામનાં પ્રકરણમાં કહે છે. અવિવેકી પુરૂષને કલ્પિત શરીરજ આત્મારૂપે ભાસે છે. અજ્ઞાની જન. જેમ દોરડીમાં સાપ, છીપમાં રૂપું અને આકાશમાં નીલતા અનુભવે છે તેમ મુર્ખ મનુષ્ય દેહને આત્મારૂપે માની લે છે. જેમ માટીને ઘડો, તંતુને વસ્ત્ર, અને સોનાને કડું કહે છે તેમ દેહને આત્મા માની લે છે. આડાં અવળાં ગોઠવેલાં લાકડાંથી 'આ ઘર છે, એમ નિશ્ચય કરે છે તથા લોઢાંને બરછી કહે છે તેમ મુર્ખ મનુષ્ય દેહને આત્મા માની લે છે. આવા આશયવાળા લગભગ પંદર વીશ શ્લોકથી ભગવત્પાદે ચાર્વાકાદિની દેહાત્મબુદ્ધિનો અનાદર કરી તેઓને જ્ઞાન થવા અપ્રોક્ષાનુભૂતિ નામનાં પ્રકરણમાં કહ્યું છે, છતાં મંદભાગી નાસ્તિકોની ભેદબુદ્ધિ ટળતી નથી એજ આશ્ચર્ય છે, એજ અજ્ઞાન છે અને એજ ઉત્તમ જ્ઞાનમાં તેઓનું કર્મયોગે અનધિકારીપણું દર્શાવે છે. હવે આઠમા શ્લોકમાં આચાર્યશ્રી શ્રુતિનું માતા સમાન હિત ચિંતન છે એ બાબત કહે છે.

स्वंबालं रोदमानं चिरतर समयं शांति मानेतु मग्रे
द्राक्षं खार्जूर माम्रं सुकदलमथवा योजय त्यंबिकास्य।
तद्वच्चेतोऽति मूढं बहुजननभवान्मौढ्यसंस्कारयोगा
द्बोधोपायै रनेकै रवशमुपनिष द्बोधयामास सम्यक्॥८॥

**ભાવાર્થઃ**—દીર્ઘકાલ પર્યંત રૂદન કરતાં પોતાનાં બાળકને શાંત કરવા વાસ્તે જેમ માતા–દ્રાક્ષ, ખજૂર, કેરી અથવા કેળું તેની પાસે મુકે છે અને તેમાં એવો આશય હોય છે કે આ ફળમાંના કોઇપણ ફળથી બાળક શાંત થાય તેમ ઉપનીષદ્ પણ અનાદિ કાળથી પ્રાપ્ત થએલાં સંસારમાં મૂઢપણાંના સંસ્કારને લઇને ચંચળતાવાળાં અને અજ્ઞાનથી અધોગતિ પામેલાં ચિત્તને સ્થિર તથા આત્મજ્ઞાનવાળું બનાવવા વાસ્તે, સારીરીતે અધિકાર પ્રમાણે આત્મજ્ઞાનના અનેક ઉપાયોથી પ્રબોધે છે અને તેમાં એવો હેતુ રાખે છે કે આ ઉપાયમાંના કોઇપણ ઉપાયથી ચિત્ત આત્મજ્ઞાનવાળું બની જશે. ॥ ૮ ॥

## વિવેચન.

વેદમાં મુખ્ય ત્રણ બાબતોપર વિવેચન કીધું છે. તેના ત્રણ ભાગ છે. કર્મ ઉપાસના અને જ્ઞાન. પ્રથમ કર્મકાંડમાં વેદ ઉભય પ્રકારનો ઉપદેશ એ આપે છે કે સકામ કર્મથી સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે અને નિષ્કામ કર્મથી હૃદય શુદ્ધ થાય છે. વેદનો આશય સ્વર્ગાદિની પ્રાપ્તિમાંજ સમાપ્ત થતો નથી પણ જેઓ મંદ છે, રાગ દ્વેષથી ભરેલા છે અને જેઓને કર્મયોગે આત્મજ્ઞાનમાં અધિકાર નથી તેઓને સ્વર્ગાદિનાં ઉત્તરોત્તર સુખપ્રાપ્તિ નિમિત્ત વિધવિધ સકામ કર્મોનું અનુષ્ઠાન વેદમાં બતાવ્યું છે પરંતુ જ્યારે અનેક જન્મથી પીડા પામતા જીવને સ્વર્ગાદિની નાશવંત સ્થિતિ અનુભવમાં આવે છે ત્યારે તેના તે જીવને આત્યંતિક સુખની દૃઢ ઇચ્છા થાય છે અને આ ઇચ્છાની પ્રાપ્તિ અર્થે વેદ, અધિકારી જીવને કર્મનો નિષ્કામ પ્રકાર સુચવી હૃદય શુદ્ધિનો અત્યુત્તમ ઉપાય બતાવી જ્ઞાનમાં અધિકાર આપે છે. આ રીતે કર્મ અને ઉપાસનાં ઉભય પ્રકારે ઓછાં વધતાં ફળથી લાભકારી થાય છે જેથી અધિકાર પ્રમાણે સકામ કે નિષ્કામ ભાવથી વેદમાં બતાવેલાં કર્મો–

પાસનાદિનું અનુવર્તન કરવાથી ઉત્તરોત્તર લાભજ થતો હોવાથી શ્રુતિ માતા સમાન હિત આપનારી છે એ વાત બરાબર છે. જે જે કાંડનો અધિકારી છે તે તે કાંડથી અધિકાર પ્રમાણે ફળ સિદ્ધિ મેળવે છે. વાસ્તવીક રીતે જોતાં જ્ઞાનકાંડ મુખ્ય છે અને કર્મ અને ઉપાસના કાંડ ગૌણ છે કારણ કે જ્ઞાન મોક્ષનું સાક્ષાત સાધન છે અને કર્મ તથા ઉપાસના એ બે હૃદય શુદ્ધિ-દ્વારા મોક્ષનાં પરોક્ષ સાધન છે. શ્રુતિ ભગવતી સર્વત્ર સર્વથા હિતનીજ આ-પનારી છે એ બાબત એકાનેક વિદ્વાનોએ અનેક પ્રસંગે વિશાળથી સમજાવી છે તેથી આ લઘુ ગ્રંથમાં સંક્ષિપ્તમાં કહેવામાં આવે છે. આ પ્રમાણે શ્રુતિ-ની કલ્યાણી પ્રવૃત્તિમાં અનેક માર્ગો, અનેક સિદ્ધાંતો અને અનેક ઉપાયો એકજ બ્રહ્મરૂપ લક્ષ્યમાં વિરામ પામે છે. જેમ એકજ ચંદ્રમા પ્રતિ અનેક ચ-કોરીની દ્રષ્ટિ છે તેમ સર્વ શાસ્ત્રોની કે શ્રુતિના આશય ઉપર લખાયેલા અનેક ગ્રંથોની વિરામાવસ્થા એક અદ્વૈત બ્રહ્મજ છે જેથી વેદાંતને શ્રુતિ તાત્પર્ય-વાળા કોઇ પણ સિદ્ધાંતો અમાન્ય નથી પરંતુ શ્રુતિ અનાદિ હોવાથી વેદાંત મતમાં તેનું પરમ પ્રમાણ છે. શ્રુતિ પુર્ણ છે અને અન્ય ગ્રંથો શ્રુતિ મિશ્રીત ક્ષેપકાદિવાળા હોવાથી શ્રુતિથી ઓછા પ્રમાણભૂત ગણી શકાય છે. શ્રુતિથી પ્રતિપાદન કરાયેલાં અદ્વૈત તત્ત્વનો યથાર્થ બોધ એજ વેદાંતનું કર્તવ્ય છે. હવે આચાર્ય ભગવાન નવમા તથા દશમા શ્લોકમાં આત્માનાં સર્વથી પ્રિય-પણાં સંબંધે કથે છે.

यत्प्रीत्या प्रीतिपात्रं तनुयुवति तनूजार्थ मुख्यं स तस्मा
त्प्रेयानात्माथ शोकास्पद मितरदतः प्रेय एतत्कथं स्यात् ।
भार्याद्यं जीवितार्थी वितरति च वपुःस्वात्मनःश्रेय इ
स्तस्मादात्मान मेव प्रिय मधिक मुपा सीत विद्वान् न
चान्यत् ॥ ९ ॥

ભાવાર્થઃ—સર્વ લોકોને આત્મા ઉપર પ્રેમ હોવાને લીધે દેહ, સ્ત્રી, પુત્ર અને ધન વિગેરે પદાર્થો ઉપર પ્રેમ થાય છે, તેટલા માટે સર્વ વિષયોથી આત્માજ અધિક પ્રિય છે. આત્માથી અન્ય જે કાંઈ દેહાદિક છે તે આદિ મધ્ય અને અવસાનમાં દુઃખ હેતૂજ છે તેથી તેને અતિ પ્રિય કેમ કહેવાય ! જીવવાની ઈચ્છાવાળો પુરૂષ સંકટના સમયમાં સ્રી પુત્રાદિકને પણ અર્પણ કરે છે અને પોતાનાં પરભવનાં કલ્યાણને ઈચ્છનાર પુરૂષ ક્ષત્રિય ધર્માદિકથી પોતાની કાયાને પણ છોડી દે છે એથી કરીને આત્માજ અત્યંત પ્રિય છે એમ સમજી વિદ્વાન પુરૂષે આત્માનીજ ઉપાસના કરવી જોઈએ પરંતુ સ્રી પુત્રાદિ કે દેહાદિકની ઉપાસના ન કરવી જોઈએ. ॥ ૯ ॥

यस्मा द्यावत्प्रियंस्या दिह हि विषयत स्तावदस्मि-
न्प्रियत्वम् ।
यावद्दुःखंचयस्मा द्भवति खलुतत स्तावदेवा प्रियत्वम् ॥
नैकस्मिन्सर्वकालेऽ स्त्युभय मपि कदा प्यप्रियोऽपि
प्रियस्यात्
प्रेयानप्यप्रियो वा सततमपियतः प्रेय आत्माख्य वस्तु॥१०

ભાવાર્થઃ—જે પદાર્થથી જ્યાં સુધી જેટલું સુખ થાય છે ત્યાં સુધીજ તે પદાર્થમાં તેટલુંજ પ્રિયપણું હોય છે અને જ્યાં-સુધી જે વસ્તુથી જેટલું દુઃખ થાય છે ત્યાં સુધી તેટલુંજ તેમાં

અપ્રિયપણું રહે છે. પ્રિયપણું અને અપ્રિયપણું એ બન્ને પણ એક પદાર્થમાં સર્વકાળ રહેતાં નથી કારણ કે કોઈ સમયમાં અપ્રિય પણ પ્રિય થાય છે અને અતિ પ્રિય હોય તે પણ અપ્રિય થાય છે. આમ છે તો નિરંતર પ્રિય એવું આ એક આત્મ તત્ત્વ છે. ॥ ૧૦ ॥

## विवेचन.

આ સંબંધે બૃહદારણ્યકની શ્રુતિમાં યાજ્ઞવલ્કય મુનિ " **स होवाच न वा अरे पत्यु................पशवः प्रिया भवन्ति** " ઇત્યાદિથી કહે છે કે " હે મૈત્રેયી ? પતિની કામના માટે પતિ પ્રિય હોતો નથી પણ પોતાના આત્માની કામના માટે પતિ પ્રિય છે. સ્ત્રીની કામના માટે સ્ત્રી પ્રિય નથી પણ પોતાના આત્માની કામના માટે સ્ત્રી પ્રિય છે. પુત્રોની કામના માટે પુત્ર પ્રિય હોતા નથી પણ પોતાના આત્માની પ્રિયતા માટે પુત્ર પ્રિય છે. ધનની કામના માટે ધન પ્રિય નથી, પશુની કામના માટે પશુ પ્રિય નથી પણ તે સર્વ પોતાના આત્માની કામના માટે પ્રિય છે. છેવટે શ્રુતિ કહે છે કે " **न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति.** આ સંસારમાં જે પદાર્થો છે તે સર્વ સર્વના માટે પ્રિય નથી પણ પોતાને માટેજ પ્રિય લાગે છે. આ પ્રમાણે સ્ત્રી પુત્રાદિ વિગેરે વસ્તુઓ કરતાં આત્મા અધિક પ્રિય છે. સ્ત્રી પુત્રાદિકમાં જે પ્રેમ પ્રગટે છે તે પોતાના સુખને માટેજ થાય છે એમ આત્મા અત્યંત પ્રેમનો વિષય છે માટે તે પરમાનંદ સ્વરૂપ છે. ઘડો પરમાનંદ રૂપ નથી તેથી તે પરમ પ્રેમનો વિષય પણ નથી. આવી રીતે અનુમાન પણ આત્માને પરમ પ્રેમ સ્વરૂપ છે એ બાબત સિદ્ધ કરે છે. પ્રિયપણું કે અપ્રિયપણું આત્માની પ્રિયતા કે અપ્રિયતા પર રહે છે. પદાર્થોમાં વાસ્તવીક પ્રેમ અપ્રેમ નથી પરંતુ આત્માજ પ્રિય કે અપ્રિયનો હેતુ છે, અન્યને વિષે જે પ્રેમ છે તે આત્મા માટે છે પણ

આત્મગત જે પ્રેમ છે તે અન્ય માટે નથી તેથી તે પ્રેમ સર્વોત્તમ છે અને આમ હોવાથી આત્માનું પરમાનંદપણું સિદ્ધ થાય છે. કોઇ શંકા કરે કે આત્માના પરમાનંદનું અભાન હોય તો આત્મામાં પરમ પ્રેમ બને નહીં અને જો ભાન હોય તો પદાર્થમાં ઇચ્છા થાય નહીં માટે આત્માની પરમાનંદતા ભાન છતાં પણ ભાસતી નથી. આ શંકાના સમાધાનમાં અભ્યાસ કરતા વિદ્યાર્થિઓના વર્ગમાં રહેલા પુત્રના અભ્યાસના શબ્દનું જેમ ભાન છતાં પણ અભાન થાય છે અને ભાનમાં પ્રતિબંધક હોવાથી ભાન છતાં અભાન યોગ્યજ છે. આ પ્રમાણે **વિજ્ઞાનાત્મ** પ્રકરણના નવમા તથા દશમા શ્લોકમાં ભગવાન આત્માનું પરમાનંદપણું બનાવી અગીઆરમા શ્લોકમાં આજ **સંબંધમાં** કઠોપનીષદના અનુવાદનું સ્મરણ કરાવે છે.

**श्रेयः प्रेय श्च लोके द्विविध मभिहितं काम्यमात्यंतिकं च**
**काम्यं दुःखैकबीजं क्षण लव निरसं तच्चिकीर्षंति मंदाः।**
**ब्रह्मैवात्यं तिकं यन्निरतिशयसुख स्यास्पदं संश्रयंते ॥**
**तत्त्वज्ञास्तच्च काठोपनिषद भिहितं षड्विधायां च वल्याम् ॥ ११ ॥**

**ભાવાર્થઃ**—પુણ્યનું સાધન અને પ્રેમનાં સ્થાનના **કામ્ય** અને **આત્યાંતિક** એ નામના બે પ્રકાર છે. ફળ હેતુથી પુણ્યનું સાધન કરવામાં આવે તે કામ્ય કહેવાય છે અને કામના વિના માત્ર મુક્તિનેજ વાસ્તે જે પુણ્યનું સાધન આચરવામાં આવે તેને **આત્યાંતિક** કહે છે. આ પ્રમાણે કામ્ય અને આત્યાંતિક એ પુણ્યનાં સાધનના ભેદ છે. હવે પ્રેમનાં સ્થાનના ભેદ કહે છે. કોઇપણ સુખની ઇચ્છાથી જેના વિષે પ્રેમ કરવામાં આવે છે તે

પ્રેમનું સ્થાન સ્ત્રી પુત્રાદિક વિગેરે કામ્ય કહેવાય છે. અને જેને વિષે નિરૂપાધિક પ્રેમ થયા કરે છે તે પ્રેમનું સ્થાન આત્મા આત્યાંતિક છે. એઓમાં જે કામ્ય છે તે દુઃખનુંજ કારણ ભૂત છે અને તે સ્વલ્પ સમયજ આનંદકારક લાગે છે, મુર્ખ લોકોજ તેને ઇચ્છે છે. સત્યતાથી જોતાં બ્રહ્મ નિરતિશય સુખનાં સ્થાનરૂપ હોવાથી આત્યાંતિક પુણ્યનું સાધન અને આત્યાંતિક પ્રેમનું સ્થાન છે માટે તત્વજ્ઞાનીઓજ તેનો આશ્રય કરે છે. આ પ્રમાણે કઠોપનીષદની છઠ્ઠી વલ્લીમાં કહ્યું છે.

## विवेचन.

સારાંશ એટલોજ છે કે કામ્ય સાધન સ્વર્ગાદિનાં સાધક છે અને નિષ્કામ સાધન મોક્ષનાં સાધક છે. કામ્ય સાધનથી થતી ફળ પ્રાપ્તિ અશાશ્વત છે એમ **क्षीणे पुण्ये मृत्यु लोके विशंति** ઇત્યાદિ એકાનેક ઉક્તિથી સિદ્ધ છે અને નિષ્કામ સાધનથી થતી ફળ પ્રાપ્તિ શાશ્વત છે એમ અનેક પ્રમાણોથી, યુક્તિથી અને અનુભવથી સિદ્ધ છે. વાસ્તવીક રીતે અદ્વૈત બ્રહ્મજ નિરતિશય એટલે સર્વોત્તમ સુખનું સ્થાન હોવાથી પરમ પ્રેમનું પણ સ્થાન છે પણ સ્ત્રી પુત્રાદિ નથી. સકામ પુણ્યનું સ્થાન સ્ત્રી આદિનાં સુખ છે તે ક્ષણીક છે પણ નિષ્કામ પુણ્યનું સ્થાન એક સનાતન અદ્વૈત બ્રહ્મ જ છે. આત્યાંતિક સુખ માટે નિષ્કામ પ્રવૃત્તિ યોગ્ય છે અને ક્ષણીક સુખના માટે સકામ પ્રવૃત્તિ છે. બ્રહ્મના આનંદ સિવાય અન્ય બ્રહ્માદિકના આનંદો ઉત્તરોત્તર ન્યુનાધિક હોવાથી પુર્ણાનંદ સ્વરૂપ બ્રહ્મનોજ આશ્રય સજ્જનને સદા ઉચિત છે. આત્માની પ્રિયતાનું પ્રતિપાદન કર્યા પછી ભગવત્પાદ જીવનમુક્તિનું સ્વરૂપ કહે છે.

**आत्मांबोधे स्तरंगो स्म्यह मितिगमने भावयन्नासनस्थ संवित्सूत्रानुविद्धोमणिरहमिति वा चेन्द्रियार्थ प्रतीतौ ।**

हृष्टो स्म्यात्मावलोकादिति शयन विधौ मग्न
आनंद सिंधा
वन्त र्निष्ठो मुमुक्षुः स खलु तनु भृतां यो नयत्येव
मायुः ॥ १२ ॥

ભાવાર્થઃ—પોતાની ગતિના સમયમાં જે મુમુક્ષુ પુરૂષ "હું આત્મારૂપી સમુદ્રનો તરંગ છું" એટલે તરંગના આમતેમ ચાલવા છતાં તરંગ જેમ જળરૂપજ છે તેમ અભ્યાસથી ક્રિયાયુક્ત ચલનાદિવાળો છતાં પણ હું જળ રૂપજ છું એમ ભાવના ભાવતો અને બેસવાના સમયમાં જેમ મણિ સુત્રથી પરોવાયેલો હોય છે તેમ હું આનંદ અનુભવાત્મક બ્રહ્મથી પરોવાયેલો છું એમ ભાવના ભાવતો વિષયોની પ્રતીતિથી આનંદ પ્રગટે ત્યારે 'હું હમણાં આત્મદર્શન થવાથી રાજી થયો છું, એવી ભાવનાં કરતો અને સુષુપ્તિના અંતઃસમયમાં હું આનંદરૂપ મહાસાગરમાં ડુબી ગયો હતો એવી ભાવના કરતો પોતાના જીવનને વહન કરે તે મુમુક્ષુ શરીરધારીઓના મધ્યમાં અંતર્નિષ્ઠ કહેવાય છે. ॥ ૧૨ ॥

वैराज व्यष्टि रुपं जगदखिलमिदं नामरुपात्मकं स्या,
दन्तस्थ प्राण मुख्या त्प्रचलति च पुनर्वेत्ति सर्वान्पदार्थान्।
नायंकर्ता न्न भोक्ता सवितृवदितियो ज्ञान विज्ञान पूर्णः
साक्षादित्थं विजानन् व्यवहरति परात्मानुसंधानपूर्वम्

**ભાવાર્થ**:—જ્ઞાન તથા અનુભવ વડે પુર્ણ થએલો જે સાધક પોતે બાહ્ય વૃત્તિવાળો અને ત્યારે આ સઘળું નામ રૂપાત્મક બ્રહ્માંડ વિરાટ બ્રહ્મનાં અવયવ રૂપ છે એમ જાણી ઈર્ષાદિથી રહિત બની વ્યવહાર કરે. શરીર વિગેરે જે કાંઈ વ્યાપાર કરે છે તથા જે કાંઈ સર્વ વસ્તુઓને જાણે છે તે પણ અંદર વસતા ચૈતન્યના પ્રભાવથીજ બને છે એમ જાણી આત્માના અનુસંધાન પૂર્વકજ વ્યવહાર કરે અને વાસ્તવીક રીતે આત્મા કર્તા ભોક્તા નથી પણ સવિતાની જેમ પ્રકાશકજ છે એમ સમજીને કર્તુત્વાદિ અભિમાન વિનાનો બનીને વ્યવહાર કરે તે પુરૂષ અંતર્નિષ્ઠ કહેવાય છે. ॥ ૧૩ ॥

## विवेचन.

**આચાર્ય ભગવાન** શતશ્લોકીના બારમા તથા તેરમા શ્લોકમાં જીવન્મુક્તિનું સ્વરૂપ તથા જીવન્મુક્ત પુરૂષનો વ્યવહાર કહે છે. આ પ્રસંગમાં ભગવાન વિવેકચૂડામણીમાં કથે છે કે:—

ब्रह्माकारतया सदा स्थिततया निर्मुक्त बाह्यार्थ धी
रन्यावेदित भोग्य भोग कलनो निद्रालुवद्बालवत्
स्वप्नालोकित लोकवज्जगदिदं पश्यन्क्वचि ल्लुब्धधी
रास्ते कश्चिदनन्त पुण्यफल भुग्धन्यः स मान्यो भुवि

विवेकचूडामणि.

સદાય બ્રહ્મસ્વરૂપે સ્થિતિ હોવાથી ઉંઘેલા મનુષ્યની જેમ જેનું વિષયોનું અનુસંધાન છુટી ગયું હોય એવા ઇતર લોકોએ નિવેદન કરેલા ભોગ્ય પદાર્થોને બાળકની પેઠ ભોગવનાર અને આ વિશ્વને સ્વપ્ન લોક સમાન જોનારો

સ્થિતપ્રજ્ઞયોગી પુરૂષ કોઇ સ્થાનમાં બેસી રહે છે. આ યોગીજ અનંતપુણ્યફળ ભોકતા અને મહીમાં માનવંત પદવીને પાત્ર છે.

ब्रह्मात्मनोः शोधितयो रेक भावावगाहिनी ।
निर्विकल्पा च चिन्मात्रा वृत्ति प्रज्ञेति कथ्यते ॥
सुस्थितासौ भवेद्यस्य स्थितप्रज्ञः स उच्यते ॥
यस्यस्थिताभवेत्प्रज्ञा यस्यानन्दो निरंतरः ।
प्रपंचो विस्मृत प्रायः सजीवन्मुक्त इष्यते ॥
लीनधीरपि जागर्ति यो जाग्रद्धर्म वर्जितः ।
बोधो निर्वासनो यस्य सजीवन्मुक्त इष्यते ॥
शांत संसार कलनः कलावानपि निष्कलः ।
यस्य चित्तं विनिश्चित्तं सजीवन्मुक्त इष्यते ॥
वर्तमानेऽपि देहेऽस्मिञ्छाया वदनु वर्तिनि ।
अहन्ता ममता भावो जीवन्मुक्तस्य लक्षणम् ।
अतीताननुसंधानं भविष्यद विचारणम् ।
औदासीन्य मपि प्राप्तं जीवन्मुक्तस्य लक्षणम् ॥
गुण दोष विशिष्टेऽस्मिन्स्वभावे न विलक्षणे ।
सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥
इष्टानिष्टार्थ संप्राप्तौ समदर्शितयात्मनि ।
उभयां विकारित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥
ब्रह्मानंद रस स्वादा सक्त चित्ततया यतेः ।

अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥
देहेन्द्रियादौ कर्तव्ये ममाहं भाव वर्जितः
औदासीन्येन य स्तिष्ठेत्स जीवन्मुक्त लक्षणः ॥
विज्ञात आत्मनो यस्य ब्रह्मभावः श्रुते र्बलात्
भव बंध विनिर्मुक्तः स जीवन्मुक्त लक्षणः ॥
देहेन्द्रिये ष्वहं भाव इदं भाव स्तदन्यके ।
यस्य नो भवतः क्कापि स जीवन्मुक्त इष्यते ॥
न प्रत्यग्ब्रह्मणो भेदं कदापि ब्रह्म सर्गयोः ।
प्रज्ञया यो विजानाति सजीवन्मुक्तः लक्षणः ॥
साधुभिः पूज्यमानेऽस्मिन्पीड्यमानेऽपि दुर्जनैः ।
समभावो भवेद्यस्य स जीवन्मुक्त लक्षणः ॥
यत्र प्रविष्टा विषयः परेरिता नदी प्रवाहा इव वारि राशौ ।
लीयन्ति सन्मात्रतया न विक्रिया मुत्पादयन्त्येष याति विमुक्तः ॥

अर्थ स्पष्ट विवेकचूडामणि.

ઉપર પ્રમાણે જીવન્મુક્તિનું સ્વરૂપ બતાવ્યા પછી આચાર્ય ભગવાન ચૌદમા શ્લોકમાં વૈરાગ્યના પ્રકાર બતાવે છે. ભગવત્પાદનું આ પ્રકરણ વિશાળ વિવેચનપૂર્વક સમજાવવાનો પ્રસંગ નહીં હોવાથી અત્રે જે કાંઈ લખવામાં આવે છે તે સંક્ષિપ્તમાં છે.

नैर्वेद्यं ज्ञानगर्भं द्विविध मभि हितं तत्र वैराग्य माद्यम्
प्रायोदुःखावलोकाद्भवति गृहसुहृत्पुत्र वित्तैषणादि ।

**अन्यज्ज्ञानोपदेशा द्यदुदित विषये वातवद्धेयतास्यात्**
**प्रव्रज्याऽपि द्विधा स्यान्नियमित मनसां देहतो गेहतश्च**
**॥ १४ ॥**

**ભાવાર્થ—નૈર્વેદ્ય** અને **જ્ઞાનગર્ભ** એમ વૈરાગ્યના બે પ્રકાર કહ્યા છે, તેમાં ઘર, સ્નેહી, મિત્ર, પુત્ર, ધન, વિગેરેની તૃષ્ણા વિગેરેથી વિશેષે કરીને દુઃખજ પ્રગટ થતું જોવામાં આવતાં જે વૈરાગ્ય થાય તે **નૈર્વેદ્ય** વૈરાગ્ય કહેવાય છે અને જ્ઞાનના ઉપદેશથી ગૃહ વિગેરે પદાર્થોમાં વમન કરેલા અન્નાદિકના જેવી ત્યાજતા સંભવ પામે તે **જ્ઞાનગર્ભ** વૈરાગ્ય કહેવાય છે. વૈરાગ્યની પેઠે મનનો સંચય કરનારા યોગી લોકોની પ્રવ્રજ્યા ( એટલે પ્રવાસ ) પણ ઉભય પ્રકારની છે. એક દેહથી પ્રવ્રજ્યા થાય છે અને બીજી ગૃહાદિકથી પ્રવ્રજ્યા થાય છે. તેમાં દેહથી પ્રવ્રજ્યા તો દેહનું અભિમાન નાશ પામવું એજ છે અને ઘરની પ્રવ્રજ્યા તો અંતઃર્દોષો ન ગયા છતાં ઘરનો ત્યાગ કરી હૃદય શોધન નિમિત્તે એકાંત વાસ કરવો તેજ કહેવાય છે. ॥ ૧૪ ॥

## विवेचन.

વૈરાગ્યના બે પ્રકાર કહ્યા તેમાં જ્ઞાન ગર્ભ વૈરાગ્ય ઉત્તમ અને મોક્ષના અંતસ્તમ પ્રદેશમાં લઇ જવા વાળો છે કારણ કે તે વૈરાગ્ય હૃદયપૂર્વક હોય છે અને નૈર્વેદ્ય વૈરાગ્યની સ્થિતિ સ્મશાન વૈરાગ્ય કરતાં કાંઇક વધારે પરંતુ તે સ્થિતિ સંસારના તાપને લઇ થયેલી હોવાથી હૃદયપૂર્વક હોતી નથી તો પણ ઉપદેશ મળ્યા પછી તે વૈરાગ્ય પણ જ્ઞાન ગર્ભ વૈરાગનાં સ્વરૂપને પામે છે. હમેશાં શુભનું ચિંતન માત્ર પણ શુભ યોગ આપે છે તેમ શુષ્ક વૈરાગ્ય પણ

કાળ જતાં ખરા રૂપને પામે છે. પ્રવ્રજ્યા સંબંધમાં પણ પ્રથમ પ્રકારની ઉચ્ચ પ્રવ્રજ્યા છે અને દ્વિતીય પ્રકારની મધ્ય છે કારણ કે ગૃહાદિની આસક્તિ તજવા પછી આત્મ સુખ પ્રાપ્તિ થવા દેહમાંથી અહંતા મમતા રૂપ અભિમાન તજવું પડે છે જેથી દેહાદિની પ્રવ્રજ્યાથીજ આત્મ સ્વરૂપ પ્રાપ્તિનો અધિકાર મળે છે. વૈરાગ્યના પ્રકાર કહ્યા પછી ભગવન પંદરમા શ્લોકમાં ઉપદેશનો પ્રકાર કહે છે.

**यः कश्चित्सौख्य हेतो स्त्रिजगति यतते नैव दुःखस्य हेतो,**
**र्देहेऽहंता तदुत्था सविषय ममता चेति दुःखास्पदे द्वे।**
**जानन्रोगाभि घाता द्यनुभवति यतो नित्य देहात्मबुद्धि**
**र्भार्यापुत्रार्थ नाशे विपदमथ परा मेति ना राति नाशे ॥**

**ભાવાર્થઃ**—ત્રૈલોક્યમાં પ્રાણીમાત્ર સુખના માટે પ્રયાસ કરે છે પણ દુઃખના માટે કોઈ પણ યત્ન કરતાંજ નથી. આમ હોવાના કારણથી કાયામાં અહંતા અને દેહનાં પ્રિયને વાસ્તે અહંતાથી પ્રગટ થાતી તે તે વિષયોમાં મમતા એઓ બે મહાન્ દુઃખનાં સ્થાન છે. આમ સમજતાં છતાં પણ મનુષ્ય ‘ દેહ હું છું, એવી વિપરીત સમજણના કારણથી સર્વદા રોગ તથા અભિઘાત વિગેરે દુઃખોનો અનુભવ કરે છે, અને સ્ત્રી પુત્રાદિમાં મમતાથી જ્યારે તેઓ નાશ પામે છે ત્યારે મહાન્ સંકટમાં આઆવી પડે છે. જો અહંતા મમતા રૂપ બે દુશ્મનોનોજ નાશ કરવામાં આવે તો કશું દુઃખ ભોગવવું પડે નહીં. ॥ ૧૫ ॥

## विवेचन.

પ્રાણી માત્રને સુખની ઇચ્છા હોવાથી જે પ્રકારે ઉચ્ચ આનંદની પ્રાપ્તિ થાય તે પ્રકારે પ્રવૃત્તિ કરવી જોઈએ અને એજ ઉદ્દેશથી દુઃખનાં સ્થાનરૂપ વિષયોમાં અને દેહમાં મમતા અને અહંતા તજવાનું ઘણુંજ કઠીન કાર્ય હોવાથી **ભગવત્પાદ** ભાર મૂકીને તે ઉભય અનર્થોનો ત્યાગ કરવાનું સુચવે છે. હું કોણ છું એ પ્રકારનો ગુરૂશાસ્ત્ર મુખ નિશ્ચય થવાથી પોતાનું આત્મરૂપ જણાતાં અર્થાત્ હું આત્મા છું પરંતુ જડ દેહાદિ હું નથી એવો નિશ્ચય થતાં દેહાદિકમાંથી અહંભાવ નિવૃત્ત થાય છે. અહંભાવ નિવૃત્ત થવાથી દેહાદિ હું નથી તો તે દેહાદિનાં કાર્યરૂપ અનેક પ્રકારનાં સાંસારીક દ્રવ્યો જેવાં કે સ્ત્રી-પુત્ર-વિત્ત ધનધાન્ય આદિ તે હું ન જ હોઉં એમ નિશ્ચય થતાં દેહાદિમાંથી મમત્વ ભાવ પણ વિરામ પામે છે અને અહંભાવ મમભાવ ટળી ગયા પછી **પુજ્યશ્રીના** પ્રબોધ અનુસાર સમગ્ર બંધનરૂપ દુઃખોની જ્ઞાનરૂપ યજ્ઞમાં પૂર્ણાહુતિ થાય છે અને પરમાનંદ સુખરૂપ ઉત્તમ ફળની મનુષ્યને પ્રાપ્તિ થાય છે. વાસ્તવીક સુખ સાંસારીક વિષયોમાં નહીં હોવાથી જીવો સત્ય સુખની શોધમાં અનેક ખતા ખાતાં ખાતાં આગળ ગતિ કરે છે અને છેવટ પોતાનું વાસ્તવીક સ્વરૂપ જે બ્રહ્મ તેજ પુર્ણાનંદ સ્વરૂપ છે એમ નિશ્ચય થતાં ત્યાંજ વિરમે છે. ભગવત્પાદ સોળમા શ્લોકમાં ગૃહસ્થાશ્રમીને સત્ય સુખ સંપાદન કરવાને કયા પ્રકારે વર્તન રાખવું જોઇએ તે બતાવે છે.

तिष्ठन्गेहे गृहेऽशो प्यतिथिरिव निजं धाम गन्तु चिकीर्षु देंहस्थं दुःख सौख्यं नभजति सहसा निर्ममत्वाभिमानः । आयात्रा यास्यतीदं जलद पटल वद्या तृयास्यत्य वश्यम् ॥ देहाद्यं सर्वमेव प्रविदित विषयो यच्च तिष्ठत्ययत्नः ॥ १६ ॥

**ભાવાર્થ:**—જેમ પોતાને ગામ જવા નીકળેલો મુસાફર માર્ગમાં કોઇને ઘેર ઉતારો કરી રાત રહે પણ ત્યાંથી પ્રભાતમાં ચાલી નીકળવાનો નિશ્ચય હોવાને લીધે તે ઘર સંબંધી લેશ માત્ર પણ સુખ દુઃખને મનમાં લાવતો નથી તેમ વિવેકી ગૃહસ્થ ઘરમાં રહેતાં છતાં પણ અહંતા રૂપ અભિમાનથી રહિત હોવાથી એકદમ દેહનાં સુખદુઃખાદિને ચિત્તમાં સ્મરતો નથી, અને મમતારૂપ અભિમાનથી રહિત તથા આ શરીરાદિ સઘળું ધન સમુહની જેમ આવવાનું હશે તે ચોક્કસ આવશે અને જવાનું અવશ્ય જશે એવા સત્ય સિદ્ધાંતવાળો હોવાને લીધે સદા યત્ન વિનાનોજ વસે છે. ॥ ૧૯ ॥

## विवेचन.

આ સંસારમાં પ્રત્યેક નોકરી પર દાખલ થએલા પુરૂષો પોતાના હવાલામાં સોંપેલાં તમામ સરસામાન આદિ દ્રવ્યોનું પોતાનાં હોયની તેમ બરાબર રક્ષણ કરે છે છતાં નોકરીના સમય પછી ઘેર આવતાં તેઓ તે પદાર્થોમાં મમત્વ ભાવ રાખતા નથી પરંતુ ઘરનાંજ કાર્યમાં ગુંથાય છે તેમ આ સંસાર રૂપ વિશાળ ખાતાંમાં પ્રત્યેક મનુષ્યો નોકર સમાન છે અને તેઓએ પોતાનાં સ્વાધીનમાં રહેલાં પ્રત્યેક દ્રવ્યોનું પાલન કરવાની પવિત્ર ફરજ સમજી તેમ કરવું ઘટે છે પણ તે પદાર્થોના અમે માલીક છીએ એમ વૃથા અહંતા મમતા આણવા કશું પણ પ્રયોજન નથી કારણ કે આ શરીર પણ આખર પોતાનું નથી તો પછી શરીરથી અલગ રહેનારા વૈભવના પદાર્થો પોતાના કેમ મનાય ! સુજ્ઞ ગૃહસ્થે સંસારમાં પ્રત્યેક ક્રિયામાં પરોવાયા છતાં ચિત્તની સ્થિતિ અનાસક્ત રાખવી જોઇએ. જેમ ખેડુત પોતાનું કાર્ય બજાવતાં બજાવતાં પોતાનું ચિત્ત ભજનના તાલમાં પ્રભુ પ્રત્યેજ રાખે છે તેમ ગૃહસ્થે પણ અનેક સાંસારીક પ્રસંગમાં વસતા છતાં ચિત્તથી તો સંસાર રહિત વસવું જોઇએ.

અનેક પ્રકારના હાવ ભાવને બતાવતી નૃત્યશાળામાં નાચ કરતી સ્ત્રી જેમ તબલચીનાં તબલાંના તાલને વિસરતી નથી તેમ સંસારીએ ગૌણપણે સર્વ સંસાર પ્રવૃત્તિ કરવા છતાં પોતાનાં આત્મ સ્વરૂપથી ચિત્તનું લક્ષ્ય વેગળું કરવું નહીં જોઇએ. અનેક પ્રકારના હાથથી-પગથી અને ઇતર અવયવોથી ખેલ કરતો નટ પોતાની દૃષ્ટિ કદી પણ દોરીથી વેગળી કરતો નથી તેમ વિવેકી ગૃહસ્થે પ્રત્યેક પ્રવૃત્તિમાં પડવા છતાં ચિત્તની સ્થિતિ આત્માથી વિમુખ કરવાની નથી. જળમાં વસનારૂં કમળ જળથી ભીનું થતું નથી તેમ સંસાર વૈભવમાં વસનારો વિવેકી ગૃહસ્થ સંસારના ક્ષણીક વિષયોરૂપી વિષથી વિકાર નહિં પામતાં પોતાનું નિત્ય નિર્વિકારી મન રાખે છે. શુભ અશુભ યોગ પ્રારબ્ધ અનુસાર આવે છે અને જાય છે તેમાં નાહક પોતાના ચિત્તને વિવેકી ગૃહસ્થ વિક્ષિપ્ત કરતો નથી પરંતુ કેવળ આત્મમાં સંતોષ રાખી અનાસક્તિથી ક્રિયા માર્ગનો મુસાફર થઈ પોતાનું ખરૂં સ્થાન પોતાનું બ્રહ્મ સ્વરૂપ છે તેજ છે એમ સમજતો હોય છે. પોતાના પ્રવાહમાં શુભાશુભ દ્રવ્યોને તાણી જતી સરિતા શાંતપણે પોતાની ગતિ કરે જાય છે તેમ વિવેકી ગૃહસ્થ શુભાશુભ સંયોગમાં સમબુદ્ધિ સજતો સજતો પોતાના મનની ગતિ સત્ય વસ્તુ વિષે અખંડિતપણે રાખે છે. સાંસારીક દ્રવ્યોની પ્રાપ્તિ અર્થે ગૃહસ્થ પુરૂષે વૃથા બોજો નહીં ઉઠાવતાં વિશેષે કરી વસ્તુના સ્વરૂપની ઓળખાણમાં સમયનો ઉપયોગ કરી સ્વનિર્વાહ માત્ર ઇતર પ્રવૃત્તિમાં પડવું જોઇએ. વિશેષ પ્રવૃત્તિથી વિશેષ મળી જાય છે અને ઓછી પ્રવૃત્તિથી ઓછું મળી જાય છે એવા મિથ્યા સંકલ્પોનો આશ્રય છોડી ઝાઝાં થોડાંનો ચિત્તમાં કકળાટ રાખ્યા વિના જે ઝાઝું કે થોડું નથી પરંતુ પરિપૂર્ણ છે, સુખનું સ્વરૂપ છે, આનંદનો પુંજ છે અને સર્વ લાભ સ્વરૂપ છે તેવાં પોતાનાં સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનાંજ ચિંતનમાંજ વિવેકી ગૃહસ્થ ધારે તો જીવન ગુજારી શકે છે. જે ગૃહસ્થ પોતાને પરમ સુખનો સાગર છે એમ જ્ઞાનપૂર્વક સમજતો હોય તે ગૃહસ્થ જરૂરવિનાની ઇતર પ્રવૃત્તિમાં શા માટે પોતાનાં

અમુલ્ય માનવ જીવનનો ભોગ આપશે ? ભગવત્પાદ શંકરાચાર્યનો પ્રબોધ ગૃહસ્થને પણ આત્મજ્ઞાન થાય એવા પ્રકારનો હોવાથી આત્મ સુખનો અધિકાર પ્રાણી માત્રને હોય છે પરંતુ પ્રશ્ન એટલોજ છે કે તેવો અધિકાર દીપાવવા ચિત્તની સ્થિતિની સુધારણા થવા બહુ વિશેષ જરૂર રહે છે માટેજ પ્રાજ્ઞ પુરૂષો ચિત્તની અનેક પ્રકારે ચિકિત્સા કરી તેને જેમ વિશુદ્ધ રહે તેમ પ્રવર્તાવવા પ્રત્યેક જીવનને ભલામણ કરે છે. ભગવાન સત્તરમા શ્લોકમાં વાનપ્રસ્થ સ્થિતિમાં પણ મોક્ષનો અધિકાર છે એ બાબત કહે છે.

**शक्त्यानिर्मोकतः स्वा द्वहिरहि रिव यः प्रव्रजन् स्वीय गेहा च्छाया मार्गद्रुमोत्थां पथिक इव मनाक् संश्रये देह संस्थाम् ।**

**क्षुत्पर्याप्तं तरुभ्यः पतित फल मयं प्रार्थयेद्भैक्ष्य मन्नं स्वात्मारामं प्रवेष्टुं स खलु सुखमयं प्रव्रजे द्देहतोऽपि॥१७॥**

**ભાવાર્થ**:—સ્વાત્મ બળથી જેમ સર્પ પોતાની કાંચળીમાંથી બહાર નીકળી જાય છે તેમ વૈરાગ્ય સામર્થ્ય યોગથી જે પુરૂષ પોતાના ઘરમાંથી નીકળી પડે છે અને જે મુસાફર મનુષ્ય માર્ગનાં વૃક્ષોની છાયાનો ક્ષણવાર આશ્રય કરે છે પણ તેમાં લુબ્ધ થઈ જતો નથી તેમ દેહના નિર્વાહ માત્રની પ્રતિ ક્રિયાઓનો પણ ઉપર ચોટીયાં ( અનાસક્ત ) મનથી આશ્રય સેવે પણ તેઓમાં આસક્ત થઈ જાય નહીં અને તરૂ પાસેથી પવનાદિથી પતન પામેલાં ફળોરૂપ આવશ્યક ભિક્ષાજ યાચે તે મનુષ્યને પોતાનાં પરમાનંદ સ્વરૂપમાં સ્થિતિ કરવા નિમિત્તે શરીરથી પણ બહાર નીકળેલા જેવોજ જાણવો. ॥ १७ ॥

## विवेचन.

જેવી રીતે નાગ પોતાની કાચળીમાંથી પોતાની મેળેજ બહાર નીકળી જાય છે તેવી રીતે સંસારની નશ્વરતા અને આત્માની અખંડતાનો નિશ્ચય થવાથી અખંડ સુખની ઇચ્છાવાળો મનુષ્ય પોતાનાં ગૃહાદિનો ત્યાગ ઇચ્છાપૂર્વક કરે છે. આવો ત્યાગી પુરૂષ ઉચ્ચ સ્થાનનો અધિકારી થઇ શકે છે કારણ કે તેની મુખ્ય ઇચ્છા ચૈતન્ય પ્રાપ્તિ અને અનર્થની નિવૃત્તિમાંજ હોય છે. આવો મનુષ્ય ગમે તે વર્ણનો કુળનો કે જાતિનો હોય તોપણ તે આત્મવસ્તુનો અધિકારી છે. પોતાના નિર્વાહ માત્રનીજ જેને ચિંતા છે પરંતુ ઇતર ઉપાધિઓથી જેનું રહિત હૃદય છે તેવા સજ્જનને સંસાર કદી પણ બંધનમાં નાંખી શકતો નથી. અનાયાસ આવી મળેલાં ફળફુલાદિથી જે સંતુષ્ટ છે તે પુરૂષને અહંતા મમતા યુક્ત કેમ કહી શકાય! ખરેખર આ પુરૂષ ગૃહસ્થ નથી તેમ સંન્યાસી પણ નથી છતાં આત્મવસ્તુને પામવા યોગ્ય તે પુરૂષ છે એમાં સંશય છેજ નહીં કારણ કે જેણે સમસ્ત ઉપાધિઓનો હોમ કરી પ્રાપ્ત અન્નપાનાદિમાં સંતોષ માની પોતાનાં ચિત્તને ચૈતન્ય સમીપ બનાવ્યું છે તે પુરૂષ પ્રાકૃત પુરૂષ નહીં પણ મહાત્માઓની પંક્તિમાં મૂકવા યોગ્યજ કહી શકાય અર્થાત્ આવા પ્રકારની વાનપ્રસ્થદશા પણ મોક્ષમાં અધિકારવાળી છે, આવો વાનપ્રસ્થ ખરેખર સંન્યાસી જેવોજ છે. તેનું ઉત્તમ જીવન આત્મારૂપ મહાસાગરમાં મોજ કરનારૂં છે, તેનો સંગ સંસારી જીવોને એક તરણ ઉપાય સમાન છે, તેનું મન એક પવિત્રતાનીજ મૂર્તિ છે અને તેની પ્રત્યેક ક્રિયાઓ તેનાં હૃદયની ગ્રંથિઓને મજબુત કરતીજ નથી પરંતુ નિષ્કામતાયુક્ત હોવાનાં કારણથી હૃદય શોધન થવાનાં કારણ ભૂત બને છે. **આચાર્ય ભગવાન** આ પ્રમાણે વાનપ્રસ્થાશ્રમમાં પણ આત્મજ્ઞાન સંપાદન કરી શકાય છે એ બાબત પોતાનો એકજ શ્લોકથી અભિપ્રાય જનસમાજનાં શ્રેય અર્થે કહી બતાવી આગલા શ્લોકમાં પોતે આંતર શત્રુઓનો ત્યાગ સુચવવા પોતાની પરોપકારી વાણીની પ્રવૃત્તિ કરે છે. ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સં-

ન્યાસ એમ તમામ જીવનના ઉત્કર્ષમાં આત્મજ્ઞાન સંપાદનીય છે એ પ્રસંગ અનેક પ્રકરણોમાં ભગવત્પાદે વિસ્તારથી પણ કહ્યા છે, જેથી પ્રત્યેક બાબતપર અભિપ્રાયરૂપ એક કે બે શ્લોકથી આ શતશ્લોકી ઉત્તમ અધિકારી માટે ભગવત્પાદે નિરૂપી છે.

**कामो बुद्धावुदेति प्रथम मिहमन स्युद्दिशत्यर्थ जातम्**
**तद्गृह्णातींद्रियास्यै स्तदनधिगमतःक्रोध आविर्भवेच्च ।**
**प्राप्तावर्थस्य संरक्षणमातिरुदितो लोभ एतत्त्रयंस्यात**
**सर्वेषांपातहेतु स्तदिह मतिमता त्याज्यमध्यात्मयोगात्**
**॥ १८ ॥**

ભાવાર્થઃ—પ્રથમ કામવાસનાનો ઉદય બુદ્ધિમાં થાય છે, પછી ચિત્તમાં શબ્દ સ્પર્શ રૂપ રસાદિમાંના કોઇ વિષયોનો સંયોગ થાય તોજ સારૂં એવી સંકલ્પ ભાવના સંભવ પામે છે, પછી તે તે વિષયોનું નેત્રાદિ ઇંદ્રિયોદ્વારા ગ્રહણ થવાનો યત્ન આદરાય છે, વિઘ્નના યોગને લઇ યત્ન કર્યા છતાં પ્રાપ્ત અર્થની પ્રાપ્તિ ન થાય તો કારમો ક્રોધ પ્રગટ થાય છે અને દૈવયોગથી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થાય છે તો તરતજ તે વસ્તુમાં મમત્વાભિમાન રૂપ લોભ જન્મ પામે છે. આ કામ, ક્રોધ અને લોભ સર્વ જીવોને દુઃખ રૂપ સંસારબંધનના હેતુ રૂપ છે માટે વિદ્યાવાન મનુષ્યોએ સતત સ્વાત્માનુસંધાન યોગથી આ ત્રણેનો ત્યાગ કરવો ઉચિત છે. ॥ १८ ॥

दानं ब्रह्मार्पणं यत्क्रियत इह नृभिः स्यात्क्षमा क्रोधसंज्ञा
श्रद्धास्तिक्यं च सत्यं मांदिति परमतः सेतुसंज्ञं चतु-
ष्कम् ।
तत्स्या द्बंधाय जंतोरिति चतुर इमान् दानपूर्वं श्चतुर्भि
स्तीर्त्वा श्रेयोऽमृतंच श्रयतइहनरः स्वर्गतिंज्योति रासिम्
॥ १९ ॥

ભાવાર્થઃ—જે બ્રહ્માર્પણ બુદ્ધિવડે અહીં કરવામાં આવે છે-આપવામાં આવે છે તે **દાન** કહેવાય છે, ક્રોધ વિનાની જે (ચિત્તની સ્થિતિ) સ્થિતિ તે **ક્ષમા** કહેવાય છે, ગુરૂ શાસ્ત્રાદિમાં જે વિશ્વાસ બુદ્ધિ તે **શ્રદ્ધા** કહેવાય છે, અને સાચાપણું તેજ **સત્ય** કહેવાય છે. આ ચારથી ઉલટાં જે અદાન, અક્ષમા, અશ્રદ્ધા અને અસત્ય તે બંધક નામથી ઓળખાય છે. બંધક કહેવાવાનું કારણ એજ કે એ ચારવડે જીવાત્મા સંસારમાં બંધન પામે છે. આ કારણથી મનુષ્ય જો સંસારમાં દાનથી, ક્ષમાથી, શ્રદ્ધાથી અને સત્યથી અનુક્રમે અદાન, અક્ષમા, ક્રોધ, અશ્રદ્ધા અને અસત્યરૂપ સેતુઓને તરી જાય તો અનુક્રમે પુણ્યાતિશયને, દેવત્વને, મહલોકાદિ ઉચ્ચ સ્થાનને અને જ્યોતિને (મોક્ષને) પામે છે. ॥ ૧૯ ॥

विवेचन.

કૃષ્ણભગવાને ગીતામાં કહ્યું છે કેઃ—

**काम एषक्रोध एष रजोगुण समुद्भवः**
**महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥**

શ્યેનાદિ કામ્ય કર્મમાં અને પરદાર ગમનાદિ નિષિદ્ધ કર્મમાં બળાત્કારે પ્રવૃત્તિમાં નાંખનારો રજોગુણના વિકાર રૂપ **કામ** છે.

ભોગોની તૃષ્ણા એજ કામ છે. આ કામ મોટો આહાર કરનાર છે અને આ સંસારમાં જીવોને તે એક શત્રુરૂપ છે. રાગદ્વેષવાળી બુદ્ધિમાં આ કામ વાસના પ્રગટ થાય છે. ભગવાન કૃષ્ણચંદ્ર **અર્જુન** પ્રત્યે એમ કહે છે કે:-

**इन्द्रियाणि मनोबुद्धि रस्याधिष्ठान मुच्यते ।**
**एतै र्विमोहत्येष ज्ञान मावृत्य देहिनम् ॥**

કર્મ ઇંદ્રિયો અને જ્ઞાન ઇંદ્રિયો મળી દશ ઇંદ્રિયો, સંકલ્પાત્મક મન અને નિશ્ચયરૂપ બુદ્ધિ એ ત્રણ કામવાસનાનાં સ્થાનક છે. આ કામ વિવેકજ્ઞાનને આચ્છાદી દેહાભિમાનીને નાના પ્રકારના મોહમાં ફસાવે છે, દશ ઇંદ્રિયો-મન અને બુદ્ધિ એ બાર સ્થાનોમાં પ્રવર્તનારી કામવાસના પ્રાણી માત્રને પતનના હેતુરૂપ છે જેથી **આચાર્ય ભગવાન** કામ વાસનાનો ત્યાગ કરવા પ્રબોધે છે. ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી કામ વાસના ક્ષય પામે છે માટેજ ગીતામાં પણ કથન છે કે.—

**तस्मा त्त्वमिन्दियाण्यादौ नियम्य भरतर्षभ ।**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञान विज्ञान नाशनम् ॥**

"તેટલા માટે હે **અર્જુન** ઇંદ્રિયોનો સંયમ સેવી આ જ્ઞાનવિજ્ઞાનને ઉચ્છેદ કરનારી કામવાસનાનો નાશ કર." કામવાસનાનો જય થવાથી બીજા પાંચ આંતર શત્રુ ક્રોધ, લોભ, મોહ અને મત્સર છે તે આપેજ ક્ષય પામે છે. સંકલ્પ માત્રથી કામના પ્રગટ થાય છે. પદાર્થની કામના પ્રગટ થતાં તે પદાર્થ પ્રાપ્તિ માટે વૃત્તિ ઝાવાં મારે છે અને આખરે તમોગુણનો આશ્રય

લઇ પદાર્થ મેળવવા ખાતર ક્રોધવાસના ઉત્પન્ન પામે છે. ક્રોધ થતાંજ દૈવી-સંપત્તિનો નાશ અને આસુરી સંપત્તિનો અંતઃકરણમાં ઉદય થાય છે. ક્રોધના આવેશમાં વિધિયોગે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થાય તો પાછી તે પદાર્થમાં મમતારૂપ લોભવૃત્તિ જાગૃત થાય છે. અત્યંત લુબ્ધતાથી પદાર્થમાં મિથ્યા મોહરૂપ આસક્તિ પ્રગટે છે અને તેથી તે પદાર્થના રક્ષણ ખાતર તુચ્છ વૃત્તિરૂપ મત્સરને પ્રાણી સેવે છે તે અગાઉ, તો, તેનામાં પદાર્થનો ભોક્તા હું છું અને મારા સમાન બીજો કોણ સમર્થ છે ઇત્યાદિ વિષયમદથી પણ કામી પુરૂષ આંધળો બન્યા વિના રહેતો નથી. આ પ્રમાણે એકજ કામવાસનાની જાગૃતિથી અંતઃકરણમાં ઇતર ૭ શત્રુઓ ઉભા થાય છે તે અનુક્રમે વિવેક–શાંતિ–ઉદારતા–વૈરાગ્ય–નમ્રતા અને પવિત્રતારૂપ મિત્રોનેજ પરાસ્ત કરી શુભ સામગ્રીનો વિયોગ અને અશુભનો સંયોગ કરાવી જન્મ મરણરૂપ જાળમાં આ મનરૂપી પક્ષીને જકડી નાંખે છે વાસ્તે આંતર શત્રુઓનો વિવેકબુદ્ધિથી અનાદર કરવા **ભગવત્પાદનું** જે કથન છે તે ખરેખર ઇષ્ટવસ્તુની પ્રાપ્તિમાં અનુકુળતા આપવાવાળું છે. નિરંતર સદ્વસ્તુનું અનુંસંધાન રાખવાથી કામાદિ તુચ્છ વિષયોનું અનુંસંધાન છુટી જાય છે. **ભગવદ્ગીતામાં શ્રીમુખે** કર્મયોગ–ભક્તિયોગ અને યજ્ઞાદિનો જે ઉપદેશ છે તે આશય આ ઓગણીશમા શ્લોકમાં **ભગવત્પાદ** સુચવે છે. નિષ્કામ ભાવનાથી જે દાનાદિ થાય છે તે કામવાસનાનો પ્રલય કરે છે, ક્રોધ કર્યા વિના પ્રતિકુળ સંજોગમાં પણ શાંતિ બતાવાય છે તે ક્ષમા છે અને તે ક્ષમા ક્રોધનો નાશ કરનારી છે, અને ગુરૂશાસ્ત્ર કથનમાં પૂર્ણ વિશ્વાસ તે શ્રદ્ધા છે કે જે સંશયોનું જડમૂળથી નિકંદન કાઢે છે. સાચાઇ–સત્ય છે તે અનર્થની હાનિ કરનારૂં છે. આ પ્રકારે અદાન–ક્રોધ–અશ્રદ્ધા અને અસત્ય કે જેઓ મોક્ષમાર્ગમાં ભયંકર રાક્ષસોરૂપ થઇ, જીવનની હાનિ કરનારા છે તેઓનો દાન–ક્ષમા–શ્રદ્ધા અને અસત્યથી પરાજય કરી વિવેકી મનુષ્ય નિર્ભયપણે આત્મકલ્યાણના માર્ગમાં ગતિ કરી શકે છે. અદાનાદિ ચાર પ્રતિબંધકોને દાનાદિ

ચાર સેતૂઓથી દૂર કરી અનુક્રમે પુણ્યાતિશય દેવલોક અને મહર્લોક આદિ ઉચ્ચ સ્થાનનો અધિકારી બની આખરે આત્મજ્ઞાનોદયથી સાધક મનુષ્ય પોતાનાં પરમજ્યોતિઃસ્વરૂપને પામે છે. આચાર્ય ભગવાન આ પ્રમાણે મોક્ષના પ્રતિબંધકોનો ઉચ્છેદ કરવા ઉપદેશ કરી હવે વેદોક્ત દેવ અતિથિ પુજન આદિનું માહાત્મ્ય બતાવે છે.

अन्नं देवातिथिभ्योऽर्पित ममृतमिदं चान्यथा मोघमन्नं
यश्चात्मार्थं विधत्ते तादिह निगदितं मृत्युरूपं हि तस्य ।
लोकेऽसौकेवलाघो भवतितनुभृतां केवलादी च यः स्या
त्त्यक्त्वा प्राणाऽग्निहोत्रं विधि वदनुदिनं यो स्नुते सोऽपि
मर्त्यः ॥ २० ॥

ભાવાર્થઃ—દેવતાઓને અને અતિથિઓને અર્પેલું અન્ન અમૃત થાય છે. જે અનાજ એઓને ન દેવામાં આવે તે વ્યર્થ છે. જે મનુષ્ય દેવતાઓને અતિથિઓને સારૂં નહીં પણ માત્ર સ્વાત્મપોષણ નિમિત્તે અન્નને તૈયાર કરે છે તે માણસને તે અન્ન વિષરૂપે પરીણમે છે. આવા પ્રકારનો પેટભરો મનુષ્ય લોકમાં કેવળ પાપનોજ ભોક્તા થાય છે. જે મનુષ્ય નિત્ય આ-ચરવાના પ્રાણાગ્નિ હોત્રનો અનાદર કરી ભોજન કરે છે તે માણસ પણ પાપનુંજ પુતળું છે. ॥ ૨૦ ॥

लोके भोजः स एवार्पयति गृहगतायार्थिनेऽन्नं कृशाय
यस्तस्मै पूर्णमन्नं भवति मखविधौ जायते जातशत्रुः ।

मख्ये नाऽन्नार्थिने योर्पयति न स सखा सेवमानाय नित्य
संमक्ताया न्नमस्मा द्विमुख इव परा वृत्तिमिच्छेत्कदर्यात्
॥ २१ ॥

ભાવાર્થઃ—ઘેર આગત યાચકને જે જન અન્ન દે તે જન જગતમાં દાતા કહેવાય છે. એ પુરૂષના લૌકિક કે વૈદિક યજ્ઞમાં અન્ન પૂર્ણ થાય છે અને તેના દુશ્મનનો પણ મિત્રરૂપ બની જાય છે. સર્વદા સેવા ઉઠાવતા અને અશરણ મિત્રને જે જન અન્ન આપતો નથી તે પુરૂષ મિત્ર નથી પણ ચાડીયોજ છે એમ જાણવું. વિમુખની સમાન એવા લોભી મનુષ્યની પાસેથી પાછું ફરવાનીજ યાચકે ઇચ્છા ધરવી. ॥ ૨૧ ॥

## विवेचन.

આચાર્ય ભગવાન ૨૦–૨૧ મા શ્લોકમાં વેદોક્ત પંચમહાયજ્ઞાદિ કર્મનું મંડન કરે છે અર્થાત્ શ્રુતિએ ઉપદેશેલાં કર્મો સકામ ભાવનાથી સ્વર્ગાદિનાં હેતુરૂપ છે અને નિષ્કામ ભાવનાથી હૃદયશુદ્ધિનાં સાધન છે. મુખ્ય પ્રયોગ પ્રાણી-માત્રને જાણમાં કે અજાણમાં આત્યાંતિક દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદરૂપ મોક્ષની ઇચ્છા હોવાથી નિષ્કામનાપૂર્વક થવો જોઇએ તોપણ જેઓને ઉત્તમ સુખનો અધિકાર નથી તેઓને સકામ કર્મો પણ સ્વર્ગાદિ સુખનાં સાધક હોવાથી, શ્રુતિઓની નિઃસ્વાર્થ કલ્યાણી પ્રવૃત્તિ છે એ બતાવે છે. વૈશ્વદેવાદિ કર્મો જ્ઞાની કે અજ્ઞાનીને કરવાંજ પડે છે પરંતુ તેમાં કર્તવ્ય પદ્ધતિમાંજ તફાવત હોય છે. સારાંશ, સકામતાથી કે નિષ્કામતાથી અધિકાર પરત્વે વેદોમાં ઉપદેશેલાં નિત્યનૈમિત્તિક કર્મોનો અનાદર કરવામાં આવે તો પ્રત્યવાય લાગે એ આશય છે. પોતાના પેટ માટે રાંધીને ખાવું એ ખરેખર પશુવૃત્તિ

હોવાથી અતિથિ સત્કાર અને વૈશ્વદેવાદિની ઘણી જરૂર હોય એ સ્વાભાવિક છે, તેમ જે પ્રવૃત્તિ ગમે તે પ્રકારથી પણ ઉત્તરોત્તર ઇષ્ટ સંયોગદાતા હોય તેનો અનાદર કરનાર અધમ મનુષ્ય પતન પામે એવી શ્રુતિની આજ્ઞા સર્વાંશે સત્યજ છે. આ વિષય બ્રાહ્મણવર્ગ પોતપોતાનાં નિત્યકર્મનાં પ્રકરણોદ્વારા સમજતા હોવાથી, તે સંબંધે વિશેષ કથન નહીં કરતાં આચાર્ય ભગવાન શ્લોક ૨૨ થી ૨૫ માં બ્રહ્મનું જગતનું ઉપાદાન કારણપણું બતાવે છે એ સંબંધે કાંઇક લખવામાં આવે છે.

स्वाज्ञानज्ञानहेतू जगदुदयलयौ सर्वसाधारणौस्तो
जीवेष्वास्वर्णगर्भं श्रुतय इति जगुर्हूयते स्वप्रबोधे ।
विश्वं ब्रह्मण्यबोधे जगति पुनरिदं हूयते ब्रह्मयद्व
च्छुक्तौ रौप्यं च रौप्येऽधिकरणमथवा हूयतेऽन्योऽन्यमोहात्
॥ २२ ॥

ભાવાર્થઃ—જગતની ઉત્પત્તિ (પ્રાદુર્ભાવ) અને પ્રલયના હેતુ રૂપે અનુક્રમે આત્માનું જ્ઞાન અને આત્માનું અજ્ઞાન એ બે છે. હિરણ્યગર્ભ સુધીના સઘળા જીવોમાં આવા પ્રકારના પ્રાદુર્ભાવ (ઉત્પત્તિઓ) અને પ્રલયો સામાન્ય રીતે થયા કરે છે એમ શ્રુતિઓ કહે છે. સ્વપ્રબોધ અર્થાત્ અંતઃકરણની વૃત્તિ બ્રહ્માકાર થતાંજ આ જગત્નો બ્રહ્મમાં લય થાય છે. (જેમ અનળમાં નાંખેલી આહૂતિ ભસ્મ થાય છે તેમ) અને જ્યારે અંતઃકરણની વૃત્તિ બાહ્યાકાર થાય છે ત્યારે બ્રહ્મ જગતમાં હોમાઇ જાય છે અર્થાત્ બ્રહ્મનું જરાપણ ભાન થતું નથી. (બ્રહ્મના પ્રા-

दुर्भावमां जगतनो तिरोभाव अने जगतना प्रादुर्भावमां ब्रह्मनो तिरोभाव એમ બે પ્રકારે વૃત્તિનાં આંતર્મુખ તથા બહીર્મુખપણાના યોગે જ્ઞાનીને પ્રતીતિ થાય છે.) જેમ કે ભ્રાંતિની નિવૃત્તિ થવાના કાળમાં અધ્યસ્ત રૂપું અધિષ્ટાનરૂપ છીપમાં હોમાઈ જાય છે, અને ભ્રમના સમયમાં અધિષ્ટાનરૂપ છીપ પોતેજ અધ્યસ્ત રૂપામાં હોમાઈ જાય છે. આમ થવાનું કારણ ફક્ત અન્યોન્યાધ્યાસ છે અર્થાત્ અધ્યસ્ત અને અધિષ્ટાનનો પરસ્પર અધ્યાસ થાય છે, તે છે. ॥ ૨૨ ॥

तुच्छत्वान्नासदासी द्गगनकुसुम वद्भेदकं नो सदासीत्
किंत्वाभ्यामन्यदासीद्व्यवहृतिगतिसन्नास लोकस्तदानीम्
किंत्वर्वागेव शुक्तौ रजतवदपरोनो विराड् व्योमपूर्वः
शर्मण्यात्मन्यथैतत्कुहकसलिलवत्किं भवेदावरीवः
॥ २३ ॥

ભાવાર્થઃ—(પ્રપંચ રહિત શુદ્ધ નિષ્ક્રિય પરબ્રહ્મમાં જગતનું ઉપાદાન કારણપણું સંભવતું ન હોવાથી, જગતનું કારણ શું હશે એ વિચારતાં,) અસત્ પદાર્થ ગગન કુસુમની જેમ તુચ્છજ હોવાથી, જગતનું ઉપાદાન કારણ અસત્ તો નહીંજ હતું. બ્રહ્મથી ભિન્ન જે સત્ તે પણ જગતનું ઉપાદાન કારણ ન હતું કારણ કે સત્ પદાર્થ બ્રહ્મથી અન્ય હોવો સંભવે નહિં. આમ હોવાને લઇ સત્ અસત્થી વિલક્ષણ પદાર્થ (માયા) જગતનું

ઉપાદાન કારણ છે એમ સિદ્ધ થાય છે. વ્યવહારીક સત્તામાં ભાસમાન આ લોક સૃષ્ટિની પહેલાં હતોજ નહિં કારણ કે જેમ છીપમાં રૂપાનો અધ્યાસ ( છીપ થયા પછી ) પાછળથી થાય છે તેમ આ લોક બ્રહ્મમાં પાછળથી અધ્યસ્ત થયો છે. પંચ મહાભૂતથી રચાયેલો વિરાટ આદિ કોઇ સૃષ્ટિની પૂર્વે નહીં હતો. આ પ્રમાણે અખિલ જગત્ મધ્યમાંજ સંભવ પામ્યું છે માટે તે જગતથી બ્રહ્મનું આવરણ કરનાર બની શકાયજ નહીં અર્થાત્ જગત્ બ્રહ્મને આવરી શકેજ નહિં. ઇંદ્રિજાળરૂપ માયા વડે ક્ષણવાર સ્થળમાં પ્રતીત થતું જળ, ભ્રમનું નિવારણ થયાપછી સ્થળને આવરણ કરનારૂં કહી શકાય કે? નહીજ. ॥ ૨૩ ॥

**बंधोजन्मात्ययात्मा यदिन पुनरभूत्तर्हि मोक्षोपिनासी
द्यद्द्रात्रिर्दिनं वा नभवति तरणौ किंतु दृग्दोषः एषः।
अप्राणं शुद्धमेकं समभवदथ तन्मायया कर्तृसंज्ञं
तस्मादन्यच्च नासीत्परिवृतमजया जीवभूतं तदेव ॥२४॥**

ભાવાર્થઃ—વાસ્તવીક બ્રહ્મરૂપેજ સર્વ જીવો હોવાથી તેઓને જન્મ મૃત્યુ રૂપ બંધન સંભવતું નથી તો પછી મોક્ષનો સંભવ પણ કયાં છે ? મોક્ષ સંભવેજ નહીં. સૂર્યમાં જેમ રાત્રી કે દિવસ એવું કશું ભિન્ન નથી પણ ત્યાં રાત્ર કે દિવસની પ્રતીતિનું કારણ લોકોની દૃષ્ટિનો દોષજ (વિકાર) છે તેમ પોતામાં બંધ કે મોક્ષ છેજ નહીં, છતાંપણ તેઓની જે પ્રતીતિ થાય છે તેનું કારણ જી-

વોનું અજ્ઞાન અવિદ્યાજ છે. જે શુદ્ધ બ્રહ્મ ચૈતન્ય પ્રાણ તથા મન આદિ ભેદોથી ( સંબંધથી ) રહિત છે તેજ બ્રહ્મ માયાવડે કરીને હિરણ્યગર્ભના રૂપે થયું છે અને તેનું તેજ બ્રહ્મ માયાથી આવૃત્ત થઇને જીવ ભાવવાળું જણાય છે. પરંતુ વાસ્તવીક રીતે તો બ્રહ્મથી જુદો કોય જીવ કે હિરણ્ય-ગર્ભ છેજ નહીં. ॥ ૨૪ ॥

प्रागासीद्भावरूपं तम इति तमसा गूढमस्मादतर्क्यं
क्षीरांतर्यद्वदंभोजनिरिह जगतो नाम रूपात्मकस्य ।
कामाद्धातुः सिसृक्षो रनुगतजगतः कर्मभिः संप्रवृत्ता
द्रेतोरूपै र्मनोभिः प्रथममनुगतैः संततैः कार्यमाणैः॥२५॥

**ભાવાર્થ**:—પ્રથમ ભાવરૂપ તમસ્ હતું અર્થાત્ અજ્ઞાન હતું, અને જેમ ક્ષીરથી આચ્છાદિત હોવાથી ક્ષીરમાં રહેલું નીર જાણી શકાતું નથી તેમ અજ્ઞાનથી આચ્છાદિત હોવાથી જગત્ જાણવામાં આવતું ન હતું. આ પ્રમાણે હોવાના કારણથી અજ્ઞા-નમાંજ આ નામરૂપાત્મક સૃષ્ટિની ઉત્પત્તિ છે અને તે ઉત્પત્તિ અનાદિ પ્રવાહથી ગતિ કરતાં બીજરૂપ મનોએ આચરાવેલાં અ-નાદિ જગતનાં અનાદિ કર્મોથી પ્રેરાએલી સ્રજવાને ઇચ્છનારા પરમાત્માની ઈચ્છાથી સંભવી છે. ॥ ૨૫ ॥

## વિવેચન.

ભગવત્પાદ શંકરાચાર્યે પોતાનાં અપ્રોક્ષાનુભૂતિ નામનાં પ્રકરણમાં કહે છે કે—

**उपादानं प्रपंचस्य मृद्भांडस्येव कथ्यते ।**
**अज्ञानं चैव वेदांते तस्मिन्नष्टे क विश्वता ॥**

જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે તેમ સંસારનું ઉપાદાન અવિદ્યા છે એમ સર્વ નિગમાંત શાસ્ત્રો કહે છે અને અજ્ઞાનનો નાશ થયા પછી તો જગત્ એવી વસ્તુજ નથી અર્થાત્ કાર્ય કારણભાવ પણ કયાં છે ? વેદાંતના સિદ્ધાંત પ્રમાણે જ્ઞાનદષ્ટિથી જોતાં બ્રહ્મથી ઇતર કોઇ જગત્ એવી વસ્તુ ન હોવાથી કોણ કોનું કારણ અને કોણ કોનું કાર્ય હોઇ શકે તોપણ **ભગવત્પાદ** અધિકારીનાં હૃદય અનુસાર આ વિષયનો વિવેક કરી છેવટ એકજ અદ્વય બ્રહ્મ છે અને ઇતર કાંઇ છેજ નહિં એ નિર્ણયપર આવે છે. બ્રહ્માકાર વૃત્તિ થવાથી જગત્નો નિઃશેષ લય થાય છે અને જગદાકાર વૃત્તિ થવાથી બ્રહ્મનો તિરોભાવ થાય છે પરંતુ નામરૂપાત્મક અધ્યસ્ત પ્રપંચ બ્રહ્મમાં મૂળે કાંઇ છેજ નહીં તેથી એકજ કારણકાર્યભાવરહિત બ્રહ્મજ સ્વસ્વરૂપે સદાય સ્ફુરે છે એ સિદ્ધાંત છે. કેવળ શુદ્ધ બ્રહ્મને જગતનું કારણ માનવામાં આવે તો અનર્થ થાય કારણકે નિષ્પ્રપંચમાં પ્રપંચની કલ્પના કે નિષ્ક્રિયમાં ક્રિયાની કલ્પના કેવળ અજ્ઞાન મૂલક છે. આ પ્રમાણે સત્ પણ જગતનું કારણ નથી અને અસત્ પદાર્થ તો તુચ્છ હોવાથી તેમાં પણ કારણતા સંભવતી નથી. બ્રહ્મથી ઇતર સત્ પણ કારણ નથી કારણ કે બ્રહ્મથી ભિન્ન બીજું સત્ તો છેજ નહીં. આમ હોવાથી સત્ અસતથી વિલક્ષણ જે માયા—અજ્ઞાન—તે જગતનું ઉપાદાન માનવું પડે છે. હમેશાં કારણ બે પ્રકારનાં હોય છે. ઉપાદાન અને નિમિત્ત. કેવળ ઉત્પત્તિનુંજ કારણ છે તે નિમિત્ત કારણ છે અને ઉત્પત્તિ—સ્થિતિ અને લય એ ત્રણેનું જે કારણ હોય છે તે ઉપાદાન કહેવાય છે. "**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्**" એ કથન અનુસાર ઇશ્વર જગતનું નિમિત્ત કારણ છે અને માયા-પ્રકૃતિ ઉપાદાન છે. આ કથનનો આશય તો છેવટ એજ છે કે કાર્ય-કારણ ભાવરહિત ઈશ્વર અને માયા

એવા ભેદ વિનાનું એકજ અદ્વિતીય બ્રહ્મ છે અને ઇતર કશું નથી. ઈશ્વર પક્ષમાં કારણ વિચાર આવો કહ્યો પરંતુ મૂળ વસ્તુ જે બ્રહ્મ તે પક્ષમાં તો જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ અને અજ્ઞાન એમ ઉભય છે. આમ માનવાનો આશય એવો છે કે કેવળ નિર્વિકાર બ્રહ્મમાં કારણપણું ઘટે નહીં અને અજ્ઞાન જડ હોવાથી તેમાં પણ કેવળ કારણતા સંભવે નહીં જેથી જેમ માટી એકલીથી ઘડો બનતો નથી તેમ કેવળ પાણીથી પણ ઘડો બનતો નથી પરંતુ ઉભયના યોગથીજ બંધાએલા માટીના પિંડથીજ ઘટ થાય છે. તેમ અજ્ઞાન જગતનું ઉપાદાન કારણ છે પરંતુ બ્રહ્મની સમીપ સત્તાનાવડેજ તે પોતાનું કાર્ય કરવા સમર્થ બને છે. **सत्यानृते मिथुनी करोति**–સત્ય બ્રહ્મ અને અનંત અજ્ઞાન એ ઉભય મળીને સૃષ્ટિ સર્જે છે એવા પ્રકારની શ્રુતિ પણ બ્રહ્મ અને અજ્ઞાન એમ ઉભયને ઉપાદાન માને છે વાસ્તે અવિનાશી આત્માના સાક્ષાત્કારવડે જગતનું ઉપાદાન જે અજ્ઞાન તે નાશ પામ્યા પછી, જીવ–જગત્–ઇશ્વર એવા ભેદવાળું જગત્ ક્યાં રહે છે! અર્થાત્ વાસ્તવીક તો કારણકાર્યભાવ રહિત કેવળ બ્રહ્મજ અવશેષ હોવાથી કારણવાદથી ઉપજતી અદ્વૈતમતમાં આક્ષેપ દૃષ્ટિ કલ્પનામૂલક તેમજ અવાસ્તવીક છે. જેમ રજ્જુનું જ્ઞાન થયા પછી સર્પ મૂળેજ ન હતો તો પછી ક્યાંથી દેખાય તેમ બ્રહ્મનું જ્ઞાન થયા પછી કલ્પનારૂપ આ ઇન્દ્રજાળ જગત્ મૂળથીજ ન હતું તેથી ક્યાંથી દેખાય અને જ્યારે એકજ સત્ બ્રહ્મ હતું, છે, અને રહેવાનું છે તો પછી તેમાં કારણ કાર્યનો વિવાદ કેવળ વાગ્વિલાપ સિવાય શું કહી શકાશે! તેમ વાણીથી પર જે નિત્ય અદ્વિતીય પરબ્રહ્મ અખંડ સ્વરૂપે પ્રકાશી રહ્યું છે તેના કારણ કાર્યવાદથી કોણ ખંડ કરી શકે તેમ છે, ભેદ નિવૃત્તિ કાજ ભલે ભેદનું પ્રતિપાદન થાય પરંતુ વાસ્તવીક અભેદને કોણ અનંગીકાર કરવા અવશેષ રહી શકે છે. અધ્યસ્ત અને અધિષ્ઠાનના પરસ્પર અધ્યાસથી ગમે તેટલો કારણવાદરૂપ પ્રપંચ થાય તોપણ નિષ્પ્રપંચ જે પરબ્રહ્મ તેમાં પ્રપંચને અવસરજ નથી, તો પછી તેનું ઉપાદા-

નપણું કે નિમિત્તપણું કોણ સિદ્ધ કરી શકે તેમ છે. પ્રપંચનું ઉપાદાન પણ કેમ કહેવાય અને પ્રપંચનું નિમિત્ત પણ કેમ કહેવાય કારણ કે પ્રપંચજ મૂળે કાંઇ બ્રહ્મથી ઇતર પદાર્થ સિદ્ધ થતો નથી તો મિથ્યા વસ્તુની મિથ્યા કારણરૂપ કલ્પનાઓ ભલે થયા કરે તેથી કારણ કાર્ય ભાવ રહિત જે વાસ્તવીક અદ્વૈત સત્ય છે તેને ભેદરૂપે નિરૂપવા કઈ વ્યકત વસ્તુ છે કે નિરૂપી શકે ! જેમ ઘટરૂપ કાર્યમાં મૃત્તિકાની સત્તા વિદ્યમાન છે તેમ જગત્ રૂપ કાર્યમાં કારણ રૂપ બ્રહ્મની સત્તા વિદ્યમાન છે. બ્રહ્મથી ઇતર કાંઇ જગતની સત્તા નથી કે જેથી દ્વૈતાપત્તિ થાય છાંદોગ્ય શું કહે છે જુઓ ! " **यथा सौम्येकेन मृत्पिंडेन सर्वं मृण्मयं विज्ञात् स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** " જેમ માટીના પિંડામાં પિંડનું જ્ઞાન થવાથીજ તેનાં કાર્ય માત્રનુંજ જ્ઞાન થાય છે કારણ કે ઘટાદિ પદાર્થ કેવળ નામ માત્ર છે, મૃત્તિકાજ સત્ય છે, આવું શ્રુતિ પ્રમાણ છે અને યુક્તિ પ્રમાણથી તપાસીએ તો જો કારણ અને કાર્યમાં ભેદ હોય તો કારણનું જ્ઞાન થતાં કાર્યનું જ્ઞાન ન થવું જોઇએ પરંતુ તે તો થાય છે વાસ્તે કારણ કાર્યમાં ભેદ નથી પણ કારણ રૂપજ કાર્ય છે. નયનથી ઘડો જોવામાં આવે કે તરતજ આપોઆપ માટી દેખાય છે પરંતુ માટી વિનાનો ઘડો દેખાતોજ નથી તેમ જગત્ ભાસવાથી તેજ બ્રહ્મજ આપોઆપ ભાસે છે પરંતુ બ્રહ્મવિના કેવળ સંસાર ભાસતો નથી માટે કારણકાર્ય એકજ રૂપ છે. આ પ્રમાણે ઉપાદાન પ્રકૃતિ અવિદ્યા અને તેનું કારણ સંસાર–જગત્ એ ઉભય એકજ સ્વરૂપ છે અને કેવળ ઉપાદાનમાં જડ હોવાથી કારણતા ન હોવાથી બ્રહ્મ કે જેનું કારણપણું જ્યાંસુધી જગતમાં સત્યતાનું ભાન રહે છે ત્યાંસુધી જણાય છે પરંતુ સત્ય બ્રહ્મજ છે એવું બ્રહ્મનું જ્ઞાન થતાં, સંસારનું મિથ્યા સ્વરૂપ–અર્થાત્ કાંઇજ નથી અર્થાત્ બ્રહ્મજ છે એવું સ્વયમેવ સ્વરૂપે સ્વયમેવ સમજાતાં બ્રહ્મજ પોતે છે તેને કારણપણું કયાં સંભવે છે. અર્થાત્ કારણ કાર્યભાવ રહિત કેવળ બ્રહ્મજ છે ? **घटः प्रकाशते पटः प्रकाशते** એ પ્રમાણે અધિષ્ઠાન રૂપ ચૈતન્ય પ્રકાશજ સર્વત્ર સત્યરૂપે હોવાથી

નામ રૂપનો ત્યાગ થતાં કારણ કાર્યભાવ ટળી જતાં બ્રહ્મજ અવશેષ રહે છે. આકાશથી શરીર પર્યંત અખિલ જગતનું કારણ શબલ બ્રહ્મ માયાવિશિષ્ટ ચૈતન્ય કલ્પાય છે, તે વિના અન્ય પ્રકારે કારણની કલ્પના પણ ઘટતી નથી. સાંખ્યમતમાં પ્રકૃતિને અને ન્યાયમતમાં પરમાણુઓને કારણ માને છે એ વાત યોગ્ય નથી અને આ બાબત બ્રહ્મસુત્ર-વિચારસાગર ઇત્યાદિ સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથોમાં સજ્જડ રીતે પ્રતિપાદન કરી છે. **एतस्मादात्मन सकाशादाकाश संभूतः** ઇત્યાદિ શ્રુતિઓ પણ બ્રહ્મનેજ જગતનું કારણ માને છે વાસ્તે પાંચ ભૂતો તથા તેઓનાં કાર્યરૂપ સંપૂર્ણ જગત્ બ્રહ્મજ છે પણ અન્ય વસ્તુ નથી. છીપમાં રૂપાની ભ્રાંતિ પાછળથી થાય છે તેમ બ્રહ્મમાં વ્યવહારીક સત્તાવાળું જગત્ પાછળથી ભ્રાંતિરૂપે જણાય છે પરંતુ જેમ છીપજ હતી તે રૂપું નહીં હતું તેમ બ્રહ્મજ છે, હતું અને રહેશે અને પાછળથી ભ્રાંતિરૂપે જણાતું પંચભૂતાત્મક વિરાટ્ આદિ કોઇ પણ સૃષ્ટિની પૂર્વે હતુંજ નહીં. સઘળું જગત્ મધ્યમાંજ ભાસે છે જેથી તે વાસ્તવીક કાંઇજ નથી અને બ્રહ્મજ એક અદ્વિતીય સત્યરૂપ છે. વાસ્તવીક દૃષ્ટિએ તો સમસ્ત જીવો બ્રહ્મરૂપ હોવાથી જન્મમૃત્યુરૂપ બંધ પણ તેઓને કલ્પનારૂપજ છે તો પછી કોનો અને શાથી મોક્ષ માનવો ઘટી પણ શકે! સૂર્યમાં રાત્રી દિવસનો વિકાર નથી પણ તે દૃષ્ટિનોજ વિકાર છે તેમ પોતામાં બંધ-મોક્ષ નહીં છતાં પણ બંધમોક્ષની જે પ્રતીતિ થાય છે તેનું કારણ જીવોનું અજ્ઞાનજ છે. પ્રાણાદિ તથા મનઆદિના સંસર્ગ વિનાનું જે કેવળ શુદ્ધ સ્વરૂપ બ્રહ્મ છે તેજ માયાવડે કરી હિરણ્યગર્ભ થયું છે અને તેનું તેજ બ્રહ્મ માયાથી આવૃત્ત થઇ જીવભાવને પામ્યું છે તો પછી બ્રહ્મથી જુદું કોઇ હિરણ્યગર્ભ કે જીવ છેજ નહીં ત્યારે બંધમોક્ષ પણ કયાં કોને અને શાથી સંભવી શકે!!

પ્રત્યેક વિવેકી મનુષ્યે પ્રથમ આવા પ્રકારનો વિચાર કરવાનો છે કે— **અજ્ઞાન અને સંકલ્પનું ઉપાદાન કારણ એટલે કે ઉત્પત્તિ સ્થિતિ તથા નાશનું કારણ ત્રિકાળ અબાધિત બ્રહ્મજ છે. જેમ મૃત્તિકા ઘટાદિનું ઉપાદન છે તેમ.**

બ્રહ્મવિના બીજું કાંઇજ નથી. પૃથ્વીઆદિભૂતો પરમાણુવડે ઉપજે છે એમ તાર્કીક આદિ કહે છે, કર્મવડે થાય છે એમ મીમાંસકો કહે છે અને પ્રકૃતિથી થાય છે એમ સાંખ્ય મતવાળા માને છે. આ સર્વના મતોનું સમાધાન એછે કે આ જગત્ આત્મસ્વરૂપના અજ્ઞાનથીજ થયું છે, વાસ્તે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન અર્થાત્ સ્વસ્વરૂપનાં સ્ફુરણ વડે, જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ અજ્ઞાન નાશ પામે છે. આ પ્રમાણે આ જગત્ અજ્ઞાનનું કાર્ય હોવાથી મિથ્યા છે તો પણ જેમ રજ્જુમાં ભ્રાંતિરૂપે ભાસેલો સર્પ રજ્જુના અજ્ઞાન કાળમાં ભયનો હેતુ છે તેમજ બ્રહ્મના અજ્ઞાનથી તેમાં મિથ્યા ભાસતું જગત્ પણ જન્માદિ ભયનું હેતુ રૂપ થાય છે. બ્રહ્મજ્ઞાનથી ભયની નિવૃત્તિ થાય છે. તાત્પર્ય એ કે કાર્ય-કારણનો ભેદ કથનમાત્ર છે અને વાસ્તવીક નથી. આવા પ્રકારનો વિચાર આત્મસ્વરૂપનાં જ્ઞાનનું અસાધારણસાધન છે વાસ્તે તેવા વિચારમાં ચિત્તવૃત્તિ જોડી મુમુક્ષુઓએ ઇતર કલ્પનાજાળમાં જકડાવું નહીં;

**ભગવત્પાદ** આ પ્રમાણે કાર્ય કારણ ભાવ રહીત કેવળ બ્રહ્મજ અવશેષ રહે છે અને તે બ્રહ્મ હિરણ્યગર્ભ-વિરાટ-અને જીવાદિ રૂપે પોતાની માયાવડે થાય છે એવો ઉચ્ચ સિદ્ધાંત શ્લોકત્રયમાં સમજાવી છત્રીશમા શ્લોકમાં માયાનો વિલાસ કેવા પ્રકારનો છે ઇત્યાદિ બાબત જીજ્ઞાસુઓનું લક્ષ ખેંચે છે. ભગવત્પાદની પ્રત્યેક અક્ષર સૃષ્ટિમાંથી કાંઇક જીવનમાં નુતન પ્રકાશ આપે તેવો બોધ મળ્યાજ કરે છે એ એઓની માહાત્મ્યના ભંડારવાળી ઉદાર વૃત્તિઓનું ખરેખર શિષ્યોને ભાન કરાવે તેવું છે.

**चत्वारोऽस्याःकपर्दायुवतिरथभवेन्नूतना नित्यमेषा**
**माया वा पेशला स्यादघटनघटनापाटवंयाति यस्मात् ।**
**स्यादारंभे घृतास्या श्रुतिभववयुनान्येव माच्छादयंती**

तस्यामेतौ सुपर्णाविवपरपुरुषौ तिष्ठतोर्थ प्रतीत्या
॥ २६ ॥

ભાવાર્થઃ—માયાના ચાર મોટા ઉત્કર્ષ છે. પ્રથમ એ કે તે માયા કદી પણ વૃદ્ધ થતી નથી, પણ સર્વદા નુતના-નવીનજ અને યુવાન રહે છે. બીજો ઉત્કર્ષ એ છે કે માયા અદ્ભુત ચાતુર્યવાળી છે અર્થાત્ અઘટિત ઘટના પટીયસી છે. ત્રીજો એ છે કે માયા ઘીની જેમ આરંભમાં પુષ્ટિપ્રદા છે પરંતુ પરીણામે તે વિષપ્રદા નીવડે છે. ચોથો ઉત્કર્ષ એ છે કે—આ માયા શ્રુતિ પ્રતિપાદિત આત્મજ્ઞાન પ્રકારોને આવરણ શક્તિથી આવરે છે. ઉકત પ્રકારે આ ચાર ઉત્કર્ષને ધરનારી મહામાયામાં પક્ષી સમાન ઈશ્વર અને જીવ રહેલા છે કે જેઓ વસ્તુઓના પ્રકાશ પણાંવડે કરી જાણ્યા જાય છે. ॥ ૨૬ ॥

## વિવેચન.

મનુષ્ય વૃદ્ધાવસ્થાને પામે છે છતાં તેને સંસારના વૈભવોપરની મમતા શાંત થાતી નથી, તૃષ્ણા વિશેષ થાય છે, અને આ મારૂં ઘર, આ મારૂં ધન અને આ મારા સ્ત્રી પુત્રાદિ એમ મરણના મુખમાં પડેલો મનુષ્ય મૃગતૃષ્ણા સમાન સંસાર ભોગમાં વધુ વધુ લાલસાવાળો થતો જાય છે. આવી પ્રવૃત્તિ એ માયાના મોહનોજ સુચક છે. મનુષ્ય જર્જર થાય છે પરંતુ તેનામાં માયાનો મદજ્વર જોસ બંધ રહે છે. માયાના મોહથી મુગ્ધ મનુષ્યો શુભાશુભનો વિચાર કર્યા વિના અનેક વિષયોનું આંધળા બની સેવન કરે છે. માયાથી હલકામાં હલકી સ્ત્રીના ગુલામ બને છે. નર્કમાં ખદબદતા કીડાનાં જીવન સમાન દુઃખી ગૃહસ્થાવાસને પણ સ્વર્ગ જેવો માની લેછે, અનેક પ્રકારની

અનુચિત પ્રવૃત્તિ કરવામાં પાછી પાની પણ ભરતો નથી અને આ સંસારમાં અવળાં કર્મનો સંચય કરી જન્માદિ જાળમાં વારંવાર જકડાયા કરે છે છતાં પદાર્થપરના મિથ્યા પ્રેમથી કેટલીક હાસ્યજનક મુર્ખતાઓનું સેવન કરતાં માયા મદીરાના ઘેનવાળો પુરૂષ શરમાતોજ નથી. માયાના કારણથી અસત્યમાં સત્યબુદ્ધિ, ઝેરમાં અમૃતની આશા, બુરી ક્રિયાઓમાં સુખપ્રાપ્તિનું ભાન અને સંસારને સત્ય અને બ્રહ્મને અસત્ય એમ વિપરીત દર્શનરૂપ અગ્નિમાં જીવનની વારંવાર હાનિ થવા છતાં પણ જન્મ મરણ ચક્રમાં ફરતો ફરતો માયાથી મુગ્ધ મનુષ્ય કદાપિ પણ નિરાંત કરી બેસતોજ નથી પરંતુ પારાવાર સંકટમાં પડતો, પડતો આરંભમાં અમૃતરૂપ અને પરિણામે ઝેરરૂપ વિષયોનું નશ્વરપણું નહીં સમજી, પ્રતિપળે અધોગતિજ પામ્યાકરે છે. આવી મહા માયાનો જ્યાંસુધી હૃદયમાં મોહ રહ્યા કરે છે ત્યાંસુધી આત્મદર્શન થવાને બદલે, પ્રસંગે પ્રસંગે માયાઅંધ જીવડો નાશવંત પદાર્થોમાં જીવનને સુખી દુઃખી બનાવી ઝેર જેવું ગુજારે છે. જ્યાંસુધી માયાની મિથ્યા મમતારૂપ લાગણી દૂર થતી નથી ત્યાંસુધી અવિનાશી સુખ મળતુંજ નથી. માયાજ પરબ્રહ્મસ્વરૂપને હૃદયમાં ઢાંકી બેઠી છે વાસ્તે નશ્વર માયાથી મોહ નહીં પામી, માયાથી પર સદ્વસ્તુમાંજ સત્ય પ્રેમ રાખવા ભગવત્પાદ ખાસ ભલામણ કરે છે.

एकस्तत्रास्त्यसंगस्तदनु तदपरोऽज्ञानसिंधुंप्रविष्टो
विस्मृत्यात्मस्वरुपं स विविध जगदा कारमाभास मैक्षत् ।
बुद्धयांतर्यावदैक्ष द्विसृजतितमजा सोपि तामेव मेकः
तावद्विप्रास्तमेकं कथमपिबहुधा कल्पयंति स्ववाग्भिः
॥ २७ ॥

ભાવાર્થઃ—( આ જીવ ઈશ્વર પક્ષીમાં ) એક ( ઈશ્વર )

અસંગ છે, અને બીજો (જીવ) અજ્ઞાનરૂપી વારિધિમાં પ્રવેશ કરી, પોતાનાં વાસ્તવીક સ્વરૂપ (બ્રહ્મ) ને વિસરી જઈ અનેક પ્રકારના જગતના (ઘટપટાદિ) આકારને જોયા કરે છે. આ જીવ નિશ્ચય પ્રજ્ઞાવડે કરી પોતાનાં આંતર્ય સ્વરૂપને જેટલો કાળ અનુભવે છે તેટલા કાળ સુધી માયા તેને છોડી દેછે અને તે માયાને છોડી દેછે. સ્વરૂપથી તો તત્વદૃષ્ટિએ જીવ અને પરમાત્મા એકજ છે છતાં પણ વેદવિદ્ વિપ્રો શિષ્યબોધાદિક વ્યવહારનાં કારણથી વાતચીતમાં (વિવેચનમાં) તેઓને જુદા જુદા માનીલેછે અર્થાત્ તેઓમાં ભેદની કલ્પના અભેદ સિદ્ધિ અર્થે કરે છે. ॥૨૭॥

नायाति प्रत्यगात्म प्रजननसमये नैव यात्यंतकाले
यत्सौखंडोस्तिलैंगं मन इह विशति प्रव्रजत्यूर्ध्व मर्वाक् ।
तत्कार्श्यं स्थूलतां वा न भजति वपुषः किंतु संस्कारजातै
स्तेजोमात्रा गृहीत्वा व्रजति पुनरिहा याति तैस्तैःसहैव
॥ २८ ॥

ભાવાર્થઃ—ગર્ભ સ્થિતિના સમયમાં આત્મા શરીરમાં પ્રવેશ કરતો નથી તેમ મૃત્યુકાળે તે શરીરમાંથી નીકળી પણ જતો નથી કારણ કે આત્મા અપરિચ્છિન્ન હોવાથી પેસવા નીકળવાનો ધર્મ પરિછિન્ન વસ્તુને ઘટે છે. હલકી ઉત્તમ યોનીઓમાં પંદર કલાયુક્ત આ મનજ પ્રવેશે છે અર્થાત્ સુક્ષ્મ દેહ પ્રવેશે છે અને તેઓમાંથી તેજ નીકળી જાય છે. સ્થૂલદેહની કૃશતાથી સૂક્ષ્મ દેહને કૃશતા નથી, સ્થૂલત્વથી તેને સ્થૂલત્વ પ્રાપ્તિ થતી નથી

પણ જે સમયે સ્થૂલ દેહમાંથી બહિર્ગમન કરવાનો પ્રસંગ આવે છે તે સમયે પૂર્વના શુભાશુભ સંસ્કારોને તથા ઇંદ્રિયો સહિત પ્રાણોને સાથે લઇને નીકળી જાય છે અને જ્યારે સ્થૂલ શરીરમાં પ્રવેશવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે પણ ઉક્ત સંસ્કારોને સાથે લઈનેજ પ્રવેશે છે. ॥ ૨૮ ॥

## विवेचन.

શરીરમાં ગમનાગમન કરવારૂપ ધર્મ આત્માનો નથીજ. નાના પ્રકારના માયાના વિલાસરૂપ વૃક્ષમાં જીવ અને ઈશ્વર પક્ષી સમાન બેઠેલા છે. ઇશ્વર પક્ષી સાંસારીક ભોગોથી અસંગ રહે છે અને જીવ પક્ષી તો અજ્ઞાનરૂપી ઘેનમાં ગાંડો બની સ્વસ્વરૂપનું વિસ્મરણ કરી અનેક પ્રકારના વિષયોનું સેવન કરતો કરતો કષ્ટ પામવા છતાં ધરાતોજ નથી અર્થાત્ પોતે દુઃખ રહિત છે. છતાં, દેહાદિમાં જે સુખદુઃખાદિ ધર્મો છે તે પોતાના માની બેસતાં નાહક હેરાન થાય છે. પોતે દેહાદિથી ભિન્ન હોવા છતાં હું એવા અભિમાનનો આશ્રય પકડી હું દેહ છું અને આ પદાર્થો મારા છે એમ અહંમમભાવરૂપ સૂત્રથી બંધાઇ જાય છે એટલુંજ નહીં પરંતુ દેહાદિનાં તમામ સુખ દુઃખોને વૃથા અધ્યાસથીજ પોતે ભોગવનારો બની ગયો છે. જ્યારે આ જીવ પોતાનું દેહાદિથી ભિન્ન ચેતન સ્વરૂપ ઓળખે છે ત્યારે તેને કોઇપણ જાતનો હર્ષ શોક થતોજ નથી પરંતુ સ્વસ્વરૂપે મસ્તજ રહે છે. જેટલી સ્વરૂપની ઓળખાણ તેટલું માયાનું બંધન ઓછું અને જેટલું સ્વરૂપનું અજ્ઞાન તેટલું માયાનું બંધન વિશેષ એમ મિથ્યા અધ્યાસથી સુખદુઃખાદિ દ્વંદ્વોનોભોક્તા અને કર્તા બની બેઠો છે. ચેતન દૃષ્ટિથી જોતાં આત્મા તે પરમાત્માસ્વરૂપ છે છતાં બોધ વ્યવહારનાં કારણથી તેઓના ભેદની કલ્પના કરવામાં આવી છે. સૂક્ષ્મદેહ અર્થાત્ મન-જ્ઞાનેંદ્રિયો-પ્રાણો આદિ સ્થૂલ સૂક્ષ્મ કાયામાં જન્મમરણ સમયે પ્રવેશ કરે છે પરંતુ આત્મા આવતો પણ નથી અને જાતો

પણ નથી. આત્મા અને પરમાત્માનું પારમાર્થિક સ્વરૂપ એકજ છે અને લક્ષ્ય દૃષ્ટિમાં આત્મા—પરમાત્મા—બ્રહ્મ કે ગમે તે કહો પણ તે સત અદ્વિતીય તત્ત્વ એકજ રહે છે. પ્રપંચનો વિધિ નિષેધ પ્રકારે, અધ્યારોપ અપવાદક્રમથી, લય થયા પછી, બ્રહ્મ સિવાય અર્થાત એકરસ ચૈતન્ય કેવળ શુદ્ધસ્વરૂપ સિવાય કાંઇપણ શેષ રહેતું નથી. ભગવત્પાદ આ શ્લોકમાં એકજ અદ્વૈત તત્ત્વ છે એમ બતાવે છે.

आसीत्पूर्वं सुबंधुर्भृशमवनिसुरोयः पुरोधाः सनाते।
र्ब्राह्मात्कूटाभिचारात् सरवलुमृतिमितस्तन्मनोगात्कृतांतम्।
तद्भ्राता श्रौतमंत्रैः पुनरनयदिति प्राह सुक्तेन वेदः
स्तस्मादात्माभियुक्तं व्रजति ननुमनः कर्हिचिन्नांतरात्मा
॥ २९ ॥

**ભાવાર્થ**:—પૂર્વે સનાતિ નામે મહિપાળનો પુરોહિત "સુબંધુ" નામનો ઉત્તમ બ્રાહ્મણ ઇતર બ્રાહ્મણોએ કપટથી પ્રયોજેલા અભિચાર પ્રયોગથી મરણ પામ્યો હતો. તેનો સૂક્ષ્મદેહ ધર્મરાજાના સમીપમાં ગયો હતો. તે દેહને તેના ભાઇએ વેદોક્ત મંત્ર સામર્થ્યથી યમરાજાની પાસેથી પાછો બોલાવ્યો હતો એમ ઋગ્વેદમાં આઠમા અષ્ટકના સૂક્તથી કહ્યું છે તેથી સિદ્ધ થાય છે કે આત્માના પ્રતિબિંબવાળું સૂક્ષ્મ શરીરજ જાવ આવ કરે છે પરંતુ અંતરાત્મા કદી જતો આવતો નથી. ॥ ૨૯ ॥

एक्को निष्कंप आत्मा प्रचलति मनसा धावमानेन तस्मिं

स्तिष्ठन्नग्रेऽथपश्चान्नहि तमनुगतं जानते चक्षुराद्याः ।
यद्वत्पाथस्तरंगैः प्रचलति परितो धावमानै स्तदंतः
प्राक् पश्चादस्ति तेषां पवनसमुदितै स्तैः प्रशांतै
र्यथावत् ॥ ३० ॥

ભાવાર્થઃ—જેમ પાણી પવનથી પ્રભવતા અને આસપાસ દોડાદોડ કરવા લાગેલા મોજાઓની સાથે દોડે છે, મોજાઓમાં પણ છે, મોજાઓની આગળ પાછળ પણ પાણી છે અને મોજા શાંત થઇ જતાં તે પાણી જેવું હોય તેવુંજ પૂર્વરૂપે દેખાય છે તેમ ક્રિયા રહિત–નિષ્ક્રિય આ અદ્વિતીય આત્મા પણ ઇંતર સ્થળમાં દોડતાં મનની સાથે દોડે છે, મનની અંદર વસતો હોવા છતાં પણ મનની આગળ પણ છે, મનની પાછળ પણ છે અને મન શાંત થતાં જેવો મૂળ સ્વરૂપે છે તેવોજ રહે છે. આ સર્વમાં અનુસ્યુત ( સુત્રમાં મણિની જેમ ) ઓતપ્રોત રહેલા આત્માને ચક્ષુઆદિ ઇન્દ્રિયો પણ જાણી શકતી નથી. ॥ ૩૦ ॥

## विवेचन.

જેમ જળનાં હાલન ચાલનથી ચંદ્રમામાં હાલન ચાલન કલ્પાય છે તેમ આત્મા મન વાણીથી અગમ્ય ક્રિયા રહીત હોવા છતાં મનના ચલનાદિ ધર્મો અધ્યાસ યોગથી તેમાં મનાય છે. અવસાનવેળાએ લીંગ શરીરજ બહાર નીકળે છે અને પ્રસુતી સમયે પણ સંસ્કાર સહીત લીંગ દેહનોજ પ્રવેશ થાય છે પરંતુ આત્મા તો હાલન ચાલન આદિ વિનાનો કેવળ નિષ્કંપસ્વરૂપ છે છતાં, મન–બુદ્ધિનો તે આત્માને નિકટ સંબંધ હોવાને લઇ બુદ્ધિની ચંચળતાનો આત્મામાં અજ્ઞાનથી આરોપ થાય છે. બુદ્ધિ દૃષ્ટારૂપ અહંકારનું ગ્રહણ કરવા

દેહમાં વાસ કરી રહી છે. આ બુદ્ધિ, રૂપ ગ્રહણ કરવા ચક્ષુદ્વારા બહાર આવે છે, ગંધ ગ્રહણ કરવા નાસાદ્વારા બહાર આવે છે, સ્પર્શનો અનુભવ કરવા ત્વચાદ્વારા બહાર આવે છે, રસનું ગ્રહણ થવા જીવ્હાદ્વારા બહાર આવે છે અને આ પ્રમાણે બુદ્ધિજ બહીર્ગમન કરે છે. અહંકારનું ગ્રહણ થવા શરીરમાં પ્રવેશીને બુદ્ધિજ રહી છે જેથી ગમનાગમનરૂપ ક્રિયા બુદ્ધિનીજ છે પણ આત્માની નથી. આત્મા તો નિર્વિકાર નિષ્ક્રિય છે, છતાં અજ્ઞાની લોકો આત્મામાં ગમનાગમનરૂપ ક્રિયાનો આરોપ કરે છે. આત્માની અખંડિત ગતિનું મનવાણી માહાત્મ્ય સમજી શકતાંજ નથી. સર્વત્ર બાહ્યાંતર ઓતપ્રોત સ્વરૂપ જળમાં ડુબેલી માછલીની જેમ બાહ્યાંતર આત્માજ છે, આત્મા મનની ગતિથી ગતિવાળો જણાય છે અને મનની સ્થિરતાથી તે જેવા છે તેવોજ જણાય છે અર્થાત્ પરિપૂર્ણ શાંત સ્વરૂપ આત્માનું સ્વરૂપ, મનની ચંચળતા અને સ્થિરતાના યોગથી અનેક રૂપે ભાસે છે, છતાં આત્મામાં ભેદરૂપ વિકાર છેજ નહીં. આ ચિત્તની આગળ-પાછળ-અને ચિત્તમાં આત્મા વ્યાપી રહેલો છે અર્થાત્ મણિમાં સૂત્રની જેમ બ્રહ્માંડમા ઓતપ્રોત આ આત્માજ વાસ્તવીક સત્ય છે, એક છે, અને તેના વિના ઇતર બ્રહ્માંડ એવી વસ્તુજ હોતી નથી કારણ કે નામરૂપાત્મક બ્રહ્માંડનો આત્મામાં મિથ્યા આરોપ થયો હોવાથી એટલે કે આત્માજ પોતે વિવર્ત બ્રહ્માંડરૂપે જણાતો હોવાથી આત્માથી અધીક કે ન્યૂન કશું છેજ નહીં. ભલે અનેક પ્રકારની ક્રિયાઓ ચિત્તાદિમાં આત્માની સામીપ્ય સ્થિતિમાં થયા કરે તેથી આત્મા તો નિષ્કંપજ છે. જેમ પાણી પોતાનાજ મોજા-ફીણ અને તરંગ સાથે તે તે રૂપે દોડતું જણાય છે તેમ આત્મા મનની સાથે તે તે રૂપે થઇ દોડતો હોય તેવો ભાસે છે પરંતુ જેમ મોજાં-ફીણ-તરંગ અને પરપોટા પાણીજ છે તેમ આ આત્મામાં વિવર્તરૂપે ભાસતું જગત્ આત્માજ છે. આત્મા અને જગત્ એમ બે પદાર્થજ સંભવતા નથી કારણ કે જગત્ મુળેજ નથી પરંતુ ભ્રાંતિ માત્ર હોવાથી આત્માજ આત્માનાં અજ્ઞાનથી વિશ્વાકારે અને આત્માજ આત્માનાં જ્ઞાનથી

આત્માકારે સ્ફુરેલો છે. આ પ્રમાણે **ભગવત્પાદ**, મનના ચલનાદિ ધર્મો છે પરંતુ આત્માના નથી એ પ્રકારે શતશ્લોકીના ૨૯–૩૦ મા શ્લોકમાં ઉપદેશે છે અને એકત્રીસમા શ્લોકમાં જીવનું બહીર્મુખપણું બતાવે છે.

**एकाक्यासीत्सपूर्वं मृगयातिविषया नानुपूर्व्यांतरात्मा**
**जाया मे स्यात्प्रजा वा धनमुपकरणं कर्मकुर्वंस्तदर्थम् ।**
**क्लेशैः प्राणावशेषै र्महदपि मनुते नान्यदस्माद्वरीय**
**स्त्वेकालाभेऽप्यकृत्स्नोमृत इव विरमत्येकहान्याकृतार्थः**
**॥ ३१ ॥**

**ભાવાર્થઃ**—પ્રથમ આ આત્મા એકલોજ હતો પછી મને સ્ત્રી થાય તો ઠીક, સ્ત્રીથી પુત્રાદિ થાય તો ઠીક અને તેઓના નિર્વાહ વાસ્તે ધન મળે તો ઠીક, એ પ્રમાણે અનુક્રમથી વિષયો-ની શોધ પછવાડે પડે છે. પછી વિત્તાદિની પ્રાપ્તિ થવા સારૂં જેઓમાં પ્રાણ પણ માંડ બાકી રહે એવાં દુઃખ સહન કરીને ક્રિયાયોગમાં એવો તો તદ્દાકાર લાગી જાય છે કે બીજું એથી ઘણુંજ શ્રેષ્ઠ હોય તેને પણ શ્રેષ્ઠ માનતો નથી. ધારેલા ઘણા વિષયોમાં એકાદની પ્રાપ્તિ ન થઈ શકે તો તે તેમાં પોતાને અકૃતાર્થ માની બેસે છે. ॥ ૩૧ ॥

## વિવેચન.

બ્રહ્મ પોતેજ અવિદ્યારૂપ ઉપાધિવડે કરીને જીવ ભાવને પામ્યું છે. જીવભાવને પામવાથી બ્રહ્મ પોતેજ હું જીવ છું, બ્રહ્મ નથી એમ સ્વસ્વરૂપને

અવિદ્યાયોગથી વિસરી જતાં અનેક પ્રકારની સૃષ્ટિ મનથી રચે છે. અન્યોન્યાધ્યાસ યોગથી જીવ દેહાદિમાં અહંભાવ મમભાવ કરે છે. અને છેવટે પોતે દેહાધ્યાસના યોગથી હું બ્રાહ્મણ છું, ક્ષત્રીય છું ઇત્યાદિ વર્ણાભિમાનને કરે છે. મારે સ્ત્રી હોય તો ઠીક, ધન હોય તો ઠીક, પુત્ર હોય તો ઠીક એમ અનુક્રમે વિષયાકાર ઉપાધિયુક્ત વૃત્તિમાં શરીરધારી જીવાત્મા જોડાય છે. આ પ્રમાણે પોતાનાં આત્મસ્વરૂપથી બહીર્મુખ થઇ અનેક પ્રકારના અનર્થોનું સેવન કરવા દેહાભિમાની જીવ ચૂકતોજ નથી. આમ સત્યનો વિયોગી અને અસત્યનો સંયોગી બનેલો મિથ્યાત્મા બુદ્ધિના અનેક દોષોવડે કરીને જન્માદિ જંજાળમાં જકડાતો જાય છે. અનાદિ અજ્ઞાનથી સ્વસ્વરૂપની વિસ્મૃત્તિ થતાં અનેક બંધનોમાં આવી પડી વારંવાર જન્મ મરણ પામી સત્ વસ્તુની પ્રાપ્તિ માટે યત્ન કરતો નથી. જ્યારે નિજ:સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે જીવત્વભાવ ટળી જતાં પોતે બ્રહ્મસ્વરૂપે અચળ બની કૃતાર્થ થાય છે.

नासीत्पूर्वं न पश्चादतनु दिनकराच्छादको वारिवाहो
दृश्यः किंत्वंतरासौ स्थगयति म दृशं पश्यतोनार्कबिंबम्
नो चेदेवं विनार्कं जलधरपटलं भासते तर्हि कस्मा
त्तद्वद्विश्वं पिधत्ते दृशमथनपरं भासकं चालकं स्वम्
॥ ३२ ॥

**ભાવાર્થ**:—અત્યંત ગાઢ સૂર્યમંડળને, મેઘ (વાદળાં) ઢાંકી દેતો નજરે પડે છે પરંતુ તે વર્ષાઋતુથી પહેલાં અને પછી હોતો નથી પરંતુ વચમાંજ દેખાય છે. આ મેઘ જો કે સૂર્યમંડળને આચ્છાદતો દૃષ્ટિગોચર થાય છે તોપણ ખરૂં જોતાં તો તે જોનારાનેજ—પ્રેક્ષકનેજ એટલે કે જોનારાની દ્રષ્ટિનેજ આવ-

રણ કરે છે પણ સૂર્યમંડળને ઢાંકતોજ નથી. જો તે દિનકર-મંડળને ઢાંકતો હોય તો તે મેઘનો સમૂહ સૂર્યવિના પોતે શાથી પ્રકાશમાં આવી શકે! આ પ્રમાણે આત્માની મધ્યમાં ઉત્પન્ન પામતી જગતરૂપ ઇંદ્રજાળ પણ પ્રેક્ષકની દ્રષ્ટિનેજ આવરણ કરનારી છે પણ પોતાનાં પ્રકાશક અને ગતિ આપનાર બ્રહ્મસ્વરૂપને તે ઢાંકી શકતીજ નથી. ॥ ૩૨ ॥

## विवेचन.

અજ્ઞાની મનુષ્યો નેત્રનો દોષ નહીં સમજી શકવાથી સર્વત્ર ભાસમાન સૂર્યને વાદળાંથી ઢંકાએલો છે એમ આરોપ ચઢાવે છે પરંતુ વાસ્તવીક રીતે સૂર્ય તો બાહ્યાંતર પ્રકાશમાનજ છે અને જે ઢંકાયો દેખાય છે તેનું કારણ વાદળાં દ્રષ્ટિને આવરણ કરે છે તે છે પરંતુ સૂર્યને વાદળાં આચ્છાદતાંજ નથી. આ પ્રમાણે આત્માની મધ્યમાં ભાસતું જે બ્રહ્માંડ તે દૃષ્ટાના નેત્રને આવરણ કરી શકે છે પરંતુ પરંજ્યોતિ સ્વયંપ્રકાશક આત્માને તે ઢાંકી શકતીજ નથી. જે બ્રહ્માંડ આત્માનાજ પ્રકાશથી પ્રકાશમાં દેખાય છે તેને પરપ્રકાશ્ય બ્રહ્માંડ કયા પ્રકારે આચ્છાદી શકે! અવિદ્યાની આવરણ શક્તિથી આંધળાં મનુષ્યો આત્માનું નિત્ય પ્રકાશમાન સ્વરૂપ દેખી ન શકે તેથી આત્માને અવિદ્યા ઢાંકે છે એ કથન શું વાસ્તવીક કહી શકાય! નહીંજ. આત્મા તો કોઇથી ઢંકાય તેવો છેજ નહીં કારણ કે સર્વત્ર તે સ્વયંપ્રકાશ છે.

**भुंजानः स्वप्नराज्यं ससकलविभवो जागरं प्राप्य भूयो**
**राज्यभ्रष्टोऽहमित्थं न भजतिविषमं तन्मृषा मन्यमानः।**
**स्वप्ने कुर्वन्नगम्यागमनमुखमघं तेन न प्रत्यवायी**
**तद्वज्जाग्रद्दशायां व्यवहृतिमखिलां स्वप्नवद्विस्मरेच्च ३३**

**ભાવાર્થ**:—સેના તથા ભંડાર આદિ સમસ્ત વૈભવવાળો થઈ સ્વપ્ન રાજ્યને ભોગવવા લાગેલો મનુષ્ય, જાગ્રત સ્થિતિમાં પ્રવેશ કરતાંજ પોતાનાં શરીરને રંકમાત્ર જુએ તોપણ સ્વપ્ન સંબંધી રાજ્યને મિથ્યા માનતો હોવાથી હું 'રાજ્યભ્રષ્ટ, થયો છું એવા પ્રકારના વિષમ શોકનો ભાજન બનતોજ નથી. આ પ્રમાણે સ્વપ્નમાં અગમ્યાગમ તથા મધુપાન ઈત્યાદિ મહાપાતકોને આચરનારો પુરૂષ પણ જાગ્યા પછી સ્વપ્નને ખોટું સમજી તે પાપોનાં પ્રાયશ્ચિત્ત કરતો જ નથી, અને મનથી પણ એ બાબત પશ્ચાતાપને કરતોજ નથી. ઉક્ત દ્રષ્ટાંત મુજબ જાગ્રદાવસ્થામાં પણ ધનપુત્રાદિ વૈભવને તથા પુણ્યપાપાદિક વ્યવહારને સ્વપ્નની સંપત્તિ સમાન અને સ્વપ્નના વ્યવહાર સમાન સમજે તો કોઇ પણ રીતના શોકને, પ્રાયશ્ચિતને કે પશ્ચાતાપને ( આત્મા ) પ્રાપ્ત થાયજ નહી ! ॥ ૩૩ ॥

स्वप्मावस्थानुभूतं शुभमथ विषमं तन्मृषा जागरे स्या
ज्जाग्रत्यां स्थूलदेहं व्यवहातिविषयं तन्मृषा स्वप्नकाले
इत्थं मिथ्यात्वसिद्धावनिशमुभयथा सज्जते तत्र मूढः
सत्येतद्भासकेऽस्मिन्निह हि कुत इदं तन्न विद्मो वयंहि
॥ ३४ ॥

**ભાવાર્થ**:—સ્વપ્નકાળમાં શુભ અશુભ જે કાંઈ અનુભવવામાં આવ્યું હોય તે જાગ્રદવસ્થામાં મિથ્યા છે એમ જણાય છે અને જાગ્રદવસ્થામાં જે કાંઇ શુભ અશુભ અનુભવવામાં આવ્યું

હોય તે સ્વપ્ન અવસ્થામાં મિથ્યા થઈ જાય છે. (સ્વપ્નમાં સુક્ષ્મદેહ વ્યવહારથી અનુભવે છે અને જાગ્રતમાં સ્થૂલદેહ વ્યવહારથી અનુભવે છે.) આ પ્રમાણે ઉભય પ્રકારથી વ્યવહારનું મિથ્યાપણું સર્વદા સિદ્ધ થાય છે અને તે વ્યવહારનો પ્રકાશક આત્માજ સત્યરૂપે રહ્યો છે છતાં મૂઢ મનુષ્યો વ્યવહારમાં શા માટે આસક્તિથી પ્રવેશ કરે છે એ અમે સમજતા નથી. ॥૩૪॥

जीवंतं जाग्रतीह स्वजनमथ मृतं स्वप्नकाले निरीक्ष्य
निर्वेदं यात्य कस्मान्मृतममृतममुं वीक्ष्य हर्षं प्रयाति
स्मृत्वाऽप्येतस्य जंतो निधनमसुयुतिं भाषते तेन साकं
सत्येवं भाति भूयोऽल्पकममयवशा त्सत्यता वा मृषा-
त्वम् ॥ ३५ ॥

ભાવાર્થ:—જાગ્રતમાં જીવતાં સંબંધીને સ્વપ્નમાં મરણ પામેલાં જોઇ તેના જીવનની સ્મૃતિ છતાં એકાએક ખેદતાને પામે છે અને જાગ્રત સમયમાં એવા જોયેલા સંબંધીને સ્વપ્નમાં જીવતો જોઈ તેના મરણનું સ્મરણ છે, છતાં પણ એકાએક હર્ષતા સાથે તેની સાથે બોલવા લાગે છે. આ રીતે ઉભય અવસ્થાનાં મિથ્યાત્વનો અનુભવ થવા છતાં પણ મનુષ્યોને સ્વપ્નમાં મિથ્યાપણાંનો અને જાગૃતમાં સત્યપણાંનો જે વિશ્વાસ સ્વપ્નની અલ્પકાળની સ્થિતિ હોવાથી અને જાગૃતની દીર્ઘકાળની સ્થિતિ હોવાથી બેઠેલો છે તે તત્વદૃષ્ટિથી તપાસતાં તદ્દન મિથ્યાજ છે એમ નક્કી થાય છે. ॥ ૩૫ ॥

स्वाप्नस्त्रीसंगसौख्यादपि भृशमसतो या च रेत-
श्च्युतिःस्या

त्सा दृश्यातद्वदेतत्स्फुरति जगदसत्कारणं सत्य कल्पम् ।
स्वप्ने सत्यः पुमान्स्याद्युवतिरिह मृषैवानयोः संयुतिश्च
प्रातः शुक्रेण वस्त्रोपहतिरिति यतः कल्पनामूल
मेतत् ॥ ३६ ॥

ભાવાર્થઃ—જેમ સ્વપ્નમાં આવી મળેલું સ્ત્રીસંગનું સુખ મિથ્યા છે, છતાં પણ તે સુખથી વ્યવહારીક સત્યતાવાળાં વીર્યનો પાત થાય છે તેમ માયા મિથ્યા હોવા છતાં પણ તે માયાના કારણથી વ્યવહારીક સત્યતાવાળો જગતનો દેખાવ જણાય છે. જે પ્રકારે સ્વપ્નમાં પુરૂષ સાચો છે, સ્ત્રી મિથ્યા છે, તથા તેઓનો સંયોગ પણ મિથ્યા છે છતાં પણ, જાગૃત સમયમાં તપાસતાં વસ્ત્ર વીર્યથી ખરાબ થયેલું દેખાય છે અર્થાત્ ત્યારે વ્યવહારીક સત્તાવાળો વીર્ય સ્રાવ બને છે તેમ આ આત્મા સત્ય છે, માયા મિથ્યા છે, અને આત્મા અને માયાનો સંબંધ પણ મિથ્યા છે તોપણ માયાથી જનિત જગત્ વ્યવહારીક સત્તાવાળું વિદ્યમાન છે. જેમ વીર્યભાવનું મૂળ, સ્ત્રી સંગની કલ્પનાજ છે તેમ આ જગત્નું મૂળ પણ કલ્પનાજ છે. ॥ ૩૬ ॥

पश्यंत्याराममस्य प्रतिदिवसममी जंतवः स्वप्नकाले
पश्यत्येनंनंकश्चित्करणगणमृते मायया क्रीडमानम् ।

जाग्रत्यर्थव्रजानांमथ चतनुभृतां भासकं चालकं वा
नोजानीते सुषुप्तौ परमसुखमयं कश्चिदाश्चर्य मेतत्
॥ ३७ ॥

**ભાવાર્થઃ**—સ્વપ્નકાળમાં પ્રત્યેક દિવસે આ લોકો આત્માના આનંદને અનુભવે છે પણ બાહ્ય ઇંદ્રિયોના વિના માત્ર સ્વપ્નનાં દેહેન્દ્રિયાદિકથી રમણ કરતા આ આત્માને તેઓમાંનો કોઈ દેખતો નથી. જાગ્રદવસ્થામાં પ્રાણીઓનાં ચાલનને અને વસ્તુઓના પ્રકાશને સર્વ દેખે છે પરંતુ ગતિ આપનાર તથા પ્રકાશક આત્માને તેઓમાંનો કોઇ પણ જોતો નથી તેમજ સુષુપ્તિ સમયમાં પણ એ આત્માના પરમ સુખરૂપમાં સર્વે લીન થાય છે છતાં પણ તે આત્માને કોઇ પણ જાણતું નથી એજ આશ્ચર્ય છે. ॥ ૩૭ ॥

स्वप्ने मंत्रोपदेशः श्रवणपरिचितः सत्य एष प्रबोधे
स्वाप्नाद्देव प्रसादादभिलषितफलं सत्यतां प्रातरेति ।
सत्यप्राप्तिस्त्वसत्यादपिभवति तथा किं च तत्स्वप्रकाशं
येनेदं भाति सर्वं चरमचरमथोच्चावचं दृश्यजातम्
॥ ३८ ॥

**ભાવાર્થઃ**—જેમ સ્વપ્નામાંનો સાંભળેલો મંત્રનો ઉપદેશ જાગ્રતમાં પણ સત્ય થાય છે અને જેમ સ્વપ્નમાં મળેલી દેવ કૃપાથી પ્રભાતે જાગ્યા પછી જે ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે તે

પણ સત્ય છે એટલે કે અસત્યથી પણ સત્યનો યોગ થાય છે તેમ ગુરૂવેદાદિ અસત્ય હોવા છતાં પણ તેથી સત્ય વસ્તુની (બ્રહ્મની) પ્રાપ્તિ બની શકે છે. જેનાવડે સર્વ પ્રકારનાં સ્થાવર જંગમાત્મક દ્રવ્યોનો પ્રકાશ થાય છે તે સ્વયંપ્રકાશ પરબ્રહ્મનાં સત્યપણામાં કોણ શંકા અથવા તો વાંધો ઉઠાવી શકે? કોઈજ નહીં. ॥ ૩૮ ॥

मध्यप्राणं सुषुप्तौ स्वजनिमनुविशंत्यग्निसूर्यादयोमी
वागाद्याः प्राणवायुं तदिहनिगदिता ग्लानिरेषां न वायोः ।
तेभ्यो दृश्यावभासो भ्रम इति विदितः शुक्तिकारौप्यकल्पः
प्राणायामव्रतं तच्छ्रुतिशिरसिमतं स्वात्मलब्धौ न चान्यत् ॥ ३९ ॥

**ભાવાર્થઃ**—આ અગ્નિ અને સૂર્ય આદિ (દેવતા ઇન્દ્રિયોના) સુષુપ્તિવેળામાં મધ્યપ્રાણમાં (વિરાટ નામના પોતાના હેતુરૂપ મધ્ય પ્રાણમાં) પ્રવેશે છે અને વાણી આદિ ઇંદ્રિય સમૂહ પ્રાણવાયુમાં પ્રવેશે છે. સુષુપ્તિમાં સ્થૂલ–સૂક્ષ્મ પ્રપંચનો અભાવ (લય) થાય છે પણ ત્યાં શ્વાસરૂપ પ્રાણવાયુનો લય થતો નથી, જાગ્રત અવસ્થામાં નેત્રાદિ ઇંદ્રિયોવડે જે દશ્યોનો અવભાસ થાય છે તે 'છીપમાં ભાસતાં રૂપાંના ભ્રમ, જેવો ભ્રમજ છે. આ પ્રમાણે જે અનુભવપૂર્વક વિચારવું તે પ્રાણાયામવ્રત કહેવાય છે. આ પ્રા-

ણાયામવત આત્મપ્રાપ્તિમાં ઉપયોગી છે પણ બીજું ચક્ષુરાદિ વ્રત નથી એમ શ્રુતિઓએ માન્યું છે. ॥ ૩૯ ॥

नोकस्मादार्द्रमेधः स्पृशति च दहनः किंतु शुष्कं निदाघा
दार्द्रचेतोनुबंधैःकृतमुकृतमपि स्वोक्तकर्मप्रजार्थैः ।
तद्वज्ज्ञानाग्नि रेतत्स्पृशति न सहसा किंतु वैराग्यशुष्कं
तस्माच्छुद्धो विरागः प्रथममभिहितस्तेन विज्ञानसिद्धिः
॥ ४० ॥

ભાવાર્થઃ—જેમ પલળેલાં લાકડાંને એકદમ પાવક સ્પર્શ કરતો નથી પણ ઉનાળાથી શુષ્ક થયેલાં કાષ્ટને સ્પર્શ કરે છે તેમ આત્મવિદ્યા–બ્રહ્મજ્ઞાનરૂપી અનલ, સ્ત્રી વિગેરે વિષયોથી ભીનાં થયેલાં ચિત્તવાળાનો, જો કે ચિત્ત વર્ણાશ્રમનો કર્મો, પુત્રોત્પત્તિ તથા યજ્ઞાદિક પુણ્યોનું આચરણ કરવાથી શુદ્ધ થયું હોય તો પણ હાલ ઘડી સ્પર્શ કરતો નથી પણ વૈરાગ્યરૂપ ઉનાળાથી શુષ્ક થએલાં ચિત્તનો સ્પર્શ કરે છે વાસ્તે વિષયોને વમન કરેલા પદાર્થ જેવાજ સમજી તેઓથી અનાસક્ત રહી વિરાગ પામવું એ નિગમાંત શાસ્ત્રોનો મુખ્ય ઉપદેશ છે કારણ કે વૈરાગ્યથી પરબ્રહ્મ તત્ત્વની પ્રાપ્તિ થાય છે. ॥ ૪૦ ॥

## विवेचन.

આપણે કોઇવાર સ્વપ્નમાં મોટા રાજા બનીએ છીએ. આપણી પાસે વિધવિધ પ્રકારના વૈભવો ખડા થાય છે, દાસ દાસીઓ આપણી પરિચર્યા

કરતાં હોય છે, ચોપદારો નેકી પુકારે છે, અને અનેક પ્રકારનો વૈભવી આનંદ સ્વપ્નમાં આપણે ભોગવનારા રાજા સમાન બનીએ છીએ છતાં પણ જાગ્યા પછી આપણે આપણાં ગુમાવેલાં સ્વપ્ન રાજ્ય માટે શોચ-પ્રતિકાર-કે ઇતર પ્રવૃત્તિ કરવા ચાહતાં પણ નથી કારણ કે આપણે સારી રીતે સમજીએ છીએ કે સ્વપ્નમાં મળેલું રાજ્ય કે ગમે તે સુખ અથવા દર્શન મૃગનીરના સમાન મિથ્યા છે. સ્વપ્નની મિથ્યાપણાંની ખાત્રીમાં આપણને અન્ય પ્રમાણની જરૂર નથી, તેમ સ્વપ્નામાં આચરાયેલાં પુણ્યાદિથી આપણે આપણને પુણ્યવાન જાણતાં નથી અને પાપાદિથી પ્રાયશ્ચિત કરવાની જરૂર પણ સમજતાં નથી. આ પ્રમાણે સ્વપ્ન રાજ્યની અસત્યતામાં આપણને નિઃશંક બોધ હોય છે. આપણે જ્ઞાન થયા પછી આ સંસારની અસારતા અને એકજ પરબ્રહ્મની સત્યતા અનુભવીએ છીએ ત્યારે આપણને જાગ્રતમાં પણ પ્રાપ્ત થએલાં અનેક શુભાશુભ વિષય સુખોના સંજોગો પણ મિથ્યામાત્ર છે, ક્ષણીક છે, અને નામમાત્ર છે એમ સમજતાં હોવાથી એક સદ્વસ્તુ બ્રહ્મજ છે અર્થાત્ તે બ્રહ્મતત્ત્વ સિવાય ઇતર તત્ત્વજ નથી, તે તત્ત્વની નિત્યપ્રાપ્તિ છતાં કરકંકણવત પુનરપિ પ્રાપ્તિનીજ ઇચ્છા રાખીએ છીએ. સ્વપ્ન સમાન જગતની અસારતાનો અનુભવ જો પ્રાણીમાત્રને તુરતમાં થતો હોય તો કોઇ પણ પ્રકારના શોકને-પશ્ચાતાપને-કે પ્રાયશ્ચિતને પ્રાપ્ત થવા અવસર આવેજ નહીં. **આચાર્ય ભગવાન** આ ઉપરથી સ્વપ્નના ભોગોની જેમ જાગૃતના ભોગો પણ મિથ્યા છે અને સત્ય અને વાસ્તવીક સુખ તો સ્વસ્વરૂપે સ્થિતિ કરવી એજ છે એમ સુચવે છે. **અપરોક્ષાનુભૂતિમાં પુજ્યપાદ** વદે છે કે—

**अनुभूक्तो प्ययं लाको व्यवहारक्षमोऽपिसन्**

**असद्रूपो यथा स्वप्न उत्तरक्षण बाधतः ॥ ५६ ॥ अ०**

સ્વપ્ન સમયમાં આ લોકોનો અનુભવ થાય છે તથા તે સ્વપ્ન વ્યવહારવડે સિદ્ધ થાય છે પરંતુ જાગ્રત સમયમાં તેનો બાધ થવાથી જેમ સ્વપ્નાવસ્થામાં રહેલો લોક તથા તેમનો વ્યવહાર મિથ્યા છે તેમ જાગ્રત **અવસ્થાના**

જગત્ વડે વ્યવહાર સિદ્ધ થાય છે તોપણ તેનો ઉત્તર ક્ષણમાં એટલે કે જ્ઞાનકાળમાં બાધ થાય છે માટે મિથ્યા છે. ॥ ૫૬ ॥

**स्वप्नो जागरणेऽलीकः स्वप्नेपि जागरो नहि**
**द्वयमेव लये नास्ति लयोऽपिह्युभयो नंच ॥ ६७ ॥**

સ્વપ્ન અવસ્થા જાગૃતમાં મિથ્યા છે અને સ્વપ્નમાં જાગૃત અવસ્થા નથી, સુષુપ્તિમાં સ્વપ્ન ને જાગૃત એ ઉભયનો અભાવ છે તથા સુષુપ્તિનો સ્વપ્ન અને જાગૃતમાં અભાવ છે. ॥ ૫૭ ॥

**त्रयमेव भवेन्मिथ्या गुणत्रय विनिर्मितम् ।**
**अस्य द्रष्टागुणातीतो नित्यो ह्येक श्चिदात्मकः ॥ ६८ ॥**

આ પ્રમાણે ત્રણે અવસ્થા મિથ્યા છે કારણ કે તેઓ ત્રણ ગુણના કાર્યરૂપ છે. આ ત્રણે અવસ્થાનો સાક્ષી આત્મા નિત્ય છે કારણ કે તે ગુણથી રહિત છે. આ આત્મા અદ્વિતીય તથા ચૈતન્ય સ્વરૂપ છે. ॥ ૫૮ ॥

આ પ્રમાણે પરસ્પર અભાવવાળી અવસ્થાની રચનાઓ ઇંદ્રજાળ સમાન મિથ્યામાત્ર છે. સ્વપ્નાના મનોરથો જાગ્યા પછી ખોટા થાય છે અને જાગૃતના વિલાસો સ્વપ્નમાં ખોટા થઈ જાય છે વાસ્તે પરસ્પર નાશ થતા અવસ્થાના તુચ્છ વિષયો અને વ્યવહારો અસત્ય છે અને આત્માજ સત્ય સ્વરૂપ છે, છતાં આવા ખોટા વ્યવહારમાં આસક્તિથી પ્રવેશ કરી મૂઢ મનુષ્યો સંસાર બંધનથી છૂટતાંજ નથી એ આશ્ચર્ય છે. ઉપનીષદમાં **तेन त्यक्तेन** ઇત્યાદિ કથનથી લોક વ્યવહાર જે અસત્ય છે તેમાં આસક્તિ રહિત પ્રવેશવા બોધન કર્યું છે તેનું કારણ સત્યરૂપ આત્માની અપ્રાપ્તિ ન થાય વાસ્તેજ છે. સૂક્ષ્મ દેહમાં સ્વપ્ન પ્રપંચ થાય છે અને જાગૃત પ્રપંચ સ્થૂલ દેહમાં થાય છે. સૂક્ષ્મ અને સ્થૂલ દેહ કે જેઓ જડ અસત્ અને દુઃખરૂપ છે. અને તેનો દષ્ટા હું આત્મા સચ્ચીદાનંદ સ્વરૂપ છું એવો પ્રત્યક્ષ અનુભવ થયા પછી તે ઉભય

દેહમાં પ્રવર્તનારી ગુણના વિકારરૂપ અવસ્થાઓનો મિથ્યા પ્રપંચ સત્ય છે એમ કેમ માની શકાશે? વિશ્વ અને તૈજસ કે જે ઉભય અવસ્થાનાં અભિમાની ચેતન છે તેઓનો વિરાટ અને સૂત્રમાં અભેદ સમજાયા પછી, વિરાટ્ અને સૂત્ર જ્યારે એકજ પરબ્રહ્મનાં વિવિધ સ્વરૂપ છે એમ લય ચીંતનથી સમજતાં અવશિષ્ટ બ્રહ્મ સ્વરૂપે હુંજ છું એ જ્ઞાન થવાથી સંસારને કે તેના આવા મિથ્યા વ્યવહારને અવસરજ કયાં છે!!! વ્યવહારનો પ્રકાશક હું આત્માજ સત્ય રહ્યો છું પરંતુ વ્યવહારનો તો વ્યતિરેક થતાં તે અસત્ય છે એમ પોતાનો અન્વય અનુગત સ્વરૂપ સમજતાં બ્રહ્મરૂપે પોતેજ એક નિત્ય પ્રકાશે છે પછી બ્રહ્મથી અંતર જગત્ કે જગતના વ્યવહારને અવસરજ નથી. જેમ નટલોકો બીજા દેશના લોકોને મોહ પમાડવાના હેતૂથી ઔષધનાં ચૂર્ણને આકાશમાં ઉડાવે છે અને તેથી કરીને આકાશમાં નગરનો ભ્રમ થાય છે તે સત્ય કે અસત્ય કહી શકાતોજ નથી તેમ આપણી અજ્ઞાનતાવડે ભાસમાન સંસાર સત્ય કે અસત્યરૂપે નિરૂપી શકાય તેવો છેજ નહીં. આત્મસ્વરૂપનો અવબોધ જ્ઞાનભૂમિકાદ્વારા થાય છે અને સંસારની મિથ્યા પ્રપંચવાળી પ્રતીતિ અજ્ઞાન ભૂમિકામાં જણાય છે. વાસનાઓના અત્યંત મોહથી અને લોભથી સાંસારીક વૈભવોમાં પ્રવૃત્તિ થવી તેજ અજ્ઞાન છે. આ શરીરરૂપ વૃક્ષનું જાગ્રત અવસ્થાનું અજ્ઞાન બીજ છે. આ દેહ મારો છે, આ ભોગ મારો છે એવી તુચ્છ અહંતામમતારૂપ વૃત્તિ જાગૃત સમયમાં ઉઠે છે. જાગૃત અવસ્થાનો સંકલ્પરૂપી સંસ્કાર દૃઢ થતાં સ્વપ્ન જેવી હકીકતો માલમ થાય છે તે જાગૃત-સ્વપ્ન કહેવાય છે. જેમ એકજ ચંદ્રમામાં ઉપાધિયોગે દ્વિચંદ્રત્વની ભ્રાંતિ, દોરડીમાં સાપની ભ્રાંતિ અને ચમકમાં જળની ભ્રાંતિ અજ્ઞાનથી થાય છે તેવી રીતે અભ્યાસથી જાગૃતના ભાવો જણાય છે. નિદ્રા આવી કે તરતજ જે સઘળું જાગૃતિમાં જોયું છે, અનુભવ્યું છે, તે પાછું સ્વપ્નમાં તમામ દેખાય છે. આવું સ્વપ્નુ જાગૃતના અજ્ઞાનથી ઉદય પામે છે. આવા પ્રકારે અન્યોઅન્ય જાગ્રત્-સ્વપ્ન અને સુષુપ્તિનો પ્રપંચ પ્રવર્તે છે તે તમામ અવિદ્યાનું પરીણામ

અને ચેતનનો વિવર્ત હોવાથી રજ્જુસર્પવત મિથ્યા છે.

સ્વપ્નનો મિથ્યાત્વ નિશ્ચય જેમ તુરતમાં થાય છે તેમ જાગ્રતનો ન થ-
વાનું કારણ જાગ્રત સ્વપ્નથી જરા લાંબી છે, અને એ અવસ્થામાં સમસ્ત
બ્રહ્માંડ સ્ફૂરતું હોવાથી આત્માનાં જ્ઞાન કાળમાં જાગ્રતનો બાધ થઇ જાય છે.
સ્વપ્નમાં મિથ્યા બુદ્ધિવાળાં મનુષ્યો જાગ્રતમાં સત્યબુદ્ધિ રાખી અનેક જન્મ
મરણમાં ઝંપલાય છે પરંતુ જો તેઓ આત્મજ્ઞાનરૂપ અગ્નિથી અવિદ્યા અને
તેનું કાર્ય આ સ્થૂલસૂક્ષ્માદિ જગત્ ભસ્મવત કરી નાંખે તો સહજવારમાં
સહજાનંદ સમુદ્રમાં રમણ કરે એમાં આશ્ચર્ય નથી. તત્વદષ્ટિ થયા પછી ક્ષણ-
વાર પણ જાગ્રતની મિથ્યા સત્યબુદ્ધિ રહી શકતીજ નથી.

સ્વપ્નમાં ને જાગ્રતમાં કરેલાં સ્ત્રી સેવનથી વીર્યથી ખરાબ થએલું વસ્ત્ર
જણાવાથી વ્યવહારીક સત્તાવાળું જગત્ ઉભય સ્થિતિમાં છે એમ જાણ્યું
જાય છે. સ્ત્રી સંગની કલ્પનાથીજ સ્વપ્ન અને જાગ્રતમાં વસ્ત્રમાં વીર્યનો પાત
થાય છે તેમ આ જગત્ પણ કલ્પના મૂલક છે. " **संकल्पो विविधःकर्त्ता** "
આવાં પુજ્યપાદનાં વચનો નાના પ્રકારના સંકલ્પથીજ સૃષ્ટિરૂપી ઇંદ્રજાળ ખડી
થાય છે એમ કહે છે. અસત્યમાં સત્યબુદ્ધિથી સંસારમાં સત્યબુદ્ધિથી અને
એવી ઇતર પ્રાતિભાસિક પદાર્થોની સત્ય ભાવનાથી આત્માનું રૂપ નહીં જણાતાં
પ્રપંચનુંજ ભાન કરનારો મનુષ્ય વારંવાર શોક સાગરમાં ડુબી મરે છે. સ્વ-
પ્ન વેળાએ મનુષ્ય મને આજ સ્વપ્ન આવ્યું એમ જાગૃતિમાં અને સ્વપ્નમાં
પણ સમગ્ર પ્રપંચનો જાણનારો પોતે આત્મારૂપ આત્માનો અનુભવ કરે છે,
છતાં આત્મા છે કે નહિં એવી જે તેને સંશય ભાવના થાય છે તે ખરેખર
આશ્ચર્યજનક છે. પોતાની અસ્તિત્વતાના પ્રમાણમાં અન્ય પ્રમાણ બીજું
શું હોઇ શકે ! જાગૃતકાળમાં સમગ્ર પ્રપંચને પોતે દેખે છે, જુએ છે, જાણે
છે અને અનુભવે છે છતાં દૃષ્ટારૂપ પોતે આત્મા દશ્યનાં સ્વરૂપથી પોતાનું
તટસ્થરૂપ નહીં સમજી પોતેજ દશ્યરૂપે બન્યો હોય તેવો આત્માના
અજ્ઞાનવાળો બની જાય છે એથી ઇતર આશ્ચર્ય કથા કઇ હશે ! સુષુપ્તિ

કે જ્યાં સમગ્ર ઇંદ્રિયોનો પ્રપંચ લય પામી અવિદ્યામાં રહ્યો હોય છે છતાં તે સમયના સુખનું ભાન ઇંદ્રિયાદિના અભાવે પ્રાતઃકાળમાં જણાવતો સુષુપ્તિ સુખનો અનુભવી આત્મા પોતેજ મનુષ્ય આત્માથી બહીર્મુખે થઇ પ્રપંચમાં મોહ પામ્યા કરે છે એજ નવાઇ છે. આત્માના પરમ સુખમાં લીન થવારૂપ સુષુપ્તિમાં, દ્રષ્ટારૂપે સ્વપ્ન પ્રપંચના તમામ પ્રકારના અનુભવ રૂપ આત્માથી અળગ સ્વપ્નમાં, અને સમસ્ત વ્યવહારનો સાક્ષિભૂત આત્મા પોતે તેનાથી ભિન્ન દશ્યરૂપ જાગૃતિમાં આ આત્માજ પોતે પોતાનો અનુભવ કરી રહ્યો છે છતાં હું દેહ છું, હું બ્રાહ્મણ છું, હું જીવ છું ઇત્યાદિ દેહાધ્યાસથી પોતાનું પરમ સુખ સ્વરૂપ વિસરી જાય છે અને ઇતર નાશવંત દ્રવ્યોને જાણે છે અને પોતાને જાણતો નથી એના જેવી બીજી આશ્ચર્ય જનક એકે વાત નથી. સ્વપ્નામાં શ્રવણ કરેલી બાબત પણ કદાચ જાગ્રતમાં સત્ય થાય છે તેમ પ્રપંચનાં મિથ્યાપણાંથી પ્રપંચરૂપ સાધનોવડે સત્ય વસ્તુની પ્રાપ્તિ બની શકે તેમ છે કારણ કે આત્માનું વિશેષ જ્ઞાન પણ મિથ્યામાત્ર છે અને ગુરૂવેદાદિ સાધનો પણ મિથ્યામાત્ર છે, જેથી મિથ્યાથી મિથ્યાની નિવૃત્તિ અર્થાત્ મિથ્યા જગતની–અવિદ્યાની મિથ્યા વિદ્યાથી નિવૃત્તિ થઇ, સામાન્ય જ્ઞાનાજ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ તત્ત્વની સ્વતઃ પ્રાપ્તિ કરકંકણ ન્યાયની જેમ થાય છે. જેમ મિથ્યા મરૂસ્થળનાં પાણીથી સ્વપ્નની મિથ્યા તૃષા છીપે છે તેમ પરમાત્માનાં મિથ્યા વિશેષ જ્ઞાનથી આ મિથ્યા સંસારની નિવૃત્તિ થઇ શકે છે. અસત્યથી પણ સત્યનો યોગ થાય છે પરંતુ વેદાંતમાં તો સત્યનો યોગ પણ થવો પરીણામે સંભવતો નથી કારણ કે સયોગ વિયોગ રહિત સઘળું જ્યારે બ્રહ્મજ છે તો તેથી ઇતર પદાર્થ ન હોવાથી કોણ કોનો સંયોગ અને કોણ શાથી વિયોગ પામી શકે તેમ છે. મોક્ષ અને બંધ માયામાં કલ્પાએલા છે પરંતુ વાસ્તવીક રીતે તો વિવર્તાકારથી બ્રહ્મજ જગતરૂપથી જણાતું હોવાથી એકજ વસ્તુને બંધન કે મોક્ષ સંભવતાં નથી તેમ વળી દેશકાળની સામગ્રી વિના તે ઘટે પણ કેમ કારણ કે બ્રહ્મવિમાનો કોઇ દેશ નથી,

બ્રહ્મવિના બીજો કોઇ કાળ ઇતર તત્ત્વરૂપે નથી અને બ્રહ્મના વિના ઇતર વસ્તુ પણ નથી જેથી સઘળું બ્રહ્મજ નિત્યરૂપ એક અદ્વિતીય હોવાથી દ્વૈતાપત્તિને અવસરજ નથી તેમ બંધ-મોક્ષ-જીવ-માયા-ઇશ્વર-જગત આદિ તમામ રચનારૂપે બ્રહ્મજ ભાસે છે. આવું સર્વાત્મસ્વરૂપ બ્રહ્મ અન્વયરૂપથી સમગ્રમાં અને સર્વનો બ્રહ્મમાં વ્યતિરેક હોવાથી તે રજ્જુસર્પવત બ્રહ્મમાં વિવર્ત-મિથ્યા છે એટલે કે બ્રહ્મજ સામાન્યસ્વરૂપે સર્વસ્વરૂપે સ્ફુરે છે અને જે કાંઇ નામરૂપ રચના છે તે વ્યવહાર કલ્પિત હોવાથી સિદ્ધજ થાતી નથી, જેથી अस्ति-भाति-અને प्रिय રૂપે બ્રહ્મજ હોવાથી ભેદને પ્રસંગજ નથી.

સુષુપ્તિમાં પ્રાણનો લય થતો નથી કારણ કે જો તેમ થતું હોય તો કાયા અમંગળ સ્વરૂપ થાય છે. ઇંદ્રિયોના દેવતા સુષુપ્તિકાળમાં વિરાટરૂપ પોતાના કારણમાં લય પામી રહે છે અને વાણી આદિનો પ્રાણવાયુમાં લય થાય છે. આ પ્રમાણે પ્રાણોનો લય ન થતો હોવાથી જાગ્રદવસ્થામાં જે જે દશ્યો દેખાય છે તે છીપમાં ભાસતાં રૂપાનાં સમાન ભ્રમમૂલક છે એમ જાણવારૂપ પ્રાણાયામ વ્રત વેદોમાં કહ્યું છે. સંસાર વૈભવમાં, સ્ત્રીપુત્રાદિના મોહમાં, તુચ્છ પદાર્થના પ્રેમમાં, અનર્થોને આદર આપવાના ઉત્સાહમાં, વિવેકરૂપી નિર્ભય તરૂવરનો ત્યાગ કરવામાં, મિથ્યા સ્વાર્થના સંકલ્પોમાં અને એવા એવા અનેક દુરાચારના પ્રવાહરૂપ સંકલ્પોમાં જ્યાંસુધી આપણું ચિત્ત વિક્ષિપ્ત હશે ત્યાંસુધી તેવાં સડાવાળાં વિષય આર્દ્ર ચિત્તને બ્રહ્મજ્ઞાનરૂપી અનલ નિર્મૂળ કરી મનોનાશથી મોક્ષ આપવા સમર્થ નથી. ગમે તે પ્રકારનાં ઉચ્ચ કર્મોથી પવિત્ર થએલું મન હોય પરંતુ જો તે મનમાં સંસારવાસનારૂપ જળથી આર્દ્રતા ભરી હોય તો તેવાં મનનો તત્કાળ બ્રહ્મજ્ઞાનાનલ સ્પર્શ કરી નાશ કરતી નથી અને મનોનાશ થયા વિના પરમાનંદ વિલાસરૂપ સ્થિતિ થતીજ નથી. વૈરાગ્યરૂપ પ્રચંડ તાપથી અર્થાત સંસારના વૈભવો નશ્વર, સમજી તેને તજવારૂપ તાપની જ્વાળાથી, क्षीणे पुण्य એ કથન મુજબ સ્વર્ગાદિ લોકનાં સુખો નાશવંત હોવાથી તેને, તજવારૂપ તાપની જ્વાળાથી, સ્ત્રીપુત્રાદિને બંધનમાં

નાંખનારાં સમજી તેઓનો સંકલ્પમાત્ર પણ ન કરવારૂપ તાપની જ્વાળાથી, ચિત્તમાંથી વિષયોની ભીનાશ બળી જતાં શુષ્ક બનેલાં વૈરાગ્યયુક્ત ચિત્તને આત્મજ્ઞાનાનલ ક્ષણવારમાં પ્રલય કરી—નાશ કરી, પરમાનંદ સ્વરૂપ બનાવે છે વાસ્તે મહર્ષિઓ—શાસ્ત્રો—મહાત્માઓ—વેદો—પુરાણો અને ઇતર સજ્જનો પ્રથમ તો ચિત્તનુંજ વૈરાગ્યથી શોધન કરી તેને શુષ્ક કાષ્ટ સમાન બનાવવા પ્રબોધે છે કે જેથી જેમ ચોમાસામાં લાકડાંને અગ્નિ મહા મુશીબતે બાળે છે તેમ નહીં થતાં, ઉનાળાનાં શુષ્ક કાષ્ટોને સત્વર અગ્નિ ભસ્મ કરે છે તેમ, આત્મવિચારરૂપ હુતાશન, શુષ્ક થએલાં ચિત્તની અર્થાત્ તકારરૂપ ચૈતન્યરૂપ—ચિતમાં થએલા વિષયાધ્યાસની ભસ્મ કરી ચિત્તને ચૈતન્ય સ્વરૂપ અર્થાત્ બ્રહ્મસ્વરૂપ અર્થાત્ જે વાસ્તવીક સત્ય છે તેવું અદ્વૈતસ્વરૂપ બનાવે છે. આ પ્રમાણે **ભગવત્પાદ** આ પાંચ શ્લોકમાં સ્વપ્નાદિનાં દ્રષ્ટાંતથી સંસારની નશ્વરતા અને બ્રહ્મની અનશ્વરતાનો બોધ કરી તે બ્રહ્મ તે આ આત્મા છે એવું અભેદ જ્ઞાન થવા પ્રાણાયામાદિનો વિચાર પ્રકાર બતાવી, મુમુક્ષુઓને આત્મકલ્યાણના માર્ગના દરવાજા ઉઘાડ કરી આપે છે, અને છેવટ વૈરાગ્યથીજ જ્ઞાનની સિદ્ધિ છે એમ સુચવી બતાવ્યા બાદ એકતાળીશમા શ્લોકમાં એ સંબંધમાં ઇશાવાસ્ય ઉપનીષદનો સંબંધ દેખાડે છે.

**यत्किंचिन्नामरूपात्मकमिदमसदेवोदितं भाति भूमौ**
**येनानेकप्रकारै र्व्यवहरति जगद्येन तेनेश्वरेण ।**
**तद्वत्प्रच्छादनीयं निभृतरशनया यद्वदेव द्विजिह्व**
**स्तेनत्यक्तेन भोज्यं सुखमनतिशयं मा गृधोन्यद्धनाद्यम् .**
**॥ ४१ ॥**

**ભાવાર્થઃ**—આ મિથ્યા ઉત્પન્ન પામેલું જે કાંઇ આ નામ

રૂપાત્મક જગત્ છે, તે જગત્ જેનાવડે પ્રકાશે છે, અને જેનાવડે અનેક પ્રકારોના વ્યવહાર કરે છે તે બ્રહ્મથીજ જેમ જાણવામાં આવેલી રજ્જુથી સર્પ તિરોહિત થઈ જાય તેમ તિરોહિત થઈ જાય છે. આ પ્રમાણે હોવાથી વિશ્વરૂપ પ્રાતિભાસિક પદાર્થોનો પરિત્યાગ કરી, નિરતિશય બ્રહ્માનંદનોજ ઉપભોગ કર, ધનાદિકના સાતિશય અને ક્ષણીક આનંદની ઇચ્છા રાખ માં. ॥૪૧॥

## विवेचन.

**આચાર્ય ભગવાન**ના કથન મુજબ બ્રહ્મજ્ઞાનથીજ સંસારની નિવૃત્તિ થાય છે એ વાત યથાર્થ છે શ્રુતિ પણ કહે છે કે **ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशर्जन्ममृत्यु प्रहाणि.** "સ્વયંપ્રકાશ બ્રહ્મને પ્રત્યક્ષ જાણવાથી રાગદ્વેષાદિ સર્વ પાશની નિવૃત્તિ થાય છે. **कुर्वन्नेवेह॰** એ શ્રુતિમાં કર્મમાં અનાસક્ત રહેવાથી પાપની નિવૃત્તિ બતાવી છે. પાપની નિવૃત્તિથીજ આત્મજ્ઞાનનો અધિકાર મળતો હોવાથી બ્રહ્મજ્ઞાનથી સંસારની નિવૃત્તિ થવા બ્રહ્મજ્ઞાનની પ્રથમ સિદ્ધિ અર્થે પ્રાતિભાસિક પદાર્થના પરિત્યાગરૂપ વૈરાગ્ય ધારવા કહે છે કારણ કે વૈરાગ્યથી જ્ઞાન-સિદ્ધિ અને જ્ઞાન-બ્રહ્મજ્ઞાનથીજ સંસાર શાંત થાય છે. **શ્વેતાશ્વેતર** શ્રુતિ કહે છે કે **तमेव विदित्वाति मृत्यु मेति नान्यः पंथाः विद्यतेऽयनाय** તે પરમાત્માને જાણીનેજ મૃત્યુ-સંસારને તરી જવાય છે, મોક્ષ માટે અન્ય ( પરમાત્માના જ્ઞાનથી અન્ય ) કેવળ ( કર્મરૂપ અથવા તો જ્ઞાન અને કર્મ યુક્ત ) માર્ગ નથી. આથી બ્રહ્મજ્ઞાનથીજ સંસાર શાંત થાય છે વાસ્તે તેવાં જ્ઞાનની સિદ્ધિ અર્થે **ભગવત્પાદે ઇશાવાસ્ય**ની કર્મથી **અનાસક્તિ** અર્થાત્ વૈરાગ ધારવાની પ્રરૂપણાનો પ્રબોધ કર્યો છે તે બરાબર બંધ બેસતો છે. **મુંડકોપનીષદ**નાં વચન પ્રમાણે પણ આત્માના જ્ઞાનથીજ સંસારની નિવૃત્તિ થાય છે. **भिद्यंति हृदय ग्रंथि श्छिद्यन्ते सर्व संशयाः क्षीयंते चास्य क-**

**र्माणि तस्मिन् दृष्टे परावरे** એ મુંડકોપનીષદની શ્રુતિ કહે છે કે "તે પરાવર અર્થાત્ હિરણ્યગર્ભથી પણ પર પરમાત્માનો સાક્ષાત્કાર થયા પછી અન્યોન્યાધ્યાસરૂપ જે ચૈતન્ય અને જડની ગાંઠ બંધાઇ જતાં સંસાર થયો છે તે ગાંઠ ગળી જાય છે, સંશયો માત્ર નાશ પામે છે તેમજ સંચિત-પ્રારબ્ધ અને ક્રિયમાણ કર્મોનો નાશ થઇ નૈષ્કર્મ્ય સિદ્ધિ અર્થાત્ કર્મરહિત પરબ્રહ્મરૂપે સ્થિતિની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે **ભગવત્પાદ** વૈરાગ્યથી જ્ઞાનસિદ્ધિદ્વારા મોક્ષની પ્રાપ્તિનો ક્રમ સુચવી એંતાળીશમા શ્લોકમાં મુક્તિના પ્રકાર અને તેનાં સાધન કહે છે. ઇશાવાસ્ય ઉપનિષદમાં ઇતર વાદિઓએ આશય નહીં સમજી કર્મથી મોક્ષ થાય છે અથવા તો જ્ઞાન અને કર્મથી મોક્ષ થાય છે એમ સ્વીકાર્યું છે. પરંતુ સ્પષ્ટ રીતે આ શ્રુતિ તો કર્મ અને અવિદ્યાને અવિરોધ હોવાથી વિદ્યાથી અવિદ્યાની નિવૃત્તિ થાય છે એમ કહે છે. ॥૪૧॥

जीवन्मुक्ति मुंमुक्षोः प्रथममथ ततो मुक्तिरात्यंतिकी च
तेभ्यास ज्ञानयोगाद् गुरु चरण कृपापांग संगेन लब्धात् ।
अभ्यासोऽपि द्विधास्या दधि करणवशा द्देहिको मानसश्च
शारीरस्त्वासनाद्यो ह्युपरतिरपरो ज्ञानयोगः परोक्तः
॥ ४२ ॥

**ભાવાર્થઃ**—જીવન્મુક્તિ અને વિદેહમુક્તિ એમ બે પ્રકારની મુક્તિ થાય છે. આ ઉભય મુક્તિઓ ગુરૂચરણ પ્રસાદથી અથવા તો ગુરૂની કરૂણા કટાક્ષના પડવાથી, પ્રાપ્ત અભ્યાસથી અને જ્ઞાનયોગથી થાય છે. એક દેહસંબંધી અભ્યાસ અને બીજો મન સંબંધી અભ્યાસ એમ સ્થાન ભેદે અભ્યાસના પણ બે ભેદ છે.

એઓમાં આસન વિગેરેનો જે અભ્યાસ તે દેહ સંબંધી અભ્યાસ કહેવાય છે. અને પ્રપંચની ઉપરતિરૂપ જે અભ્યાસ તે મન સંબંધી અભ્યાસ કહેવાય છે. જ્ઞાનયોગ તો પ્રથમ કહેવાયો છે. ॥ ૪૨ ॥

### विवेचन.

આ શ્લોકનો અર્થ સ્પષ્ટ હોવાથી તેમ તે ઉપર વિવેચન કરતાં વિસ્તાર થવાના ભયથી આ સ્થળમાં એ ઉભય અભ્યાસની સંપૂર્ણ આવશ્યક્તા છે એટલું કહી **ભગવત્પાદ** શ્લોક ચતુષ્ટય ૪૩ થી ૪૭ સુધીમાં મુક્તિના ઇતર ભેદો કહી બતાવે છે.

सर्वानुन्मूल्य कामान् हृदिकृतनिलयान् क्षिप्तशंकूनिवोच्चै
र्दीर्यं देहाभिमान स्त्यजति चपलता मात्मदत्तावधानः ।
यात्यूर्ध्वस्थानमुच्चैः कृतसुकृतभरो नाडिकाभिर्विचित्रं
नीलश्वेतारुणाभिः स्त्रववदमृतभरं गृह्यमाणात्मसौख्यः
॥ ४३ ॥

**ભાવાર્થઃ**—હૃદયમાં કેમ જાણે ખીલા ખોડયા હોયની તેવી અનાદિ કાળથી દૃઢ થઈ રહેલી સઘળી વિષય-કામ-વાસનાઓને બરાબર જડમૂળથી ઉચ્છેદીને આત્મામાં અવધાન રાખતો, બ્રહ્માનંદમાં રમણ કરતો, અને જેનું દેહાભિમાન ગળતાં ગળતાં કાંઇક અવશેષ રહેલું હોય છે એવો સમર્થ પુણ્યવાન જીવન્મુક્ત મનુષ્ય મનની ચપળતાનો ત્યાગ કરે છે અને શ્યામ, શ્વેત તથા

રક્ત નાડીઓની જેમાં વિચિત્રતા છે તેવા તથા જેમાંથી અમૃતનાં ઝરણ વહ્યા કરે છે તેવાં ઉચ્ચ સ્થાનમાં (બ્રહ્માંડમાં) સુષુમ્ણાના છિદ્રદ્વારા ગતિ કરે છે. ॥ ૪૩ ॥

प्रापश्यद्विश्वमात्मेत्ययमिह पुरुषः शोकमोहाद्यतीतः
शुक्रंब्रह्माध्यगच्छत्स खलु सकलवित्सर्वसिद्ध्यास्पदं हि।
विस्मृत्य स्थूलसूक्ष्मप्रभृतिवपुरसौ सर्वसंकल्पशून्यो
जीवन्मुक्त स्तुरीयं पदमधिगतवान् पुण्यपापैर्विहीनः
॥ ४४ ॥

ભાવાર્થઃ—પુણ્ય પાપરહિત થએલો જીવન્મુક્ત પુરૂષ આ સંસારમાં જગતને જગદ્રુપ નહિં પણ આત્મરૂપ દેખે છે, તેથી તે પુરૂષ શોક મોહાદિને ઓળંગી હિરણ્યગર્ભપણાંને પામે છે. હિરણ્યગર્ભપણામાં સર્વજ્ઞ તથા સઘળી સિદ્ધિઓનાં સ્થાનક રૂપ બનેલો એ મનુષ્ય સ્થૂલ સૂક્ષ્માદિ દેહને વિસરી જઈ સર્વ સંકલ્પો વિનાનો બની તુરીય પદવીને પ્રાપ્ત કરે છે અર્થાત્ સાક્ષી રૂપજ થઇ રહે છે. ॥ ૪૪ ॥

यःसत्वाकारवृत्तौ प्रतिफलति युव देहमात्रावृतोपि
तद्धर्मैर्बाल्यवार्ह्याादिभिरनुपहतः प्राणआविर्बभूव
श्रेयान्.साध्यस्तमेतं सुनिपुणमतयः सत्यसंकल्पभाजोप्या
प्याभासाद्देवयंतः परिणतमनसा साकमूर्ध्वं नयंति॥४५॥

ભાવાર્થ—જીવ, બ્રહ્મનું સત્વગુણી વૃત્તિમાં પ્રતિબિંબ થવા થકી પ્રકટ થયો છે, અને દેવથી આવરણ પામેલો છે છતાં કાયાના બાલત્વ અને વૃદ્ધિત્વ આદિ ધર્મોથી ઉપઘાત્ નહિ પામવાને લઇને કલ્યાણરૂપ છે, તથા ઉત્તમ ગતિમાં લઈ જવા યોગ્ય છે આ જીવને બુદ્ધિમાન્ બ્રહ્મનિવિષ્ટ ચિત્ત પુરૂષો અભ્યાસથી બ્રહ્મરૂપ થવાની ઇચ્છાવડે કરીને શુદ્ધ મનવડે ઉચ્ચ સ્થાનમાં લઇ જાય છે. ॥ ૪૫ ॥

प्रायोऽकामोऽस्तकामो निरतिशयसुखा यात्मकामस्तदासौ
तत्प्राप्तावाप्तकामः स्थितचरमदश स्तस्य देहावमाने ।
प्राणानैवोत्क्रमंति क्रमविरतिभिताः स्वस्वहेतौ तदानीं
क्वायं जीवो विलीनो लवणमिवजलेऽखंड मात्मैव
पश्चात् ॥ ४६ ॥

ભાવાર્થઃ—વિક્ષેપનો અભાવ હોવાથી જીવન્મુક્ત પુરૂષ વિશેષે કરીને નિષ્કામ ભાવવાળોજ હોય છે તોપણ પરમાનંદની પ્રાપ્તિ અર્થે સર્વદા આત્માકાર કામના તેને હોય છે અને પરમાનંદની પ્રાપ્તિ થયા પછી પૂર્ણકામ સ્વરૂપે સ્થિતિ કરી તે પુરૂષ જ્ઞાનની સપ્તમ ભૂમિકામાં પ્રવેશ કરે છે. દેહાવસાન વેળામાં આવો પુરૂષ હોય છે ત્યારે તેના ઇન્દ્રિયો સહિત પ્રાણો અન્ય દેહમાં ગમનાર્થે નીકળતાં નથી પણ તે બધાં અનુક્રમથી પોતપોતાનાં કારણમાં લયતા પામી જાય છે. આ સમયમાં આ જીવ ક્યાં છે?

ક્યાંઈ પણ નથી પરંતુ તે જળમાં મીઠાંની જેમ આત્મામાંજ લય પામતાં કેવળ આત્મરૂપેજ રહે છે. અર્થાત્ કેવળ અખંડ આત્મા જ રહે છે. ॥ ૪૬ ॥

पिंडीभूतं यदंतर्जलनिधिसलिलं याति तत्सैंधवाख्यं
भूयः प्रक्षिप्त मस्मिन्विलयमुपगतं नामरूपं जहाति ।
प्राज्ञस्तद्वत्परात्म न्यथभजाति लयं तस्यचेतो हिमांशौ
वागग्नौ चक्षुरर्के पयसि पुनरमूग्रेतसी दिक्षु कर्णौ
॥ ४७ ॥

ભાવાર્થઃ—મહાસાગરનું જે જળ સ્થૂલપણાંને પામે છે તે જળ સૈંધવ એ નામથી ઓળખાય છે પણ તેને પાછું મહાસાગરમાં ફેંકવામાં આવે તો તેમાં લય પામી પોતાનાં નામરૂપનો ત્યાગ કરે છે. આ પ્રકારે અવિદ્યારૂપ ઉપાધિમાં પડેલો બ્રહ્મનો આભાસ-પ્રતિબિંબ તે જીવ, એવા નામને પ્રાપ્ત થાય છે તેને પાછો બ્રહ્મમાં જોડવામાં આવે છે ત્યારે બ્રહ્મમાંજ લય પામી નામ રૂપનો ત્યાગ કરે છે. આમ થતું હોવાથી તેનું ચિત્ત ચંદ્રમામાં, વાણી અગ્નિમાં, નેત્ર સૂર્યમાં, શોણિત તથા રેત જળમાં અને શ્રોત્રો દિશાઓમાં લય પામી જાય છે. ॥ ૪૭ ॥

### વિવેચન.

નિર્વિકલ્પ સમાધિના અભ્યાસથી પરિપકવતાવડે કરીને દેહાદિમાં સર્વથા અહંતા મમતાનો ત્યાગ થઇ જતાં આસક્તિનો અભાવ થાય છે. આવો

અનાસક્ત જ્ઞાની બ્રહ્માનંદમાં ક્રીડા કરતો કરતો કાળયોગે કરીને આવા પ્રકારની જ્ઞાનની પાંચમી ભૂમિકા જે અસંસક્તિ તેને ઓળંગીને છઠ્ઠી ભૂમિકામાં પ્રવેશ કરતો દેખાય છે, આ છઠ્ઠી ભૂમિકામાં જીવન્મુક્ત પુરૂષ બ્રહ્મરૂપે બ્રહ્માંડને જુએ છે અર્થાત્ તેને બ્રહ્મ અને જગત્‌માં અભેદ ભાવનાનો ઉદય થાય છે. આ પ્રમાણે આવો પદાર્થાભાવિની નામની છઠ્ઠી ભૂમિકાનો પ્રવેશક જીવન્મુક્ત માનવી સ્થૂલ સૂક્ષ્માદિ કે જે મિથ્યા પ્રપંચરૂપ છે તેને વિસરી જઈ કેવળ નિષ્પ્રપંચાકાર વૃત્તિવાળો બની વિશ્વમાં વ્યવહાર કરે છે. આવી સ્થિતિમાં તેને શોકમોહનો અવસર પણ રહેતો નથી. જેમ નાટકનાં પાત્રો પ્રેક્ષકોને આનંદ પમાડવા અનેક પ્રકારની પ્રસન્નતારૂપ કૃતિથી કાર્ય નિર્વાહ કરે છે તેમ જીવન મુક્ત પુરૂષ સંકલ્પ વિના સહજ સ્વરૂપે પ્રારબ્ધાનુસારી ક્રિયામાં સગ વિનાનો થઇ પ્રવર્તે છે. જેમ જલમાં કમળને સ્પર્શ થતો નથી તેમ જ્ઞાની સંસારમાં અનાસક્ત થઇ અનેક પ્રકારની ક્રિયામાં જોડાતો છતો નિર્ભયપણે વિચરે છે, જેની વૃત્તિ કર્મો કરીને કે કર્મ નહીં કરીને અહંકારમાં લુબ્ધ થતી નથી અને તે નિવૃત્તિરૂપ ફળની આકાંક્ષા રાખતી નથી એવો જીવન્મુક્ત પુરૂષ સંકલ્પ વિકલ્પ રહિત થઇ નિરતિશયાનંદમાં વિહાર કરે છે. જેની સંસાર વૃત્તિ શાંત થઇ છે, ચિત્ત યુક્ત છતાં જે ચિત્ત વિનાનોજ છે, ગુણવાન છતાં ગુણ વગરનો છે તેવો જીવન્મુક્ત પુરૂષ સુખ દુઃખ રહિત સમરસ સદાનંદ રૂપમાં સદાય વિચરે છે. આવા પ્રકારનો જીવન્મુક્ત પુરૂષ શોક મોહને પસાર કરી અભેદતાના અનુભવમાં આનંદનો આસ્વાદ લેતો તુરીય પદવીને પ્રાપ્ત થાય છે અર્થાત્ સાક્ષિરૂપે થઇ રહે છે. આવા પ્રકારનો સાક્ષિ સ્વરૂપ જીવન્મુક્ત મનુષ્ય નિષ્કામ ભાવનાવાળો છતાં જેને પરમાત્મસ્વરૂપે સ્થિતિરૂપ કામના હોય છે તે કામના તેવી સ્થિતિનો અધિકારી બનતાં પૂર્ણ થવાથી તે નિત્ય નિષ્કામ થઇ જ્ઞાનની અંતિમ સ્થિતિમાં પ્રવેશ કરી પુર્ણાનંદ સ્વરૂપમાં આનંદ અનુભવે છે.

દેહાવસાને આવા જ્ઞાનસ્વરૂપ પુરૂષનો સૂક્ષ્મ સંઘાત અવિદ્યામાં લય નહીં પામતાં પોતપોતાનાં કારણુમાં લય પામવાથી પ્રપંચનો નિઃશેષ લય થતાં કેવળ સ્વરૂપે એક અવશિષ્ટ બ્રહ્મરૂપે આ પુરૂષ બની જાય છે. મહાસાગરમાંથી ઉત્પન્ન મોજાં તરંગ ફીણ વિગેરે મહાસાગરરૂપેજ રહે છે તેમ પરબ્રહ્મ મહાસાગરનો લહરી આ જીવન્મુક્ત આત્મા પરબ્રહ્મ રૂપેજ થાય છે. જેમ પ્રતિબિંબ બિંબમાં ઉપાધિ નાશ પામ્યાથી ભળી જાય છે તેમ જીવરૂપ જીવન્મુક્ત પ્રતિબીંબ બીંબરૂપ પરબ્રહ્મમાં દેહાદિ ઉપાધિનો કારણુરૂપ અવિદ્યામાં લય થતાં અને અવિદ્યાનો લય વિદ્યાવડે કરી બની જતાં ભળી જાય છે. કાર્ય કારણુનો લય થયા પછી તે ઉભય ભેદથી રહિત કેવલાદ્વૈત સ્વરૂપે આવો જીવન્મુક્ત પુરૂષ થઇ જાય છે. આવી સ્થિતિને વિદેહ કૈવલ્ય કહેવાય છે. વિદેહમૂક્તિ એજ દુઃખની આત્યાંતિક નિવૃત્તિ હોવાથી આ પુરૂષ પૂર્ણુરૂપ થાય છે અર્થાત્ પરમાનંદસ્વરૂપ બની જાય છે. આ પ્રમાણે ભગવત્પાદ ઉત્તરોત્તર જ્ઞાન ભૂમિકામાં પ્રવેશતા ઉચ્ચ જ્ઞાનીને પરમ સુખસ્વરૂપમાં જે પ્રકારે સ્થિતિ થાય છે તે પ્રકારનું સંક્ષિપ્ત દર્શન કરાવે છે અને એ દષ્ટાંતથી ઇતર જીવોને તે સ્થિતિના અધિકારી બનવા યોગ્ય સામગ્રી સંપાદન કરવા ભલામણ કરે છે. ઉચ્ચ જીવનમુક્તસ્થિતિમાં પ્રવેશનારાનું માહાત્મ્ય બતાવવાનો ઉદ્દેશ તે સ્થિતિમાં ઇતર જીવોને આણવાનો પ્રયાસ શું નહીં કહી શકાય. અમૃતનું પ્રત્યક્ષ દર્શન કરાવી શું તે અમૃતનો અધિકાર મેળવવાનું કથન વ્યર્થમાત્ર થઇ શકે! અર્થાત્ શંકરાચાર્યનાં પ્રતિ વચનોમાં પરોપકાર રસ ભરપૂર છે અને એજ ઉદ્દેશથી આવાં સાધારણુ પ્રકરણ કાર્યો તેઓએ કર્યા છે. હવે ભગવાન અન્વય વ્યતિરેકથી બ્રહ્મનો સર્વત્ર અન્વય છે એ બાબત ફક્ત ૪૮–૪૯ શ્લોકદ્વયમાંજ નિરૂપી બતાવે છે. બ્રહ્મનું સર્વત્ર અસ્તિત્વ પ્રવેશકત્વ જણુાવાથી, સર્વ સ્વરૂપે બ્રહ્મ છે એવું સાક્ષાત્ મુક્તિનું સાધનભૂત અભેદ જ્ઞાન ઉદય પામે છે જેથી ભગવત્પાદનું તત્સંબંધી નિરૂપણુ નિષ્પ્રયોજન છેજ નહીં.

क्षीरांतर्यद्वदाज्यं मधुरिमाविदितं तत्पृथग्भूतमस्मा
द्भूतेषु ब्रह्म तद्वद्व्यवहृति विदितं श्रांतविश्रांति बीजम्
यं लब्ध्वा लाभमन्यत्तृणमिवमनुते यत्र नोदेतिभीतिः
सांद्रानंदं यदंतः स्फुरति तदमृतं विध्यतो ह्यन्यदार्तम्
॥ ४८ ॥

**ભાવાર્થ:**—મીઠાશથી દુધની અંદર જેમ ઘી છે તેમ જણાય છે છતાં ઘી દૂધથી જુદું છે, એમ મથવાથી માલમ પડે છે તેમ પ્રાણિઓના ચલનાદિ વ્યવહારથી પ્રાણીઓમાં બ્રહ્મ છે એમ જાણવામાં આવે છે અને તે બ્રહ્મ પ્રાણીઓથી જુદું છે એમ સુષુપ્તિમાં સર્વ જીવોને બ્રહ્મમાં વિરામ મળતો હોવાથી માલમ પડે છે. આ બ્રહ્મ કે જેને પામવાથી જ્ઞાનીને બીજા લાભો તૃણ સમાન થાય છે, જે અદ્વિતીય હોવાથી ભેદ અર્થાત્ ભયનો ઉદય થતો નથી અને જે ઘન આનંદથી ભરપૂર સ્વરૂપે અંદર સ્ફુરે છે તે બ્રહ્મનેજ પારમાર્થિક સત્ય માન અને એના વિના ઇતર સઘળાંને બાધિત્ એટલે નશ્વર જાણ. ॥૪૮॥

ओतःप्रोतश्च तंतुष्विह विततपट श्चित्रवर्णेषु चित्रः
तस्मिन् जिज्ञास्यमाने ननुभवति पटः सूत्रमात्रावशेषः।
तद्वद्विश्वं विचित्रं नगनगरनरग्राम पश्वादिरूपं
प्रोतं वैराजरूपे स वियति तदपि ब्रह्मणि प्रोतमोतम् ४९

**ભાવાર્થઃ—જેમ રંગબેરંગી વર્ણવાળા તંતુઓમાં આળેખેલું વસ્ત્ર તાણાવાણારૂપે રહેલું ( ઓતપ્રોત ) દેખાય છે પણ સૂક્ષ્મરીતે વસ્ત્ર સંબંધે વિચારીએ તો તે વસ્ત્ર કાંઇ પણ અવશેષ નહીં રહેતાં માત્ર તંતુઓજ અવશેષ રહે છે. આજ પ્રકારે પર્વત, શહેર, મનુષ્ય, ગ્રામ અને પશ્વાદિઓ રૂપ આ વિચિત્ર જગત્ વિરાટ્ સ્વરૂપમાં ઓતપ્રોત રહ્યું છે, વિરાટ્ આકાશમાં ઓતપ્રોત રહ્યું છે અને આકાશ પણ પરબ્રહ્મમાં ઓતપ્રોત છે અર્થાત્ જગતથી આકાશ સુધીનાં દ્રવ્યો સૂક્ષ્મતર વિચાર કરવામાં આવે તો એ સઘળું કાંઇ પણ અવશેષ નહીં રહેતાં બ્રહ્મ જ કેવળ અવશેષ રહે છે. ( તંતુ વિના વસ્ત્ર એ કશું નથી તેમ બ્રહ્મ વિના જગત એવો પદાર્થજ નથી એમ સમજવું.) ॥૪૬॥**

## विवेचन.

જેમ સમુદ્રમાં પરપોટા તરંગ અને ફીણ ભેદ કે અભેદ રૂપે કહી શકાતાં નથી તેમ બ્રહ્મમાં જગત્ ભેદ કે અભેદરૂપે કહ્યું જાય તેવું નથી. વ્યવહારમાં શાંત વૃત્તિઓમાં જે જે સુખ ભાન થાય છે તે બ્રહ્મજ છે. આ દશ્યમાન સર્વ બ્રહ્મ છે એમ શ્રુતિ પણ કહે છે. સચ્ચિદાનંદ સ્વરૂપે કરી બ્રહ્મજ સર્વત્ર વ્યાપક છે. સુષુપ્તિમાં સામગ્રી વિના સુખનું ભાન તે સુષુપ્તિના સુખના અનુભવરૂપ બ્રહ્મજ છે. બ્રહ્મ પોતાના સત્ ચિત્ અને આનંદ અંશથી સર્વમાં અન્વયરૂપે રહ્યું છે અને તેમાં નામ રૂપાત્મક રચનાનો વ્યતિરેક હોવાથી બ્રહ્મ સિવાય નામરૂપ જગત્ કાંઇ છેજ નહીં કારણ કે બ્રહ્મજ જગત્ રૂપે દોરડીનાં સર્પત્વની જેમ દેખાય છે એથી વાસ્તવીક બ્રહ્મજ એક અદ્વિતીય અને સત્ય છે, સેંકડો શ્રુતિઓ પણ સર્વત્ર બ્રહ્મનાંજ સર્વાત્મકત્વને કહે છે જેથી બ્રહ્મ સિવાય ઇતર જગત્ એવી કોઇ વસ્તુ છેજ નહીં. તંતુઓમાં ચિત્ર વિચિત્રપણાંથી જે વસ્ત્ર ભાસે છે તેમાં ખરૂં જોતાં તંતુ સિવાય અન્ય કાંઇ છેજ

નહીં તેમ બ્રહ્મજ પોતાની માયા શક્તિ વડે ચિત્ર વિચિત્ર નામરૂપાદિવાળું જણાય છે પરંતુ ખરૂં જોતાં બ્રહ્મથી બ્રહ્મની શક્તિ અન્ય ન હોવાથી સઘળું બ્રહ્મજ ઓતપ્રોત થઇ રહેલું છે. આકાશાદિ તમામ રચના બ્રહ્મમાં બ્રહ્મનાં અજ્ઞાનથી મિથ્યા પ્રતીત થાય છે પરંતુ બ્રહ્મજ્ઞાન થયા પછી બ્રહ્મ સિવાય ઇતર પદાર્થ પ્રતીત થતો જોયો પણ નથી. બ્રહ્મજ સર્વસ્વરૂપે સર્વાકારે વ્યક્તભાવ પામ્યું છતાં વાસ્તવીક અવ્યક્તરૂપે તેની અનુવૃત્તિ છે અને નામ રૂપ જે વ્યક્ત તેની પરસ્પર વ્યાવૃત્તિ થતી હોવાથી પરીણામે એકજ અદ્વય બ્રહ્મ અવશિષ્ટ રહે છે. આકાશમાં સત્ ચિત્ અને આનંદની અનુવૃત્તિ છે કારણ કે આકાશના વિના પણ સચ્ચિદાનંદ અનુભવાય છે અને આકાશના અભાવ પછી તો જે કોઇ શૂન્ય છે એમ કહે છે તે અભાવ વસ્તુજ નથી પરંતુ અભાવના વિશેષ્યપણામાં જે વસ્તુ પ્રતીત થાય છે તે આકાશથી પર કાંઇ છે એમ અનુભવમાં આવતી સદ્વસ્તુ છે. આ સદ્વસ્તુ તેજ બ્રહ્મ છે. સર્વનો અભાવ છતાં પણ છેવટ ભાવ રૂપે કાંઇ છે, એમ અનુભવ તે અનુભવ પોતેજ બ્રહ્મ સ્વરૂપ છે અર્થાત્ અન્વય વ્યતિરેક યુક્તિથી પણ બ્રહ્મજ એક અવશેષ રહેતું હોવાથી તેનેજ સત્યરૂપ જાણી વિચારવું.

रुपं रुपं प्रतीदं प्रतिफलनवशात्प्रातिरुप्यं प्रपेदे
ह्येकोद्रष्टा द्वितीयो भवति च सलिले सर्वतोऽनंतरुपः ।
इंद्रो मायाभि रास्ते श्रुतिरिति वदति व्यापकं ब्रह्मतस्मा
ज्जीवत्वं यात्य कस्मा दति विमलतरे बिंबितं बुद्ध्युपाधौ
॥ ५० ॥

**ભાવાર્થઃ**—પ્રતિકૂળપણાંવડે કરીને અર્થાત્ પ્રત્યેક બુદ્ધિ કે અવિદ્યામાં પ્રતિબિંબિત થવાના કારણથી બ્રહ્મજ અનેક જીવો-

રૂપ થયું છે, એકજ પ્રકાશરૂપ આત્મચૈતન્ય અવિદ્યા અથવા બુદ્ધિરૂપ જળમાં પ્રતિબિંબપણાંને પામીને જીવરૂપ થયું છે અને અવિદ્યાને લીધે પરમાત્માજ સર્વ અનંત જીવોરૂપે પ્રતીત થાય છે એ પ્રકારની ભગવતી શ્રુતિની વાણીથી સિદ્ધજ છે કે વ્યાપક બ્રહ્મ અકસ્માત અત્યંત વિશુદ્ધા બુદ્ધિરૂપ અથવા વિદ્યારૂપ ઉપાધિમાં પ્રતિબીંબિત થવાના કારણથી જીવત્વને પામે છે. ॥૫૦॥

## विवेचन.

**रूपं रूपं प्रतीरूपो बभूव.** ० । એ ઋગ્વેદના સૂત્રમાં બ્રહ્મ રૂપ રૂપ પ્રત્યે ( દેહ દેહમાં ) પ્રતિરૂપ થાય છે એ કહ્યું છે. વેદાંતસૂત્રમાં પણ **उपमा सूर्यकेत्यादि** । જળમાં જણાતા સૂર્યનું દૃષ્ટાંત આપ્યું છે વાસ્તે જીવ બ્રહ્મનો અંશ ઘટતો નથી પરંતુ જળમાં સૂર્યની પ્રતિછાયાની જેમ બ્રહ્મના પ્રતિબીંબરૂપજ બ્રહ્મજ જીવ થાય છે. અવિદ્યામાં બ્રહ્મનું પ્રતિબીંબ તેજ જીવ છે. આવા પ્રકારની અવિદ્યાને લીધેજ પરમાત્માજ બુદ્ધિરૂપ જળમાં પ્રતિબીંબપણાંને પામીને અનેક જીવરૂપ પ્રતીત થાય છે. શ્રુતિ પણ વ્યાપક બ્રહ્મનેજ અકસ્માત જીવત્વ પ્રાપ્ત થાય છે એમ કહે છે. જેમ ચંદ્ર સ્વરૂપથી તો એકજ છે છતાં જળથી ભરેલા ઘડામાં, તળાવમાં કે નદીમાં અનેક પ્રકારે ભાસેછે તેમ બ્રહ્મજ એકજ છે તોપણ મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, ભૃંગ આદિ શરીરરૂપી ઉપાધિથી અનેકરૂપ ભાસે છે. **આચાર્ય ભગવાન** એકાવનમા શ્લોકમાં ઋગ્વેદનો અનુવાદ કહે છે અને એથી એમ બતાવે છે કે પરમાત્મા 'બ્રહ્મનો અંશ જીવ નથી પરંતુ બ્રહ્મજ જીવરૂપે પ્રતીત થાય છે.'

तज्ज्ञाः पश्यंति बुद्ध्या परमबलवतो माययाक्तं पतंगं
बुद्धावंतःसमुद्रे प्रतिफलितमरीच्यास्पदं वेधसस्तम्

यादृग्यावानुपाधिः प्रतिफलति तथा ब्रह्मतस्मिन्यथास्यं
प्रासादर्शानुरुपं प्रतिफलतियथा वस्थितं तत्सदैवम्

॥ ५१ ॥

**ભાવાર્થઃ**—પરમ બળવાન પરમાત્માની માયાવડે મોહ પામેલો જીવ કે જે જન્માદિમાં પતન પામતો દેખાય છે તેનું સ્વરૂપ વિચારતાં તે બુદ્ધિની અંદર પ્રતિબિંબિત થએલાં પરમાત્માનાં કિરણો વિના બીજું કાંઇપણ નથી એમ વિચારશક્તિથી વિદ્વાનોએ નિર્ણય કર્યો છે. જેવો અરીસો હોય તે પ્રમાણે મુખ તેમાં પ્રતિબિંબિત થાય છે પણ પોતે તે જેવું હોય તેવુંજ રહે છે તેમ બ્રહ્મ (સત્વ--તમ--રજોગુણવાળી) જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે તેમાં પ્રતિભાસે છે પણ પોતે તો જેવું છે તેવુંજ સદા રહે છે. ॥ ૫૧ ॥.

## વિવેચન.

માયાથી મોહ પામેલો જીવ જન્માદિ પામ્યા કરે છે છતાં તેના સ્વરૂપનો વિચાર કરવામાં આવે તો તે બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલાં પરમાત્માનાં કીરણો વિના બીજો કોઇ નથી, એમ જ્ઞાની પુરૂષોએ નિશ્ચય કર્યો છે. જેવો અરીસો હોય તેવું મુખ દેખાય એ ન્યાય છે પરંતુ તેથી મુખનાં મૂળરૂપમાં ફેરફાર થતોજ નથી. અરીસાનાં કારણથી મુખની ગમે તેવી આકૃતિ જણાય તોપણ મુખ તો તેવું અને તેવુંજ રહે છે તેમ સત્વ રજ અને તમઃ એમ ત્રિગુણી બુદ્ધિમાં—અર્થાત્ ન્યૂનાધિક ભાવથી જે ગુણ પ્રધાન હોય તેવી રાજસી—તામસી—કે સાત્વીક બુદ્ધિમાં બ્રહ્મ પ્રતિભાસે છે તેથી તે બ્રહ્મ અરીસાનાં મુખની જેમ દેવ માનવ પશુ કીટ ભૃંગ ઇત્યાદિ અનેક આકૃતિ-

વાળો પ્રતીત થાય છે પરંતુ જેમ અરીસાનું મુખ જુદું હોવાથી મુખ મૂળ સ્વરૂપે બદલાતું નથી તેમ બ્રહ્મ ઉપાધિમાં પ્રતિબિંબિત થવાથી ગમે તેવો પ્રતીત થાય તોપણ તેનું મૂળ સ્વરૂપ તો તેવું અને તેવુંજ રહે છે જેથી બ્રહ્મમાં જીવત્વ પ્રતીત થવાથી બ્રહ્મમાં વિકાર થનોજ નથી વાસ્તે વિધવિધ-રૂપે બ્રહ્મજ ઉપાધિ પ્રમાણે પ્રતીત થવા છતાં પોતાનું મૂળ સ્વરૂપ બદલતોજ નથી.

एकोभानुस्तदर्थं प्रतिफलनवशा द्यस्त्वनेकोदकांत
नानात्वं यात्युपाधिस्थितिगतिसमतां चापितद्वत्परात्मा
भूतेषूच्चावचेषु प्रतिफलितइवाभाति तावत्स्वभावा
वच्छिन्नोयः परंतु स्फुटमनुपहतो भाति तावत्स्वभावैः
॥ ५२ ॥

**ભાવાર્થ**:—અનેક જળમાં પ્રતિબિંબત થઈને જેમ એકજ સૂર્ય અનેકરૂપ ભાસે છે, એને ઉપાધિઓની (ભિન્ન ભિન્ન જ-ળોની) જે રીતે સ્થિતિઓ કે ગતિઓ હોય છે તે રીતે તેવી ગતિ કે સ્થિતિવાળો થાય છે તેમજ એકજ પરાત્મા ઉંચી નીચી અનેક યોનિઓમાં પ્રતિબિંબિત થવાથી તે તે યોનિયોમાંના અ-નેક જીવ રૂપ થાય છે અને જે પ્રમાણે ઉપાધિઓની (બુદ્ધિ-ઓની) શુદ્ધતા કે મલીનતા ઈત્યાદિ હોય તે પ્રમાણે મલિનતા શુદ્ધતા રૂપ સ્વભાવવાળો થાય છે. પરંતુ ખરી રીતે તપાસતાં જેમ સૂર્ય ઉપાધિના કોઇ પણ ધર્મથી ઉપઘાત નહીં પામી પ્ર-કાશે છે તેમ પરમાત્મા પણ ઉપાધિના કોઈ પણ ધર્મમાં ઉપ-ઘાત નહીં પામતો પ્રકાશે છે. ॥ ૫૨ ॥

## विवेचन.

નાના પ્રકારની દેહાદિ ઉપાધિથી એકજ પરાત્મા તે તે ઉપાધિ ભેદે જુદા જુદા ધર્મવાળો દેખાય છે પરતુ જેમ આકાશ ઘડાના ધર્મથી લેપાતું નથી તેમ દેહાદિ ઉપાધિ ધર્મ આત્માને સ્પર્શ કરી શકતાજ નથી. વૃક્ષાદિની ચાલન ગતિ વહાણમાં બેસનારાને ભલે દેખાય પરંતુ તેથી વૃક્ષાદિ કે જે ગતિ-વિનાનાં છે તેને વિકાર નથી પરંતુ પ્રેક્ષકની દૃષ્ટિને વિકાર થાય છે તેમ અ-ન્યોન્યાધ્યાસથી આત્મામાં જડ ધર્મોનો સંગ ભ્રાંતિરૂપે ભલે પ્રતીત થાય પણ તેથી આત્મા તો અસંગજ છે. બુદ્ધિની શુદ્ધતા કે મલીનતાના યોગે એકજ આત્મામાં નાના ભેદો ભાસે છે તે બુદ્ધિના છે પરંતુ આત્માના નથી જ. સ્થીર કે અસ્થીર જળની ઉપાધિથી સૂર્યાદિની ગતિ માનવામાં આવે તો માનનારાનાં નેત્રોને વિકાર છે પણ સૂર્યાદિને વિકાર નથી. એક ચંદ્રમાં અને-કત્વ દેખાય તેથી નેત્રને દોષ છે પરંતુ ચંદ્રને નથી તેમ એકજ પરમાત્મામાં પોતાની બુદ્ધિના વિકારથી ભિન્ન ભિન્ન પ્રતીતી થાય તેથી પરમાત્મા ભેદનો વિષય કહી શકાશેજ નહીં અર્થાત્ આત્મા તો અસંગતજ છે.

**यद्वत्पीयूषरश्मौ दिनकरकिरणै बिंबितै रेति सांद्रम्**
**नाशंनैशं तमिस्त्रं गृहगतमथवा मूर्च्छितैःकांस्यपात्रे।**
**तद्वद्बुद्धौ परात्मद्युतिभिरनुपदं बिंबिताभिः समंता**
**द्भासंते हींद्रियास्यप्रभृतिभिरनिशं रुपमुख्याःपदार्थाः**
**॥ ५३.॥**

**ભાવાર્થઃ**—જે પ્રકારે ચંદ્રમામાં પ્રતિબિંબિત થયેલાં સૂર્ય-નાં કિરણથી રાત્રીનું ગાઢ અંધારૂ નિવૃત્તિ પામી પ્રકાશ થાય છે

અને જેમ દિવસમાં કાંસાનાં ઠામમાં પ્રતિબિંબિત થયેલાં સૂર્યનાં કીરણોથી ઘરમાંનું અંધારૂં નાશ પામી પ્રકાશ થાય છે તેમ બુદ્ધિમાં પ્રતિબિંબિત થયેલાં અને એકદમ ઇંદ્રિયોના વાટે બાહ્ય પ્રસરેલાં પરમાત્માનાં કિરણોથી સર્વદા રૂપ આદિ પદાર્થોનું અજ્ઞાન નાશ પામી જ્ઞાન થાય છે. ॥ ૫૩ ॥

## विवेचन.

પદાર્થનું જ્ઞાન થવામાં પણ બ્રહ્મજ કારણ ભૂત છે કારણ કે બ્રહ્મના સામાન્ય પ્રકાશ વિના વસ્તુઓનો પ્રકાશ સંભવતોજ નથી. જેમ ચંદ્રમામાં સૂર્યનાં કિરણોનું પ્રતિબીંબ થવાના કારણથી રાત્રીનું અઘોર અંધારૂં નાશ પામે છે. પરંતુ સૂર્યનાં કિરણોની છાયા વિનાનો ચંદ્રમા પ્રકાશ પાડી શકતોજ નથી તેમ બ્રહ્મની સામાન્ય સ્વયંપ્રકાશ જ્યોતિથીજ સૂર્યચંદ્રાદિ બીંબવાળું આકાશ, અને આ સ્થાવર જંગમાત્મક બ્રહ્માંડ પ્રકાશવંત છે. બ્રહ્મના ભાસવાથીજ આ સઘળું પ્રકાશે છે પરંતુ બ્રહ્મને કોઇ પણ પદાર્થ પ્રકાશી શકતોજ નથી. બ્રહ્મનાં સ્વયંપ્રકાશપણાંનો નિશ્ચય થવામાં અનુભવજ કારણરૂપ છે કારણ કે પરપ્રકાશ્ય પદાર્થોથી બ્રહ્મની સ્વયંપ્રકાશના સિદ્ધ થાય તેમ નથી. ઇંદ્રિયોદ્વારા બ્રહ્મનાં પ્રતિબિંબિત કીરણો–ચિદાભાસથી પદાર્થ પ્રકાશે છે અને આ પ્રમાણે જેના હોવાથી આખું બ્રહ્માંડ છે તે પરબ્રહ્મને કોઇ પણ પ્રમાણવડે જાણી શકાય તેમ નથી.

આ અનાદિ અજ્ઞાન પણ તે પરમાત્માના જ્ઞાનથીજ શાંત થાય છે વાસ્તેજ બ્રહ્મવિદ્યાનેજ મોક્ષનું સાક્ષાત સાધન કહેવામાં આવે છે. **આચાર્ય ભગવાન** ઉપાધિમાં બ્રહ્મની પ્રતીતિ કેવા પ્રકારે થાય છે તે સંબંધે કથન કરે છે. ( **ભગવત્પાદના** શ્લોકોના આશયપર વિશાળ વિવેચનની જરૂર જણાતાં આ સ્થળમાં જે જે વાત કહેવામાં આવે છે તે માત્ર ઉપલક–સ્થૂલ દૃષ્ટિથીજ સમજવી. )

पूर्णात्मानात्मभेदान्त्रिविधमिहपरं बुद्ध्यवच्छिन्न मन्य
त्तत्रैवाभासमात्रं गगनमिवजले त्रिप्रकारं विभाति ।
अंभोवच्छिन्नमस्मिन्प्रतिफलितमतः पाथसोंतर्बहिश्च
पूर्णावच्छिन्नयोगे व्रजाति लयमविद्यास्वकार्यैःसहैव.

॥ ५४ ॥

**ભાવાર્થઃ**—જે પ્રકારે જળવડે ઢંકાયેલું, જળમાં પ્રતિબિંબિત થએલું. અને જળની અંદર તેમજ બહાર રહેલું એમ ત્રણ પ્રકારનું આકાશ જણાય છે તે પ્રકારે અવિદ્યાથી અવિચ્છિન્ન ( અવચ્છેદ પામેલું ), અવિદ્યામાં પ્રતિબિંબિત થએલું, અને અવિદ્યાની અંદર તેમજ બહાર પણ રહેલું એવી રીતે બ્રહ્મ પણ ત્રણ પ્રકારનું દેખાય છે. બ્રહ્મનાં આ ત્રણ રૂપોમાં પ્રથમ રૂપ આત્મા-સાક્ષી છે, બીજું રૂપ ચિદાભાસ-અનાત્મા છે, અને ત્રીજું રૂપ પૂર્ણ છે. પૂર્ણ રૂપનું અને અવિચ્છિન્ન રૂપનું જ્યારે એકપણું જણાય ત્યારે અવિદ્યારૂપ ઉપાધિ પોતાનાં પ્રતિબિંબાદિક કાર્યોની સાથેજ લય પામે છે. ॥૫૪॥

**વિવેચન.**

**આચાર્ય ભગવાન** આ ચોપનમા શ્લોકમાં એકજ પરમ તત્વના ઉપાધિયોગે અનેક ભેદ ભાસે છે તે સંબંધે વિવેચન કરી ઉપાધિનો અવિદ્યાથી નાશ થતાં એકજ આત્મારૂપ બ્રહ્મ અવશેષ રહે છે એ કહે છે. પ્રથમ તો પૂર્ણરૂપ પણાંવડે કરીને, સાક્ષિરૂપપણાંવડે કરીને અને આભાસવડે કરીને બ્રહ્મનાં ત્રણરૂપ પ્રતીત થાય છે. જેમ ઘડાની અંદર બહાર આકાશ છે .

બ્રહ્મનું પૂર્ણરૂપ છે. જેમ એકજ પિતા પુત્રનો પિતા અને પૌત્રનો પ્રપિતામહ થાય છે અને જેમ સૂર્યની છાયાઓ સર્વત્ર જળમાં અનેક ભાસે છે છતાં સૂર્ય તટસ્થ છે તેમ બીજું કુટસ્થરૂપ–સાક્ષિરૂપ છે, આ કુટસ્થ સ્વરૂપ બ્રહ્મનું પ્રતિબીંબરૂપ નથી પરંતુ બ્રહ્મરૂપજ છે. ત્રીજું કુટસ્થનો જેમાં પ્રતિબીંબ છે એટલે કે જે કુટસ્થ નથી તેવું ચિદાભાસરૂપ છે. ચિદાભાસરૂપ અનાત્મા કહેવાય અને કુટસ્થરૂપ અને પૂર્ણરૂપ ચૈતન્ય–બ્રહ્મ–આત્મા કહેવાય છે. આ પ્રમાણે જેમ પિતા અને પ્રપિતામહની એકતા છે તેમ બ્રહ્મ અને કુટસ્થની એકતા છે, અનાત્મા–ચિદાભાસ તો મિથ્યા છે. આ પ્રકારે બ્રહ્મનાં ત્રણ રૂપમાં બ્રહ્મ અને કુટસ્થની પારમાર્થિક સત્તા છે અને ચિદાભાસ અનાત્માની પ્રાતિભાસિક સત્તા છે. ઉભય સત્તાવડે કરીને ત્રણ પ્રકારની બ્રહ્મની પ્રતીતિ ખરૂં જોતાં બે પ્રકારની જણાય છે. એક બ્રહ્મ અને બીજું ચિદાભાસરૂપ જડ. કુટસ્થ સાક્ષિનો સાક્ષ્ય ભાવ મટયા પછી બ્રહ્મ અને કુટસ્થની એકતા થતાં એકજ બ્રહ્મ અવશેષ રહે છે કારણ કે સાક્ષિપણું જ્યારે ચિદાભાસ–અનાત્મા કે જે અવિદ્યાનું પરીણામ છે તે અવિદ્યાનો નાશ થયા પછીજ ટળી જાય છે. કુટસ્થ અને બ્રહ્મની મુખ્ય સામાનાધિકરણ્યથી એકતા છે અને બ્રહ્મ અને અનાત્મા જડની બાધ સામાનાધિકરણ્યથી એકતા છે આવી રીતે એકજ બ્રહ્મ અદ્વિતીય છે એમ જાણવામાં પ્રથમ પ્રપંચનો બાધ, પછી સાક્ષિ--કુટસ્થનાં સાક્ષિપણાંની નિવૃત્તિ અને પછી એકજ બ્રહ્મ છે એવો અનુભવ એમ ત્રણ પ્રકારની ક્રમપદ્ધતિ છે. પારમાર્થિક સત્તામાં પ્રાતિભાસિક સૃષ્ટિ–જીવ–ઈશ્વર–જગત્–માયા આદિ પ્રપંચનો બાધ સામાનાધિકરણ્યથી અભેદ થાય છે એટલે કે પ્રાતિભાસિક મિથ્યા છે તેનો નિઃશેષ લય થયા પછી એકજ બ્રહ્મ અવશેષ રહે છે.

## ब्रह्ममां जगतनुं विवर्तपणुं.

ઘડો કુંભારથી ઉત્પન્ન થયો છે તે કુંભારથી જૂદો છે એવી શંકાને

અવસર નથી. જેમ ઘટમાં મૃત્તિકા ઉપાદાન છે તેમ જગતમાં બ્રહ્મ ઉપાદાન છે, પણ કુંભારની પેઠે નિમિત્ત કારણ નથી કેમકે ઘટની સ્થિતિ અને લય કુંભારમાં નહીં પણ મૃત્તિકામાં થાય છે તેમ સ્થિતિ અને લય જે બ્રહ્મમાંજ થાય છે તે બ્રહ્મ જગતનું ઉપાદાન છે. ઉપાદાનના ત્રણ પ્રકાર છે, વિવર્ત, પરિણામી અને આરંભક. આ ત્રણ ઉપાદાન કારણમાંથી પરીણામી ઉપાદાન અને આરંભક ઉપાદાન એ બ્રહ્મ કે જે નિરવયવ છે તેમાં ઘટતાં નથી. વિવર્ત ઉપાદાનજ નિરવયવ બ્રહ્મમાં સંભવે છે. જેમ તંતુથી પટની ઉત્પત્તિ છે ને તંતુ તથા પટ ભિન્ન જણાય છે તેમ **આરંભવાદીઓ** અન્ય થકી અન્યની ઉત્પત્તિ કહે છે. એક વસ્તુને અન્ય અવસ્થાની પ્રાપ્તિ છે તે પરીણામ કહેવાય છે. જેમ દુધનું દહીં, માટીનો ઘડો અને સોનાનું કડું થાય છે તેમ એક અવસ્થામાં ઇતર અવસ્થાનું ભાન થવું તે વિવર્ત કહેવાય છે. જેમ દોરીમાં સર્પબુદ્ધિ થાય છે તેમ આ વિવર્ત નિરવયવમાં પણ થાય છે. જેમ નિરવયવ આકાશમાં મલીનપણાંની કલ્પના કરવામાં આવે છે તેમ અન્યથી અન્યની ઉત્પત્તિ થવી એવો **આરંભવાદ** સાવયવ વસ્તુમાં સંભવે છે તેથી બ્રહ્મની અંદર તેવું કારણ સ્વીકારાતું નથી. એકજ વસ્તુને પૂર્વ અવસ્થાના ત્યાગપૂર્વક અન્ય અવસ્થાની પ્રાપ્તિરૂપ **પરીણામવાદ** પણ સાવયવ વસ્તુમાં ઘટે છે તેથી મૂળ અવસ્થાના ત્યાગ વિના અવસ્થાંતરની પ્રાપ્તિરૂપ **વિવર્તવાદ** સાવયવવસ્તુમાં અને નિરવયવ વસ્તુમાં ઘટે છે. આ પ્રકારે બ્રહ્મમાં જગતનો **વિવર્તકારણવાદ** ઘટે છે કારણ કે બ્રહ્મ નિરવયવ છે. બ્રહ્મમાં કલ્પિત જગત્ ઇંદ્રજાળની જેમ માયા શકિતથી કલ્પાએલું છે. શક્તિ **શક્તિ** માનથી જૂદી નથી કારણ કે અગ્નિ આદિનાં સ્વરૂપથી તેઓની શક્તિ જૂદી જણાતી નથી, તેમ પ્રતિબંધ જોવામાં આવવાથી શક્તિનો શક્તિમાનની સાથે અભેદ પણ નથી. જો શક્તિનો અભાવ માનવામાં આવે તો પ્રતિબંધ કોનો માનવો ! વાસ્તે શક્તિની ભેદાભેદતા—અનિર્વચનીયતા નિરૂપી શકાય તેવી નથી. કાર્યના અભાવથી પ્રતિબંધક જણાય છે અને કાર્યના ભાવ ઉપ-

રથી શક્તિ જણાય છે. અગ્નિ બળતો હોય છતાં દાહ ન થાય ત્યારે મંત્રાદિની પ્રતિબંધકતા સમજવી. મુનિઓ અને વેદો સ્વયંપ્રકાશ ચિદાત્માની શક્તિને ( पराऽस्य शक्ति र्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञान बल क्रिया च ) પોતાના કાર્યરૂપ ગુણોથી ગુપ્ત-વીંટાયેલી કહે છે. હવે બ્રહ્મ જ્યારે જે શક્તિએ કરીને વિકાસ પામે છે ત્યારે તે માયાશક્તિ અભિવ્યક્તિને પ્રાપ્ત થાય છે. શરીરમાં બ્રહ્મની ચિચ્છક્તિ, વાયુમાં સ્પંદ શક્તિ, પાષાણમાં દૃઢતા શક્તિ, અગ્નિમાં દાહ શકિત, જળમાં દ્રવ શક્તિ, આકાશમાં શૂન્ય શક્તિ અને વિલયમાં લય શક્તિ પ્રતીત થાય છે. બીજમાં જેમ ફળ-પત્ર-શાખા-વિટપ અને મૂળવાળું વૃક્ષ જેમ રહ્યું હોય છે તેમ આ બ્રહ્મરૂપ બીજમાં જગત્ દેખાય છે. બ્રહ્મથી દેશ અને કાલની વિચિત્રતાથી કોઇ દેશમાં, કોઇ કાલમાં કેટલીક શક્તિઓ ઉત્પન્ન થાય છે. આ આત્મા બ્રહ્મ છે, નિત્ય ઉદિત અને મહાસ્વરૂપવાળો છે. આ આત્મા જ્યારે થોડી મનની શક્તિને ધારણ કરે છે ત્યારે તે મન, કહેવાય છે. મન થવાથી પછી બંધ મોક્ષની દૃષ્ટિ થાય છે, પછી જેનું નામ ભુવન છે એ પ્રકારે આ પર્વત નગર નદીરૂપે રહેલાં આ જગતની સ્થિતિ બને છે. આ માયારૂપ શક્તિ પોતાનાં કાર્યથી અને આશ્રયથી વિલક્ષણ છે. મૃત્તિકાની શક્તિનો મૃત્તિકા આશ્રય છે તેમ માયાશક્તિ નથી પરંતુ તે તો જેવી છે તેવી અચિંત્ય છે કારણ કે તે શક્તિ કાર્યની ઉત્પત્તિ પહેલાં અને પછી પણ હોય છે. આ પ્રમાણે બ્રહ્મથી બ્રહ્મની શક્તિ ભિન્ન અભિન્ન ન હોવાને લઇને તે રજ્જુ સર્પ સંબંધની જેમ બ્રહ્મમાં કલ્પિત તાદાત્મ્ય સંબંધવાળી છે જેથી જેમ રજ્જુમાં કલ્પેલો સર્પ જેમ રજ્જુરૂપ છે તેમ બ્રહ્મમાં કલ્પેલી શક્તિ બ્રહ્મ રૂપ છે. શકિત અને તેનું કાર્ય તેનો આ પ્રમાણે કલ્પિત તાદાત્મ્ય સંબંધ હોવાથી બ્રહ્મમાં બ્રહ્માંડનું વિવર્તપણું છે એટલે કે બ્રહ્મથી કલ્પિત ભિન્ન કાંઇ બ્રહ્માંડ છેજ નહીં તેથી પ્રપંચનો બાધ થવાથી કુટસ્થમાં પ્રપંચના ભાસવાથી સાક્ષીપણું, દ્રષ્ટાપણું, નિષ્પ્રપંચપણું ઇત્યાદિ ગુણોની કલ્પનારૂપ ઉપાધિઓ નિવૃત્ત થવાથી અવિદ્યા મૂળેજ

નથી તો પછી તેનાથી અવચ્છેદ પામવાનું ક્યાં રહે છે તેથી કુટસ્થ અને બ્રહ્મની એકતા થાય છે. પ્રપંચના ભાસવાથી સાક્ષિરૂપે બ્રહ્મજ કુટસ્થરૂપે પ્રતીત થાય છે પરંતુ પ્રપંચનો બાધ થવાથી અવિદ્યા પોતાનાં કાર્ય સહીત નિઃશેષ લય પામતાં એકજ બ્રહ્મ અવશેષ રહે છે એવો ચોપનમા શ્લોકમાં ભગવત્પાદનો અભિપ્રાય છે. પ્રપંચનું મિથ્યાપણું અન્વય વ્યતિરેક પ્રકારથી, અધ્યારોપાપવાદ ક્રમથી, દેહ—અવસ્થા—કોષ—ભૂત આદિના વિવેકદ્વારા મહાવાક્યનાં જ્ઞાનથી, સ્વપ્ન દૃષ્ટાંતથી, નામ રૂપનો ત્યાગ કરવાથી અને બીજા અનેક પ્રકારથી સિદ્ધ થતું હોવાથી વાસ્તવીક બ્રહ્મજ અવશેષ રહે છે. ઉપાધિ ભેદે બ્રહ્મ કુટસ્થ કહેવાય છે. ઇશ્વર કહેવાય છે, જીવ કહેવાય છે, ચિદાભાસ—અનાત્મા કહેવાય છે પરંતુ નામરૂપ ઉપાધિનો ત્યાગ થતાં કેવળ અદ્વૈતરૂપ ચેતન માત્ર બ્રહ્મજ રહે છે અને આજ ઉદ્દેશથી सर्वं खल्विदं ब्रह्म આદિ અનેક શ્રુતિઓમાં બ્રહ્મનું સર્વાત્મકપણું તથા અદ્વિતીયપણું પ્રતિપાદન કરેલું છે. ભગવાન સૂત્રાત્મારૂપથી બ્રહ્મનું બોધન થવા પંચાવનમો શ્લોક કહે છે.

**दृश्यंते दारुनार्यो युगपदगणिता स्तंभसूत्र प्रयुक्ताः**
**संगीतं दर्शयंत्यो व्यवहृति मपरां लोकसिद्धांच सर्वाम् ।**
**सर्वत्रानुप्रविष्टा दभिनवविभवा द्यावदर्थानुबंधा**
**त्तद्वत्सूत्रात्म संज्ञाव्यवहरति जगद्भूर्भुवः स्वर्महांतम् ५५**

**ભાવાર્થઃ**—જેમ કારીગરે રચેલા સ્તંભની અંદરના સૂત્રવડે કરીને તાલાદિકના નિયમ પ્રમાણે ગતિ આપ્યાથી લાકડાંની અનેક પુતળીઓ સાથે મળી સંગીત કરે છે અને ઇતર પણ સઘળા લોકવિદિત વ્યવહારો (હાવભાવ વિગેરે) કરે છે તેમ સર્વત્ર ઓત પ્રોત રહેલા, અતર્ક્ય શક્તિવાળા અને જેટલા નિયમનું

પ્રયોજન જે વ્યવહારમાં ઘટી શકે તે વ્યવહારમાં તેટલાજ નિયમ સંબંધથી પ્રવર્તનારા સૂત્રાત્મા નામના પરમાત્માએ ગતિ આપ્યાથી પૃથ્વી, આકાશ, સ્વર્ગ તથા મહર્લોક વિગેરે સમસ્ત જગત્ વ્યવહાર કરે છે. ॥૫૫॥

## विवेचन.

જેમ ચિત્રપટમાં અર્થાત્ ચિત્રેલા પડદામાં ચાર સ્થિતિ જોવામાં આવે છે તેમ પરમાત્મામાં પણ ચાર અવસ્થા છે. ધૌત ઘટ્ટિત, લાંછિત અને રંજિત એ ચાર ચિત્રપટની અવસ્થા છે તેમ પરમાત્મા પણ શુદ્ધ ચેતન, અંતર્યામી, સૂત્રાત્મા તથા વિરાટાત્મા કહેવાય છે. માયારહિત હોવાને લઇ ચિત્ કહેવાય છે, માયાના સંબંધયુક્ત અંતર્યામી કહેવાય છે, સર્વને ક્રિયામાં પ્રવર્તાવનાર સૂક્ષ્મ સૃષ્ટિવડે તે સૂત્રાત્મા કહેવાય છે અને સ્થૂલ સૃષ્ટિએ વિરાટ કહેવાય છે. બ્રહ્માથી તૃણ પર્યંત ક્રિયા શક્તિ આપનાર આ પરમાત્માજ છે અને તે જડ ચૈતન્યમાં, ઉત્તમ અધમ ભાવે પટમાં ચિત્રની પેઠે રહેલા છે, ચીત્રમાં ચિત્રેલાં મનુષ્યનાં ભિન્ન ભિન્ન વસ્ત્રના આભાસ ચિત્રના આધાર વસ્ત્રના જેવાજ કલ્પેલા છે તેમ ચૈતન્ય બ્રહ્મમાં કલ્પિત દેહધારીઓના જીવ નામના ભિન્ન ભિન્ન ચિદાભાસો કલ્પાયા છે. તેઓનેજ સુખ દુઃખાદિ લક્ષણવાળો સંસાર પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે લોકવ્યવહારને પ્રવર્તાવનાર સૂત્રાત્માની શક્તિનું માહાત્મ્ય બતાવી ભગવત્પાદ છપ્પન તથા સત્તાવનમા શ્લોકમાં બ્રહ્મનું સત્ય સ્વરૂપ બતાવે છે. સત્યનું પણ બ્રહ્મ સત્ય છે એ વાત વ્યવહાર દૃષ્ટાંતથી સિદ્ધ કરી બતાવે છે.

तत्सत्यं यत्त्रिकालेष्वनुपहतमदः प्राण दिग्व्योम मुख्यं
यस्मिन्विश्रांतमास्ते तदिह निगदितं ब्रह्म सत्यस्य
सत्यम् । नास्त्यन्यात्किं च यद्वत्परमधिकमतो नाम

**सत्यस्य सत्यम् सच्चत्यच्चेति मूर्ताद्युपहितमवरं सत्य मस्यापि सत्यम् ॥ ५६ ॥**

**ભાવાર્થ:**—પ્રાણ–દિશા–તથા વ્યોમાદિ નિરાકાર દ્રવ્યો ત્રણે કાળમાં વિદ્યમાન ગણાય છે વાસ્તે તે સત્ય કહેવાય છે પણ ખરી રીતે તપાસતાં એ સમસ્ત દ્રવ્યો બાધ પામીને તેના અધિષ્ઠાન રૂપ બ્રહ્મમાંજ લય પામી જાય છે, તેથી નિગમાંત શાસ્ત્રમાં બ્રહ્મ સત્યનું પણ સત્ય કહેવાય છે. સત્ય શબ્દનો ખરો અર્થ બ્રહ્મથી અધિક ઈતર કોઈ પણ નથી જેથી બ્રહ્મજ વાસ્તવીક સત્ય છે. સત્ એટલે પૃથ્વી જળ તથા તેજ નામનાં સાકાર દ્રવ્યો અને ત્યત્ એટલે વાયુ અને આકાશ નામનાં નિરાકાર તત્વો, એ સૌના આધાર રૂપ શબલ બ્રહ્મ–શબ્દ બ્રહ્મ સત્ય કહેવાય છે પણ બ્રહ્મ તો શબલ બ્રહ્મની પણ કલ્પનાનું અધિષ્ઠાન હોવાથી તે સત્યનું પણ સત્ય છે. ॥ ૫૬ ॥.

## विवेचन.

વ્યવહારમાં જેમ જેમ પદાર્થની સ્થિતિ ચિરકાળ સ્થાયી હોય તેમ તેમ તે પદાર્થને સત્ય માનવામાં આવે છે. દાખલા તરીકે પ્રાણોને દિશાને, આકાશાદિ નિરાકાર વસ્તુઓને ત્રણે કાળમાં વિદ્યમાન હોવાથી સત્ય કહેવામાં આવે છે પરંતુ આ સઘળી પ્રાતિભાસિક પ્રપંચ—સૃષ્ટિનો તો તેનાં મૂળ કારણ અવિદ્યામાં લય થઈ તે અવિદ્યા પણ રજ્જુમાં કલ્પેલો સર્પ જેમ રજ્જુ જ્ઞાનથી નિવૃત્ત થાય છે તેમ બ્રહ્મમાં કલ્પેલી હોવાથી બ્રહ્મજ્ઞાન થતાં લય પામે છે તો પછી જ્યારે અવિદ્યાજ સત્ય નથી ત્યારે તેનાં કાર્યમાં સત્યતા માનવી એ તો પ્રાકૃત વ્યવહાર દૃષ્ટિથી મનાતું હશે પરંતુ વાસ્તવીક રીતે તો બ્રહ્મથી ઇતર

કોય નથી તેથી બ્રહ્મજ સત્યનું સત્ય કહેવાય છે અર્થાત્ શ્રુતિઓથી સત્યનું ખરૂં લક્ષણ બતાવવા જે વ્યવહારમાં સત્ય કહેવાય છે તે સત્યની પરમાર્થમાં સત્યતા ન હોવાને લીધે વાસ્તવીક સત્ય જે અદ્વૈત બ્રહ્મ છે તેજ સત્યનું પણ સત્ય કહેવાય છે એમ કહી ભગવત્પાદ આ સંબંધમાં સત્તાવનમા શ્લોકમાં ફરીવાર દૃઢતા કરાવવા કથન કરે છે.

यत्किंचिद्भात्यसत्यं व्यवहृति विषये रौप्य सर्पांबु मुख्यम् तद्वै सत्याश्रयेणेत्ययमिहनियमः सावधि लोके सिद्धः। तद्वै सत्यस्य सत्ये जगदखिलमिदं ब्रह्मणि प्राविरासी न्मिथ्याभूतं प्रतीतं भवति खलुयत स्तच्च सत्यं वदंति ॥ ५७ ॥

**ભાવાર્થ**:—વ્યવહારના વિષયોમાં જે કાંઈ છીપમાં રૂપું, રજ્જુમાં સર્પ, તથા કિરણોમાં જળ ઈત્યાદિ અસત્ય પદાર્થોની પ્રતીતિ થાય છે તે છીપ, દોરડી તથા કિરણો ઈત્યાદિ વ્યાવહારિક સત્ય અધિષ્ટાનોનાં અવલંબનથી જ પ્રતીત થાય છે અને જ્યારે અધિષ્ટાનની પ્રતીતિ થાય છે ત્યારે તે સઘળું બાધ પામે છે એવો લોક પ્રસિદ્ધ નિયમ છે. આજ પ્રકારે જે સઘળું જગત મિથ્યા પ્રગટ થએલું બ્રહ્મમાં પ્રતીત થાય છે તે બ્રહ્મરૂપ અધિષ્ટાનના આશ્રયવડેજ ભાસે છે અને જ્યારે બ્રહ્મરૂપ અધિષ્ટાન જાણુવામાં આવે છે ત્યારે આ સઘળું જગત બાધ પામે છે. આ પ્રમાણે વિશ્વ વ્યવહારમાં સત્ય ગણાતાં છતાં પણ તેનું ખરૂં

સ્વરૂપ તો સત્ય બ્રહ્મજ છે વાસ્તે બ્રહ્મને સત્યનું પણ સત્ય કહ્યું છે. ॥ ૫૭ ॥

## विवेचन.

વ્યવહારમાં એક વસ્તુમાં અન્ય વસ્તુની પ્રતીતિ જેમ કે છીપમાં રૂપું, દોરડીમાં સાપ અને ઝાંઝવામાં જળ સત્યરૂપે પ્રતીત થાય છે તે વ્યવહારીક સત્ય કહેવાય છે અને તે વ્યવહારીક સત્યની પ્રતીતિ વાસ્તવીક સત્યનાં અધિષ્ટાનથીજ થાય છે. આ પ્રકારે સઘળું વ્યવહારીક સત્યરૂપે ભાસતું બ્રહ્માંડ તેનાં અધિષ્ટાનરૂપ વાસ્તવીક સત્ય પરબ્રહ્મમાં મિથ્યા માત્ર છે એમ અધિષ્ટાનનું જ્ઞાન થવાથી થાય છે અને જ્યારે સ્વપ્નના મિથ્યા પ્રપંચનું જાગૃતમાં અસત્યપણું જણાય છે તેમ બોધ સમયમાં—જ્ઞાનકાળમાં બ્રહ્મથી વ્યતિરિક્ત જે આ પ્રપંચ છે તેનું રજ્જુ સર્પવત્ મિથ્યાપણું પ્રતીત થવાથી જગતની સત્યતા જો કે વ્યવહારમાં માનવામાં આવે છે છતાં જ્ઞાનથી પરમાર્થમાં બાધ પામતી હોવાથી બ્રહ્મજ સત્યનું સત્ય છે એમ અનેક શ્રુતિઓ એકી અવાજે પુકાર કરી કહે છે જેથી ભગવત્પાદ વાસ્તવીક અદ્વૈત સત્ય છે એ કથન કરી અઠ્ઠાવનમા શ્લોકમાં બ્રહ્મની પૂર્ણતા છે એ કથન કરે છે.

**यत्राकाशावकाशः कलयति च कलामात्रतां यत्रकालो**
**यत्रैवाशावसानं बृहदिह हि विराट् पूर्वमर्वागिवास्ते ।**
**सूत्रं यत्रा विरासीन्महदपि महत स्तद्धि पूर्णाच्च पूर्णम्**
**संपूर्णादर्णवादे रपि भवति यथा पूर्णमेकार्णवांभः ॥५८॥**

**ભાવાર્થઃ**—જ્યાં આકાશને પણ અવકાશ છે, કાળ પણ જ્યાં કળા માત્રને પામે છે, દિશાઓ પણ જ્યાં અંત પામે

છે અને જ્યાં વિરાટ્ પણ નાનો (હલકો) ગણાય છે એવો જે હિરણ્યગર્ભ તે મોટો અને પૂર્ણ ગણાય પરંતુ આવો હિરણ્યગર્ભ પણ તે બ્રહ્મના કલ્પિત એક દેશમાં પ્રગટ થાય છે તેથી મોટામાં મોટું અને પૂર્ણથી પણ પૂર્ણરૂપે તો બ્રહ્મજ છે. સમુદ્ર પૂર્ણ છે ખરો પરંતુ પ્રલયવેળામાં સાતે સમુદ્રનાં જળને સમુદ્રથી પણ પૂર્ણ ગણવું જોઇએ એ વાત ન્યાયયુક્ત છે. ॥ ૫૮ ॥

## विवेचन.

શ્રુતિ પણ કહે છે કે **पूर्णमदः पूर्णमिदं॰** । બ્રહ્મ પરિપૂર્ણ વ્યાપક છે. હિરણ્યગર્ભાદિ એક પછી એક મોટાં અને પૂર્ણ ઉતરતા ક્રમથી ગણાય છે પરંતુ પૂર્ણ સમુદ્ર હોવા છતાં પણ સાતે સમુદ્રનાં જળને પ્રલયવેળામાં પરિપૂર્ણ કહેવું જોઇએ તેમ બ્રહ્મથી ઇતર હિરણ્યગર્ભાદિપૂર્ણ હોવા છતાં બ્રહ્મમાં તેઓનો લય થતાં પરિપૂર્ણ તો એકજ બ્રહ્મ છે. બ્રહ્મ નિરપેક્ષિક વ્યાપક છે અને હિર-ણ્યગર્ભાદિનું સાપેક્ષિક વ્યાપકપણું છે. જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાએ વ્યાપક હોય અને કોઇની અપેક્ષાથી વ્યાપક ન હોય તે સાપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. જેમ પૃથ્વી આદિની અપેક્ષાએ હિરણ્યગર્ભ માયા આદિ વ્યાપક છે. જે વસ્તુ સર્વની અપેક્ષાથી વ્યાપક હોય તેનામાં જે વ્યાપકતા છે તે નિરપેક્ષિક વ્યાપકતા કહેવાય છે. બ્રહ્મ તેવું વ્યાપક છે. બ્રહ્મ ચેતનના સમાન ઇતર કોઇ નિરપેક્ષિક વ્યાપક ચૈતન્ય છેજ નહીં પરંતુ બ્રહ્મ સર્વથી વ્યાપક છે વાસ્તે સર્વદેશી સર્વગત છે અને તેથીજ તે પરિપૂર્ણ છે કારણ કે દેશ કાલ વસ્તુના પરિચ્છેદ રહિત જે વસ્તુ હોય તેજ પરિપૂર્ણ સ્વરૂપ કહેવાય છે. બ્રહ્માંડની અંદર અને બહાર તેમજ બાધ સામાનાધિકરણ્યથી બ્રહ્માંડરૂપે —**अस्ति** આદિ ત્રણ અંશે ભરપૂર ચેતન જે બ્રહ્મ અદ્વૈત છે તેજ પરિપૂર્ણ સ્વરૂપ હોવાથી હિરણ્યગર્ભા-દિથી તેનું પ્રારમાર્થિક વ્યાપક સ્વરૂપ **ભગવત્પાદ** બતાવી તેજ બ્રહ્મનું સર્વા-ન્તરપણું ઓગણસાઠમા શ્લોકમાં બતાવે છે.

अंतः सर्वौषधीनां पृथगमित रसै गंधं वीर्यैं र्विपाकै
रेकं पाथोदपाथः परिणमति यथा तद्ध देवांतरात्मा ।
नानाभूत स्वभावै र्वहति वसुमती येन विश्वंपयोदो
वर्षत्युच्चै र्हुताशः पचति दहति वा येन सर्वांतरोसौ ॥५९

**ભાવાર્થ**:—જેમ જુદા જુદા અપાર રસોરૂપથી, ગંધોરૂપથી, વીર્યોરૂપથી, અને વિપાકોરૂપથી વરસાદનું એકજ પાણી પરીણામ પામે છે તેમ એકજ અંતરાત્મા અપરિમિત દ્રવ્યોરૂપથી તથા તેઓના સ્વભાવોનાં રૂપથી વિશ્વમાં વિવર્ત પામે છે. આત્માથી અપાયેલી સત્તાના યોગથીજ પૃથ્વી સર્વ પદાર્થોને ધારણ કરે છે, મેઘ અદ્ભૂત વૃષ્ટિ કરે છે, અને અનળ પકાવવા તથા બાળવારૂપ ક્રિયા કરે છે વાસ્તે આત્મા સર્વ હૃદયમાં છે અર્થાત્ સર્વ હૃદયરૂપ છે. ॥ ૫૯ ॥

## विवेचन.

સર્વમાં સર્વ આશયમાં સર્વરૂપથી બ્રહ્મજ છે કારણ કે જે કાંઇ આકાશાદિ તત્ત્વો ક્રિયા કરે છે તે બ્રહ્મની સત્તાના યોગથીજ થાય છે. સત્તા, ચૈતન્ય અને આનંદ એમ પૂર્ણબ્રહ્મનાં ત્રણ સ્વરૂપ છે. આથી બ્રહ્મ સર્વત્ર વ્યાપક છે. આ દશ્યમાન સર્વબ્રહ્મ છે ઇત્યાદિ શ્રુતિઓમાં સર્વ જગતને બ્રહ્મરૂપ કહ્યું છે. **नित्यसर्वगतः** એ ઉક્તિથી પણ બ્રહ્મનેજ સર્વાંતર રૂપે કહ્યું છે. બ્રહ્મ સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ હોવાથી બ્રહ્મના સ્વભાવ સત્તા ચૈતન્ય અને આનંદ પણ સર્વત્ર વ્યાપક છે. જડાદિ સર્વ પદાર્થમાં સત્તા "છે" એવા વ્યવહારથી પ્રતીત પણ થાય છે અને ચૈતન્ય પણ સ્પષ્ટજ છે

કારણ કે જો ચૈતન્ય ન હોય તો તેનું જ્ઞાન થાય નહિં. આથી તિરોહિતપણાંથી જડ પદાર્થમાં પણ ચૈતન્ય તો રહ્યુંજ છે જેથી તે પદાર્થના સંબંધમાં આનંદ થાય છે. આ પ્રમાણે જડાદિમાં પણ સત્તા ચૈતન્ય અને આનંદ રહેલાં હોવાથી બ્રહ્મ સ્વભાવથીજ સર્વગત સર્વહૃદય અને સર્વરૂપ છે. બ્રહ્મનાં સર્વગતપણામાં શંકાને અવસરજ નથી. એકજ બ્રહ્મ પોતાનાં અપરિમિત દ્રવ્યરૂપે કરી અને તે દ્રવ્યોના સ્વભાવરૂપે કરી વિશ્વમાં વિવર્ત પામે છે અને બ્રહ્મનીજ સત્તાના આશ્રયથી આ સમસ્ત કલ્પિત વ્યવહાર ગતિમાં મુકાયો છે. **ભગવત્પાદ** બ્રહ્મનું સર્વાંતરપણું કહ્યા પછી ૬૦ થી ૬૪ મા શ્લોક સુધીમાં બ્રહ્મની સર્વરૂપે કરી સ્થિતિ ઇત્યાદિનું કથન કરે છે. શ્લોક ચતુષ્ટયમાં બ્રહ્મનું વિભજ્ય સ્વરૂપ અવાસ્તવીક બતાવી સર્વત્ર એકજ બ્રહ્મ છે એ વાત એકજ આકાશના દૃષ્ટાંતથી વિવેચનમાં વિસ્તારથી કહેવામાં આવી છે.

**भूतेष्वात्मानमात्म न्यनुगतमखिल भूतजातं प्रपश्ये**
**त्प्रायः पाथ स्तरंगान्वयवदथ चिरं सर्व मात्मैव पश्येत्।**
**एकं ब्रह्माद्वितीयं श्रुति शिरसिमतं नेह नानास्तिकिंचि**
**न्मृत्यो राप्नोति मृत्युंस इहजगदिदं यस्तुनानेव**
**पश्येत् ॥ ६० ॥**

**ભાવાર્થઃ**—જેમ હજારો તરંગોવાળું એકજ જળ સઘળા તરંગોમાં અનુસ્યૂત છે તેમ આત્મામાં સઘળું જગત્ છે અને સઘળાં જગત્માં એક આત્માજ ઓતપ્રોત છે. આ પ્રકારે જેમ તરંગો જળજ છે તેમજ સઘળું જગત્ આત્માજ છે એમ દીર્ઘ કાળ પર્યંત અનુસંધાન રાખવું. "બ્રહ્મ એકજ છે અને અદ્વિ-

તીય છે અર્થાત્ તેમાં બાળ કૌમાર યૌવન વૃદ્ધાવસ્થા કે સજાતીય-વિજાતીય કે સ્વગત ભેદ નથી, અહીં કાંઇ પણ નોખું નોખું નથી પણ સઘળું એકજ બ્રહ્મ છે, 'જે પુરૂષ આત્માને જુજવે રૂપે જગત્‌થી જુવે છે તે પુરૂષ દેહાભિમાનના અભિનિવેશને લઇને મરણ પછી મુક્તિ પામતો નથી પણ જન્મ મરણરૂપ પ્રવાહમાંજ ઘસડાયા કરે છે.' આવા પ્રકારનો સર્વ ઉપનિષદોનો સિદ્ધાંત છે. ॥ ૬૦ ॥

**प्राक् पश्चादस्ति कुंभाद्गगनमिदं मिति प्रत्यये सत्यपीदं कुंभोत्पत्त्या वुदेति प्रलयमुपगते नश्यतीत्यन्य देशम् । नीते कुंभेन साकं व्रजति भजति वा तत्प्रमाणानुकारा वित्थं मिथ्या प्रतीतिः स्फुरति तनुभृतां विश्वतस्तद्वदात्मा ॥ ६१ ॥**

**ભાવાર્થ**:—ઘડાની પહેલાંનો અને પછીનો આકાશનો ભાવ છે એવી પ્રતીતિ છતાં પણ આ આકાશ ઘટ ઉત્પન્ન પામ્યાથી ઉત્પન્ન થાય છે, ઘડાનો નાશ થતાં નષ્ટ થાય છે, ઘડો ઈતર સ્થળમાં લઈ જવાય તો આકાશ પણ ઘડાની સાથેજ ત્યાં જાય છે, ઘડો નાનો મોટો હોય તો આકાશ પણ તેવુંજ થાય છે, ઘડો લાંબો, વાંકો, ઉંડો કે ગમે તેવો હોય તેવું તે આકાશ થાય છે. આવા પ્રકારની મિથ્યા પ્રતીતિ સર્વ મનુષ્યોને થાય છે તેમ આ આત્મા દેહાદિકની પહેલાં પણ છે અને પછી પણ

છે એવી પ્રતીતિ છતાં પણ આ આત્મા દેહાદિકની ઉત્પત્તિ થતાં ઉત્પન્ન થાય છે, નાશ થતાં નાશ થાય છે, દેહાદિક અન્ય સ્થળે જતાં અન્ય સ્થળમાં જાય છે, દેહાદિક નાનાં મોટાં વાંકાં ચુકાં, કે ઊંડાં થાય તો આત્મા પણ તેવો થાય છે. આવા પ્રકારની મિથ્યા પ્રતીતિ સર્વે મનુષ્યોને પ્રકટપણે થાય છે. ॥ ૬૧ ॥

यावान्पिंडो गुडस्य स्फुरति मधुरिमैवास्ति सर्वोपि तावा
न्यावान्कर्पूर पिंडः परिणमति सदा मोद एवात्रतावान् ।
विश्वं यावद्विभाति द्रुमनगनगरारामं चैत्याभिरामं
तावच्चैतन्यमेकं प्रविकसाति यतस्तत्तदात्मावशेषम् ॥६२॥

**ભાવાર્થઃ**—જેવડો અને જેટલો ગોળનો પીંડ સ્ફુરે તેટલી અને તેવડીજ મધુરતા સઘળે સ્ફુરે, અને કર્પુરનો કકડો જેવડો તથા જેટલો સ્ફુરે તેવડો તથા તેટલોજ સઘળે સુગંધ સ્ફુરે છે તેમ દ્રુમોથી, પર્વતોથી, નગરોથી, બગીચાઓથી અને ભુવનોથી વિચિત્રતાવાળું વિશ્વ જેવડું અને જેટલું સ્ફુરે તેવડું અને તેટલુંજ એક ચૈતન્યજ સ્ફુરે છે. આમ હોવાથી જગત્નો બાધ થયાથી ચૈતન્ય રૂપ આત્માજ અવશેષ રહે છે. ॥ ૬૨ ॥

वाद्यानादानुभूती यदपि तदपि सा नूनमाघात गम्या
वाद्याघातध्वनीनां पृथगनुभवतः किं तु तत्साहचर्यात् ।
मायोपादानमेनत्सहचरितमिव ब्रह्मणा भाति तद्व

त्तास्मिन्प्रत्यक् प्रतीते न किमपि विषयी भाव माप्नोति यस्मात् ॥ ६३ ॥

**ભાવાર્થ:**—જો કે વાદ્યથી નાદની ઉત્પત્તિ અનુભવમાં આવે છે. વાદની ઉત્પત્તિ ( દંડ વિગેરેના) આઘાત વિના ગમ્ય થતી નથી, અને વાજું આઘાત અને નાદ એ ત્રણ અળગાં અળગાં છે છતાં પણ તેઓનો અનુભવ તો એકજ કાળમાં થાય છે. આ પ્રમાણે માયાથી જગત્‌ની ઉત્પત્તિનો અનુભવ થાય છે, જગત્‌ની ઉત્પત્તિ તેનાં અધિષ્ઠાન રૂપ બ્રહ્મ વિના સંભવતી નથી, અને માયા-અધિષ્ટાન રૂપ બ્રહ્મ તથા જગત્ એ ત્રણે નોખાં નોખાં છે છતાં પણ તેઓનો અનુભવ એકજ કાળમાં થતો જણાય છે. પરંતુ સર્વનો નિષેધ કરી સર્વથી અળગું કાઢી બ્રહ્મનો વિચાર-સાક્ષાત્કાર કરવામાં આવે તો માયા કે જગત્ એમાંનું કશું પણ બ્રહ્મથી ભિન્ન પ્રતીત થતુંજ નથી. સઘળું બ્રહ્મજ છે. ॥ ૬૩ ॥

दृष्टः साक्षादिदानी मिह खलु जगता मिश्वरः संविदात्मा । विज्ञान स्थाणुरेको गगन वदमितः सर्व भूतांतरात्मा । दृष्टं ब्रह्मातिरिक्तं सकलमिदमस द्रूपमाभास मात्रं । शुद्धं ब्रह्मा हमस्मीत्यविरत मधुना त्रैव तिष्टेदनीह ॥ ६४ ॥

**ભાવાર્થ:**—આ પ્રમાણે વિશ્વનો નિયંતા જીવોનો સ્વરૂપ-ભૂત અને ગગન સમાન એક છતાં સર્વ તરફ સર્વ પદાર્થોમાં

વ્યાપી રહેલો અખંડ અનુભવરૂપ આત્મા અપરોક્ષ જોવામાં આવ્યો અને આત્મામાંથી ઈતર આ અખિલ વિશ્વ મિથ્યા છે. અથવા પ્રતિબિંબ માત્ર છે એવું સ્ફુટ દર્શન થયું તો હવે અન્ય સઘળા વ્યાપારોને પરહરી "આત્મા શુદ્ધ બ્રહ્મ હું છું" એ પ્રકારની દૃઢ ભાવના ભાવી, સદાય બ્રહ્મભાવમાંજ સ્થિતિ કરવી યોગ્ય છે. ॥ ૬૪ ॥

## विवेचन.

**ભગવત્પાદ** ૬૦ થી ૬૪ શ્લોકમાં એકજ પરબ્રહ્મ ચૈતન્ય અનેકરૂપે પ્રતીત થાય છે છતાં વાસ્તવીક તે અદ્વિતીય ચેતન એકજ છે. અને આ પ્રપંચ તેમાં વિવર્ત છે એ બાબત પ્રતિપાદન કરવાના ઉદ્દેશથી એકજ આકાશના દૃષ્ટાંતથી ચેતનના નામ માત્ર ભેદ બતાવે છે. આ પ્રસંગમાં ચતુર્વિધિ આકાશ અને ચતુર્વિધ ચેતનનું નિરૂપણ કરી ભેદ અવાસ્તવિક છે એ બાબત વિશાળ વર્ણનથી બતાવવા જરૂર સમજી આકાશના ભેદથી ચેતનના ભેદોનું નિરૂપણ કરવામાં આવે છે.

## आकाशनाप्रकार.

ઘટાકાશ, જળાકાશ, મેઘાકાશ અને મહાકાશ એમ ચાર પ્રકારથી ઉપાધિયોગે એકજ આકાશ દેખાય છે.

## घटाकाशवर्णन.

જળથી ભરેલા ઘડાને જેટલો આકાશ અવકાશ દે છે તેટલા આકાશને જ્ઞાની લોક **ઘટાકાશ** કહે છે. આ લક્ષણથી ઘટની બહારનું કપાલાકાશ ઘટાકાશમાં અંતર્ગત થાય છે. આવી રીતે ઉપાધિથી સામાન્ય આકાશનો ઘટમાં જે પ્રવેશ તે પ્રવેશથી ઘટાકાશ એવા નામ ભેદથી એકજ સામાન્ય આકાશ દેખાય છે,

## जलाकाश वर्णन.

જળથી ભરેલા ઘડામાં નક્ષત્રાદિ સહીત આકાશનું જે પ્રતિબિંબ પડે છે તે આકાશનું પ્રતિબિંબ અને ઘટાકાશ એ બે મળી એકજ આકાશ ઉપાધિયોગે જળાકાશ કહેવાય છે. જળ વિના પ્રતિબિંબના અસંભવને લઈ જળ સહિત ઘટનું ગ્રહણ છે. ઘડો જેમાં રહેલો છે તે અને ઘડાની અંદરનું આકાશ એમ ઘટાકાશનું ગ્રહણ કરવામાં આવે છે. આ સ્થળમાં શંકા થાય કે આકાશનું પ્રતિબિંબ જળમાં પડતું નથી પણ નક્ષત્રાદિનું પડે છે કારણ કે રૂપવાન પદાર્થનુંજ પ્રતિબિંબ પડે છે અને આકાશ તો સ્વરૂપથી રહિત હોવાથી તેનું પ્રતિબિંબ પડે નહિ. આ શંકા અવાસ્તવિક છે કારણ કે જળમાં જો આકાશનું પ્રતિબિંબ ન હોય તો જળની ઉંડાઇનું જે માપ બાંધી શકાય છે અને તેથી જળમાં ગંભીરતાની પ્રતીતિ થાય છે તે ન થવી જોઇએ. ગંભીરતાની પ્રતીતિ એજ આકાશનાં પ્રતિબિંબની સિદ્ધિ કરે છે. અને રૂપ રહિત પદાર્થનું પ્રતિબિંબ નથી થતું એવો નિયમ નથી કારણ કે રૂપરહિત શબ્દનો પ્રતિધ્વનિ થાય છે તે શબ્દનું પ્રતિબિંબજ છે વાસ્તે રૂપરહિત આકાશનું પ્રતિબિંબ બની શકે છે.

## मेघाकाश वर्णन.

વાદળને જે અવકાશ આકાશ આપે છે અને મેઘના જળમાં જે આકાશનું પ્રતિબિંબ પડે છે તે ઉભયને **मेघाकाश** કહેવાય છે. મેઘના ઉપર આકાશ છે તેનું મેઘજળમાં પ્રતિબિંબ થાય છે એ કથન છે. આ સ્થળમા શંકા થાય કે મેઘ તો આકાશમાં છે તેથી તેઓમાં જળ અને આકાશનું પ્રતિબિંબ જોયા વિના નિર્ણય કેવી રીતે બાંધી શકાય! આ શંકાને પ્રસંગ છેજ નહીં કારણ કે જો કે મેઘમાં જળ અને આકાશનું પ્રતિબિંબ પ્રત્યક્ષ છે નહીં તો પણ અનુમાનથી જાણી શકાય છે. જળવૃષ્ટિથી મેઘમાં જળ છે એ અનુમાન થાય છે અને મેઘમાં જે જળ છે તે આકાશના

પ્રતિબિંબ સહિત છે કારણ કે જે જળ છે તે આકાશના પ્રતિબિંબ વિના હોતુંજ નથી એથી મેઘનું જળ પણ આકાશના પ્રતિબિંબ વાળું છે એમ નિઃશંક અનુમાન થાય છે.

## महाकाश वर्णन.

બ્રહ્માંડની અંદર તેમજ બહાર જે સર્વત્ર વ્યાપક એકરસ આકાશનું સ્વરૂપ છે તેને પંડિત લોકથી **મહાકાશ** કહેવાય છે. આ પ્રમાણે એકરસ એકજ આકાશ ઉપાધિયોગથી ઘટમાં, જળમાં, મેઘમાં અને બ્રહ્માંડમાં પ્રવેશ કરવાથી નામરૂપ ભેદવાળું અનેક રૂપે દેખાય છે પરંતુ ઉપાધિમાં ભેદ છે અને આકાશતો એકજ અસંગત અભેદ અને અખંડજ છે.

## चैतन्यभेद.

જેમ એકજ આકાશ ઉપાધિ ભેદથી અનેકરૂપે પ્રતીત થાય છે તેમ એકજ ચૈતન્ય ચાર પ્રકારનું ઉપાધિ ભેદે દેખાય છે.

## कुटस्थ चैतन्य.

કુટસ્થનાં, ઉપાધિ ભેદે આત્મપદનો લક્ષ્યાર્થ, પ્રત્યગાત્મા, નિજરૂપ જીવ સાક્ષી આદિ ઘણાં પર્યાયવાચક નામ છે. પ્રતિજીવગત અજ્ઞાનને વ્યષ્ટિ અજ્ઞાન કહેવાય છે. બુદ્ધિનું અથવા વ્યષ્ટિઅજ્ઞાનનું જે અધિષ્ટાન ચેતન છે તે કુટસ્થ કહેવાય છે. જે પ્રક્રિયામાં બુદ્ધિ સહિત ચેતન જીવ છે તે પ્રક્રિયામાં બુદ્ધિનું અધિષ્ટાન ચેતન કુટસ્થ કહેવાય છે અને જે પ્રક્રિયામાં વ્યષ્ટિ અજ્ઞાન સહિત ચેતન જીવ છે તે પ્રક્રિયામાં વ્યષ્ટિ અજ્ઞાનનું જે અધિષ્ટાન તે કુટસ્થ કહેવાય છે. જીવત્વનું જે વિશેષણ છે તેનાં અધિષ્ટાનનું નામ **કુટસ્થ** છે. આ કુટસ્થને અજન્મ કહ્યો છે અર્થાત્ નામ ઉત્પત્તિ રહિત કહ્યો છે. તેનો હેતૂ એવો છે કેઃ—બ્રહ્મથી ભિન્ન જેમ ચિદાભાસની ઉત્પત્તિ છે તેમ કુટસ્થની ઉત્પત્તિ નથી પરંતુ કુટસ્થ તો બ્રહ્મરૂપજ છે. જેમ ઘટાકાશ મહાકા-

શથી ભિન્ન નથી થાતું પણ મહાકાશરૂપજ છે. તેમ કુટસ્થ પણ બ્રહ્મરૂપજ છે. ઘટાકાશ સમાન કુટસ્થ ચેતન છે.

## जीव चैतन्य.

જળાકાશ સમાન જીવ ચેતન કહેવાય છે. નાના પ્રકારની કામ વાસના અને અદૃષ્ટ કર્મ સહિત જે બુદ્ધિ છે તેમાં જે ચેતનનું પ્રતિબિંબ છે તેને પ્રાજ્ઞ પુરૂષો જીવ કહે છે. પ્રતિબિંબમાત્રને જીવ કહેવામાં આવતો નથી, પણ ઘટાકાશ સહિત આકાશના પ્રતિબિંબને જેમ જળાકાશ કહે છે તેમ બિંબ–કુટસ્થ સહિત ચિદાભાસને જીવ કહેવાય છે. આથી બુદ્ધિમાં જે ચિદાભાસ (૧) અને બુદ્ધિનું જે અધિષ્ઠાન ચેતન (૨) એ બેનું નામ જીવ છે. વિચિત્ર વૃત્તિઓના શિષ્યોનો અધિકાર તપાસી જીવનાં વિદ્વાનોએ અનેક લક્ષણ કહ્યાં છે. સ્થૂલ શરીરરૂપ ઘડામાં બુદ્ધિરૂપી પાણી નખશિખાપર્યંત ભર્યું છે તે બુદ્ધિરૂપ જળમાં ચેતનનો આભાસ પ્રતિબિંબ (૧) અને કુટસ્થ (૨) એ ઉભયનું નામ જીવ છે. વિદ્યારણ્યસ્વામીએ બુદ્ધિ (૧) બુદ્ધિમાં પડેલો ચિદાભાસ (૨) અને એ ઉભયનું અધિષ્ઠાન સાક્ષિ ચેતન કુટસ્થ (૩) એ ત્રણ મળી જીવ કહ્યો છે. ચિદાભાસ સહિત બુદ્ધિ વિશિષ્ટ કુટસ્થ ચેતન જીવ છે અથવા તો ચિદાભાસ સહિત અંતઃકરણ સહીત કુટસ્થ ચેતન જીવ છે, અથવા તો અવિદ્યા અંશ અને તેમાં રહેલો ચિદાભાસ અને તેમનું અધિષ્ઠાન કુટસ્થ ચેતન એ જીવ છે. બિંબ–કુટસ્થ, તે કુટસ્થ સહિત આભાસને જીવ કહેવાથી આમ પ્રતીતિ થાય છેઃ–જે બુદ્ધિમાં પ્રતિબિંબ છે તે કુટસ્થનું છે પરંતુ બહારના બ્રહ્મ ચેતનનું નથી કારણ કે કુટસ્થને બિંબ કહેવાથી પ્રતિબિંબ પણ તેનુંજ માનવું જોઇએ. જેમ મોટાં રાત ફુલપર મૂકેલો જે ધોળો સ્ફટિક–પારદર્શક પથ્થર છે, તેમાં ફુલની રતાશનો ભાસ પડે છે અને તે ભાસ રાતાં ફુલનું પ્રતિબિંબ છે, તેમ કુટસ્થને આશ્રિત જે બુદ્ધિ તે બુદ્ધિમાં કુટસ્થના પ્રકાશનો ભાસ હોય છે. જેમ સ્ફટીક અત્યંત

ઉજ્વળ છે તેમ બુદ્ધિ પણ અત્યંત નિર્મળ છે કારણ કે તે સત્ત્વગુણમાંથી થઈ છે. આથી કુટસ્થના ભાસનું નામજ પ્રતિબિંબ છે. બ્રહ્મનું અર્થાત્ વ્યાપક બ્રહ્મનું કેટલાક પ્રતિબિંબ માને છે તે પણ ખોટું નથી કારણ કે મહાકાશનું ઘના જળમાં પ્રતિબિંબ થાય છે. આકાશની જેમ વ્યાપક ચેતનનું પણ પ્રતિબિંબ પડે છે. શબ્દની જેમ નિરવયવ વસ્તુનું પણ પ્રતિબિંબ માની શકાય છે. આ પ્રમાણે બુદ્ધિમાં આભાસ અને બુદ્ધિનું અધિષ્ટાન ચેતન જીવ કહેવાય છે. આ જીવ त्वं પદનો વાચ્ય છે, અને તેમાંથી બુદ્ધિમાંના આભાસનો–ચિદાભાસનો ત્યાગ થતાં કેવળ જે **કુટસ્થ** છે તે त्वं પદનો લક્ષ્ય અર્થ છે. अहं શબ્દનો વાચ્ય **जीव** છે અને **लक्ष्य कुटस्थ** લક્ષ્ય છે. જોકે ચિદાભાસ અને કુટસ્થ એમ ઉભયને જીવ કહેવાય છે તોપણ જીવત્વના જે જે ધર્મો છે તે આભાસમાં છે. પુણ્ય પાપ અને તેનાં સુખદુઃખાદિ ફળો, લોક-પરલોકમાં ગમનાગમન, એ આદિ તમામ ક્રિયા આભાસ સહિત બુદ્ધિજ કરે છે અને કુટસ્થ નથી કરતો. અન્યોન્યાધ્યાસથી આ પ્રપંચ કુટસ્થમાં કલ્પાયો છે. આ અધ્યાસની નિવૃત્તિ થતાંજ ચેતનના ભેદની નિવૃત્તિ થઇ આભાસ–અવિદ્યા સહીત પ્રપંચનો નિષેધ થતાં એકજ અદ્વૈત બ્રહ્મ ચેતનજ અવશેષ રહે છે. આ પ્રમાણે ભ્રાંતિ વિગેરે જે કાંઇ પ્રપંચ થાય છે તે કુટસ્થમાં નહીં પણ ચિદાભાસમાં થાય છે છતાં કુટસ્થમાં મનાય છે એજ અજ્ઞાન છે. વિચાર દૃષ્ટિથી જોવામાં આવે તો પુણ્યપાપ સુખદુઃખ, લોકાંતર ગમનાગમન, પણ કેવળ બુદ્ધિમાંજ છે પરંતુ આભાસમાં છેજ નહીં તો પછી કુટસ્થમાં તો ક્યાંથીજ હોય ! બુદ્ધિના સંયોગે કરી સઘળો પ્રપંચ આભાસમાં દેખાય છે. જેમ જળસહિત ઘડો છે તે ઘડામાં વક્રતા, રૂજુતા, બાહ્યાંતર ગતિ છે અને તેના સંબંધે કરીનેજ આકાશનો આભાસ તે તે ઘડાના ધર્મો ધારણ કરે છે પરંતુ ઘડા વિનાનો કેવળ આભાસ કશું પણ કરતો નથી તેમ કામ કર્મરૂપ જળથી ભરેલો બુદ્ધિરૂપી ઘડો છે તેજ પુણ્યથી માંડી સઘળા વિકારો ધારણ કરે છે અને તેના સંબંધે કરીને ચિદાભાસ ધારે છે એમ કહેવાય

છે, પણ કુટસ્થ તો સર્વ વિકારથી રહિત છે. જેમ લોખંડની કડાઈમાં તપાવેલાં તેલમાં આકાશનું પ્રતિબિંબ હોય છે, આ વખતે અગ્નિના તાપ તેલને લાગે છે પણ તેમાં રહેલા આકાશના પ્રતિબિંબને સ્પર્શ કરતો નથી તો પછી તેલથી ભરેલી કડાઇનાં અધિષ્ટાનરૂપ આકાશને તો તાપ કયાંથીજ સ્પર્શ કરે તેમ પુણ્યપાપાદિ રૂપ જે સંસાર છે તે કેવળ બુદ્ધિમાં છે, આભાસમાં પણ નથી તો તેમનું અધિષ્ટાન કુટસ્થમાં તો તે કયાંથીજ હોય છતાં કુટસ્થમાં તેની જે પ્રતીતિ તેજ અજ્ઞાને કરેલી ભ્રાંતિ છે. ઉપર પ્રમાણે જીવનું સ્વરૂપ કહેતાં સુષુપ્તિમાં બુદ્ધિના અભાવને લઇ પ્રાજ્ઞની હાનિ થાય છે. સુષુપ્તિનો અભિમાની જીવ પ્રાજ્ઞ કહેવાય છે અને સુષુપ્તિમાં બુદ્ધિનો તો અભાવ છે તો આભાસ પણ થાય નહીં અને તેથી પ્રાજ્ઞની હાનિ થાય તેથી પ્રાજ્ઞનાં પ્રતિપાદક શાસ્ત્રની હાનિ થાય વાસ્તે અધિકાર પરત્વે જીવ સ્વરૂપનો ઇતર પ્રકારથી નિશ્ચય બતાવવામાં આવે છે.

પ્રત્યેક જીવ સંબંધી અજ્ઞાનના અંશનું નામ **व्यष्टि अज्ञान** કહેવાય છે અને સંપૂર્ણ અજ્ઞાનનું નામ **समष्टि अज्ञान** છે. તે અજ્ઞાનના અંશમાં જે ચેતનનો આભાસ અને અજ્ઞાનના અંશનું અધિષ્ટાન તે ઉભયનું નામ **जीव** છે. આવાં જીવ લક્ષણથી પ્રાજ્ઞની હાનિ નથી કારણ કે સુષુપ્તિમાં અજ્ઞાન હોય છે. ચેતનના પ્રતિબિંબ સહીત જે અજ્ઞાનનો અંશ છે તેજ જાગ્રતમાં બુદ્ધિરૂપને પામે છે, અને ચેતનનું પ્રતિબિંબ પણ સાથેજ હોય છે. આ ચિદાભાસ સહિત બુદ્ધિમાં પુણ્યપાપાદિ સંસાર પ્રપંચની પ્રતીતિ થાય છે અને આજ કારણથી કોઈ કોઇ સ્થળે બુદ્ધિનેજ જીવત્વનો ઉપાધિ કહેલ છે વાસ્તવિક દૃષ્ટિએ તો અજ્ઞાનજ બુદ્ધિની ઉપાધિ છે.

## ईश्वर चेतन.

ઈશ્વર ચેતન મેઘાકાશ સમાન છે. માયા વિષે જે ચેતનની છાયા અર્થાત્ માયા સહિત આભાસ (૧) અને માયાનું અધિષ્ટાનં ચેતન (૨) એ ઉભય મળી **इश्वर** કહેવાય છે. માયાના સંબંધમાં સ્કંદ પુરાણમાં કહ્યું છે કેઃ—

अन्यथा भान हेतुत्वा दियं मायेति कीर्तिता ॥ १८ ॥
आत्मतत्त्व तिरस्कारात् तम इत्युच्यते बुधैः ।
विद्या नाश्यत्वतोऽविद्या मोहस्तत्कारणत्वतः ॥ १९ ॥
सद्वैलक्षणण्य दृष्टये यमसदित्युदिता बुधैः ।
कार्य निष्पत्ति हेतुत्वा त्कारणं प्रोच्यते बुधैः ॥ २० ॥

અન્યથા ભાનના હેતુથી '**माया**' કહેવાય છે. આત્મતત્ત્વના તિરસ્કારથી '**तम**' નામથી વિદ્વાનો કહે છે. વિદ્યાથી નાશ થવા યોગ્ય હોવાથી **अविद्या** કહી છે. આવરણનું કારણ હોવાથી **મોહ** અને સત્‌થી વિલક્ષણતાની દૃષ્ટિએ '**असत्**' એમ કહેવાઇ છે. કાર્યની ઉત્પત્તિનો હેતુ હોવાથી '**कारण**' **प्रकृति** એમ માયાને કહી છે.

આ **ईश्वर** અંતર્યામી કહેવાય છે કારણ કે સર્વને હૃદયમાં પ્રેરણા કરે છે વાસ્તે અંતર્યામી છે. **ईश्वर** સદા મુક્ત છે કારણ કે તેને સદા પોતાના સ્વરૂપમાં આવરણ નથી, અને એથી ઇશ્વરની જન્મમરણ આદિ બંધની પ્રતીતિ પણ નથી, અનેઃઆથી **ईश्वर** નિત્યમુક્ત પણ કહેવાય છે. સર્વ પદાર્થને જાણતો હોવાથી **ईश्वर** સર્વજ્ઞ કહેવાય છે. માયામાં શુદ્ધ સત્વગુણ છે અને સત્વગુણથી જ્ઞાનની નિષ્પત્તિ થાય છે. વાસ્તે પ્રકાશ સ્વભાવવાળો સત્વગુણ છે. આથી સત્વગુણવાળી માયામાં જે ચેતનનો આભાસ તેને સ્વરૂપમાં કે અન્ય પદાર્થમાં આવરણ સંભવે નહિં અર્થાત્ ઇશ્વર નિત્ય મુક્ત છે. ઇશ્વરની ઉપાધિ જે માયા છે તે કાચ સમાન પારદર્શક ગૃહ જેવી છે જેમાંથી સર્વ જાણી શકાય છે અને જીવની ઉપાધિ અજ્ઞાન છે તે આવરક અને નાના માટીના ઘડાના જેવી છે કે જેમાંથી સર્વ જાણી શકાતું નથી. જીવ અને ઇશ્વરમાં અધિષ્ટાન ચેતન છે તેતો બંધ મોક્ષ ભેદથી રહીતજ છે. તે અધિષ્ટાન તો આકાશ સમાન એક રસ છે, પણ આભાસ વિષે બંધ મોક્ષ છે. અધિષ્ટાનમાં આભાસને ભ્રાંતિથી

બંધમોક્ષ પ્રતીત થાય છે. વાસ્તે કેવળ આભાસમાં બંધમોક્ષ છે. આમાં આટલું સમજવાનું છે કેઃ—જે આભાસમાં આવરણ છે તે આભાસમાં બંધ છે, જે આભાસમાં સ્વરૂપનું આવરણ નથી તે આભાસ મુક્ત છે. ઇશ્વરમાં આવરણ ન હોવાથી તે સદા મુક્ત છે અને જીવમાં આવરણ છે તેથી તે બદ્ધ છે. જે અવિદ્યાના અંશમાં ચેતનનો આભાસ જીવ કહ્યો છે. તે અવિદ્યાનો સ્વભાવ આવરણ કરવાનો છે અને જે માયાના અંશમાં ચેતનનો આભાસ ઇશ્વર કહ્યો છે તે માયાનો સ્વભાવ આવરણ કરવાનો નથી. આ પ્રમાણે અધિષ્ટાન ચેતન સહિત માયામાં જે આભાસ રૂપ ઇશ્વર છે તે **तत्पद** ના વાચ્ય અર્થ કહેવાય છે અને કેવળ અધિષ્ટાન ચેતન **तत्पद** નો લક્ષ્યાર્થ છે. ચેતન અંશ તો આકાશની પેઠે અસંગ છે પરંતુ ઇશ્વરમાં આભાસ અંશ છે તેજ જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે અને સર્વજ્ઞતાદિ ઉપાધિ પણ આભાસનેજ છે. ઇશ્વરતા કે ભક્તજનપર કરૂણાપરતા આદિ ઇશ્વરમાં જે કાંઇ છે તે આભાસમાંજ છે પરંતુ ચેતન તો એકરસ અસંગત છે. સત્તા સ્ફુર્તિ દેવા વિના ચેતનમાં બીજું ઐશ્વર્ય છેજ નહીં.

## ब्रह्म चेतन,

મહાકાશ સમાન ચોથું બ્રહ્મ ચેતન છે. બ્રહ્માંડની અંદર તેમજ બહાર જે મહાકાશની જેમ ભરપુર ચેતન છે તે **ब्रह्म** કહેવાય છે. તે બ્રહ્મ સમીપ નથી, દૂર નથી, કારણ કે જે વસ્તુ આપણાથી ભિન્ન હોય અને દેશરૂપ ઉપાધિવાળી હોય તે સમીપ અને દૂર રહી શકાય. બ્રહ્મ કોઈ વસ્તુથી અલગ નથી પણ સર્વનો આત્મા છે અને સર્વ દેશકાલાદિ ઉપાધિથી રહિત છે વાસ્તે તેને સમીપ કે દૂર કહ્યું જાય તેમ નથી. જો કે બ્રહ્મ શબ્દનો વાચ્ય અર્થ સોપાધિક છે કારણ કે વ્યાપક વસ્તુનું નામ **ब्रह्म** છે. વ્યાપકતાના બે પ્રકાર છે. આપેક્ષિક વ્યાપકતા અને નિરપેક્ષિક વ્યાપકતા. જે વસ્તુ કોઈ પદાર્થની અપેક્ષાથી વ્યાપક હોય અને કોઇની અપેક્ષાથી ન હોય તે વસ્તુમાં આપેક્ષિક વ્યાપકતા છે. જેમ પૃથ્વિ આદિની અપેક્ષાએ માયા વ્યાપક છે

અને ચેતનની અપેક્ષાએ તો છે નહીં વાસ્તે માયામાં આપેક્ષિક વ્યાપકતા છે. જે વસ્તુ સર્વની અપેક્ષાએ વ્યાપક હોય તેમાં જે વ્યાપકતા તે નિરપેક્ષિક વ્યાપકતા છે. નિરપેક્ષિક વ્યાપકતા તો કેવળ ચેતન બ્રહ્મમાંજ છે કારણ કે ચેતનના સમાન અને ચેતનથી અધિક ઇતર કોઇ વ્યાપક વસ્તુજ નથી, પણ ચેતનજ સર્વથી વ્યાપક છે વાસ્તે ચેતનમાં નિરપેક્ષિક વ્યાપકતા છે. ઉભય પ્રકારની વ્યાપકતા જે વસ્તુમાં છે તે વસ્તુ વાચ્ય અર્થ છે. માયાવિશિષ્ટ ચેતનમાંજ ઉભય પ્રકારની વ્યાપકતા છે કારણ કે વિશેષ વિષે જે માયા અંશ છે તે માયામાં સાપેક્ષિક વ્યાપકતા છે. અને વિશિષ્ટ વિષે જે ચેતન અંશ છે તેમાં તો નિરપેક્ષિક વ્યાપકતા છે. જો કે માયા વિશિષ્ટ ચેતનમાં નિરપેક્ષિક વ્યાપકતા ઘટે નહીં કારણ કે માયા ચેતનના એક દેશમાં છે, તે માયા વિશિષ્ટ ચેતનથી શુદ્ધ ચેતનની વ્યાપકતા અધિક છે વાસ્તે શુદ્ધ ચેતનમાં નિરપેક્ષિક વ્યાપકતા છે, તો પણ માયા વિશિષ્ટ જે ચેતન છે તે પરમાર્થ દૃષ્ટિએ જોતાં શુદ્ધ ચેતનથી ભિન્ન નથી પણ શુદ્ધ રૂપજ છે, વાસ્તે માયા વિશિષ્ટમાં પણ જે ચેતન અંશ છે તેમાં નિરપેક્ષિક વ્યાપકતા છે. આ પ્રમાણે બ્રહ્મ શબ્દનો વાચ્યાર્થ માયાવિશિષ્ટજ થાય છે અને શુદ્ધ ચેતન બ્રહ્મ:શબ્દનું લક્ષ્ય છે. આથી બ્રહ્મ શબ્દ અને ઇશ્વર શબ્દનો સરખોજ અર્થ પ્રતીત થાય છે તો પણ બ્રહ્મ શબ્દ તો બહુ સ્થળમાં લક્ષ્યનું બોધન કરે છે અને કોય સ્થળમાં વાચ્ય અર્થને બોધે છે અને ઇશ્વર શબ્દ તો બહુ સ્થાનમાં વાચ્ય અર્થનો બોધ કરે છે વાસ્તે આટલો ભેદ હોવાથી લક્ષ્ય અર્થના હેતુથી બ્રહ્મનું ઇશ્વરથી જૂદું નિરૂપણ થાય છે.

આ પ્રમાણે ચેતનનું ભેદ નિરૂપણ અધિષ્ટાનમાં અભેદ અને આભાસમાં પ્રપંચ છે એમ કહી ચેતનનું અભેદ જ્ઞાનજ બંધમોક્ષ કે જે મિથ્યા છે તેની નિવૃત્તિના ઉપાયરૂપ છે એ આશયથી **ભગવત્પાદે** ચેતનનો અવાસ્તવિક ભેદ કહી બતાવ્યો છે આ ઉપરથી પરમાનંદની પ્રાપ્તિની અને જન્મમરણાદિ દુ:ખ રૂપ સંસારની નિવૃત્તિની જે ઇચ્છા પ્રાપ્ત છે તે ઇચ્છાની ઉત્પત્તિ ભ્રાંતિએ-

કરીનેજ થાય છે કારણુ કે ચેતનમાં તો બંધ મોક્ષ વ્યવહાર ઘટતો નથી એ ચેતનનાં અભેદપણાંથી સમજાયું છે. ચેતનરૂપ આત્મા તો પરમાનંદ સ્વરૂપ છેજ તો પછી તેવાં ફળની પ્રાપ્તિની ઇચ્છા ભ્રાંતિ વિના બીજું શું કહેવાય! આત્મવિમુખ બુદ્ધિને વિષય ( ભોગનાં સાધન ) ની ઇચ્છા થાય છે. આવી વિષયઇચ્છાથી બુદ્ધિમાં ચંચળતા પ્રવેશે છે અને ચંચળબુદ્ધિમાં આત્મસ્વરૂપનો આભાસ ન પડે એ ન્યાય છે કારણુ કે જેમાં પ્રતિબિંબ પડે છે એવું દર્પણુ, પાણી કે ગમે તે પારદર્શક દ્રવ્ય, તેમાં પ્રતિબિંબ આપણે પાડવું હોય તો બે બાબત જોઇએ. એક સ્થિરતા અને બીજી નિર્મળતા. દર્પણાદિ અસ્થિર અને મેલાં હોય તો તેમાં પ્રતિબિંબ પડે નહીં તેમ ચંચળ કે મલીન, ઘોર કે મૂઢ, ને, રાજસી કે તામસી બુદ્ધિમાં આત્માના આનંદનુ પ્રતિબિંબ પડે જ નહીં. આ પ્રમાણે વિષયપરાયણુ ચંચળ બુદ્ધિમાં આત્મસ્વરૂપના આનંદનું પ્રતિબિંબ પડતું નથી અને જ્યારે વિષય પ્રાપ્તિ થાય છે ત્યારે બુદ્ધિની સ્થિરતાને લઇ બુદ્ધિ અંતર્મુખ થાય છે. આવી અંતર્મુખ બુદ્ધિમાંજ આત્માના આનંદનું પ્રતિબિંબ પડે છે. આથી પુરૂષને આનંદ થાય છે પરંતુ આશ્ચર્ય તો એ છે કે અંતર્મુખ વૃત્તિમાં અનુભવેલો આત્માનંદ ભ્રાંતિથી વિષય પ્રાપ્તિથી વિષયનો આનંદ છે એમ પામર પુરૂષ માની બેસે છે. વિષયોમાં આનંદજ નથી. વિષયમં આનંદ હોય તો એક વિષયથી આનંદ પામેલા પુરૂષને ઇતર વિષયની ઇચ્છાજ થાય નહીં. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થયા પછી તે આનંદ હમેશ નહીં રહેતાં ઇતર વસ્તુ તરફ વૃત્તિ ચંચળ થાય છે વાસ્તે વિષયમાં આનંદ નથી પણુ અંતર્મુખ વૃત્તિમાં આત્માનંદ થાય છે તેની ભ્રાંતિ વિષયમાં બને છે. સુષુપ્તિમાં આનંદ થાય છે તે વેળાએ વિષયો તો નથી હોતા માટે આત્માનંદજ સર્વગત છે પરંતુ ઇતર આનંદ છેજ નહીં પરંતુ મિથ્યા ભ્રાંતિજ છે. જ્ઞાની માણુસની પણુ વૃત્તિ આત્મવિમુખ બને છે પણુ જ્ઞાનીને અજ્ઞાનીમાં તફાવત એટલોજ છે કે જ્ઞાની વ્યવહારમાં ચિત્ત ચોડે છે ત્યારે તે તત્ત્વને વિસરી જાય છે. પરંતુ પાછો વ્યવહારનું અનુસંધાન છોડી દઇ તે વૃત્તિને આત્માકાર

કરે છે. અજ્ઞાની સદા આત્મવિમુખ છે અને જ્ઞાની વ્યવહાર કાર્ય સિદ્ધિ પર્યંતજ આત્મવિમુખ થાય છે. જ્ઞાની વિષય સંબંધથી થતા આનંદને પોતાના આનંદથી ઇતર વિષયોનો આનંદ છે એમ માનતો નથી અને અજ્ઞાની તો વિષયોનેજ આનંદરૂપ માની ભ્રાંતિમાં ખુવાર થાય છે. આ પ્રમાણે આનંદ સ્વરૂપ આત્મામાં જન્માદિ સંસાર છે નહીં ત્યારે શેમાં છે એ પ્રશ્ન ઉઠતાં સમાધાન આ રીતે સહજ થાય છે. આત્માના અજ્ઞાનથીજ બધો સાંસારિક પ્રપંચ મિથ્યામાત્ર પ્રતીત થતો કહેવાય છે. જેમ સ્વપ્નના પદાર્થ, રજ્જુમાં સર્પ, અને આકાશમાં નીલતા પરમાર્થથી તો છે નહીં અને મિથ્યા પ્રતીત થાય છે તેમ જન્માદિ જગત્ પરમાર્થથી આત્મમાં નથી છતાં મિથ્યા પ્રતીત થાય છે.રજ્જુમાં સર્પ જેમ મિથ્યામાત્ર ભાસે છે તેમ આત્મામાં મિથ્યારૂપ જગત્ ભાસે છે. અંતઃકરણની વૃત્તિ નેત્રાદિદ્વારા નીકળીને વિષયના સમાન આકારને પામે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ ભંગ થઇને વિષયની પ્રતીતિ થાય છે, ત્યાં સૂર્યાદિક પ્રકાશ પણ સહાયતા આપે છે કારણ કે પ્રકાશ વિના પદાર્થ ભાસે નહીં એ નિયમ છે. રજ્જુમાં સર્પ ભાસે છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્રદ્વારા નીકળે છે પણ ખરી અને રજ્જુ સાથે તેનો યોગ પણ થાય છે પરંતુ અંધારૂં વિગેરે દોષો ત્યાં પ્રતિબંધક છે, એથી વૃત્તિનું સ્વરૂપ રજ્જુના સમાનાકાર નહીં થવાને લીધે રજ્જુનું આવરણ ભંગ થતું નથી. આ પ્રમાણે આવરણ ભંગનું નિમિત્ત વૃત્તિનો વિષય સાથે સંબંધ થવા છતાં પણ આવરણ ભંગ થાય નહીં ત્યારે રજ્જુ ચેતનમાં રહેલી અવિદ્યામાં ક્ષોભ ઉત્પન્ન પામી તે અવિદ્યા સર્પાકારથી પરીણામ પામે છે. હવે તે અવિદ્યાનું કાર્ય જે **સર્પ** તે **સત્** હોય તો રજ્જુના જ્ઞાનથી તે સર્પનો બાધ થાય નહિં, પરંતુ રજ્જુનું જ્ઞાન થયા પછી સર્પનો તો બાધ થાય છે વાસ્તે તે અવિદ્યાનું કાર્ય **સર્પ સત્ નથી.** હવે તે અવિદ્યાનું કાર્ય સર્પ જો અસત્ હોય તો વંધ્યા પુત્રની જેમ તેની પ્રતીતિ થાય નહીં પણ પ્રતીતિ તો થાય છે વાસ્તે તે સર્પ અસત્ પણ નથી, પણ સત્ અસતથી વિલક્ષણ **અનિર્વચનિય** છે. ભૂત—

ભવિષ્ય અને વર્તમાનમાં જે અબાધ્ય રહે તેને **સત્** કહેવાય છે. અને ત્રણે કાળમાં ન હોય એવું જે સ્વરૂપ હીન તેને **અસત્** કહેવાય છે. સતથી અસત્ વિલક્ષણ છે તે અસત્ ને અસતથી વિલક્ષણ કહી શકાયજ નહીં. અને અસતથી વિલક્ષણ સત્ છે તેથી સત્ ને સતથી વિલક્ષણ કહેવાય નહીં તેથી સત્ અસતથી વિલક્ષણ કોઇ ભિન્ન તૃતીય પદાર્થ હોય તો "સત્ અસતથી વિલક્ષણ" એમ કહેવાય પરંતુ તેવા તૃતીય પદાર્થનો તો અભાવ છે તેથી પરસ્પર વિરૂદ્ધ સત્ અસતથી વિલક્ષણ "અનિર્વચનીય પદાર્થ" અસંગત છે અને તેની ઉપલબ્ધિ થતી નથી. ઉપર મુજબ શંકા થાય તે યથાર્થ નથી કારણ કે ત્રિકાળ અબાધ્ય સત્ છે તેથી વિલક્ષણ કહેવાથી 'બાધયોગ્ય,નું ગૃહણ થાય છે અને સ્વરૂપ હીન વંધ્યાપુત્રાદિ અસત્ કહેવાય છે તેથી વિલક્ષણ કહેવાથી 'સ્વરૂપવાન' નું ગ્રહણ થાય છે એથી **बाधयोग्यस्वरुपवान,** એવો અનિર્વચનીયનો શબ્દાર્થ છે. પ્રપંચ અને રજ્જુ સર્પાદિ બાધ યોગ્ય સ્વરૂપવાન હોવાથી તેઓની અનિર્વચનીય રૂપથી ઉપલબ્ધિ પંડિતોને થાય છે. છીપ વિગેરેમાં રૂપું વિગેરે પણ આજ પ્રકારે અનિર્વચનીય ઉત્પન્ન થાય છે. જેમ રજ્જુમાં ભાસેલો સર્પ અવિદ્યાનો પરીણામ છે તેમ તે સર્પમાં જ્ઞાનરૂપ વૃત્તિ પણ અવિદ્યાનુંજ પરીણામ છે. અંતઃકરણનું પરીણામ નથી, કારણ કે રજ્જુજ્ઞાનથી જેમ સર્પનો બાધ થાય છે તેમ સર્પનાં જ્ઞાનનો પણ બાધ થાય છે. સર્પનું વૃત્તિ જ્ઞાન જો અંતઃકરણનું હોય તો બાધ થવો ન જોઇએ વાસ્તે સર્પનું જ્ઞાન પણ સર્પની પેઠે અવિદ્યાનું કાર્ય સત્ અસતથી વિલક્ષણ અનિર્વચનીય છે. હવે રજ્જુ ઉપહિત ચેતનમાં રહેલો તમોગુણ પ્રધાન અવિદ્યાના અંશનો પરીણામ ( રજ્જુમાં ભાસતો ) સર્પ છે અને સાક્ષિ ચેતનમાં રહેલ અવિદ્યાના સત્વગુણનો પરીણામ ( રજ્જુમાં ભાસતા સર્પનું )સર્પનું વૃત્તિ જ્ઞાન છે. જે સમયે રજ્જુ ચેતનની અવિદ્યાનું સર્પાકાર પરીણામ થાય છે તેજ સમયે સાક્ષિ—આશ્રિત અવિદ્યાનો જ્ઞાનાકાર પરીણામ થાય છે. રજ્જુ ચેતન આશ્રિત અવિદ્યામાં જે ક્ષોભનું હેતુરૂપ નિમિત્ત ( આવરણ ભંગ

નહીં થવું તે ) છે તેજ નિમિત્તથી સાક્ષિ આશ્રિત અવિદ્યામાં ક્ષોભનો ઉદય થાય છે. આથી ભ્રાંતિ સ્થાનમાં સર્પાદિ વિષય અને તેનું જ્ઞાન એકજ સમયે ઉત્પન્ન થાય છે અને રજ્જુઆદિક અધિષ્ટાનના જ્ઞાનથી એકજ સમયે લીન થાય છે. આ પ્રમાણે સર્પાદિ ભ્રમવિષે બાહ્ય અવિદ્યા અંશ સર્પાદિક વિષયનું ઉપાદાન કારણ છે અને સાક્ષિ ચેતન આશ્રિત અંતર-અવિદ્યા અંશ તે સર્પાદિકનાં જ્ઞાનરૂપ વૃત્તિનું ઉપાદાન કારણ છે. સ્વપ્નમાં તો સાક્ષિઆશ્રિત અવિદ્યાનોજ તમોગુણ અંશ વિષયરૂપ પરીણામને પ્રાપ્ત થાય છે અને તે સાક્ષી-આશ્રિત અવિદ્યાનો સત્વગુણ અંશ જ્ઞાનરૂપ પરીણામને પામે છે, એથી સ્વપ્નમાં સાક્ષિઆશ્રિત અંતર-અવિદ્યાજ વિષય અને જ્ઞાન એ ઉભયનું ઉપાદાન છે, આ હેતુથી બાહ્ય રજ્જુ સર્પાદિક અને અંતર સ્વપ્ન પદાર્થ સાક્ષિભા કહેવાય છે. રજ્જુ સર્પાદિક, સુખદુઃખાદિક, સ્વપ્ન પદાર્થાદિક, એ ઉભયોની પ્રતીતિ સમકાળમાં હોવાથી પ્રાતિભાસિક અને સાક્ષિ ભાસ્ય તેઓ કહેવાય છે. કાર્યમાં જેનું અનુગત-પણું હોય છે તે ઉપાદાન કારણ છે. ભ્રાંતિ-ભ્રમ, એ અવિદ્યાનો પરીણામ છે અને ચેતનનો વિવર્ત છે. રજ્જુ આદિમાં અનિર્વચનીય સર્પાદિક અને તેનું જ્ઞાન **ભ્રમ** કહેવાય છે અને **અધ્યાસ** કહેવાય છે. તે અધ્યાસ ( તુલા ) અવિદ્યાનો **પરીણામ** છે અને ચેતનનો **વિવર્ત** છે તેમ આ જગત્ પણ **મૂલા** અવિદ્યાનો પરિણામ છે અને શુદ્ધ ચેતનનો વિવર્ત છે. ઉપાદાન કારણના સ્વભાવવાળું અન્યથા સ્વરૂપ **પરીણામ** કહેવાય છે, અને અધિષ્ટાનથી (વિવર્તરૂપ કાર્યના ઉપાદાનથી) વિપરીત સ્વભાવ વાળું અન્યથા સ્વરૂપ વિવર્ત કહેવાય છે. ભ્રાંતિ સ્થાનમાં ઉપાદાન કારણ અવિદ્યા છે તે અનિર્વચનીય છે તેમ રજ્જુમાં સર્પ અને તેનું જ્ઞાન પણ અનિર્વચનીય છે એથી રજ્જુ-સર્પ, અને તેનું જ્ઞાન અનિર્વચનિય છે, એથી રજ્જુ સર્પ. અને તેનું જ્ઞાન, અવિદ્યાના સમાન સ્વભાવવાળો અને અન્યથા સ્વરૂપ એટલે અવિદ્યાથી અન્ય પ્રકારનો આકાર છે, તે અવિદ્યાનો **પરીણામ** છે. તેમ રજ્જુ અવચ્છિન્ન અધિષ્ટાન ચેતન સત્ સ્વરૂપ છે, સર્પ

અને તેનું જ્ઞાન સતથી વિલક્ષણ અનિર્વચનીય છે, વાસ્તે રજ્જુ સર્પ અને તેનું જ્ઞાન અધિષ્ઠાન ચેતનથી વિપરીત સ્વભાવવાળો અન્યથા સ્વરૂપ એટલે ચેતનથી અન્ય પ્રકારનો આકાર છે તે સ્વ અવસ્થાને તજ્યા વિના અવસ્થાંતર પ્રાપ્તિ જેની એવા ચેતનનો તે વિવર્ત છે. આ વિષય વિસ્તારથી ભયથી હવે સંકોચમાં લખવામાં આવે છે.

આ પ્રમાણે અધ્યાસ-ભ્રમ સ્થાનમાં ઉપાધિ ભેદથી વિષય અને વિષયના જ્ઞાનનું અધિષ્ઠાન ભિન્ન ભિન્ન છે. રજ્જુનું જ્ઞાનજ સર્પના અધિષ્ઠાનનું જ્ઞાન હોવાથી રજ્જુના જ્ઞાનથી સર્પની નિવૃત્તિ સંભવે છે અને વિષય જે સર્પ તેની નિવૃત્તિ થતાંજ વિષયના અભાવથી સર્પના જ્ઞાનની પણ પોતાની મેળેજ નિવૃત્તિ થઇ જાય છે. ભ્રમ સ્થાનમાં વિવર્તોપાદાન કારણરૂપ અધિષ્ઠાન સાક્ષી છે. આ પ્રકારે આત્મામાં-શુદ્ધ ચેતનમાં મિથ્યા પ્રતીત થતું હોવાથી જગત્ કાંઈ છેજ નહી. અને તેનો બંધ મોક્ષ વ્યવહાર પણ પ્રાતિભાસિક સત્તામાં છે. આત્મા અને બીજી પ્રાતિભાસિક સત્તાવાળું આ બ્રહ્માંડ રજ્જુ સર્પવત મિથ્યા હોવાથી આત્માજ એક અવશિષ્ટ રહે છે. પોતાનાં બ્રહ્મરૂપનાં અજ્ઞાનથીજ આ જગત્ પ્રતીત થાય છે તેથી જગતનો આધાર અને અધિષ્ઠાન બ્રહ્મરૂપ શુદ્ધ ચેતન આત્માજ છે. સામાન્યરૂપ છે તે આધાર અને વિશેષ રૂપ છે એ અધિષ્ઠાન એવો લેશમાત્ર આધાર અધિષ્ઠાનમાં કોઇ સ્થળે ભેદ નિરૂપ્યો છે. મતલબ એજ કે જગતનો અધિષ્ઠાન અને આધાર ચેતનરૂપ આત્માજ છે. એથી જગતનો દ્રષ્ટા આત્માથી ભિન્ન કહેવો જોઇએ. જેમ સર્પનો આધાર અને અધિષ્ઠાન જે રજ્જુ તેનાથી ભિન્ન પુરૂષ સર્પનો દ્રષ્ટા છે. આ શંકા અજ્ઞાનનોજ મુલક છે કારણ કે જ્યાં જડ અધિષ્ઠાન હોય ત્યાં અધિષ્ઠાનથી ભિન્ન દ્રષ્ટા હોય છે પણ જ્યાં ચેતન અધિષ્ટાન ત્યાં અધિષ્ટાનજ દ્રષ્ટા હોય છે પણ ભિન્ન દ્રષ્ટા હોતોજ નથી. સિદ્ધાંતમાં તો સર્પનું અધિષ્ટાન સાક્ષિ ચેતન હોવાથી એજ દ્રષ્ટા છે અને સર્વ કલ્પિતનું અધિષ્ટાનજ દ્રષ્ટા છે જેથી શંકા સમાધાન ને અવસરજ નથી. આ પ્રમાણે

મિથ્યારૂપે પ્રતીત થતું જગત્ આત્મામાં સત્યરૂપે કરીને નથી. જેમ મિથ્યા પદાર્થો પણ દુઃખના હેતુરૂપ હોય છે તેમ મિથ્યા જગત્ પણ ભયનો હેતુ કહી શકાય છે. આ મિથ્યા સંસારથી પ્રગટતાં મિથ્યા દુઃખની નિવૃત્તિનું સાધન જ્ઞાન સ્વરૂપ આત્માનું મિથ્યા વિશેષ જ્ઞાનજ છે. પોતાના આત્મસ્વરૂપના અજ્ઞાનથીજ જગતરૂપી ખેદની પ્રતીતિ થાય છે, તે આત્મજ્ઞાનથીજ મટે છે કારણ કે જે વસ્તુ જેના અજ્ઞાનથી પ્રતીત થાય તે વસ્તુ તેનાજ જ્ઞાનથી મટે એ ન્યાય છે. જેમ રજ્જુના અજ્ઞાનથી સર્પ પ્રતીત થાય છે તે રજ્જુના જ્ઞાનથી જ મટે છે તેમ આત્મજ્ઞાનથી જગતની નિવૃત્તિ થાય છે. આ જગત્ મારા વિષે ત્રણુ કાળમાં છે નહીં કેમકે મિથ્યા છે. જે મિથ્યા વસ્તુ હોય તે અધિષ્ટાનને હાનિ ન કરે. જેમ ઝાંઝવાનું પાણી પૃથ્વીને ભીની કરતું નથી તેમ આત્માને જગત્ હાનિ કરી શકે જ નહીં. આ પ્રમાણે હું સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મ છું અને મારા વિષે જગત્ છે નહીં તેમ મારાથી ઇતર કોઈ ભિન્ન જગત્ એવો પદાર્થ પણ નથી એ પ્રકારનો નિશ્ચય તેને જ્ઞાન કહેવાય છે. આ પ્રકારે આત્મજ્ઞાનથી સંસારની નિવૃત્તિ થાય છે પણ આ આત્મજ્ઞાન "હું બ્રહ્મ છું" ઇત્યાદિ પ્રકારે કોણે સંપાદન કરવાનું છે, એ પ્રશ્નઃઉભો થાય છે કારણ કે શુદ્ધ ચેતન તો જ્ઞાનરૂપ અસંગ હોવાથી તેનામાં પ્રપંચ હોય તો નિવૃત્તિ થવા પ્રવૃત્તિ જરૂરની છે પણ તે તો બંધ મોક્ષ રહિતજ છે. સુખ દુઃખ આદિ સમગ્ર પ્રપંચનો કર્તા ભોક્તા આભાસ છે ચેતન નહીં અને એજ હેતુથી પૂર્વે ચેતનનો અભેદ સમજાવા આકાશનાં દૃષ્ટાંતથી ચેતનનો અભેદ પ્રરૂપ્યો છે. ચિદાભાસની સાત અવસ્થા છે તેમાં બધો આત્મજ્ઞાનથી સંસારની નિવૃત્તિ કરવાનો પ્રપંચ ઘટે છે. આ પ્રમાણે શુદ્ધ ચેતન અસંગત છે અને પ્રપંચની નિવૃત્તિ ચિદાભાસ, આત્મજ્ઞાનથી કરી શકે છે, પછી પ્રપંચ છે નહીં ત્યારે આભાસ પણ રહેતો નથી અર્થાત્ અવિદ્યા તેનાં કાર્ય સહિત નિઃશેષ લય પામે છે અને એકજ મહાકાશની જેમ સમરસ ચેતનજ કેવળ અદ્વિતીય રૂપે રહે છે. ચેતનના મિથ્યા આભા-

સને મિથ્યા સંસાર થયો છે અને તે મિથ્યા સંસારની નિવૃત્તિ ચેતનનાં મિથ્યા વિશેષ જ્ઞાનથી મિથ્યા ગુરૂ વેદદ્વારા ચિદાભાસ કરે છે એટલે કે પોતાનું વાસ્તવિક સ્વરૂપ ચેતન છે તે રૂપે આભાસ થાય છે. બુદ્ધિરૂપી પાત્રનો લય થતાં આભાસ કોનો અને ક્યાં પડે તેમ છે. આ પ્રમાણે અહંબ્રહ્મ એવું જ્ઞાન પણ ચિદાભાસને થાય છે પણ શુદ્ધ ચેતનરૂપ જીવને નહીંજ. આ પ્રમાણે ચેતન—કુટસ્થમાં જન્માદિનો નિષેધ થતાં સમગ્ર સંસાર કે જે સમ સત્તામાં છે તેનો નિષેધ સમજી લેવો. આવી રીતે એકજ ચેતન આકાશની જેમ જીવ—ઇશ્વર—કુટસ્થ અને બ્રહ્મરૂપે દેખાય છે પરંતુ પ્રપંચનો નિષેધ—બાધ થયા પછી એકજ ચેતન સમરસ રહે છે. અધિષ્ટાનોની એકતા મુખ્ય સામાનાધિકરણ્યથી થાય છે અને ચેતન અને આભાસરૂપ મિથ્યા પ્રપંચનો અભેદ બાદ સામાનાધિકરણ્યથી થાય છે એટલે કે એકજ બ્રહ્મ છે, બીજું કાંઇ નથી એ શ્રુતિનો અભિપ્રાય બરાબર અભેદતામાં સમાપ્તિ પામે છે. ખરેખર બ્રહ્મજ સિવાય ઇતર કાંઇ છેજ નહીં. ભગવત્પાદ પણ આ પ્રમાણે કેવલાદ્વૈતનું પ્રતિપાદન કરી શોક મોહના અવસર રહિત જે જેવું છે તે તેવુંજ છે એમ પારમાર્થિક સત્યતારૂપ સ્વ સ્વરૂપથી સ્થિતિ થવા પોતાના તમામ પ્રકરણ ગ્રંથોમાં મુખ્ય વાત એજ પ્રરૂપે છે. આચાર્યની સર્વ જીવોને સ્વ સ્વરૂપાવબોધથી સર્વથા ઉન્નતિ થવાની ઉચ્ચ અભિલાષા એ એના ઉચ્ચ ગ્રંથોથી પાર પડે છે તેમાં અતિશયોક્તિનો પ્રસંગ છેજ નહીં. अस्तु.

## आनंदकोश प्रकरणः—

इन्द्रेन्द्राण्योः प्रकामं सुरतसुखजुषो स्याद्रतान्तः सुषुप्तिः
स्तस्यामानंदसांद्रं पदमति गहनं यत्स आनंदकोशः ।
तस्मिन्नो वेद किंचिन्निरातिशय सुखाभ्यंतरे लीयमानो

दुःखीस्याद् बोधितः सन्निति कुशलमति र्बोधियेन्नैव सुप्तम् ॥ ६५॥

ભાવાર્થઃ—દક્ષિણ નેત્રમાં રહેલો દેવતા ઇંદ્ર છે, અને વામ નેત્રમાં રહેલી જ્યોતિરૂપ ઇંદ્રાણી છે. આ ઉભયની ભ્રુકુટીના મધ્ય ભાગમાં જે સ્થિતિ છે તે જાગૃત અવસ્થાનો સમય છે. જ્યારે ભ્રુકુટીની મધ્યમાંથી ઉતરીને હૃદયાકાશના પુરીતત્ નામના સ્થાનમાં તેઓ રહે છે ત્યારે સ્વપ્ન સ્થિતિ થાય છે. આ અવસ્થા તેઓનો સુરત પ્રસંગ છે. આ ઉભયના સુરતનો એટલે કે સ્વપ્ન સમયનો જે અંત તે સુષુપ્તિ કહેવાય છે એમ શ્રુતિમાં કથન છે. આ સુષુપ્તિમાં આનંદથી ઘાટું અને અતિ ગહન જે પદ છે તેને આનંદકોશ કહે છે. આ કોશમાં નિરતિશયાનંદમાં લીન થયેલો જીવાત્મા અહંકારનો લય થવાના કારણથી કશું પણ જાણતો નથી. આ સમયમાં ભોજનાદિનાં કે સ્ત્રી સંગનાં સુખને વાસ્તે પણ જો તે જીવને જગાડવામાં આવે તોપણ તે દુઃખીજ થાય છે તેથી સિદ્ધ થાય છે કે સઘળાં વિષય સુખોથી સુષુપ્તિનું સુખ ઉત્તમ પ્રકારનું છે. શ્રુતિ પણ કહે છે કે જે પુરૂષ સૂતેલાને જગાડે છે તેને પાપ લાગે છે માટે સજ્જન મનુષ્ય સૂતેલાને જગાડતો નથી, ॥ ૬૫ ॥

सर्वं नंदाति जीवा अधिगतयशसा गृह्णता चक्षुरादी नंतः सर्वोपकर्त्रा बहिरपि सुषुप्तौ तद्यथाः तुल्य संस्थाः।

एतेषां किल्बिषस्पृक् जठरभृतिकृते या बहि र्वृत्तिरास्ते त्वक्चक्षुःश्रोत्रनासारसनवशमितो याति शोकं चमोहम् ॥ ६६ ॥

**ભાવાર્થ**:—જેમ સુષુપ્તિ વેળામાં સર્વ જીવોને જાતિભેદાદિ તફાવત વિના એક સરખું નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે તેમ આત્મા કે જે નિદિધ્યાસ સમયમાં નેત્રાદિ ઇંદ્રિયોનો અંતર સંયમ કરે છે અને જાગૃત કાળમાં પણ તે ઇંદ્રિયોદ્વારા વિષયભોગ આપીને સર્વનો ઉપકાર સ્થાન છે તે આત્માના અપરોક્ષ અનુભવના સમયમાં સઘળા જીવોને એક સરખું નિરતિશય સુખ પ્રાપ્ત થાય છે. જે જીવ ભોજન કે સ્ત્રી સંગનાં સુખ સારૂં બહિર્મુખવૃત્તિવાળો બને છે તેને જ દુઃખ થાય છે કારણ કે શ્રોત્રાદિ ઇંદ્રિયોને વશ થવાથી શોક મોહના પ્રસંગમાં જીવને આવવું પડે છે. ઇષ્ટ અવસ્તુની–પદાર્થની પ્રાપ્તિથી મોહ–હર્ષ થાય છે અને ઇષ્ટ પદાર્થની અપ્રાપ્તિથી શોક–વિક્ષેપ થાય છે. ૬૬

जागृत्यामंतरात्मा विषयसुखकृतेऽनेक यत्नान्विधास्यन् श्राम्यात्सर्वेन्द्रियोघोधिगतमपि सुखं विस्मरन्याति निद्राम्। विश्रामाय स्वरुपे त्वतितर सुलभं तेन चातींद्रियं हि । सौख्यं सर्वोत्तमं स्यात्परिणति क्रिसादिंद्रियोत्थात्सुखाच्च ॥ ६७ ॥

**ભાવાર્થઃ**—વિષય સુખ પ્રાપ્ત કરવાના હેતુથી જાગ્રતમાં અનેક યત્નો કરી કરી જ્યારે ઇંદ્રિયો થાકી જાય છે ત્યારે પ્રાપ્ત થયેલાં સુખનું વિસ્મરણ કરી ઉરાકાશમાં વિરાજમાન આત્મ સ્વરૂપમાં જીવ નિદ્રાવશ થાય છે. આમ હોવાથી એ સિદ્ધ થાય છે કે પરીણામે વિરસપણાંના ભંડાર રૂપ ઈંદ્રિયજન્ય સુખોના કરતાં ઇંદ્રિયોથી અગમ્ય સુષુપ્તિનું જે સુખ છે તે ઉત્તમ પ્રકારનું છે. બહુ બહુ પ્રયાસનાં સેવનથી માંડ માંડ વિષય સુખ પ્રાપ્ત કરી શકાય છે અને પાછું તે સુખ પરીણામમાં તો વિષરૂપ દુઃખદાતા જ નીવડે છે અને આ સુષુપ્તીમાં થતાં સુખનો તો અલ્પ પ્રયાસથી યોગ આવી મળે છે અને પરીણામમાં પણ તે સુખ મહા સુખરૂપ થાય છે. ॥ ૬૭ ॥

**पक्षावभ्यस्य पक्षी जनयाति मरुतं तेन यात्युच्च देशं**
**लब्ध्वा वायुं महांतं श्रममपनयति स्वीय पक्षौ प्रसार्य।**
**दुःसंकल्पै र्विकल्पै र्विषय मनु कदर्थीकृतं चित्त मेतत्**
**खिन्नं विश्रामहेतोः स्वपितिचिरमहो हस्तपादान्प्र-**
**सार्य ॥ ६८ ॥**

**ભાવાર્થઃ**—જેમ પક્ષી પાંખને પહોળી કરવાથી પવનને પ્રગટ કરી તે પવનની સહાયતાથી ઉર્ધ્વ આકાશમાં જઈ ત્યાં ભીષ્મ પવનનો યોગ થવાથી પાંખોને પ્રસારી પોતાના પૂર્વના શ્રમને મટાડી આકાશમાં આનંદથી વિહાર કરે છે તેમ વિષયોઃ

ને પ્રાપ્ત કરવા તુચ્છ સંકલ્પ વિકલ્પથી દુઃખી થયેલું અને ખેદ પામેલું મન શયન સમયમાં શાંતિ મળવાથી હસ્ત ચર્ણને પ્રસારી સર્વ દુઃખથી રહિત બની ચિરકાળ પર્યંત બ્રહ્માનંદમાં ગરકાવ રહે છે. ॥ ૬૮ ॥

## વિવેચન.

**ભગવત્પાદે આનંદ કોશ પ્રકરણમાં** સર્વથી બ્રહ્માનંદનું શ્રેષ્ટપણું બતાવ્યું છે. **પંચદશીના આનંદ દીપમાં** અવસ્થાત્રયમાં બ્રહ્મજ આનંદરૂપે અન્વય થઈ રહ્યો છે અને ઇતર આનંદો છે તે પણ બ્રહ્મનાજ હોવા છતાં તાદાત્મ્ય અધ્યાસે વિષયાદિમાં બહિર્મુખ વૃત્તિથી કલ્પાયા છે. **ભગવત્પાદનાં** આ પ્રકરણનો આશય ઉપનીષદાદિ અનેક પ્રમાણોથી સુરક્ષિત છે તેમ બ્રહ્મનું નિરતિશયાનંદ સ્વરૂપ અનુભવ વિષય હોવાથી વિશેષ વૈખરીની પ્રવૃત્તિથી વિરમવામાં આવે છે.

आश्लिष्यात्मानमात्मा न कि मापि सहसै वांतरं वेद बाह्य। यद्वत् कामी विदेशात्सदनमुपगतो गाढमाश्लिष्य कांताम्। यात्यस्तं तत्रलोक व्यवहृतिरखिला पुण्यपापानु बंधः। शोको मोहो भयं वा सम विषम मिदं न स्मरत्येव किंचित् ॥ ६९ ॥

**ભાવાર્થ:**—જેમ વિદેશથી ગૃહ તરફ આવેલો કામી પુરૂષ અત્યંત ઉત્સાહ પૂર્વક પોતાની કાંતાનું ગાઢ આલીંગન કરી સુખમાં મગ્ન થયો હોય તે સમયે ઘર સંબંધી કે બહાર સં-

બંધીના કોઈ પણ ઇતર વિષયોને તે જાણુતોજ હોતો નથી તેમ સ્વપ્નાવસ્થામાંથી સુષુપ્તિમાં પ્રવેશ પામેલો પુરૂષ અકસ્માત પરમાત્મા સાથે મળી જઈ પરમાનંદરૂપ થયો હોય તે સમયે તે સ્વપ્નાના કે જાગૃતના કોઈ પણ પદાર્થને જાણુતો હોતોજ નથી. આવા સમયમાં સમસ્ત સૃષ્ટિ વ્યવહાર, પુણ્ય પાપનાં અનુબંધ, શોક, મોહ કે ભય એ સમગ્ર સાંસારીક સામગ્રી અસ્ત પામી હોય છે અને સમ તથા વિષમનું પણ લેશ માત્ર સ્મરણ હોતુંજ નથી. ॥ ૬૯ ॥

अल्पानल्प प्रपंच प्रलय मुपरति श्चेंद्रियाणां सुखाप्ति र्जीवन्मुक्तौ सुषुप्तौ त्रितय मपि समं किं तु तत्रास्ति भेदः । प्राक्संस्कारात्प्रसुप्तः पुनरपि च परा वृत्ति मेति प्रबुद्धो । नश्यत्संस्कार जातो न स किल पुनरावर्तते यश्च मुक्तः ॥ ७० ॥

ભાવાર્થઃ—જો કે જીવનમુક્તિ અને સુષુપ્તિમાં અલ્પ અનલ્પ પ્રપંચનો ( સ્થૂલ સૂક્ષ્મ પ્રપંચ ) નો લય, ઇંદ્રિયોનો ઉપશમ. અને સુખની ( સત્ય સુખ–પરમાનંદની ) પ્રાપ્તિ એ ત્રણે સરખાંજ હોય છે તોપણુ જીવન્મુક્તિ અને સુષુપ્તિમાં તફાવત એ છે કે સુષુપ્તિ અકસ્માત્ પ્રવર્તે છે તેથી તેમાં બીજરૂપે જાગૃતના સંસ્કારો રહી જતા હોવાથી તેઓનાં પ્રાબલ્યને લઇ જીવ સુષુપ્તિમાંથી પાછો જાગૃદાદિમાં પ્રવેશે છે પરંતુ જીવન્મુક્તિ નો ક્રમે

ક્રમે થાતી હોવાથી જાગ્રદાદિના સર્વ સંસ્કારો નષ્ટ થઈ જવાનાં કારણથી કાંઇ પણ સ્થિત્યંતર કરે તેવું આકર્ષક નહીં રહેતાં જીવ જીવન્મુક્તિમાંથી પાછો કદાપિ ફરતોજ નથી. ॥ ૭૦ ॥

### विवेचन.

જીવન્મુક્તિમાં પ્રપંચનો નિઃશેષ લય થવાથી પુનરપિ જગત્નાં દુઃખમય વિષય સુખોમાં પતન થતું નથી અને સુષુપ્તિમાં પ્રપંચનો બીજ રૂપે અવિદ્યામાં લય થતો હોવાથી સ્વલ્પ કાળ આનંદ લીધા બાદ બ્રહ્માનંદથી ભ્રષ્ટ થઇ વિષયાનંદમાં પાછી પ્રવૃત્તિ થાય છે.

**आनंदान्यश्च सर्वाननुभवति नृपः सर्व संपत्समृद्ध स्त स्यानंदः स एकः सखलु शतगुणः संप्रतिष्ठः पितॄणाम्। आदेव ब्रह्मलोकं शत शत गुणिता स्तेय दंतर्गतास्युः ब्रह्मानंदः स एको स्त्यथ विषय सुखा न्यस्य मात्रा भवंति ॥ ७१ ॥**

**ભાવાર્થઃ**—સઘળી સંપત્તિવાળો ચક્રવર્તી રાજા મનુષ્ય ભૂમિના જે સઘળા આનંદોનો અનુભવ કરે છે તે આનંદોને એકત્ર કરી તેની પાસે પિતૃઓના આનંદને સરખાવીએ તો તે સોગણો થાય છે. પિતૃ લોકના આનંદથી શરૂ કરી દેવલોક સુધીના અને બ્રહ્મલોક સુધીના જે આનંદો છે તેઓ એક પછી એક સો સો ગણા થતા જાય છે પણ બ્રહ્માનંદ તો એવો છે કે

તેમાં ઉપર કહેલા સઘળા આનંદોનો સમાવેશ થઈ જાય છે. આમ હોવાથી વિષય સુખોને બ્રહ્માનંદના ક્ષુદ્રમાં ક્ષુદ્ર અંશો જે-ટલાં સરખાવતાં થાય છે. ( ભગવત્પાદ બ્રહ્મજ નિરતિશયાનંદ સ્વરૂપ છે અને તેનોજ આનંદ સર્વ આનંદોથી ઉત્કૃષ્ટ છે એમ આ શ્લોકમાં કહેવા માગે છે. ) ॥ ૭૧ ॥

यत्रानंदाश्च मोदा प्रमद इति मुद श्चासते सर्व एते
यत्राप्ताःसर्वकामाः स्युरखिल विरमात्केवली भाव आस्ते।
मां तत्रानंद सांद्रे कृधि चिरममृतं सोमपीयूष पूर्णां
धारा मिंद्राय देहीत्यपि निगमगिरो भ्रूयुगांतर्गताय
॥ ७२ ॥

**ભાવાર્થઃ**—હે નિશામણિ ? હું કે જે જીવભાવને પામ્યો છું તેને જેમાં મનુષ્ય લોકના આનંદો, પિતૃલોકના આનંદો, ગંધર્વ લોકનાં આનંદો તથા બીજા સઘળા આનંદોનો સમાવેશ થાય છે, જેમાં સર્વ કામનાઓની પૂર્ણાહૂતિ થાય છે, અને જેમાં સર્વ પ્રપંચનો ઉપરામ થવાથી કેવળતા પ્રાપ્ત થાય છે એવા બ્રહ્માનંદરૂપ પદમાં ચિરકાળ સુધી અમર કર અને હું કે જે ભ્રુકુટીઓના મધ્યમાં રહેલો જીવાત્મા છું તેને બ્રહ્મરંધ્રરૂપ તારા-મંડળમાંથી ઝરતી અમૃતની પૂર્ણધારા આપ ' એવા અર્થવાળી સ્તુતિરૂપ શ્રુતિઓ પણ બ્રહ્માનંદનાં નિરતિશયપણાનું બોધન કરે છે. ( આ બ્રહ્માનંદ સંબંધે પંચદશીમાં સારૂં વિવેચન આપ્યું

છે જેથી તે પ્રકરણદ્વારા ભગવત્પાદના આ સૂત્રાત્મક શ્લોકોનું માહાત્મ્ય વાચકવૃંદ સમજશે તો બહુ આનંદપૂર્વક સિદ્ધાંતમાં ગતિ કરી શકાશે ) ॥ ૭૨ ॥.

**आत्माऽकंपः सुखात्मा स्फुरति तदपरा त्वन्यथैव स्फुरंती स्थैर्यं वा चंचलत्वं मनसि परिणतिं याति तत्रत्यमस्मिन् । चांचल्य दुःख हेतु र्मनस इदमहो यावदिष्टार्थ लब्धि स्तस्यां यावत्स्थिरत्वं मनसि विषयजं स्यात्सुखं तावदेव ॥ ७३ ॥**

**ભાવાર્થઃ**—આત્મા સ્થિર છે. આનંદરૂપ છે, અને પોતાની મેળેજ સ્ફુરવાવાળો છે પરંતુ માયા તો ચંચળ, દુઃખરૂપ અને આત્માનાં સ્ફુરણથીજ સ્ફુરે છે. આત્માના અને માયાના આ ઉભય ધર્મો જડચેતનની ગાંઠ જેવાં આ મનમાં પરિણામ પામેલા છે. આથી ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી અચુત પ્રયત્નથી વ્યાકુલતાવાળાં મનમાં દુઃખોનું હેતુરૂપ ચંચળપણું નિવાસ કરી રહે છે અને ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ થયા પછી તો વ્યાકુલતા મટી સ્થિરતા થાય છે. હવે જ્યાં સુધી સ્થીરતા અંતર્મુખતા રહે છે ત્યાં સુધી વિષયનું સુખ ભાસે છે પરંતુ વિષયાંતરની પ્રાપ્તિની ઇચ્છાથી જ્યારે બહીર્મુખતા ચંચલપણું પ્રવર્તે છે ત્યારે તો સઘળું સુખ તરતજ ચાલ્યું જાય છે. ( વિષયોમાં વાસ્તવીક આનંદ નથી અને જે જણાય છે તે બ્રહ્મના આ-

નંદની ભ્રાંતિરૂપ છે એ પ્રસંગ **નિશ્ચલદાસજીએ** વિચારસાગરના ચતુર્થ તરંગની આદિમાં બહુ સ્પુટ કર્યો છે વાસ્તે જીજ્ઞાસુએ તે જોવો ) ॥ ૭૩ ॥.

**यद्वत्सौख्यं रतांते निमिष मिह मन स्येकताने रसे स्यात्स्थैर्यं यावत्सुषुप्तौ सुखमनतिशयं तावदेवाथ मुक्तौ । नित्यानंदः प्रशांते हृदि तदिह सुख स्थैर्ययोः साहचर्यं नित्यानंदस्य मात्रा विषय सुखमिदं युज्यते तेन वक्तुम् ॥ ७४ ॥**

**ભાવાર્થઃ**—આ મન સ્ત્રીપુરૂષમાં સુરતાંતમાં જરાવાર અંતર્મુખ વૃત્તિવાળું રહે છે તેથી તેને જરાવાર સુખનું ભાન થાય છે, સુષુપ્તિમાં ચિત્તની વિશેષ સ્થિરતા હોવાથી વિશેષ સુખનો અનુભવ થાય છે અને જીવન્મુક્તિમાં તો સદાય સ્થિરતા હોવાથી સુખની શાશ્વતતાને ચિત્ત ત્યાં પ્રાપ્ત પણ થાય છે. આ પ્રમાણે સ્થિરતા અને સુખને સામીપ્ય છે એ વાત અનુભવ સિદ્ધજ છે તેથી નિઃશંકપણે કહી શકાય છે કે વિષય સુખ બ્રહ્માનંદનાં નિરતિશય સુખની આગળ એક ક્ષુદ્ર અંશરૂપ છે. ( ભગવત્પાદ જીજ્ઞાસુઓને વિષય સુખની તુચ્છતા બતાવી બ્રહ્માનંદની શ્રેષ્ઠતા સુચવી તે આનંદના અધિકારી બનવામાં જ કલ્યાણ છે એમ સુચવી તત્પરાયણ રહેવા આજ્ઞા આપે છે. ) ॥ ૭૪ ॥

श्रांतं स्वांतं स बाह्यव्यवहृतिमिरिदं ता समाकृष्यसर्वा
स्तत्तत्संस्कारयुक्तं ह्युपरमतिपरावृत्तिमिच्छिन्निदानम् ।
स्वाप्नान्संस्कार जात प्रजनित विषयान् स्वा-
प्न देहेऽनुभूतान् प्रोत्स्यांतः प्रत्यगात्म प्रवणमिदमगा
द्भूरि विश्राम मस्मिन् ॥ ७५ ॥

**ભાવાર્થઃ**—આ મન જાગૃતમાં સ્ત્રી પુત્રાદિના પોષણથી અનેક બાહ્ય વહેવારોથી કંટાળી જઈ તેઓનો ત્યાગ કરી સુષુપ્તિનું નિરતિશય સુખ લેવાની ઈચ્છાથી આત્મ સ્વરૂપ તરફ જાય છે પણ જાગૃતના વિષયોનાં દૃઢ અનુસંધાનથી ઉત્પન્ન થયેલા સંસ્કારોથી લચ્યું પચ્યું હોવાને લીધે આત્મ સ્વરૂપ સુધી નહિ પહોંચતાં તેને પાછું ફરવાની ફરજ પડે છે એટલે કે મધ્યમાં સ્વપ્ન અવસ્થામાં તેને જરા વાર ખોભરવું પડે છે. પછી આત્મ પ્રદેશમાં અનુભવેલા સર્વ સંસ્કાર જન્ય વિષયોને છોડી સુષુપ્તિમાં આત્મસ્વરૂપમાં પ્રવેશે છે, એટલે ત્યાં તેને ભારે શાંતિ—વિસામો મળે છે. ( જેમ કોઇ ખંડીયો રાજા અંદર બેઠેલા ચક્રવર્તી રાજાનો મેળાપ કરવા સજ્જ થાય ત્યારે પોતાની સેનાને બહારના દરવાજેજ છોડી બે ચાર નોકરોને સાથે લઈ અંદર દાખલ થવા જાય પણ આ પ્રકારે દાખલ થવાનું નહિ બનતાં સ્વલ્પ સમય પર્યંત મધ્યમાં ખોભરી પરિણામે અનુચરોને પણ વચમાં મૂકી એકલોજ ચક્રવર્તીની પાસે જઇ આનંદ પામે છે—તેમ.) ૭૬

## आनंद कोशनुं विवेचन.

**ભગવત્પાદ શંકરાચાર્યે** આ પ્રકરણમાં દશ શ્લોકથી બ્રહ્માથી કીટ સુધીના અને કીટથી બ્રહ્મા સુધીના આનંદોનું અધિકન્યૂન અને ન્યૂનાધિકપણું બતાવી પરબ્રહ્મજ પૂર્ણાનંદ સ્વરૂપ છે અને તે પરબ્રહ્મ આત્માનું વાસ્તવિક સ્વરૂપ છે એમ કહી જીજ્ઞાસુઓને પૂર્ણાનંદ સ્વરૂપે સ્થિતિ કરવા પ્રબોધ કર્યો છે. આ પ્રકરણના સંબંધમાં વિસ્તારથી વિવેચન કરતાં ખાસ પ્રસંગ ન હોવાથી એટલુંજ લખવું યોગ્ય જણાય છે કે સુજ્ઞ જીજ્ઞાસુઓએ **પંચદશીમાં સર્વ** આનંદોથી બ્રહ્માનંદનું ઉચ્ચત્વ અને ઉપનિષદોમાં પણ અનેક સ્થળે ઉપદેશેલું ઉત્તરોત્તર આનંદનું રહસ્ય વિચારવું કે જેથી **ભગવત્પાદનો** આ પ્રકરણ પરત્વેનો આશય બરાબર સમજાતાં ઉક્ત આનંદના ભોક્તા બની શકાય. ૬૬ માં શ્લોકમાં **પુજ્યશ્રીએ ઋગ્વેદનો** અનુવાદ આપી સિદ્ધાંતને દ્રઢ કર્યો છે. ૬૭ મા તથા ૬૮ મા શ્લોકમાં વિષયાનંદનું અતી તુચ્છપણું બતાવી વાસ્તવિક આનંદ વિષયોમાં નથી પરંતુ બ્રહ્મ સ્વરૂપના આનંદની ભ્રાંતિ બહિર્મુખ વૃત્તિથી થાય છે અને અંતર્મુખ વૃત્તિમાં દ્રશ્યોનું અનુસંધાન છૂટી જતાં જે વાસ્તવિક આનંદરૂપ જે આત્મસ્વરૂપ છે તે સ્વયં આનંદરૂપે સ્ફુરે છે ઇત્યાદિ સિદ્ધાંતના અંતરતમ પ્રદેશમાં ગોવિંદ પાદ જીજ્ઞાસુઓને લઇ જાય છે. અન્ય શ્લોકોમાં જાગૃતાદિ ત્રણે સ્થિતિમાં આત્માનો વ્યાપક આનંદ અને એ સ્થિતિએ પરસ્પર ભાવ અભાવ હોવાથી મિથ્યા છે તથા સુષુપ્તિ અને મુક્તિના ભેદ વિગેરે મહાન બાબતોને સંક્ષેપમાં **ભગવત્પાદ** નિરૂપે છે.

## प्रपंच मिथ्यात्व प्रकरण.

**स्वप्ने भोगः सुखादे र्भवतिननुकुतः साधने मूर्छमाने**
**स्वाप्नंदेहांतरं तद्व्यवहंति कुशलं नव्य मुत्पद्यते चेत् ।**

तत्सामग्र्या अभावात्कुत इदमुदितं तद्धि सांकल्पितं चे
त्तत्किं स्वाप्ने रतांते वपुषि निपतिते दृश्यते शुक्रमोक्षः
॥ ७६ ॥

શંકા.

ભોગાયતન સ્થૂલ કાયા, જ્ઞાનનાં તથા કર્મનાં કરણોની સાથે ચેષ્ટા વિનાની થઇ જાય છે તો પછી સ્વપ્નામાં સુખદુઃખ દેનારા વિષયભોગો કયાં સાધનથી થાય છે ?

સમાધાન.

સ્વપ્નામાં ભોગો ભોગવવામાં અતિ યોગ્ય નવું શરીર થાય છે તેથી જાગૃત શરીરની જરૂર નથી.

શંકા.

માતાનું રૂધિર અને પિતાનું વીર્ય એજ શરીરની ઉત્પત્તિમાં હેતુરૂપ છે. આ હેતુઓનો સ્વપ્નમાં તો અભાવ છે છતાં નવું શરીર કયા પ્રકારે ઉપજી શકે !

સમાધાન.

સામગ્રી ન હોવા છતાં પણ ભૂતાદિની જેમ સંકલ્પમાંથી મિથ્યાજ ઉત્પન્ન થાય છે.

શંકા.

સ્વપ્ન સંબંધી શરીર મિથ્યા ઉપજતું હોય તો તે સમયે થતો વીર્યસ્રાવ પણ મિથ્યાજ હોવો જોઇએ પણ એ સ્રાવ તો બિછાનામાં પડી રહેલા સ્થૂલ શરીરમાં તો પ્રત્યક્ષ દેખાય છે!!!

भीत्या रोदित्यनेन प्रवदति हसति श्लाघते नूनमस्मा
त्स्वप्नेप्यंगेऽनुबंधं त्यजति न सहसा मूर्छितोऽप्यंतरात्मा
पूर्वं ये येनुभूता स्तनु युवति हय व्याघ्रदेशादयोर्थाः
स्तत्संस्कार स्वरुपान्सृजति पुनरमून् श्रित्य संस्कार देहम्
॥ ७७ ॥

આ ઉપરાંત ચોરવ્યાઘ્રાદિનો ભય પણ સ્વપ્નમાં ઉપજે છે તો સ્થૂલ શરીર કવચીત રડે પણ છે. આ સિવાય બીજા રોવું હસવું બકવું અને અભિમાન કરવું ઈત્યાદિ અનેક દેખાવો થાય છે તે પણ સ્વપ્નમાં સ્થુલ શરીરમાંજ થાય છે તેથી પણ સ્વપ્નમાં ઇતર સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે એમ કેમ માની શકાય!

## समाधान.

જીવાત્મા પોતાને સ્વપ્ન પ્રાપ્ત થયા છતાં પણ અને જાગ્રત અવસ્થાનું સ્થૂલ શરીર નિશ્ચેષ્ટ થઇને પડેલું છતાં પણ તે શરીરની સાથેના પોતાના સંબંધને છોડી દેતો નથી પણ ફક્ત એટલુંજ કરે છે કે જાગ્રત અવસ્થામાં શરીર સ્ત્રી ઘોડા વાઘ તથા દેશ આદિ જે જે પદાર્થો અનુભવ્યા હોય તેઓના સંસ્કારોને સુક્ષ્મ દેહનાં અવલંબનથી તે તે પદાર્થોના આકાર આપી દે છે. ॥ ૭૭ ॥

संधौ जाग्रत्सुषुप्त्योरनुभव विदिता स्वाप्न्यवस्था द्वितीयां
तत्रात्मंज्योतिरास्ते पुरुषं इह समाकृष्य सर्वेन्द्रियाणि ।

संवेश्य स्थूलदेहं समुचितशयने स्वीयभासांतरात्मा
पश्यन्संस्कार रूपानभिमतविषया न्याति कुत्रापि तद्वत्
॥ ७८ ॥

**ભાવાર્થઃ**—સ્વપ્ન નામની બીજી અવસ્થા જાગ્રત અને સુ-
ષુપ્તિની સંક્રાંતિમાં ઉદ્ભવે છે, એ બાબત અનુભવસિદ્ધ છે. આ
અવસ્થામાં જીવ સઘળી ઇંદ્રિયોને પોતાના સ્વરૂપ પ્રતિ આકર્ષીને
આત્મપ્રકાશસ્વરૂપે સ્થિતિ કરે છે એટલે ઇંદ્રિયોના અભાવને લીધે
તે અવસ્થામાં વિષયોનું ગ્રહ પોતાનાજ પ્રકાશથી કરે છે અને સ્થૂલ
દેહને યથાલબ્ધ શયનમાં પોઢાડી મુકી સંસ્કારરૂપ ઇચ્છિત ભો-
ગોને પોતાના પ્રકાશથી દેખતો દેખતો સંસ્કારના રૂપથીજ કોઇ
સ્થળમાં વિહાર કર્યા કરે છે. ॥૭૮॥

रक्षन् प्राणैःकुलायं निजशयन गतं श्वासमात्रावशेषे
र्माभूत्तत्प्रेत कल्पा कृत कमिति पुनः सारमेयादिभक्ष्यम् ।
स्वप्ने स्वीयप्रभावा त्सृजति हयरथा न्निम्नगा पल्वलानि
क्रीडास्थानान्यनेका न्यपिसुहृद बलापुत्र मित्रानुकारान्
॥ ७९ ॥

**ભાવાર્થઃ**–પુર્વોક્તપ્રકારે સ્વપ્નમાં ગમે તે સ્થળે જીવાત્મા
વિચરતો હોય તોપણ સુવા સમયમાં ચેષ્ટાવિનાનાં થઇ રહેલાં પો-
તાનાં સ્થૂલ શરીરની "આ શરીરને મૃતસમાન આકારે ન બનવા

દેવું. જો મૃતતુલ્ય વિરૂપાકારને પ્રાપ્ત થઇ જશે તો નિર્જીવની ગંધનો અનુભવ કરનારાં શ્વાનાદિ જાનવરો શરીરને ખાઇ જશે" એ પ્રકારની કાળજી રાખતો છતો માત્ર શ્વાસરૂપે અવશેષ રાખેલા પ્રાણોવડે તેનો બચાવ કર્યા કરે છે, અને પોતાના પ્રભાવના બળથી જાગ્રતના સંસ્કારોને ઘોડા, રથ, નદીઓ, નાનાં તળાવો, અનેક રમ્ય ક્રિડાસ્થાનો, સ્નેહીઓ, સ્રીઓ, પુત્રો તથા મિત્રોના આકારો આપી દે છે. ॥૭૯॥

मातंग व्याघ्रदस्यु द्विषदुरग कपीन्कुत्रचि त्प्रेयसीभिः
क्रीडंन्नास्ते हसन्वा विहरति कुहचिन्मृष्ट मश्नाति चान्नम् ।
म्लेच्छत्वं प्राप्तवानस्म्यहमिति कुहचिच्छंकितः स्वीयलोका
दास्ते व्याघ्रादि भीत्या प्रचलतिकुहचि द्रोदिति ग्रस्यमानः
॥ ८० ॥

ભાવાર્થઃ—આ પ્રકારે એ સંસ્કારોને હાથી, ચોર, શત્રુ, તથા વાનરા વિગેરેના આકારો પણ આપી દે છે, આ સંસ્કારના યોગથીજ કોઈ સ્થાનમાં સ્રીઓ સાથે ક્રીડા કરે છે, કોઇ સ્થાનમાં હસતો હસતો વિહાર કરે છે, કોઇ સ્થળમાં મિષ્ટાન્ન આરોગે છે, કોઇ સ્થાનમાં હું હલકો-તુચ્છ બની ગયો એમ સમજી પોતાના લોકોથી ભય પામે છે, કોઇ સ્થાનમાં વાઘ વિગેરેના ત્રાસથી ભાગે છે અને કોઇ સ્થાનમાં તો વાઘ વિગેરેના ગ્રાસમાં સપડાઈ જવાથી રૂદન પણ કરે છે. ॥ ૮૦ ॥

योयो दृग्गोचरोर्थो भवति ससतदा तद्गतात्म स्वरुपा
विज्ञानोत्पद्यमानः स्फुरति ननु यथा शुक्तिका ज्ञानहेतुः।
रौप्याभासो मृषैव स्फुरति च किरणा ज्ञानतोंभो भुजंगो
रज्ज्वज्ञानान्निमेषं सुखभयकृदतो दृष्ट सृष्टं किलेदम् ॥८१॥

ભાવાર્થઃ—જાગૃત અવસ્થામાં મનુષ્ય પશુ પક્ષી તથા વૃક્ષ વિગેરે જે જે પદાર્થો દ્રષ્ટિગોચર થાય છે તે તે પદાર્થ તે તે વખત પોતામાં રહેલા આશ્રયભૂત આત્મસ્વરૂપના અજ્ઞાનથીજ પ્રકાશે છે. દાખલા તરિકે દોરડીમાં સર્પ સ્ફુરે છે તે સર્પના અજ્ઞાનથીજ, કિરણોમાં જળ દેખાય છે તે કિરણોના અજ્ઞાનથીજ, અને છીપમાં રૂપું સ્ફુરે છે તે છીપના અજ્ઞાનથીજ સ્ફુરે છે. રૂપું અને સર્પ વિગેરે પ્રાતિભાસિક પદાર્થો જેટલા વખત સુધી દેખાય તેટલા વખત સુધી સુખ કે ભયના હેતું છે. વાસ્તે તેઓ દ્રષ્ટસૃષ્ટ કહેવાય છે તેમ આ જગત્ પણ દેખાવાના સમયમાંજ કાર્ય કરે છે પણ સુષુપ્તિ કે સમાધિમાં કાર્ય કરતું નથી વાસ્તે તે પણ દ્રષ્ટસૃષ્ટજ છે. ॥ ૮૧ ॥

मायाध्यासाश्रयेण प्रविततमखिलं यन्मया तेन मत्स्था
न्येतान्येतेषुताहं यदपि हि रजतं भाति शुक्तो न रौप्ये।
शुक्त्यंशस्तेन भूतान्यपि मयि न वसंतीति विष्वग्विनेता
प्राहास्माद्दृश्यजातं सकलमपि मृषैवेन्द्र जालोपमेयम्
॥ ८२ ॥

**ભાવાર્થઃ**—માયારૂપ અધ્યાસનો આશ્રય 'હું છું કે જેણે આ નામરૂપાત્મક સઘળો સંસાર વિસ્તાર્યો છે તેથી આ સર્વ પદાર્થો મારામાં છે અને હું એઓમાં છું એમ ભાસે છે પરંતુ હું એઓમાં રહ્યો નથી અને મારામાં એઓ રહ્યા નથી કારણ કે છીપમાં ગોઠવાએલાં રૂપામાં છીપનો એકે અંશ હોતોજ નથી અને છીપમાં રૂપાનો પણ એકે અંશ નથી હોતો એ વાત પ્રસિદ્ધ છે. मया तत मिदं सर्व जगदव्यक्त मूर्तिना मत्स्थानि सर्वे भूतानि न चाहं तेष्वव स्थितः એવાં કૃષ્ણચંદ્ર પરમાત્માનાં વાક્યથી પણ આ સઘળું જગત્ મારામાં નથી અને હું એમાં નથી પરંતુ હુંજ એક છું અને જગત્ મિથ્યારૂપ હોવાથી મારાથી ઇતર કોય જગત્ એવો પદાર્થજ ન હોવાથી સર્વતઃ સર્વરૂપે હુંજ છું એમ સિદ્ધ થાય છે. ॥૮૨॥

## विवेचन.

**ભગવત્પાદ** આ પ્રપંચ મિથ્યાત્વ નામનાં પ્રકરણમાં પ્રપંચનો દૃષ્ટિ સૃષ્ટિવાદથી અથવા તો સ્વપ્નનાં દૃષ્ટાંતથી બાધ કરી કેવળ અદ્વૈતબ્રહ્મજ અવશેષ રહે છે એ બાબત ઉપદેશ કરે છે. પ્રથમ સ્વપ્ન દૃષ્ટાંતથી જાગ્રત પ્રપંચ મિથ્યા છે એ સમજવા સ્વપ્ન સંબંધે કાંઇક વિચારવું જોઇએ અને ત્યારપછી સ્વપ્ન જાગૃતના પદાર્થોનું સમાનપણું જણાવું જોઇએ અને પછી તે તમામ અવિદ્યાના પરીણામ સમજી તેઓનો બાધ કરી **ભગવત્પાદના** ઉપદેશ મુજબ કેવળતત્ત્વ ઉપર આવવું જોઇએ.

## પ્રપંચનાં મિથ્યાપણામાં સ્વપ્નનું દૃષ્ટાંત તથા —ઃદૃષ્ટિ સૃષ્ટિવાદનું સ્વરૂપઃ—

ચેતનથી ભિન્ન અનાત્મ પદાર્થો મિથ્યા સ્વપ્ન સમાન છે એવા પ્રકારના ઉચ્ચતમ ઉપદેશમાં કોઈ અજ્ઞાનીને શંકા થાય છે કેઃ—

## शंका.

" જે અજ્ઞાત પદાર્થ હોય તેનું સ્વપ્નમાં જ્ઞાન થાતું નથી પરંતુ જાગૃતિમાં જે પદાર્થોનું અનુભવ જ્ઞાન હોય તેની સ્વપ્નમાં સ્મૃતિ થાય છે વાસ્તે સ્મૃતિ જ્ઞાનના વિષયરૂપ જાગૃતના પદાર્થો સત્ય હોવાને લીધે તેઓનું સ્વપ્નમાં સ્મૃતિરૂપ જ્ઞાન પણ સત્ય છે. આમ હોવાથી સ્વપ્નના દષ્ટાંતથી જાગ્રતના પદાર્થોને મિથ્યા માનવા સંભવતા નથી."

બીજી શંકા તેનો તે અજ્ઞાની એ કરે છે કેઃ—"સ્વપ્નાવસ્થામાં સ્થૂલ શરીરને છોડીને લિંગ શરીર બહાર નીકળે છે અને સાચાં ગિરિ સાગરાદિકોને જુએ છે એથી પણ સ્વપ્નના પદાર્થો મિથ્યા નથી."

## समाधान.

પૂર્વ સમયના સંબંધી પદાર્થનું જ્ઞાન સ્મૃતિ જ્ઞાન કહેવાય છે. જે આગળ જોયેલા અશ્વની 'તે અશ્વ, એમ શબ્દે સ્મૃતિ થાય છે.' આ હસ્તિ કે આ અશ્વ ઉભો છે, એવું જ્ઞાન સ્મૃતિ નથી પરંતુ **પ્રત્યક્ષ** કહેવાય છે. સ્વપ્નમાં તો "આ અશ્વ ઉભો છે, આ પર્વત છે, અને આ નદી છે," એવા પ્રકારનું જ્ઞાન ઉદય પામે છે. આથી જાગૃતમાં દીઠેલા પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ નથી પણ અશ્વાદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. જો આમ કહે કેઃ– 'જાગ્રતમાં જાણેલા પદાર્થોનુંજ સ્વપ્નમાં જ્ઞાન બને છે, અજ્ઞાત પદાર્થોનું જ્ઞાન થાય નહીં, આથી જાગ્રતના પદાર્થોના જ્ઞાનના સંસ્કારોથીજ સ્વપ્નના જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. જે જ્ઞાન સંસ્કારથી ઉત્પન્ન પામ્યું હોય તે જ્ઞાન સ્મૃતિ જ્ઞાન કહેવાય છે વાસ્તે સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિરૂપ છે." આ શંકા અજ્ઞાનમૂલક છે અને તેનો સર્વથા અસંભવજ છે કારણ કે પ્રત્યક્ષ જ્ઞાન બે પ્રકારનું કહેવાય છે. એક **અભિજ્ઞારૂપ પ્રત્યક્ષ** અને બીજું **પ્રત્યભિજ્ઞારૂપ પ્રત્યક્ષ** જ્ઞાન. કેવળ ઇંદ્રિય સંબંધી જે જ્ઞાન થાય છે તે અભિજ્ઞા પ્રત્યક્ષ કહેવાય છે. દાખલા તરીકે નેત્રના યોગથી અશ્વનું 'આ અશ્વ છે' એવા પ્રકારનું જ્ઞાન

તે અભિજ્ઞા પ્રત્યક્ષ જ્ઞાન છે. પૂર્વ જ્ઞાનના સંસ્કારથી અને ઇંદ્રિય સંબંધથી જે જ્ઞાન થાય તે 'પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય છે. દાખલા તરીકે આગળ જોયેલા અશ્વનું 'તે અશ્વ આ છે, એવા પ્રકારે જ્ઞાન થાય તે 'પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ' જ્ઞાન કહેવાય છે. આ સ્થળમાં આગળ જોયેલા ઘોડાના જ્ઞાનના સંસ્કાર અને ઘોડાની સાથે નેત્રનો સંબંધ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષનો હેતુ છે. આ ઉપરથી સંસ્કાર જન્ય જ્ઞાન સ્મૃતિરૂપજ હોય છે એવો નિયમ નથી, પણ પ્રત્યભિજ્ઞા પ્રત્યક્ષ જ્ઞાન પણ સંસ્કાર જન્ય હોય છે. આથી ઇંદ્રિય સંબંધવિના કેવળ સંસ્કાર જન્ય જ્ઞાન હોય તે **સ્મૃતિ જ્ઞાન** કહેવાય છે. સ્વપ્નમાં અશ્વાદિનું જ્ઞાન કેવળ સંસ્કાર જન્ય હોતું નથી પરંતુ નિદ્રારૂપદોષજન્ય છે.

હસ્તિ આદિક જેમ સ્વપ્નમાં કલ્પિત છે તેમ ઇંદ્રિયો પણ સ્વપ્નમાં કલ્પિત હોય છે એથી એ જ્ઞાન ઇંદ્રિયજન્યજ છે. જો કે સ્વપ્નના પદાર્થો સાક્ષિ ભાસ્ય છે, ઇંદ્રિય જન્ય જ્ઞાનના વિષય નથી તોપણ અવિવેકીની દૃષ્ટિથી સ્વપ્નનું જ્ઞાન ઇંદ્રિયજન્ય કહેવાય છે. આ પ્રમાણે સ્વપ્નનું જ્ઞાન જાગ્રતના પદાર્થોની સ્મૃતિ નથી. યુક્તિ પણ એમજ કહે છે. નિદ્રાથી જાગીને માણસ આમ કહે છે કે "હું સ્વપ્નામાં અશ્વાદિને જોતો હવો" હવે જો અશ્વાદિની સ્વપ્નમાં સ્મૃતિ હોય તો જાગીને આમ કહેવું જોઇએ કે "હું સ્વપ્નામાં અશ્વાદિનું સ્મરણ કરતો હવો" પણ આવું તો કોય કહેતું નથી વાસ્તે જાગ્રતના પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ છેજ નહીં. જે પદાર્થો જાગ્રતમાં દીઠા હોય સાંભળ્યા હોય કે અનુભવ્યા હોય તેઓનુંજ સ્વપ્નમાં જ્ઞાન થાય એવો કાંઈ નિયમ છેજ નહીં પણ જાગ્રતમાં અજ્ઞાત પદાર્થોનું પણ સ્વપ્નમાં જ્ઞાન થાય છે. કોઇ કોઇ વાર સ્વપ્નામાં એવું વિલક્ષણ વિપરીત દર્શન થાય છે કે જે આખા જન્મારામાં પણ થયું ન હોય, સાંભળ્યું ન હોય અને અનુભવ્યું પણ ન હોય તેથી સ્વપ્નનું જ્ઞાન સ્મૃતિ જ્ઞાન નથી એ વાત શંકા રહિતજ છે. જો કે આ જનમના પદાર્થોના જ્ઞાનના સંસ્કારોજ સ્મૃતિના કારણરૂપ છે એવો નિયમ નથી પણ અન્ય બીજા જનમના જ્ઞાનના સંસ્કારથી પણ સ્મૃતિ

થાય છે. કારણ કે અનુકુળ જ્ઞાનથી પ્રવૃત્તિ બને છે અને તેના વિના પ્રવૃત્તિ બને પણ નહીં. આ હેતુથી બાળકમાં સ્તનપાનમાં જે પહેલવહેલી વૃત્તિ ઉઠે છે તેનું કારણ બાળક પણ 'સ્તનપાન મને અનુકુળ છે' એવું જ્ઞાન ધરાવતું હોય છે. આ સ્થળમાં અન્ય જનમમાં સ્તનપાનમાં અનુકુળતાનો જે અનુભવ કર્યો છે તેના સંસ્કારોથી બાળકને પ્રથમ અનુકુળતાની સ્મૃતિ થાય છે. આ દષ્ટાંતથી અન્ય જન્મના જ્ઞાન સંસ્કારથી પણ સ્મૃતિજ્ઞાન ઉદ્ભવે છે એ વાત સિદ્ધ થાય છે. આ પ્રમાણે આ જન્મમાં અજ્ઞાત પદાર્થોની પણ અન્ય જનમના જ્ઞાનના સંસ્કારોથી સ્વપ્નમાં સ્મૃતિ સંભવે છે. આથી સ્વપ્નમાં સ્મૃતિજ્ઞાન માનવાનો પ્રસંગ છેજ નહીં કારણ કે કોઇવાર સ્વપ્નમાં તો એવા પદાર્થો પ્રતીત થાય છે કે જેનું જાગ્રતમાં કોઇ જનમમાં પણ જ્ઞાન બને નહીં. દાખલા તરીકે પોતાના શિરચ્છેદને પોતાનાં નેત્રવડે કરી કોઈ સ્વપ્નમાં જુએ છે. જાગૃતમાં કોઈ આવા પ્રકારનો પોતાનો શિરચ્છેદ પોતાના નેત્રથી જોતો નથી તેમ આવું તો કોય જનમમાં પણ બની શકે નહીં વાસ્તે જાગૃત પદાર્થોના જ્ઞાનના સંસ્કારોની સ્વપ્નમાં સ્મૃતિ છેજ નહીં છતાં સ્મૃતિ કહેવી એજ વદતો વ્યાઘાત દોષ છે તેમજ આ બાબત સેંકડો યુક્તિઓ વિદ્વજ્જનોએ નિર્ણીત કરી છે. જે સ્મૃતિ જ્ઞાનનો વિષય છે તે સમીપમાં કદાપિ ખડો થાય નહીં અને સ્વપ્નમાં તો અશ્વાદિ પદાર્થો નેત્ર સમીપે ખડા થાય છે એથી અશ્વાદિ પદાર્થોની સ્વપ્નમાં સ્મૃતિ છેજ નહીં. સ્વપ્નામાં લિંગ શરીર બહાર જાય છે એ કથનજ અજ્ઞાનનું સ્થાનક છે કારણ કે સ્વપ્નમાં લિંગ શરીર બહાર જતુંજ નથી. જો સ્થુળ શરીરમાંથી લિંગ શરીર બહાર નીકળી સ્વપ્નમાં સાચા ગિરિ સમુદ્રાદિ દેખતું હોય તો મરણાવસ્થાની જેમ સ્વપ્ન કાળે સ્થુલ શરીર અમંગળરૂપ થતું જોઇએ એટલે કે પ્રાણનાં ગમનથી મરેલું મુડદુંજ બની જવું જોઈએ પરંતુ આમ તો હોતું નથી પરંતુ સ્વપ્નામાં તો પ્રાણ સહિત સ્થુલ શરીર હોય છે અને જાગ્રતની જેમ મંગળ સ્વરૂપજ હોય છે. આથી સ્થુલ શરીરની બહાર સૂક્ષ્મ લિંગ શરીર સ્વપ્નાવસ્થામાં બહાર નીકળતુંજ નથી.

કોઇ એમ શંકા કરે કે "સ્વપ્નામાં પ્રાણ વિના કેવળ અંતઃકરણ અને જ્ઞાન ઇંદ્રિયો બહીર પર્વતાદિકોમાં જઇને તેઓને દેખે છે. પ્રાણ બહાર જતા નથી તેથી સ્થુલ શરીર મંગળરૂપ રહે છે. પ્રાણને બહાર જવાનું પ્રયોજન પણ નથી કારણ કે પ્રાણમાં જ્ઞાનશક્તિ નથી પણ કેવળ ક્રિયાશક્તિજ છે. બહારના પદાર્થોના જ્ઞાનનું જેમાં સામર્થ્ય છે તે અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો બહાર જાય છે. અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયોમાં જ્ઞાનની શક્તિ હોવાથી તેઓનું બહાર જવું સંભવે પણ છે. કર્મ ઇંદ્રિયોમાં જ્ઞાનશક્તિ ન હોવાથી તેઓ પ્રાણની સાથેજ સ્થુળ શરીરમાં રહે છે, તેથી મરણ નિમિત્તથી થતા દાહ આદિકોથી શરીરની રક્ષા પણ થાય છે. આ પ્રમાણે અંતઃકરણ અને જ્ઞાનેંદ્રિયો બહાર જાય છે. તેઓ સાચાં પર્વતાદિને દેખીને પાછાં પ્રાણ તથા કર્મેન્દ્રિયોની સમીપે જાય છે."

આ શંકા કેવળ અશાસ્ત્રીય તર્કજ છે અર્થાત્ શ્રુતિ યુક્તિ અને અનુભૂતિથી તદન વિરૂદ્ધજ છે ઉઠાવેલી છે કારણ કે સ્થુલ સૂક્ષ્મ સમાજમાં સર્વનો સ્વામી પ્રાણ પ્રાણ વિના શરીરને દેખવાથી ક્ષણમાત્ર પણ શરીર રાખવામાં આવતું પણ નથી. પ્રાણો વિનાનું શરીર બહાર લઇ જવાનાં આવે છે. બાળવામાં કે દાટવામાં આવે છે. અને સ્પર્શમાત્રથી સ્નાન પણ કરવામાં આવે છે. આથી સ્થુલ શરીરમાં પ્રાણ પ્રધાન છે. સૂક્ષ્મ શરીરમાં પણ પ્રાણ પ્રધાન છે. ઇંદ્રિયોમાં પ્રાણ પ્રધાન છે એ બાબત બૃહદારણ્યક ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયના પ્રથમ બ્રાહ્મણમાં પ્રસંગ છે અને ત્યાં પ્રાણ અને ઇંદ્રિયોનાં ગ્રહણથી તેના અભિમાની દેવતાઓનું ગ્રહણ છે કારણ કે દેવતા વિના જડમાં તો કાંઈ ક્રિયાની કે જ્ઞાનની નિષ્પત્તિ થતીજ નથી. આ પ્રસંગથી એમ સિદ્ધ થાય છે કે જ્યાં સુધી સર્વનો સ્વામી પ્રાણ બહાર નીકળતો નથી ત્યાં સુધી તેને આધીન ઇતર જ્ઞાન કર્મની ઇંદ્રિયો કે અંતઃકરણ બહાર ગમન કરી શકતાંજ નથી જેથી પ્રાણોવિના ઇંદ્રિયાદિક સંઘાતનું ગમન બની શકે તેમ છેજ નહીં. પ્રાણના જવાથી એ ઇંદ્રિયોનો

સંઘાત પાછળ જાય છે અને પ્રાણના આવવાથી તેઓ પ્રાણની પાછળ પ્રવેશ કરે છે. સ્વપ્નાવસ્થામાં પ્રાણ વિના ઇંદ્રિયાદિનો ગમનાગમન વ્યવહાર, કોઇ પણ યુક્તિથી, શ્રુતિથી કે અનુભવથી સિદ્ધજ થાય તેમ નથી. વળી અંતઃકરણ અને જ્ઞાનઇંદ્રિયો ભૂતોનાં સત્વગુણનાં કાર્ય છે, તેઓમાં જ્ઞાન શક્તિ છે, ક્રિયા શક્તિ નથી. પ્રાણમાં ક્રિયા શક્તિ છે તેના યોગથીજ મરણ કાળમાં લિંગ શરીર સ્થુલ શરીરને તજીને લોકાંતર પ્રતિ ગમન કરે છે. પ્રાણનાજ બળથી ઇંદ્રિયદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર ઘટાદિકોના સમીપે જાય છે અને પ્રાણની સહાયતા વિના અંતઃકરણાદિનું બહાર જવું સંભવતું પણ નથી. યોગ સૂત્રમાં આજ હેતુથી કહ્યું છે કે 'પ્રાણનો નિરોધ થયા વિના મનનો નિરોધ થાય નહિં, પ્રાણની ગતિથી મનની ગતિ છે. પ્રાણવિનિયમથીજ મનોનિગ્રહ થાય છે. આથી મનના નિરોધરૂપ જે રાજયોગ તેમાં જેને ઇચ્છા હોય તેને પ્રાણનિરોધરૂપ હઠયોગનું અનુષ્ઠાન કરવું" આ કથનથી આ સ્થળમાંનો પ્રાણના ગમનથી ઇતર ઇંદ્રિયાદિનું ગમન થઇ શકે છે. એ બાબત લક્ષ્યમાં રાખવા સુચવવામાં આવે છે. આ પ્રમાણે પ્રાણ સમેત સ્થુલ શરીર સ્વપ્નાવસ્થામાં હોય છે તેથી બહાર જઇ સાચા પર્વતાદિને દેખે છે એ કથન તદ્દન અસંગત છે. વળી કોઈ પુરૂષ પોતાના સ્નેહીને સ્વપ્નમાં મળીને જે વ્યવહાર કરે છે તો જાગ્યા પછી તે સંબંધી મળે ત્યારે તેને આમ નથી કહેતો કે 'રાત્રીએ આપણે મળ્યા હતા, અને અમુક વ્યવહાર કર્યો હતો" અને શંકા કરનારના કહેવા પ્રમાણે તો બહાર નીકળીને તે સંબંધીને મળીને વ્યવહાર સાચો કર્યો છે, તે મળ્યાનું અને વ્યવહારનું જ્ઞાન સંબંધીને હોવું જોઇએ. અને મળે ત્યારે ઉપરની જેમ સંબંધીને કહેવું પણ જોઇએ. સિદ્ધાંતની રીતિએ તો એ વ્યવહાર કલ્પિત છે જેથી સાચો નથી. જો બહાર નીકળીને સાચા પદાર્થોને દેખવામાં આવતા હોય તો રાત્રે સૂતેલો માણસ મુંબઈમાં મધ્યાન્હ તાપથી તપેલા હીમાલય પર્વતને મુંબઇની પૂર્વમાં દેખે છે. આ સ્થળમાં તો રાત્રે મધ્યાન્હ સૂર્ય નથી અને મુંબઇના પૂર્વ દિશામાં

હિમાલય પણ નથી. આ યુક્તિથી પણ સ્વપ્નના પદાર્થો સાચા દેખવામાં આવતા પણ નથી. આ રીતે જાગૃતિની સ્મૃતિ અને બહાર નીકળીને ઇશ્વર રચિત પર્વતાદિકોનું સ્વપ્નમાં જ્ઞાન થાય છે એ ઉભય બાબતનું નિરાકરણ થઇ ગયું.

## સ્વપ્નમાંજ સર્વ ત્રિપુટી ઉદય પામે છે.

જાગ્રતના પદાર્થોની સ્મૃતિ અને સૂક્ષ્મ શરીરનું બહાર નીકળવું તો પૂર્વોક્ત રીતિએ સંભવતું નથી તોપણ જાગ્રતની જેમ જ્ઞાતા–જ્ઞાન અને જ્ઞેય ત્રિપુટી સ્વપ્નમાં પ્રતીત થાય છે, એથી કંઠની નાડીની અંદરજ સર્વ કાંઇ ઉત્પન્ન થાય છે. વેદ પણ આમ કહે છે. ઉપનીષદ્ પણ કહે છે કે–'જાગ્રતના પદાર્થ સ્વપ્નમાં પ્રતીત નથી થતા. પણ રથ અને ઘોડા તથા માર્ગ તેમજ રથમાં બેસનારા સ્વપ્નમાં નવાંજ ઉત્પન્ન થાય છે.' આ કથનથી પર્વત, સમુદ્ર, ગામ, નદી, મહેલ, સૂર્ય ચંદ્ર; જે કાંઇ સ્વપ્નમાં દેખાય છે તે તમામ નવાંજ ઉત્પન્ન થાય છે. જો સ્વપ્નમાં પર્વતાદિ ન હોય તો તેઓનું પ્રત્યક્ષ જ્ઞાન સ્વપ્નમાં થાય છે તે નહીં થવું જોઇએ.

કારણ કે વિષય સાથ ઇંદ્રિયનો સંબંધ કે અંતઃકરણની વૃત્તિનો સંબંધ પ્રત્યક્ષ જ્ઞાનનો હેતુ છે. આથી પર્વતાદિ વિષય, તેઓનાં જ્ઞાનનાં સાધન ઇંદ્રિયો અને અંતઃકરણ સર્વ અંદર ઉત્પન્ન થાય છે. જો કે સ્વપ્નના પદાર્થ છીપમાં રૂપાં આદિની જેમ સાક્ષિભાસ્ય છે, અંતઃકરણનો ઇંદ્રિયોનો સ્વપ્નના જ્ઞાનમાં ઉપયોગ નથી એથી જ્ઞેય જે પર્વતાદિક છે તેઓનીજ ઉત્પત્તિ સ્વપ્નમાં માનવી યોગ્ય છે. જ્ઞાતા અંતઃકરણ–જ્ઞાન અને ઇંદ્રિયોની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી, તોપણ જેમ સ્વપ્નમાં પર્વતાદિ પ્રતીત થાય છે તેમ ઇંદ્રિય અંતઃકરણ અને પ્રાણ સહિત સ્થૂલ શરીર પણ સ્વપ્નમાં પ્રતીત થાય છે વાસ્તે તેઓની પણ ઉત્પત્તિ માનવી જોઇએ. અથવા તો સ્વપ્ન પદાર્થો વિષે નેત્રાદિની વિષયતાનું ભાન થાય છે.. તે ( જાગ્રતનાં )'વ્યવહારિક' નેત્રાદિકોની વિષયતા તો સ્વપ્નના

"પ્રાતિભાસિક" પદાર્થોમાં બને નહી. કેમકે સમસત્તાવાળા પદાર્થજ આપ આપમાં સાધક બાધક હોય છે. આથી બ્યવહારિક નેત્રાદિ શરીરમાં છે પણ તેઓથી સ્વપ્નના પ્રાતિભાસિક પદાર્થોની વિરૂધસત્તા હોવાથી, તેઓનાં જ્ઞાનની વિષમતા સ્વપ્નના પર્વતાદિકોને બને નહીં. વળી બ્યવહારિક જે ઇંદ્રિયો છે તે આપ આપનાં સ્થાનકને છોડીને કાર્ય કરવામાં સમર્થ થાય નહીં. અને સ્વપ્ન અવસ્થામાં સૂતેલાના હાથ-પગ વાણીનાં સ્થાનક તો બીજાને નિશ્ચલ દેખાય છે. હસ્તમાં દ્રવ્ય ગ્રહણ કરીને સ્વપ્નમાં સૂતેલો માણસ પોકાર કરતો દોડે છે એથી સ્વપ્નમાં ઇંદ્રિયોની ઉત્પત્તિ માનવીજ જોઇએ. તેમ સુખદુઃખ અને તેઓનું જ્ઞાન તથા સુખદુઃખના આશ્રય સ્વપ્નમાં દેખાય છે. વિના થએલા પદાર્થોની પ્રતીતિ થાય નહીં. એમ સર્વ ત્રિપુટી સામગ્રી સ્વપ્નમાં ઉત્પન્ન થાય છે.

## शंका.

જે પદાર્થ પ્રતીત થાય છે તેઓની ઉત્પત્તિ અંગીકાર થાય તો જેમ સ્વપ્ન દૃષ્ટાંતથી જાગ્રતના પદાર્થ મિથ્યા સિદ્ધાંતમાં કહ્યા છે તેમ જાગ્રતના પદાર્થોની પેઠે ઉત્પત્તિવાળા હોવાથી સ્વપ્નના પદાર્થ પણ સત્ય થવા જોઇએ. અને સ્વપ્નના પ્રતીત પદાર્થની ઉત્પત્તિ ન માનવામાં આવે તો એ દોષ સંભવતો નથી. કારણ કે જાગ્રતના પદાર્થ તો ઉત્પન્ન થઇ પ્રતીત થાય છે અને સ્વપ્નમાં પદાર્થ ઉત્પન્ન થયા વિના પ્રતીત થાય છે. આથી સ્વપ્નમાં થયા વિનાના પદાર્થોનું જ્ઞાન ભ્રમરૂપ હોવાથી તેઓની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી.

## समाधान.

જે વસ્તુને ઉત્પન્ન થવામાં જેટલી દેશકાળ આદિ સામગ્રી જોઇએ તેટલી સામગ્રી વિના જે વસ્તુ ઉત્પન્ન પામે તે **મિથ્યા** કહેવાય છે. સ્વપ્નનાં અશ્વાદિને યોગ્ય દેશ કાળ હોતાં પણ નથી. ઘણા કાળમાં, અને ઘણા દેશમાં ઉત્પન્ન થવા યોગ્ય અશ્વાદિ સ્વપ્નમાં તો ક્ષણ માત્ર કાળમાં અને સ્વલ્પ કંઠ

પ્રદેશમાં ઉપજે છે તેથી તેઓ મિથ્યા છે. જો કે સ્વપ્ન અવસ્થામાં અધિક કાળ અને આધિક દેશની પ્રતીતિ થાય છે તોપણુ બીજા પદાર્થોની જેમ સ્વપ્નમાં અધિક કાળ-દેશ પણ અનિર્વચનીય, પ્રાતિભાસિક ઉત્પન્ન થાય છે, કારણુ કે વિષય વિના પ્રત્યક્ષ જ્ઞાન બને નહીં. અને સ્વપ્નમાં અધિક દેશકાળનું જ્ઞાન થાય છે. વ્યાવહારિક દેશકાળ ન્યુન છે. આથી સ્વપ્નમાં પ્રાતિભાસિક દેશકાળ ઉત્પન્ન થાય છે. પરંતુ સ્વપ્નાવસ્થામાં ઉત્પન્ન પામેલાં પ્રાતિભાસિક દેશકાળ તે સ્વપ્નાવસ્થાના અશ્વાદિકોના કારણુ નથી કેમકે કારણુ હોય તે પહેલાં ઉપજે છે અને કાર્ય પછી ઉત્પન્ન પામે છે. સ્વપ્નના દેશકાળ અને અશ્વાદિક એકજ સમયમાં ઉત્પન્ન થતાં હોવાથી તેઓને પરસ્પર કાર્ય-કારણુ ભાવ છે નહિં. અને વ્યાવહારિક દેશકાળ ઓછો છે, તેથી હસ્તિ આદિકોને યોગ્ય નથી; આથી દેશકાળરૂપ સામગ્રી વિના ઉપજે છે વાસ્તે સ્વપ્નના પદાર્થ મિથ્યા છે. માતા વિગેરે બીજી પણ અશ્વાદિકની સામગ્રી સ્વપ્નમાં છેજ નહિ. જોકે સ્વપ્નમાં પ્રાણી પદાર્થનાં માતા પિતા પણ દેખાય છે તોપણુ સ્વપ્નના માતા પિતા પુત્રની ઉત્પત્તિનાં કારણુ નથી. કારણુ કે માતાપિતાને પુત્ર એકજ ક્ષણુમાં સાથે ઉદ્ભવે છે. વાસ્તે તેઓમાં પરસ્પર કાર્ય-કારણુ ભાવ નથી. જે નિંદ્રા સહિત અવિદ્યાથી સ્વપ્ન પદાર્થ પેદા થાય છે તેજ અવિદ્યા તે પદાર્થોમાં માતાપણું પિતાપણું અને પુત્રપણું ઉપજાવે છે. આ પ્રમાણે સ્વપ્ન પદાર્થની ઉત્પત્તિમહિં બીજી કોઇ સામગ્રી નથી પણ અવિદ્યાજ નિંદ્રારૂપ દોષ સહિત કારણુ છે. દોષ સહિત અવિદ્યાથી જે ઉત્પન્ન થાય તે રજ્જુ સર્પવત્ કે શુક્તિરજતની જેમ મિથ્યા હોય છે. આ રીતે સ્વપ્ન પદાર્થ સત્ય નથી અર્થાત્ મિથ્યા છે. વિચાર ભેદે અંતઃકરણુ કે વિદ્યાનો પરિણામ અને ચેતનનો વિવર્ત સ્વપ્ન છે. જાગૃતના પદાર્થ વ્યાવહારીક છે અને સ્વપ્નના પ્રાતિભાસિક છે એ કથવાથી એ ઉભય અવસ્થાના પદાર્થો એક બીજાથી વિલક્ષણુ છે એ કહેવું યોગ્ય નથી. મુખ્ય સત્તા બે છે. પ્રાતિભાસિક અને પારમાર્થિક. વ્યવહારિક સત્તાનો અંગીકાર જે જે શાસ્ત્રકારોએ કર્યો છે

તે ફક્ત બોધ હેતુથી અને સ્થુલ દ્રષ્ટિથી છે, નિંદ્રારૂપ દોષ સહિત અને કેવળ અવિદ્યાજન્ય હોવાથી પ્રાતિભાસિક અને વ્યવહારિક ભેદ કહ્યા છે. બોધ પ્રક્રિયામાં વ્યવહારિક સત્તાઓનો અંગીકાર અધિકાર ભેદે ભન્ને સંમત હોય પરંતુ સિદ્ધાંતની દ્રષ્ટિએ તો અનાત્મ પદાર્થોની તમામની પ્રાતિભાસિકજ સત્તા છે, અને ચેતનની પરમાર્થ સત્તા છે. આકાશાદિક પ્રપંચની ઉત્પત્તિ દેશકાળ સામગ્રી વિના થાય છે વાસ્તે આકાશાદિક સ્વપ્નની પેઠે મિથ્યા છે. જાગૃત પદાર્થથી વિલક્ષણ નથી કારણ કે જાગૃતના પદાર્થો અને તેઓનું જ્ઞાન સાથેજ ઉત્પન્ન થાય છે અને સાથેજ નષ્ટ થાય છે. સર્વ પદાર્થ ચેતનના વિવર્ત છે અને અવિદ્યાના પરિણામ છે. છીપના રૂપાંની જેમ જે કાળમાં જે પદાર્થ પ્રતીત થાય તે કાળમાં અધિષ્ઠાન ચેતન આશ્રિત અવિદ્યાનો દ્વિવિધ પરિણામ થાય છે. (૧) અવિદ્યાના તમોગુણ અંશનો ઘટાદિ વિષયરૂપ પરિણામ થાય છે. (૨) અવિદ્યાના સત્વગુણ અંશનો જ્ઞાનરૂપ પરિણામ થાય છે. જો કે ચેતનને 'જ્ઞાન' કહે છે એથી સત્વગુણનો પરિણામ જ્ઞાન કહેવાય નહિ, તો પણ સર્વવ્યાપક ચેતન જ્ઞાન નથી પણ સાભાસ વૃત્તિમાં આરૂઢ ચેતનને જ્ઞાન કહે છે વાસ્તે ચેતનમાં જ્ઞાન વ્યવહારની સંપાદક વૃત્તિ છે. જેમ લોકમાં કહે છેઃ—"ઘટનું જ્ઞાન ઉત્પન્ન થયું" પટનું જ્ઞાન નષ્ટ થયું' ત્યાં વૃત્તિ આરૂઢ ચેતનનો તો ઉત્પત્તિ કે નાશ સંભવે નહિ પરંતુ વૃત્તિનો સંભવે છે. અને લોકો જ્ઞાનનો કહે છે. આ પ્રમાણે વૃત્તિમાં પણ જ્ઞાન શબ્દનો પ્રયોગ છે. તે વૃત્તિરૂપજ્ઞાન સત્વગુણનો પરિણામ છે એમ સમજવું. તે વૃત્તિરૂપ પરિણામમાં ચેતનનો આભાસ હોય છે અને ઘટાદિક વિષયરૂપ પરિણામમાં ચેતનનો આભાસ થાય નહિ કારણ કે જો કે વિષય અને વૃત્તિ અવિદ્યાનાં પરિણામ છે તો પણ ઘટાદિક વિષય તો અવિદ્યાના તમોગુણનો પરિણામ છે એથી મલિન છે, તેમાં આભાસ થાય નહિ; અને વૃત્તિ સત્વગુણનો પરિણામ સ્વચ્છ છે, તેમાં આભાસ થાય છે. આ પ્રમાણે વૃત્તિને ચેતનના આભાસ ગૃહણની યોગ્યતા હોવાથી વૃત્તિથી 'અવચ્છેદ પામેલા ચેતનને જ્ઞાન અને સાક્ષી કહે છે. ઘટાદિ વિષયને આભાસ ગૃહણની યોગ્યતા

નથી એ કારણથી તેઓને જ્ઞાન કે સાક્ષી કહેવાય નહિ. આ પ્રમાણે જાગૃત પદાર્થો અને તેનું જ્ઞાન સાથેજ ઉત્પન્ન થાય છે અને સાથેજ નષ્ટ થાય છે.

## દ્રષ્ટિ સૃષ્ટિ વાદનું સ્વરૂપ.

**द्रष्टिरेव भवेत्सृष्टि र्दृष्टि सृष्टिमते तथा ।**
**द्रष्टिकालीनसृष्टिस्तु द्रष्टिसृष्टिर्मतांतरे ॥**

સર્વ પદાર્થ સાક્ષાત્ અવિદ્યાનાં કાર્ય છે. છીપનાં રૂપાની જેમ કે સ્વપ્નની જેમ અવિદ્યાની વૃત્તિ–ઉપહિત સાક્ષિથી તેઓનો પ્રકાશ થાય છે, આથી સર્વ પદાર્થ સાક્ષિ ભાસ્ય છે. જ્ઞાનાકાર અને જ્ઞેયાકાર અવિદ્યાનો પરીણામ એકજ કાળમાં થાય છે અને સાથેજ નષ્ટ થાય છે તેથી જ્યારે પદાર્થની પ્રતીતિ થાય છે ત્યારેજ પ્રતીતિનો વિષય–પદાર્થ થાય છે. અન્યકાળમાં નથી થતો. આને દૃષ્ટિ સૃષ્ટિવાદ કહેવાય છે. આ પક્ષમાં પદાર્થની અજ્ઞાત સત્તા નથી, જ્ઞાત સત્તા છે. **અદ્વૈતવાદમાં** એ સિદ્ધાંત પક્ષ છે. આ પક્ષમાં બેજ સત્તા છે. પ્રાતિભાસિક અને પરમાર્થિક. ત્રીજી વ્યવહારિક સત્તા છેજ નહીં. કેમકે ચેતન પારમાર્થિક સત્તાવાળું છે અને અચેતન–અનાત્મ પદાર્થો બધા સ્વપ્નની સૃષ્ટિની જેમ પ્રાતિભાસિક સત્તાવાળા છે. પ્રતીતિ કાળથી ભિન્ન કાળમાં અનાત્માની સત્તા ન હોવાથી વ્યાવહારિકી સત્તાનો. ત્રીજી વ્યવહારીક સિદ્ધાંતમાં અંગીકાર નથી. સર્વ અનાત્મા પદાર્થો સાક્ષિ ભાસ્ય કહેવાય છે પરંતુ તેઓ પ્રમાતા કે પ્રમાણના વિષયરૂપ નથી, કારણકે અંતઃકરણ. ઇંદ્રીયો અને ઘટાદિક, સર્વ ત્રિપુટી અને તેઓનુ જ્ઞાન સ્વપ્ન સમાન એકજ કાળમાં ઉપજતું હોવાથી તેઓને વિષયવિષયીભાવ બનતો નથી. જો ઘટાદિક વિષય અને નેત્રાદિક ઇંદ્રિયો તેમ અંતઃકરણ એ જો જ્ઞાનથી પહેલાં હોય તો નેત્રાદિકદ્વારા અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન પ્રમાણજન્ય હોય. તે અંતઃકરણ, ઇંદ્રિય અને વિષય જ્ઞાનના પૂર્વ કાળમાંતો છેજ નહીં પરંતુ સ્વપ્નની જેમ જ્ઞાન સમકાળજ ત્રિપુટી ઉપજે છે એથી ત્રિપુટી જન્ય જ્ઞાન કોઇ પણ નથી તોપણ જ્ઞાનમાં સ્વપ્નકાળની જેમ ત્રિપુટી જન્યતા પ્र-

તીત થાય છે એથી જાગૃતના પદાર્થો સાક્ષિ ભાસ્ય છે, પ્રમાણુ જન્ય જ્ઞાનના વિષય તેઓ નથી, તેથી સ્વપ્ન સમાન મિથ્યા છે. જાગ્રતમાં (રજ્જુ સર્પાદિક) કેટલાંક પદાર્થો મિથ્યારૂપ મનાય છે અને ઘટાદિકને સત્યરૂપે મનાય છે "અનાદિ કાળના પદાર્થ છે તેઓમાંથી કોઇ નાશ પામે છે અને કોઇ તેના સમાન ઉત્પન્ન થાય છે. આવી રીતે પ્રપંચનો ઉચ્છેદ કદા બને નહીં. જ્ઞાન થવાથી અધિષ્ઠાનથી ભિન્ન પ્રપંચની પ્રતીતિ થતી નથી અને ઇતરને પ્રપંચની પ્રતીતિ થાય છે. જ્ઞાન મેળવાનાં સાધનો ગુરૂવેદ છે તેઓથી પરમ સત્યની પ્રાપ્તિ થાય છે.,, આવી પ્રતીતિ જાગ્રતમાં થાય છે. ત્યાં કોઇ પદાર્થમાં મિથ્યાપણું, કોઇમાં નાશપણું, કોઇમાં ઉત્પત્તિ; વેદગુરૂથી પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ એ તમામ અવિદ્યાકૃત સ્વપ્નની સમાન મિથ્યા છે. આ પ્રમાણે જાગ્રતનો પ્રપંચ સ્વપ્ન પ્રપંચની જેમ મિથ્યા છે અને એ ઉભય પ્રપંચમાં વિલક્ષણતા નથી ઇત્યાદિ કથનથી ભગવત્પાદ આ પ્રપંચ મિથ્યાત્વ નામનાં પ્રાકરણમાં પ્રપંચનો નિષેધ કરી અને ચેતનરૂપ એકજ અદ્વૈત બ્રહ્મ છે એવી વિદ્યા બતાવી વિધિ નિષેધ ક્રમની યુક્તિથી જીજ્ઞાસુ આને બોધન કરે છે અને છેવટમાં તો સિદ્ધાંત એવોજ બતાવે છે કે વિધિ નિષેધ રહિત, દ્વૈતાદ્વૈત કલ્પના રહિત, ભેદાભેદ ભાવના રહિત, તથા કેવળ એકજ શુદ્ધ, સાંત, સમરસ, સર્વાત્ર, સર્વાધિષ્ટાન છતાં જેનાથી ઇતર આશ્રયમાં વસનાર પદાર્થ નથી તેવું સચ્ચિદાનંદરૂપ પરબ્રહ્મ છે અને તે પરબ્રહ્મજ પોતાના માહાત્મ્યથી વિવિધાકારે સ્ફુર્યું છે વાસ્તે તે સ્વરૂપ પોતાનું વાસ્તવિક છે એમ સમજી તે રૂપે સ્થિતિ કરવા ભગવત્પાદ પરમગૂઢ સિદ્ધાંતની નિષ્પત્તિ કરી પ્રકરણનો ઉદ્દેશ સમજવા બોધે છે.

## कर्म मिमांसा प्रकरण.

हेतुः कर्मैव लोके सुखतदितरयोरेवमज्ञो विदित्वा
मित्रं वा शत्रुरित्थं व्यवहरति मृषा याज्ञवल्क्यार्तभागौ

यत्कर्मैवोचतुः प्राक्जनकनृपगृहे चक्रतुस्तत्प्रशंसां
वंशोत्तंसो यदूनामिति वदति न कोप्यत्र तिष्ठत्यकर्मा८३

**ભાવાર્થ**:—આ સંસારમાં સુખદુઃખનું કારણ કર્મજ છે, એમ નહીં સમજવાથી મુર્ખ પુરૂષો 'આ મિત્ર છે અને આ શત્રુ છે" એવો ખોટો વ્યવહાર કરે છે. પૂર્વે યાજ્ઞવલ્કય અને આર્તભાગ નામના મુનિઓએ પણ જનકરાજાના યજ્ઞ મંડપમાં કર્મ-નેજ સુખદુઃખનું કારણરૂપ કહ્યું છે. અને શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્મા એ પણ કર્મયોગના અધ્યાયમાં કર્મની પ્રશંસા કરી છે. ॥૮૩॥

वृक्षच्छेदे कुठारः प्रभवति यदपि प्राणिनो द्यस्तथापि ॥
प्रायोन्नं तृप्ति हेतुस्तदपि निगदितंकारण भोक्तृयत्नः॥
प्राचीनं कर्म तद्वद्विषमसमफल प्राप्तिहेतुस्तथापि ॥
स्वातंत्र्यं नश्वरेऽस्मिन्नहिखलु घटते प्रेरकोस्यांतरात्मा८४

**ભાવાર્થ**:—જેમ વૃક્ષ છેદન કરવા સમર્થ કુવાડી પ્રાણીએ કરેલી પ્રેરણા વિના સ્વતંત્ર રીતે સમર્થ નથી, જેમ ભોજન કર્યાવિના તૃપ્તિ આપનારૂં અન્નપણ તૃપ્તિ આપવા સમર્થ નથી તેમ પ્રાણીઓને શુભાશુભ ફળ આપવા સમર્થ કર્મો પણ ઇશ્વ-રની પ્રેરણા વિના સ્વતંત્ર સમર્થ નથી. કુવાડા અને અન્નની જેમ અચેતન કર્મ કાલાંતરમાં પણ ઇશ્વર પ્રેરણા વિના ફળ આપી શકતુંજ નથી. ॥ ૮૪ ॥

स्मृत्या लोकेषु वर्णाश्रम विहितमदोनित्य काम्यादि कर्म
सर्वं ब्रह्मार्पणं स्यादिति निगमगिरः संगिरंतेतिरम्यम् ॥
यन्नासानेत्रजिह्वाकरचरणशिरः श्रोत्रसंतर्पणेन
तुष्ये दंगीवसाक्षात्तरुरिवसकलो मूल संतर्पणेन ॥८५॥

ભાવાર્થઃ—મનુષ્ય સૃષ્ટિમાં શાસ્ત્રો વર્ણાશ્રમાનુસાર નિત્ય તથા કામ્ય વિગેરે કર્મ કરવા જે બોધ કરે છે તે સઘળાં કર્મો અન્ય દેવતાઓને ઉદ્દેશી કરવામાં આવે તોપણ બ્રહ્માર્પણજ થાય છે એવું વેદોનું કથન અતિ સુંદર અને યુક્તિ સિદ્ધજ છે. કારણ કે નાક–નેત્ર–હસ્ત–ચરણ–મસ્તકને તથા કાનને તૃપ્તિ થવા જે સુગંધ ગ્રહણ, શુભદર્શન, મિષ્ટાન્ન ભોજન, તૈલાભ્યંગ તથા રાગ શ્રવણ કરવામાં આવે છે તેથી તે ઇંદ્રિયોના માલેક દેહધારી તૃપ્ત થાય છે. જેમ ઝીણાં મૂળને તૃપ્ત કરતાં વૃક્ષની તૃપ્તિ થાય છે તેમ. ॥ ૮૫ ॥

यः प्रैत्यात्मानाभिज्ञः श्रुतिविदपि तथा कर्म कृत्कर्मणोस्य
नाशः स्यादल्प भोगात्पुनरवतरणे दुःखभोगो महीयान्॥
आत्माभिज्ञस्यलिप्सोरपि भवति महान् शाश्वतः सिद्धि-
भोगोत्ह्यात्मा तस्मादुपास्यःखलु तदभिगमेसर्व सौख्या-
न्यलिप्सोः ॥ ८६ ॥

**ભાવાર્થઃ**—જે મનુષ્ય વેદજ્ઞ છતાં આત્માને નહીં જાણી યજ્ઞાદિક કરે તે પુરૂષનાં મરણુ પછી તેનાં કર્મોનો દેવલોકના અમુક કાળના ભોગથીજ નાશ થાય છે અને ફરીવાર જન્મ પ્રાપ્ત થતાં તે પુરૂષને પાછું સંસાર સંબંધી મોટું દુઃખ ભોગવવું પડે છે. ભોગેચ્છા છતાં જે આત્મા જ્ઞાની છે તેને દેવલોકથી પણ અધિક ભોગ ઘણા કાળ સુધી મળે છે તથા અંતે મુક્તિ પણ થાય છે. જે પુરૂષ ભોગેચ્છા રહિત કેવળ આત્મજ્ઞાની હોય તેને આત્મપ્રાપ્તિ થતાં તુરતજ પરમાનંદની પ્રાપ્તિ થાય છે કે જેમાં સઘળાં સુખોનો અંતર્ભાવ છે. આમ છે વાસ્તે કર્મોનો ત્યાગ કરી આત્મજ્ઞાનં સંપાદન કરવુંજ યોગ્યજ છે. ॥ ૮૬ ॥.

सूर्याद्यैरर्थभानं नहि भवति पुनः केवलैर्नात्रचित्रं
सूर्यात्सूर्य प्रतीति र्न भवति सहसा नापि चंद्रस्यचंद्रात् ॥
अग्नेरग्नेश्च किंतु स्फुरति रविमुखं चक्षुषाश्चिवत्प्रयुक्ता
दात्मज्योतिस्ततोयं पुरुष इह महोदेवतानां च चित्रम्
॥ ८७ ॥

**ભાવાર્થઃ**—સૂર્ય ચંદ્ર તથા અગ્નિ સ્વતંત્રપણે પદાર્થોને પ્રકાશ આપી શકતાં નથી એ પૂર્વે કહ્યું અને તેમાં કાંઈ નવાઈ પણ નથી પરંતુ આશ્ચર્ય તો એ છે કે સૂર્યથી સૂર્યનો, ચંદ્રથી ચંદ્રનો અને અગ્નિથી અગ્નિનો એટલે પોતાથી પોતાનો પણ પ્રકાશ કરી શકાતો નથી.. આ સૂર્યાદિકનો પ્રકાશ આત્માવડે

પ્રેરાયેલી નેત્રાદિથી થાય છે અને નેત્રોનો પ્રકાશ આત્માવડે થાય છે. જાગ્રત સ્વપ્ન કે સુષુપ્તિમાં આત્માનો પ્રકાશક બીજું કોય નથી પણ આત્મા પોતે પોતાનાથીજ પ્રકાશે છે તથા જાગ્રતમાં સૂર્યાદિ અને ચક્ષુ વિગેરેને પણ પ્રકાશ દે છે તેથી આત્મા સ્વયં પ્રકાશ છે. ॥ ૮૭ ॥

प्राणेनांभांसिभूयः पिबति पुनरसावन्नमश्नाति तत्र
तत्पाकं जाठराग्नि स्तदुपहितबलो द्राक् शनैर्वा करोति।
व्यानः सर्वांग नाडीष्वथ नयति रसं प्राण संतर्पणार्थं
निःस्सारं पूति गंधं त्यजति बहिरयं देहतो पान संज्ञः
॥ ८८ ॥

**ભાવાર્થઃ**—પ્રાણવાયુથી પ્રાણી અન્ન જળનું ખાનપાન કરે છે. આ પ્રાણવાયુ જેને ધમીને શકિત દેનારો છે એવો જઠરાગ્નિ ધીમે ધીમે અથવા ઉતાવળથી અથવા પ્રાણનો જેવો પ્રયત્ન હોય તે પ્રમાણે અન્ન તથા જળને પકાવે છે. વ્યાન વાયુ પાકેલાં અન્ન પાણીના સારભાગને ઇંદ્રિયોની તૃપ્તિ થવા માટે શરીરની સર્વ નાડીઓમાં પ્રસારે છે. પછી અપાન વાયુ જે કાંઈ નિસ્સાર તથા દુર્ગંધી અવશેષ અન્નોદકને મૂત્ર તથા વિષ્ટાના રૂપથી બહાર ધકેલી દે છે. ॥ ૮૮ ॥

व्यापारं देहसंस्थः प्रतिवपुरखिलं पंचवृत्त्यात्मकोऽसौ

प्राणः सर्वेंद्रियाणामाधिपति रनिशं सत्तया निर्विवादम् ॥
यस्येत्थं चिद्धनस्य स्फुट मिह कुरुतेसोस्मि सर्वस्यसाक्षी
प्राणस्यऽप्राण एषोप्यखिल तनुभृतां चक्षुषश्चक्षुरेषः ॥८९॥

**ભાવાર્થઃ**—મુખ્ય પ્રાણ પણ ચૈતન્યરૂપ આત્મ સતાના યોગથીજ, શરીરોમાં સ્થિતિ કરી, પ્રાણનાદિ પંચવૃત્તિવાળો થઇ પ્રત્યેક કાયામાં સર્વદા સર્વ ઇંદ્રિયો પર નિર્વિવાદ તથા ચોખ્ખું ધણીપણું ભોગવે છે ને આ આત્મા હું છું. હું આત્મા છું તેથી સર્વનો પ્રકાશક પણ હું છું. સર્વ પ્રાણિઓના પ્રાણરૂપ હું છું તથા સર્વનાં જ્ઞાનનો જ્ઞાનરૂપ પણ હું જ છું.॥ ૮૯ ॥

यंभांतं चिद्धनैकं क्षितिजलपवनादित्य चंद्रादयो ये
भासातस्यैवचानुप्रविरलगतयोभांति तस्मिन्वसंति ॥
विंद्युत्पुंजोग्निसंघोप्यु डुगणवितति र्भासयेत्किं परेशं
ज्योतिः शांतं त्वनंतं कविमजममरंशाश्वतं जन्म-
शून्यम् ॥ ९० ॥

**ભાવાર્થઃ**—જેનાં સ્વરૂપ તથા વ્યવહાર આદિની વ્યવસ્થા અન્યો અન્ય વિલક્ષણ છે એવાં પૃથ્વી, પાણી, પવન, સૂર્ય અને શશી આદિ દ્રવ્યો ચૈતન્યઘન અને કોઈની અપેક્ષા ધરાવ્યા વિના સર્વનો નિર્વાહ કરનારા પરમાત્માના પ્રકાશની પછવાડે પ્રકાશે છે અને જેઓની પરમાત્મામાંજ સ્થિતિ છે અર્થાત્ પરમાત્માના સ્ફૂર-

વાથી સ્ફુરે છે અને પરમાત્માની સત્તાથી સત્તાવાળા છે તે શાંત નિત્ય પરિચ્છેદો વિનાના, જ્ઞાન સ્વરૂપ, અને જન્માદિ ષડ વિકાર વિનાના, પરમાત્માને વીજળીઓનો સમુદાય, અગ્નિ કે નક્ષત્રોના સમૂહ આદિ કોઈ પણ પદાર્થ શું પ્રકાશી શકે? ॥૯૦॥

तद्ब्रह्मै वाहमस्मीत्यनुभव उदितो यस्य कस्यापिचेद्वै
पुंसः श्रीसद्गुरुणामतुलितकरुणा पूर्णपीयूष दृष्ट्या॥
जीवन्मुक्तः सएवभ्रमविधुरमना निर्गतेनाद्युपाधौ
नित्यानंदैक धाम प्रविशति परमं नष्टसंदेहवृत्तिः ९१

**ભાવાર્થ**:—ઉચ્ચનીચ ગમે તે પુરૂષને, બ્રહ્મવિદ્યાવાન સદ્દેશિકની અતુલ અમૃતમય દૃષ્ટિથી જો હું બ્રહ્મજ છું, એવો સાક્ષાત્ અનુભવ થાય તો તેજ પુરૂષ ભ્રમવિનાના મનવાળો થવાથી જીવન્મુક્ત કહ્યો જાય છે અને સર્વ સંશયોથી રહિત બનેલો એ જીવન્મુક્ત, ચાલુ શરીરનાં પ્રારબ્ધો મટ્યા પછી સૂક્ષ્મ શરીરરૂપ અનાદિ ઉપાધિ નાશ પામવાથી પરમાનંદરૂપ મુખ્ય પરમધામમાં પ્રવેશ કરે છે અર્થાત્ કેવળરૂપેબની જાય છે. ॥૯૧॥

नोदेहोनेंद्रियाणि क्षरमतिचपलं नो मनो नैव बुद्धिः
प्राणो नैवाह मस्मीत्यखिलजडमिदं वस्तु जातं कंथ
स्याम् ॥ नाहंकारो न दारागृह सुतजनक्षेत्रवित्तादि

दूरं साक्षी वित्प्रत्यगात्मा निखिलजगदधिष्ठान भूतः
शिवोहम् ॥ ९२ ॥

**ભાવાર્થઃ**—હું શરીર, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ કે અહંકાર નથી કારણ કે એ સૌ નશ્વર છે, જડ છે, અને અસ્થિર છે અને હું તો અવિનાશી ચૈતન્ય સ્વરૂપ અને સ્થિર હોવાથી જડ વસ્તૂઓ રૂપે કેમજ હોઊં ? હું જ્યારે પ્રાણાદિકની અંદરની વસ્તુઓના રૂપે નથી ત્યારે સ્ત્રી, ઘર, પુત્ર, સંબંધી, ગૃહ કે ધન વિગેરે બાહ્ય વસ્તુઓની સાથે તો મને કશો સંગ નજ હોય એમાં આશ્ચર્ય શું ? હું તો સર્વાભાસક, જ્ઞાનસ્વરૂપ, સર્વથી આંતર, સર્વાધિષ્ઠાનરૂપ, પરમાત્મા છું. ॥૯૨॥

दृश्यंयद्रूपमेत द्भवति च विशदं नीलपीताद्यनेकं
सर्वस्यैतस्य दृग्वै स्फुरदनुभवतो लोचनं चैक रुपंम् ॥
तद्दृश्य मानसं दृक् परिणतविषयाकारधी वृत्तयोपि
दृश्यादृग्रूप एव प्रभुरिहस तथा दृश्यते नैव साक्षी ९३

**ભાવાર્થઃ**—લીલા પીળા વિગેરે અનેક રંગવાળું સ્ફુટ પ્રકાશતું જે આ સઘળું જગદાકાર દશ્ય છે તેનો પ્રકાશ દૃષ્ટિથી થતો હોવાથી દૃષ્ટિ સર્વની પ્રકાશક અને દર્શનરૂપ સ્વભાવવાળી છે. આથી. દૃષ્ટિ પણ મનના વિષયરૂપ હોવાથી દશ્ય છે અને મન તેનું પ્રકાશક થાય છે. આમ હોવાથી મન પણ બુદ્ધિના

વિષયરૂપ હોવાથી દૃશ્ય અને બુદ્ધિ તેની પ્રકાશક થાય છે. આથી એમ સિદ્ધ થાય છે કે અનેક વિષયના આકારો જે ધરવાવાળી બુદ્ધિ વૃત્તિઓ પણ આત્માના વિષયરૂપ હોવાથી દૃશ્ય છે અને તેઓનો આત્મા પ્રકાશક છે અને આમ હોવાથી આત્મ કોઇનો વિષય ન હોવાથી સ્વયંપ્રકાશ અને સર્વ પ્રકાશ સ્વરૂપ છે. ॥૯૩॥

रज्ज्वज्ञानाद्भुजंगस्तदुपरि सहसा भाति मंदांधकारे
स्वात्माज्ञाना त्तथासौ भृशमसुखमभूदात्मनो जीवभावः॥
आप्तोक्त्या हि भ्रमांते स च खलु विदितारज्जुरेका तथाहं
कूटस्थो नैव जीवो निजगुरुवचसा साक्षिभूतः
शिवोहम् ॥९४॥

ભાવાર્થ:—જેમ મંદ અંધકારમાં દોરડીનું જ્ઞાન થતાં દોરડી ઢંકાય છે અને એકદમ સર્પ પ્રતીત થાય છે તેમ પરમાત્માનાં અજ્ઞાનથી પરમાત્મા ઢંકાઈ જઇ એકદમ જીવભાવની પ્રતીતિ થાય છે. યથાર્થ વક્તાના બોધથી સર્વ ભ્રાંતિ નાશ પામી રજ્જુનો બોધ થાય તેમ સદગુરૂ ઉપદેશથી મારી જીવભાવની ભ્રાંતિ ટળી ગઈ અને હું અવિનાશી તથા સર્વનો પ્રકાશક પરમાત્મા બની ગયો. ॥૯૪॥

किं ज्योतिस्ते वद स्वाहनि रविरिह मे चंद्रदीपादि रात्रौ
स्यादेवं भानु दीपादिक परिकलने किं तव ज्योतिरस्ति॥

चक्षुस्तन्मीलने किं भवति च सुतरांधीर्धियः किंप्रकाशे
तत्रैवाहं ततस्त्वं तदसि परमकं ज्योतिरस्मि प्रभोहम् ९५

ગુરૂ—ઘટપટાદિના રાતે અને દિવસે પ્રકાશને આપતી કઇ જ્યોતિ તું દેખે છે ?

શિષ્ય—દિવસે સુરજ અને રાતે ચંદ્ર અને દીપાદિ મને દેખાય છે.

ગુરૂ—સૂર્ય ચંદ્ર અને દિપાદિને કયું તેજ પ્રકાશતું તું દેખે છે ?

શિષ્ય—ચક્ષુ રૂપ તેજ તેઓને પ્રકાશતું દેખાય છે. ગુરૂ—આંખ મીંચ્યા પછી ઘટપટાદિકનો સૂર્યાદિકનો અને નેત્રનો પ્રકાશ કરનારૂં કયું તેજ દેખે છે ? શિષ્ય—બુદ્ધિરૂપ તેજ દેખાય છે. ગુરૂ—બુદ્ધિ જ્ઞેય હોવાથી તેનું પ્રકાશક કયું તેજ દેખે છે ? શિષ્ય—હું પોતે, ગુરૂ—હું પણું પણ જ્ઞેય છે તેથી તેનું પ્રકાશક કયું તેજ ? શિષ્ય—આત્મા. ગુરૂ—આત્માનો પ્રકાશ કયું તેજ કરતું તું દેખે છે ? શિષ્ય—કોય નહીં. ગુરૂ—ત્યારે તું આત્મા છે અને તારો પ્રકાશક નથી માટે તું પોતેજ પ્રકાશક છે. શિષ્ય—હા, મહારાજ ,સર્વ પ્રકાશક પરંજ્યોતિરૂપ હુંજ છું. ॥ ૯૫ ॥

कंचित्कालं स्थितः कौ पुनरिह भजते नैव देहादि संघं
यावत्प्रारब्ध भोगं कथमपिससुखं चेष्टते संगबुध्या॥
निर्द्वंद्वो नित्य शुद्धो विगलितममताहं कृति र्नित्यतृप्तो
ब्रह्मानंदस्वरूपः स्थिरमतिरचलो निर्गताशेषमोहः॥९६॥

**ભાવાર્થ**:—જીવન્મુક્ત કે જે સર્વ સુખ દુઃખાદિ દ્વંદ્વો વિનાનો, નિત્ય શુદ્ધ, અહંતા મમતા વિનાનો, નિત્યતૃપ્ત, સ્થિતપ્રજ્ઞ;

નિશ્ચળ, સર્વ મોહની બહાર ગયેલો, અને બ્રહ્માનંદ સ્વરૂપ હોય છે તે પોતાના અંતિમ દેહનાં પ્રારબ્ધોનો ભોગ સમાપ્ત થયા સુધીના અમુક સ્વલ્પ સમયમાં જગત માંહેના કોય સ્થળમાં રહે છે પણ દેહાદિક સંઘાતનું તેને લેશ પણ અભિમાન કદી હોતું નથી અને જે કાંઇ વ્યવહાર કરે છે તે પણ આત્મસુખમાં મગ્ન રહી નિર્લેપ ભાવથીજ કરે છે. ॥ ૯૬ ॥

जीवात्मब्रह्मभेदं दलयति सहसा यत् प्रकाशैकरूपं
विज्ञानं तच्च बुद्धौ समुदितमतुलं यस्य पुंसः पवित्रम् ॥
माया तेनैव तस्य क्षयमुपगमिता संसृतेः कारणं या
नष्टा सा कार्यकर्त्री पुनरपि भविता नैव विज्ञानमात्रात्
॥ ९७ ॥

ભાવાર્થઃ—પ્રકાશ સ્વરૂપ, મહા પવિત્ર, અનુપમ, વિજ્ઞાન કે જે જીવાત્મા અને પરમાત્માના ભેદને એકદમ ભાંગી નાંખે છે તે જે જનની પ્રજ્ઞામાં સારી રીતે ઉદય પામ્યું હોય તે જનની સંસારના હેતુ રૂપ માયાનો તેજ વિજ્ઞાને નાશ–ક્ષય, કર્યો હોય છે તેથી નષ્ટ થએલી તે માયા કદાચ બળેલાં લુગડાંની જેમ આ-ભાસ રૂપે દેખાય તોપણ તે કદી પણ ભ્રમરૂપ કાર્યને ઉત્પન્ન કરી શકતીજ નથી. ॥ ૯૭ ॥

विश्वं नेति प्रमाणाद्विगलितजगदाकारभानस्त्यजेद्वै

पीत्वायद्वत्फलांभस्त्यजतिचसुतरांतत्फलंसौरभाढ्यम् ॥
सम्यक् सच्चिद्घनैकामृतसुखकवलास्वादपूर्णोत्हृदासौ
ज्ञात्वानिःसारमेवं जगदखिलमिदंस्व प्रभः शांतचितः
॥ ९८ ॥

ભાવાર્થઃ—વિશ્વની સત્તા અધિષ્ટાન–બ્રહ્મની સત્તાથી અલગ નથી, આવાં શ્રુતિ વચન પ્રમાણુથી જેને જગતની સત્યતાનો આભાસ નાશ પામ્યો હોય છે એવો અને ભલા પ્રકારે સચ્ચિદાનંદઘન એક આત્મ સ્વરૂપના અનુસંધાનના આસ્વાદથી રેલમ છેલમ રહેતો જીવન્મુક્ત જ્ઞાની હૃદયવડે આ સમગ્ર સંસારને અસાર સમજી, જેમ માણુસ ફળના રસને પીને ફળની સુગંધી ત્વચાનો ત્યાગ કરે છે તેમ ત્યાગ કરે છે અને તેથી શાંતચિત્ત બની બ્રહ્મ સ્વરૂપેજ સ્થિતિ કરે છે. ॥ ૯૮ ॥

क्षीयंते चास्य कर्माण्यपिखलुहृदयग्रंथिरुद्भिद्यते वै
छिद्यन्ते संशया ये जनिमृतिफलदा दृष्टमात्रेपरेशे ॥
तस्मिंश्चिन्मात्ररूपे गुणमलरहिते तत्त्वमस्यादिलक्ष्ये
कूटस्थे प्रत्यगात्मन्यखिल विधिमनो गोचरे ब्रह्मणीशे
॥ ९९ ॥

ભાવાર્થઃ—ચૈતન્ય માત્ર, ગુણોરૂપી મળથી વિરક્ત, 'तत्त्वमसि' આદિ વેદવાંકયોના લક્ષ્યાર્થરૂપ, નિર્વિકાર, સર્વ

પ્રકાશક, સર્વ વિધિવાક્ય તથા મનના અવિષયરૂપ, અને સર્વા-
ધિષ્ઠાનરૂપ તે પરમાત્મા અનુભવ દૃષ્ટિથી દેખવામાં આવતાં, જ્ઞા-
નીનાં સંચિત અને ક્રિયમાણ કર્મો નાશ પામે છે, જડ-ચેતનનં
અન્યોન્યાધ્યાસરૂપ ગ્રંથિ છૂટી જાય છે અને જન્મમૃત્યુરૂપ ફળ
દેનારા સંશયો નિર્મૂળ થાય છે. છેદાઈ જાય છે. ॥ ૯૯ ॥

आदौ मध्ये तथांते जनिमृतिफलदं कर्ममूलं विशालं
ज्ञात्वा संसार वृक्षं भ्रममदमुदिता शोकतानेकपत्रम् ॥
कामक्रोधादिशाखं सुतपशुवनिता कन्यका पक्षि-
संघं छित्वाऽसंगासिनैनं पटुमतिरभितश्चिंतये द्वासुदेवम्
॥ १०० ॥

**ભાવાર્થ**:—આ સંસારરૂપ વિશાળ વૃક્ષ કે જેનું કર્મ મૂળ
છે, ભ્રમ, મદ, હર્ષ શોક વિગેરે અનેક પત્રો છે, કામક્રોધાદિ
શાખાઓ છે, અને પુત્રો પશુઓ સ્ત્રી આદિ પ્રાણીઓ, પક્ષીઓનો
સમૂહ છે તેને આરંભમાં મધ્યમાં અને અવસાનમાં મિથ્યા છતાં
પણ જન્મ મરણરૂપ ફળ આપનાર જાણી પોતાના અસંગપણાના
અનુભવરૂપી તરવારથી છેદી નાંખીને ડાહ્યા માણસે સર્વદા આ-
ત્મચિંતન કરવું જોઈએ. ॥ ૧૦૦ ॥

जातं मय्येव सर्वं पुनरपि मयि तत्संस्थितं चैव विश्वम्
सर्वं मय्येव याति प्रविलयमिति तद्ब्रह्म चैवाहमस्मि ।

यस्य स्मृत्या च यज्ञाद्यखिलशुभविधौ सुप्रयातीह कार्यम्
न्यूनं संपूणतां वै तमहमति मुदै वाच्युतं सन्नतोऽस्मि
॥ १०१ ॥

**ભાવાર્થઃ**—સમગ્ર વિશ્વ મારામાં ઉત્પન્ન પામ્યું છે, ઉત્પન્ન થઇ મારામાં સ્થિતિ કરી રહ્યું છે અને પાછું મારામાંજ પ્રલય પામે છે વાસ્તે કરીને સકળ જગત્ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ હુંજ છું. યજ્ઞાદિ સઘળી શુભ ક્રિયાઓમાં જે કાંઈ કાર્ય ઓછું રહી ગયું હોય તે પણ જેના અનુસંધાનવડે કરીને પૂર્ણતાને પામે છે તે અખંડાનુભવ સ્વરૂપ પરમાત્મા—પરબ્રહ્મમાં હું સમગ્ર પ્રકૃતિઓ સમેત એકતા પામેલો છે. આ પ્રમાણે ડાહ્યા જીજ્ઞાસુએ આત્મચીંતન કરવું. (ભગવત્પાદનો સર્વાત્મભાવ બતાવનારો અંતિમ શ્લોક ઉચ્ચ રહસ્યને શીખડાવે છે એટલુંજ નહીં પરંતુ હૃદયમાં અદ્વૈત ભાવનાનો ચંદ્રમા પરમાનંદરૂપ શાંત કિરણો સહિત ઉદય પામી સાધકના સર્વ તાપોનું શમન કરે છે.) अस्तु.

इति श्रीमच्छंकराचार्य विरचितेयं शतश्लोकी वेदान्त कवि हिरालालकृत.
गुर्ज्जरभाषाटीकासमेता समाप्ता. ॥

# कर्म मिमांसा प्रकरण.

**ભગવત્પાદ શંકરાચાર્ય કર્મમિમાંસા પ્રકરણમાં** જે જે બાબતો કહે છે તેનું આ સ્થળમાં સંક્ષિપ્ત વિવેચન કરવામાં આવે છે. **આચાર્ય** ભગવાન **શ્લોક ૮૩—૮૪ માં** સારાં નરસાનું ફળ કર્મજ છે એ કથનથી મુર્ખ લોકો સુખ દુઃખનું કારણ પોતાને અગર કાળ ઈશ્વર ઇત્યાદિને માની બેસે છે તેનું નિવારણ કરે છે, કર્મનો જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી તિરસ્કાર થઇ શકતોજ નથી વાસ્તે કર્મનો ત્યાગ નહીં પણ કર્મોમાંથી આસક્તિનો ત્યાગ એજ અકર્મ અવસ્થા છે. **ભગવત્પાદ** ૮૬ મા શ્લોકમાં આત્મા બહિર મુખે કરેલા વૈદિક કર્મની વ્યવસ્થા બતાવે છે, જેમાં એવો આશય છે કે આત્માના સ્વરૂપથી અજાણ રહી આચરાયેલાં કર્મો સ્વર્ગાદિ આપવા છતાં પતન પમાડનારાં છે પરંતુ આત્માના અનુસંધાનપૂર્વક કરવામાં આવેલાં કર્મો ઉત્તરોત્તર ઉન્નતિ આપે છે. ભોગેચ્છાવાળા આત્મજ્ઞાની પુરૂષો કર્મકાંડના આશ્રયથી પણ અષ્ટ મહા સિદ્ધિ આદિ વૈભવો ભોગવ્યા પછી પણ મોક્ષનાજ અધિકારી બને છે અને કેવળ આત્માના અજ્ઞાનવાળા કર્મઠોને તો નિયમિત કાળ સુધી કર્મનાં ફળ જે સ્વર્ગાદિ, તેને ભોગવી પાછા જનમ મરણ મહાચક્રમાં અવાય છે ઇત્યાદિ બાબત **ભગવત્પાદે કર્મમીમાંસા પ્રકરણના ૯૭** મા શ્લોક સુધી કહી બતાવી છે. **ભગવત્પાદે** કર્મ પ્રકરણના શ્લોક ૮૭ થી ૯૧ સુધીના અનુક્રમે સૂર્ય ચંદ્રાદિ પદાર્થનું પર પ્રકાશ્યપણું, પ્રાણાદિની ક્રિયાઓ, પ્રાણાદિનો સાક્ષિરૂપ આત્મા છે, આત્મા સ્વયંપ્રકાશ છે અને આત્મા સાક્ષાત્કારનું ફળ એ બાબતોનું કથન કર્યું છે, જે સંબંધે કાંઇક આ સ્થળમાં સ્ફોટન કરવામાં આવે છે.

# सूर्यादिनी पर प्रकाश्यता
# अने
# आत्मानी स्वयं प्रकाशता.

બ્રહ્માંડમાં જે ઘટપટાદિ પદાર્થો છે તે સુરજ કે દીવા વિગેરેના પ્રકાશથી દેખાય છે તેથી તે પદાર્થો પર પ્રકાશ્ય કહેવાય છે. જે વસ્તુ પોતે પ્રકાશરૂપ છે અને ઇતરને પ્રકાશ કરે છે અને જેને પ્રકાશનારો બીજો કોઇ પદાર્થ નથી તે સ્વયંપ્રકાશ વસ્તુ કહેવાય છે. આવી વસ્તુ તો વિચારપૂર્વક તપાસતાં આત્માજ એક છે. આત્મા વિના જે કાંઇ નામ, રૂપ, ભૂત, ભૌતિક પ્રપંચ૰ છે તે સર્વ પરપ્રકાશ્ય છે. સૂર્ય, ચંદ્ર, વીજળી, તારા, અગ્નિ આદિ પદાર્થો જો કે પોતે પ્રકાશરૂપ છે અને ઇતર ઘટાદિ પદાર્થોને પ્રકાશે છે પરંતુ તેઓ આત્માને પ્રકાશી શકતા ન હોવાથી સ્વયંપ્રકાશ કહેવામાં આવતા નથી અને આત્મા તો બાહ્યાંતર બ્રહ્માંડને પ્રકાશવા ઉપરાંત પોતે પણ પ્રકાશ સ્વરૂપ હોવાથી સ્વયંપ્રકાશ કહ્યો જાય છે. આત્માનાજ પ્રકાશથી સૂર્ય ચંદ્રાદિ પ્રકાશતાં હોવાથી તેઓ બધાં જડ અને પર પ્રકાશ્ય છે. આત્માજ સ્વયંપ્રકાશ ચેતન૰ છે. આત્માના સ્વયંપ્રકાશપણામાં અન્ય પ્રમાણોની અપેક્ષા છેજ નહીં કારણ કે પ્રમાણનો પ્રકાશક આત્મા પ્રમાણથી પર સ્વયંપ્રકાશ સ્વરૂપ છે. સ્વપ્નાવસ્થામાં પણ સૂર્ય ચંદ્રાદિનો અભાવ છતાં પ્રપંચ બધો પ્રકાશે છે તે બાબત આત્માનાં સ્વયંપ્રકાશપણામાં પુરાવારૂપ છે. અંતઃકરણનો પરીણામ રૂપ પ્રપંચ સ્વપ્નામાં આત્માના પ્રકાશથીજ દેખાય છે. **બ્રહદારણ્ય ઉપનીષદમાં યાજ્ઞવલ્કય** મુનિએ સૂર્યાદિનું નિરાકરણ કરી આત્માનું સ્વયંપ્રકાશપણું સારી રીતે સમજાવ્યું છે. **ભગવદ્ ગીતામાં** પણ ભગવદ્વાકયો આત્માનાં સ્વયંપ્રકાશપણાને અને ઇતર સૂર્યાદિનાં પર પ્રકાસ્યપણાંને બતાવે છે. જેમકે:—

**ज्योतिषामपितज्ज्योति स्तमसः परमुच्यते।**

## ज्ञानं ज्ञेयं ज्ञान गम्यं हृदिसर्वस्यधीष्ठितम् ॥ १ ॥

જાણુવાયોગ્ય પરમાત્માનું સ્વરૂપ સૂર્યાદિ જ્યોતિઓનું પ્રકાશક છે, તેથી સ્વયં જ્યોતિરૂપ છે તે તમ રુપ અજ્ઞાનથી અલગ છે. પ્રાણી માત્રના હૃદય વિષે, બુદ્ધિને તથા અવસ્થાને તથા ધર્મોને પ્રકાશકરૂપે તે સ્વરૂપ રહેલું છે. ॥ ૧ ॥

**ભગવત્પાદ** આત્મસાક્ષાત્કારનું ફળ બતાવે છે તે સંબંધમાં આત્મજ્ઞાન એ સંપૂર્ણ પ્રકારના વિજયનીજ પરાકાષ્ઠા હોવાથી પૃણાનંદ રૂપે સ્થિતિ એજ તેનું અદ્દભુત માહાત્મ્યરૂપ ફળ છે, આત્મજ્ઞાન એજ સર્વ લાભનો લાભ, સર્વ તિર્થનું તિર્થ, સર્વ જ્ઞાનનું જ્ઞાન અને સર્વ ઇષ્ટનું પુણ ઇષ્ટ હોવાથી તેનું સુખરૂપ ફળ મન વાણીથી અગમ્ય છે, એટલુંજ નહીં પરંતુ તે પરમાનંદરૂપ સુખનો અનુભવ સ્વયમેવજ થાય છે કારણ કે આત્માથી ઇતર અનુભવી તો પ્રપંચનો બાધ થતાં છેજ નહીં વાસ્તે આત્માનો અનુભવ તો આત્મા પોતાનેજ થાય છે. એક પછી એક વિવેકજ્ઞાનના યોગથી ચઢતા ઉત્કર્ષમાં અનુભવ કરનારી ચિત્તવૃત્તિને બ્રહ્મની સમીપવર્ત્તી કરતો થકો જીવન્મુક્ત પુરૂષ પ્રારબ્ધ ક્ષય પર્યંત જળકમળવત વિશ્વના વિચિત્ર વિલાસમાં વિહરતો વિહરતો છેવટે પરમાનંદરૂપ બની જાય છે તથા તે પુરૂષનો વ્યવહાર અનાસક્તિવાળો તથા લોકદૃષ્ટિમાં ગાંડા જેવો અને તત્ત્વદૃષ્ટિમાં યથાર્થ સ્વરૂપવાળો હોય છે ઇત્યાદિ બાબત સુચવનારી **ભગવત્પાદની** ૯૨ થી ૯૯ શ્લોક સુધીની વિશુદ્ધ વાણી સોમા શ્લોકમાં જ્ઞાનીનો નિર્વિકલ્પ યોગ બતાવી છેવટ સ્વસ્વરૂપાકારે સ્થિતિ હોવાથી તે સ્વરૂપના અનુસંધાનપૂર્વક તે સ્વરૂપનેજ **ભગવત્પાદ** નમસ્કારરૂપ કર્તવ્યથી એકજ અદ્વૈત બ્રહ્મ સત્ય અને વાસ્તવિક છે એ ગુપ્ત ઉપદેશ હૃદયમાં ઉતારે છે. **શત શ્લોકીના વિજ્ઞાનાત્મ પ્રકરણમાં** કાંઇક વિશાળ વિવેચન કરવા ઉપરાંત ઇતર આનંદકોષાદિ ત્રણ પ્રકરણમાં તો ઘણોજ સંકોચ રાખી આ **દ્વાદશરત્નરૂપ** કર્તવ્ય જેમ સંક્ષિપ્તમાં

થાય તેમ જમાનાને અનુસરી કંટાળો ન ઉપજાવે એ હેતુથી આટોપી લીધું છે, તો પણ કર્તવ્યની સફળતા તો ત્યારેજ કે સમગ્ર ભૂતગણ સ્વાનંદામૃતનો અગમ્ય આનંદ પ્રાપ્ત કરે અને **ભગવત્પાદની** પરોપકારી કૃતિઓના ઇતરને લાભ આપે. अस्तु ॐ शांतिः शांति. शांति.

**॥ इति श्रीमच्छंकराचार्य विरचिता वेदान्त कवि हीरालालेन व्याख्याता शतश्लोकी समाप्ता. ॥**

---

**मालिनी.**

મણિમય ભુવનોમાં, કીડીઓ છિદ્ર શોધે,
સ્વપર હિત ક્રિયામાં દુર્જનો દોષ ગોતે,
વિમદ વિમળ શાણા, હંસ પેઠે સદાયે,
ઉચિત અરથ **હીરો**, લક્ષ્ય લે વિશ્વમાંહે,

---

# ॥ श्रीमच्छंकराचार्य विरचितं

# धन्याष्टकम् ॥

## वृत्तानि.

तज्ज्ञानं प्रशमकरं यदिंद्रियाणाम्
तज्ज्ञेयं यदुपनिषत्सु निश्चितार्थम् ।
ते धन्या भुवि परमार्थ निश्चेतेहाः
शेषास्तु भ्रम निलये परिभ्रमंति ॥ १ ॥

ભાવાર્થઃ—પ્રશ્ન—જ્ઞાન કોને કહીએ !

ઉત્તર—ઇંદ્રિયોની જેનાવડે ઉપશાંતિ થાય તે જ્ઞાન.

પ્રશ્ન—જ્ઞેય કોને કહીએ !

ઉત્તર—ઉપનિષદોમાં નિર્ણય કરેલો જે અર્થ છે તે. પૃથ્વીપર પરમાર્થ કર્ત્તવ્યની દૃઢ ઇચ્છાવાળા જે પુરૂષો છે તેજ પુરૂષોને ધન્ય છે અને બીજાઓ તો ( અન્યો-અન્યાધ્યાસ રૂપ ) ભ્રમસ્થાનમાં પરિભ્રમણ કર્યા જ કરે છે. ॥ ૧ ॥

## विवेचन.

**ભગવત્પાદ શંકરાચાર્યે આ ધન્યાષ્ટક સ્તોત્રની** પ્રવૃત્તિ ઉચ્ચ પુરૂષોને ઓળખાવવા તેમજ કર્તવ્ય બોધ બતાવવા કરી હોય એમ જણાય છે કારણ કે ઇંદ્રિયોના ઉપરામ કરનારી વિદ્યા વિના ઇતર અનેક વિદ્યાઓ (અવિદ્યાઓ) નો આશ્રય લેવામાં આવે તેથી દુઃખની આત્યાંતિક નિવૃત્તિ બનતીજ નથી તેમ વેદમાં કહેલા સિદ્ધાંતનો આશય સમજાયા વિના વેદોક્ત પરમ કૈવલ્ય સ્થિતિ પામી શકાતી નથી, જેથી ખરી રીતે જોતાં તો વેદના સિદ્ધાંતજ જાણવા યોગ્ય છે, અને ઇંદ્રિયો સહિત ચિત્તનો જેમાં ઉપશમ થાય છે તેવું યોગવિદ્યા રૂપ જ્ઞાન લેવા યોગ્ય છે. અર્થાત્ જ્ઞાનયોગ-રાજયોગજ ખરૂં જ્ઞાન છે. જીવ બ્રહ્મની એકતા રૂપ જ્ઞાન તેજ જ્ઞાન છે. સંસારમાં પરોપકાર કર્ત્તવ્ય સિવાય આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યાં સિવાય સુખ ન હોવાથી તે કર્ત્તવ્યોના કરનારાનેજ ધન્યવાદ ઘટે છે.

आदौ विजित्य विषयान्मदमोहराग
द्वेषादि शत्रुगण माहृत योगराज्याः ।
ज्ञात्वामृतं समनुभूय परात्म विद्या
कांतासुखा बतगृहे विचरन्ति धन्याः ॥ २ ॥

**ભાવાર્થઃ**—પ્રથમ તો જેઓએ કામક્રોધાદિ વિષયો, મદ મોહ રાગ દ્વેષ આદિ (આસુરી) સંપત્તિનો સમુદાય (યમ નિયમાદિવડે કે સ્વસ્વરૂપ વિચારવડે) પોતાને સ્વાધીન કરી યોગરાજ્ય પ્રાપ્ત કર્યું છે અને અનુભવપૂર્વક અમૃત-અદ્વૈત તત્વને જાણીને બ્રહ્મ વિદ્યારૂપં સ્ત્રીની સાથે ગૃહસ્થાશ્રમમાં (શરી-

રનાં મંદીરમાં) જેઓ (જે આત્માઓ) વિચરે છે તેઓનેજ ખરો ધન્યવાદ ઘટે છે. ॥ ૨ ॥

## विवेचन.

આસુરી સંપત્તિનો અનાદર કરી તેનો દૈવી સંપત્તિથી પરાજય કર્યાં વિના યોગશાસ્ત્રની ચિતનિરોધરૂપ ફળ નિષ્પત્તિ થતી ન હોવાથી રાજયોગ અષ્ટાંગ યોગ કે ગમે તે પ્રકારથી યોગ રાજ્ય અર્થાત્ યોગાનુસાર ચિત્તની સ્થિતિ કરી જડ ચેતનનો વિવેક સમજવા સાધન ચતુષ્ટય સંપન્ન થઇ પ્રથમ 'હું બ્રહ્મ છું, એવું પરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કરી, સદ્‌ગુરૂની કૃપાદ્વારા વેદાંતના મહાવાકયથી ઉત્પન્ન પામતું જે જીવબ્રહ્મની એકતારૂપ અભેદ જ્ઞાન તેને સંપાદન કરી અર્થાત્ બ્રહ્મવિદ્યાનો સાક્ષાત્કાર કરી જે પુરૂષો ગૃહસ્થાશ્રમમાં નિષ્કામ ભાવનાઓનો આશ્રય લઇ સદાય વિચરનારા છે તેઓને ધન્ય છે એમ ભગવત્પાદ શંકરાચાર્ય આ શ્લોકમાં યોગનું-જ્ઞાનનું-બ્રહ્મવિદ્યાનું અને ગૃહસ્થાશ્રમમાં પણ નિર્લેપ ભાવથી વસવાનું ઉત્તમ માહાત્મ્ય બતાવે છે. ખરેખર આવા પુરૂષોને ધન્યવાદ આપતાં શંકરની વાણીમાં સંકોચ ન હોય એ સ્વાભાવિક છે કારણ કે જેઓએ શ્રુતિ નિર્દિષ્ટકર્મોની ગૌણતા-નિષ્કામતા અને જ્ઞાનની મુખ્યતા-પ્રધાનતા સમજી આત્મ સ્વરૂપે રહેવા ઇચ્છા કરી છે, તેઓને તો સેંકડો પ્રકારે ધન્યવાદજ છે. ॥ ૧ ॥

त्यक्त्वा गृहेरतिमतोगतिहेतुभूता
मात्मेच्छयोपनिषदर्थरसं पिबंतः ।
वीतस्पृहा विषयभोगपदे विरक्ता
धन्याश्चरंति विजनेषु विरक्तसंगाः ॥ ३ ॥

**ભાવાર્થ:**—( અશાશ્વત ગૃહસ્થાશ્રમના વૈભવમાં વાસ્તવિક આનંદ ન હોવાથી ) ગૃહાસક્તીનો ત્યાગ કરી, ઉત્તમ ગતિના હેતુ રૂપ જે આત્મવાસના તેનો આશ્રય લઈ જેઓ ઉપનિષદના અર્થરૂપ રસનું પાન કરનારા છે તથા જેઓ વિષય ભોગથી ઉદાસીનતાવાળા, વિતૃષ્ણુ, સંગથી છેક અલગા, અને એકાંત સ્થાનમાં [ જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મ તત્ત્વમાં ) વિચરનારા છે તેઓને ધન્ય છે. ॥ ૩ ॥

## विवेचन.

**ઈશાવાસ્ય ઉપનિષદમાં** કહ્યા મુજબ '**तेन त्यक्तेन,** આસક્તિ રહિત સંસાર વૈભવોમાં વસનારા, તેમજ શાસ્ત્રવાસના દેહવાસના અને લોક વાસનાનો, એકજ બ્રહ્મરૂપે સ્થિતિ બનવાને બ્રહ્મ વાસનાનો આશ્રય પકડી ક્ષય કરનારા, અને આવી ઉચ્ચ બ્રહ્મવિદ્યા કે જેની નિષ્પત્તિ વેદના શિરોભાગ વેદાંતમાં અર્થાત્ ઉપનિષદ, ભગવદ્ગીતા અન બ્રહ્મસુત્ર એ પ્રસ્થાન ત્રયમાંજ સર્વાંશે રહી હોવાથી તે શાસ્ત્રોના અભેદરસનું પાન કરનારા જે પુરૂષો છે તેઓજ ખરેખર ધન્યવાદના ગ્રાહક છે. આત્મ સ્વરૂપની પ્રાપ્તિની ઈચ્છાથી જેઓ સદા ઈતર ઈચ્છાઓથી રહિત, શાંત, નિર્મળ, વિષયોમાં વાસ્તવિક આનંદ નથી એમ જાણુતા હોવાથી વિષય ભોગની સંકલ્પના વિનાના અને એકાંત સ્થાનમાં એટલે કે વેદોકત નિષ્કામ પ્રવૃત્તિ કે જે નિવૃત્તિનુંજ ખરૂં સ્વરૂપ છે તેમાં સદાય ચિત્તની અખંડ સ્થિતિ રાખનારા મહાનુભાવ સુજ્ઞ પુરૂષોને **ભગવત્પાદ** ધન્યવાદથી વધાવે છે. ॥ ૩ ॥

**त्यक्त्वा ममाहमिति बंधकरे पदे द्वे**
**मानांवमानसदृशाः समदर्शिन श्च ।**

**कर्त्तार मन्य मवगम्य तदर्पितानि**
**कुर्वंति कर्म परिपाक फलानि धन्याः ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—હું અને મારૂં, એ બે બંધનકારક પદનો અનાદર કરી, માન અને અપમાનમાં સમાન ચિત્તવાળા તેમજ સમદૃષ્ટિવાળા તથા કર્મોમાં કર્ત્તા ભોક્તા ભાવ પોતાનો નહીં પણ બીજાંનો સમજી સમગ્ર ફળકર્મ પરિપાકનાં ફળોને અધિષ્ઠાનમાં અર્થાત્ પરમાત્માને અર્પણ કરી નિષ્કામ કર્મના આચરનારા પુરૂષોને ધન્ય છે. ॥ ૪ ॥

## विवेचन.

દેહાધ્યાસ, અર્થાધ્યાસ, જ્ઞાનાધ્યાસ અને ઇતર અધ્યાસોથી 'હું, એ પદ વાસ્તવિક આત્માનેજ ઓળખાવનાર છતાં દેહાદિને ઓળખાવનાર થઈ પડ્યું છે અને દેહાદિમાં અહંભાવ પ્રગટતાં દેહાદિના પદાર્થો, ધર્મો, કર્મો અને તમામ સાધનોમાં મમત્વ ભાવ પ્રગટી મનોમય દ્વૈતથી મિથ્યા જન્મ મૃત્યુ રૂપ બંધનમાં આવાગમન થયા કરે છે જેથી મિથ્યા 'હું અને મારૂં, એ ભાવનાનો—અધ્યાસનો અજ્ઞાનનો વિદ્યા—બ્રહ્મવિદ્યાથી નાશ કરી, પોતાનું વાસ્તવિક પૂર્ણાનંદ સ્વરૂપ અનુભવમાં આવવાથી જીવન્મુક્તિ સ્થિતિમાં સુખદુઃખાદિ દ્વંદ્વોમાં સમાન ભાવવાળા રહી, કર્માદિ પ્રપંચમાં નિષ્કામ બુદ્ધિથી અનાસક્ત ચિત્તવાળા રહી સર્વાત્મભાવથી **ब्रह्माग्नि ब्रह्मणा हूतं** એ ઉક્તિ અનુસાર અસંગતાથી સમસ્ત પ્રકારની પ્રારબ્ધવશાત્ દેહાદિની પ્રવૃત્તિ સેવતા વિદેહ કૈવલ્યમાં નિજભાવને—સ્વસ્વરૂપને પામી પૂર્ણરૂપે થાય છે તેવા આત્મસ્વરૂપે થએલા જ્ઞાની પુરૂષોને **ભગવાન શંકરાચાર્ય** ધન્યવાદ આપી બ્રહ્મવિદ્યાનો પ્રભાવ બતાવે છે. ॥ ૪ ॥

**त्यक्त्वेषणा त्रयमवेक्षित मोक्षमार्गा**

भैक्ष्यामृतेन परिकल्पित देहयात्रा ।
ज्योतिः परात्परतरं परमात्मसंज्ञम्
धन्या द्विजा रहसि हृद्यवलोकयंति ॥ ५ ॥

**ભાવાર્થ**:—શાસ્ત્રવાસના, લોકવાસના અને દેહવાસનાના ત્યાગપૂર્વક જેઓએ મોક્ષમાર્ગના ક્રમને જાણેલો છે એવા સંન્યાસ જીવન ગાળનારા (કર્મફળની ઇચ્છા વિના વિચરનારા) ભિક્ષા-રૂપ અમૃતથી દેહ નિર્વાહ કરનારા અને પરથી પર એવું પરં-જ્યોતિ સ્વરૂપ જે પરબ્રહ્મ તત્ત્વ તેને હૃદયમાં સહસા અવલોકી અનુભવ કરનારા ઉત્તમ--દ્વિજોને ધન્ય છે. ॥ ૫ ॥

## विवेचन.

આ શ્લોકમાં **દ્વિજ** શબ્દના પ્રયોગથી બ્રહ્મ વિદ્યાનો અધિકાર બ્રાહ્મ-ણ-ક્ષત્રિય અને વૈશ્યને પણ છે એમ **ભગવત્પાદ** ભાન આપે છે. વાસનાત્ર-યનો નાશ થયા વિના અર્થાત્ વસ્તુ સ્વરૂપનાં દર્શનની દૃઢ ઇચ્છા થયા વિના મોક્ષ માર્ગની ઉચ્ચ ગતિમાં જીવનને પ્રવેશ મળતો ન હોવાથી તેમજ સં-સારના ખાવા પીવાના પદાર્થમાં અને ઉત્તમ અને હલકાં અન્નમાં હર્ષ શોક પ્રગટવાના પ્રસંગમાં અખંડ પરબ્રહ્મમાં અખંડ ધ્યાનપૂર્વક ચિત્તની ગતિ બનતી ન હોવાથી ભિક્ષાવડે પ્રાપ્ત ભોજનમાંજ સંતોષ સમજનારા અર્થાત્ વિભાવિક દ્રવ્યોની જરૂર ફકત વિભાવિકદેહાદિના નિર્વાહ માત્ર અર્થેજ સમ-જનારા અને મુખ્ય લક્ષ્ય તો પરંજ્યોતિરૂપ પરબ્રહ્મમાંજ લગાડી તે જ્યોતિ સ્વરૂપ હું પોતેજ છું એમ આત્મરૂપે હૃદયમાં આત્માનુભવ કરનારા પુરુષો સિવાય બીજાને ધન્યવાદ ઘટતો ન હોવાથી **ભગવત્પાદ** તેઓનેજ ધન્યવાદ આપે છે. ॥ ૫ ॥

नासन्न सन्न सद सन्न महन्न नचाणु
न स्त्री पुमान्नच नपुंसक मेकबीजम् ।
यै ब्रह्म तत्समनुपासित मेकचित्ता
धन्याः विरेजु रितरे भवपाशबद्धाः ॥ ६ ॥

**ભાવાર્થ:**—જે બ્રહ્મ અસત્ નથી, સત્ નથી, સદસત્ નથી, મોટું નથી, નાનું નથી, સ્રી નથી, પુરૂષ નથી, કે નપુંસક નથી પરંતુ સર્વનું એકજ કારણ રૂપ છે તે પરબ્રહ્મ તત્વને એકાગ્રચિત્ત વડે ઉપાસે છે અને વિરાગ સેવે છે તેઓને ધન્ય છે. પરંતુ બીજાઓ તો ભવ બંધન રૂપ જાળમાં જકડાયેલા છે. ॥૬॥

## विवेचन.

ગોવિંદ ભગવાનના પ્રતાપી શિષ્ય શંકરાચાર્ય આ શ્લોકમાં બ્રહ્મનું સર્વાત્મકત્વપણું અને વૈરાગનું ઉચ્ચપણું બતાવે છે. **यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह, यो वेत्ति सर्वं न च तस्य वेत्ता, ब्रह्मैव सर्वं नामानि रुपाणि विविधानि च** ઇત્યાદિ કથનમાં પણ બ્રહ્મનું સર્વરૂપે વર્ણન કરવા છતાં બ્રહ્મ આવું છે, તેવું છે, તેના જેવું છે, આવડું છે, તેવડું છે કે તેના જેવું છે એ પ્રકારેથી નિરૂપી શકાય તેવું નથી કારણ કે શ્રુતિઓ પણ **नेति** આદિ શબ્દોથી બ્રહ્મનું મન વાણીથી અગોચરપણું અનેકવાર કહે છે તેમ બ્રહ્મજ એકજ અવશેષ અદ્વૈત તત્ત્વ છે તો પછી તેનો અનુભવ પણ થાય છે એમ કહેવું એ પણ અજ્ઞાન છે કારણ કે અનુભવસ્વરૂપંજ બ્રહ્મ છે પરંતુ બ્રહ્મ કોઈના અનુભવનો ભિન્ન વિષય નથી વાસ્તે મનવાણીથી અગોચર બ્રહ્મને જે પુરૂષો આ નામરૂપાત્મક જગત્ તેજ બ્રહ્મમાં રજ્જુ

સર્પવત્ મિથ્યા હોવાથી બ્રહ્મરૂપે સ્થિતિ કરી બ્રહ્મરૂપનેજ ઉપાસે છે અર્થાત્ સ્વરૂપ ચીંતન કરે છે અને નશ્વર ભોગોની જાળમાંથી છુટા થઇ અવિચળ વસ્તુ સ્વરૂપે અવિચળનુંજ અનુંસંધાન રાખે છે તેઓને ધન્ય છે અને જેઓએ બ્રહ્મ તત્ત્વને જાણ્યું નથી તેઓ તો બ્રહ્મથી વિપરીત અસત્ જડ અને દુઃખરૂપ સંસાર પાશમાં બંધાયેલાજ છે.

अज्ञानपंक परिमग्नमपेतसारं
दुःखालयं मरणजन्मजरावसक्तम् ।
संसार बंधन मनित्य मवेक्ष्य धन्याः
ज्ञानासिना तदवशीर्य विनिश्चयंति ॥ ७ ॥

**ભાવાર્થઃ**—અજ્ઞાનરૂપ કચરાથીજ ભરેલાં નિઃસારરૂપ રહેલાં, દુઃખનાંજ સ્થાન રૂપ, જન્મ મરણુ અને જરા આદિથી યુક્ત એવાં સંસાર બંધનની અનિત્યતા સમજીને, તેને જ્ઞાન રૂપ ખડગથી છેદી નાંખી નિશ્ચય કરે છે અર્થાત્ નિત્ય વસ્તુનોજ આશ્રય લઇ નિત્ય વસ્તુ સ્વરૂપેજ રહે છે તેઓને ધન્ય છે. ॥૭॥

આ સંસારમાં અજ્ઞાનજ સર્વ પ્રકારનાં પ્રાપંચીક ચિત્રોનું હેતુ છે. અજ્ઞાન—અવિદ્યાવડે કરીને બ્રહ્મસ્વરૂપમાંજ સંસારની પ્રથમ પ્રતીતિ થાય છે અને પોતાની માયાથી બ્રહ્મ પોતેજ જીવભાવને પામી અન્યોઅન્યાધ્યાસ એટલે કે પોતાનું વાસ્તવિક સ્વરૂપ વિસરી જડ દેહાદિ તે હું છું એમ સમજી જડ દેહાદિના અનેક ધર્મોની ઉપાધિથી થતી આપદાઓ સહે છે. પોતાનાં સચ્ચિદાનંદ સ્વરૂપમાંથી જીવ પોતાનો સત્ ચિત્ ભાવ ભૂલે છે તેથી તેને અસત્ જડ એવાં દેહાદિકમાં હું દેહ છું અને આ પદાર્થો મારા છે, મને તાવ આવે છે, મને કોઇ મારે છે એમ અનેક પ્રકારે સંસાર અને સંસારનાં જડોની

દુઃખ ભ્રાંતિ થાય છે. આવા પ્રકારે પોતે પોતાનું જડ સ્વરૂપ સમજી, દેહાદિક અનિત્યમાં હું બુદ્ધિ અને દેહાદિકના ધર્મોમાં પદાર્થોમાં મમત્વ બુદ્ધિ કરી અનેક આપદાઓ સહતો સહતો જન્માદિ દુઃખને પામ્યા કરે છે પરંતુ જો તે પોતાનું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ છે તેને વિદ્યાથી–બ્રહ્મવિદ્યાથી બરાબર અનૂભવે અને આ અસત્ જડ અને દુઃખરૂપ જગત્ તે દેહાદિ હું નહીં અને એ મારાં નહીં પરંતુ અવિદ્યાનાં પરીણામ અને ચેતનનાં વિવર્ત છે એમ સમજી સંસારનું મિથ્યાપણું અર્થાત્ ન હોવાપણું જાણી પોતાનુંજ હોવાપણું બ્રહ્મસ્વરૂપે કરી સમજે તો પછી તે જીવ જીવ ક્યાં રહ્યા ! પરંતુ તે તો પરમ પરમાનંદસ્વરૂપ, બ્રહ્મજ, એકજ અદ્વૈત, સર્વાધિષ્ઠાન, સર્વસ્વરૂપ, જેવો છે તેવોજ, નિજભાવને પામે છે, આવા પ્રકારનો નિશ્ચય કરી જેઓ એકજ બ્રહ્મ નિત્ય અનંત અદ્વૈત છે અને બ્રહ્મથી ભિન્ન કાંઇ છેજ નહીં એવો નિશ્ચય કરનારા છે તેને **ભગવત્પાદ** ધન્યવાદ આપે છે.

### विवेचन.

शांतै रनन्यमतिभिर्मधुरस्वभावै
रेकत्व निश्चितमनोभिरपेतमोहैः ।
साकं वनेषुविजितात्मपदस्वरुपं
शास्त्रेषु सम्यगनिशं विमृशंति धन्याः ॥ ८ ॥

**ભાવાર્થઃ**—શાંતાત્માવાળા, અનન્ય બુદ્ધિવાળા, મધુર સ્વભાવવાળા જીવબ્રહ્મની એકતાના ( એકજબ્રહ્મ છે છતાં આકાશની જેમ ભેદ ભ્રાંતિનો ત્યાગ કરનારા ) નિશ્ચયવાળા, ( જગતની અનિત્યતા સમજાતાં ) મિથ્યા મોહ રહિત સ્વભાવવાળા જ્ઞાની-

ઓએ નિરંતર એકાંતમાં સ્થિતિ કરી, આત્માનંદ સ્વરૂપરૂપ પદવી (નિત્ય પ્રાપ્ત છતાં કર કંકણવત્) પ્રાપ્ત કરી છે તેઓ નિરંતર સુપ્રકારવડે કરી શાસ્ત્રોમાં એજ બ્રહ્મ તત્વનેજ ખોળે છે તેઓને ધન્યવાદ છે. ॥ ८ ॥

## વિવેચન.

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नापरः ॥

ઉક્ત શ્લોકના આશયથી જેઓએ એકજ અદ્વૈત બ્રહ્મ સત્ય છે અને બ્રહ્મથી ઇતર કોઈ તત્ત્વજ નથી તેમ સમગ્ર પ્રપંચની સમીપમાં કે દૂરમાં વ્યાવૃત્તિ છે અને એક બ્રહ્મજ સર્વત્ર અન્વયરૂપે કરી સનાતન તત્ત્વ રહ્યું છે, તથા સર્વ શાસ્ત્રોમાં કારણ કાર્યતાથી ભેદનો અનેક પ્રસંગ છતાં સિદ્ધાંત દૃષ્ટિએ તે સઘળાં એકજ તત્ત્વ છે તેનુંજ વિવિધપ્રકારે પ્રતિપાદન કરી સ્વરૂપથીજ કે રૂપાંતર પ્રયોગોથી એક અભેદ તત્ત્વનુંજ પ્રતિપાદન કરનારી પ્રવૃત્તિ સેવી રહ્યાં છે તે શાસ્ત્રોનો સાર, બ્રહ્મૈવ સર્વં એ પ્રકારે કરી જેઓ વિદ્યાથી કે ઇતર ગમે તે વિદ્યાનાં સાધનથી પામે છે તેઓને ધન્યવાદ ઘટે છે. અખંડાનંદ સ્વરૂપ પરબ્રહ્મ તત્ત્વના અનુભવમાં ગુરૂ-શાસ્ત્ર-કે ઇતર કોઇ પ્રમાણજ નથી પરંતુ પોતાનાંજ માહાત્મ્યવડે બ્રહ્મજ પોતે અનેકરૂપે પ્રતિપાદન થયું છતાં તે એકજ છે અદ્વૈત છે અને સર્વાકાર છે એમ સ્વયંપ્રકાશથી પ્રકાશે છે.

अहिमिव जनयोगं सर्वदा वर्जयेद्यः
कुणपमिव सुनारीं त्यक्तु कामो विरागी ।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान्

**जयति परमहंसो मुक्तिभावं समेति ॥ ९ ॥**

**ભાવાર્થઃ**—જે સર્પની સમાન જન સમાગમનો ત્યાગ કરે છે, શબની જેમ રૂપવંતી સ્ત્રીને પરિત્યજે છે, ત્યાગ ઇચ્છાવાળો જે વૈરાગ્યવાનપુરૂષ વિષયોને વિષ સમાન માનીને દૂરથીજ ત્યજી દેછે, તે પરમહંસ જ્ઞાની મહાત્મા વિજય પામે છે અને કૈવલ્ય સ્વરૂપને–પદવીને પ્રાપ્ત કરે છે. ॥ ૯ ॥

**विवेचन.**

સર્પની જેમ મનુષ્યોનો પરિચય જે પુરૂપ તજી દે છે તે પુરૂપ ખરે ખર નિઃસંગ સ્થિતિથી સંસારના બંધનમાં સપડાતોજ નથી. મનુષ્યોમાં મિથ્યા પ્રેમ–મોહ–આસક્ત ભાવનો ત્યાગ કરવારૂપ પ્રવૃત્તિથી જે મનુષ્યનું ઉત્તમ નિવૃત્તિ જીવન થયું છે તે પુરૂષને સંસારની નિવૃત્તિ સ્વાભાવથીજ બની હોય છે. મહામોહરૂપ આખાં બ્રહ્માંડનાં ગૌરવને ખંડિત કરનારી જે કામની પુતળી રૂપ સ્ત્રી છે તે સ્ત્રીને જેણે ત્યાગ કરી છે અર્થાત્ જેણે આત્મ સ્વરૂપની સ્વાભાવિક કામનાથી સંસારની વિભાવિક વિષયોની કામનાનો પ્રલય કર્યો હોય છે તે પુરૂપ જય પામે છે. અર્થાત્ પોતાનો મનુષ્ય જન્મ સફળ કરી જાય છે, અનેક જન્મમાં હણનારા કામ ક્રોધાદિ દુર્ગુણવાળા શબ્દાદિ વિષયો વિષ કરતાં પણ વસમા છે એમ સમજી તેના ત્યાગપૂર્વક ક્ષમા સંતોષ દયાદિ અમૃત ગુણોથી વિભૂષિત કાયાવાળો પરમહંસ પુરૂષ વેદાંતમાં પ્રતિપાદન કરેલાં પરમ તત્ત્વનો પ્રાપક અર્થાત તે તત્ત્વસ્વરૂપ થઇ સર્વ પ્રકારનો વિજય પામે છે એમાં શંકા નથી. આવો વિજય તે પ્રાકૃત વિજય નથી પરંતુ આ વિજય તો શાશ્વત વિજય છે. સેંકડો ચક્રવર્તિ રાજાની પદવી કરતાં પણ પરમહંસની અર્થાત્ બ્રહ્મસ્વરૂપની પદવી ચઢીઆતી છે અને તેનું માહાત્મ્ય મન વાણીથી અગમ્ય છે. આવો ઉત્તમપદારૂઢ પરમહંસ પુરૂષ પૂર્ણાનંદ

સ્વરૂપે સ્થિતિ પામી પરમશાંતિનો મહાસાગર અર્થાત્ પરબ્રહ્મ સ્વરૂપે બની જાય છે.

**संपूर्ण जगदेव नंदनवनं सर्वेऽपि कल्पद्रुमाः**
**गांगं वारि समस्तवारिनिवहः पुण्याः समस्ताः क्रियाः।**
**वाचः प्राकृत संस्कृताः श्रुति शिरो वाराणसी मेदिनी**
**सर्वावस्थितिरस्य वस्तु विषया दृष्टे परब्रह्मणि ॥ १० ॥**

**ભાવાર્થઃ**—આ અખિલ વિશ્વ નંદન વાટિકા સમાન છે, સર્વ વૃક્ષો છે તે કલ્પવૃક્ષોજ છે, સમગ્ર નદી સરોવરાદિનાં જળ તે ગંગાનુંજ જળ છે, સર્વ ક્રિયાઓ છે તે પુણ્ય ક્રિયાઓજ છે, પ્રાકૃત અને સંસ્કૃત જે સર્વ વાણી છે તે ઉપનીષદ રૂપ જ છે, પૃથ્વી છે તે આખી કાશીપુરી સમાનજ છે, પરબ્રહ્મ તત્ત્વનો સાક્ષાત્કાર થતાંજ સર્વ વસ્તુઓ-વિષયો અને આખી બ્રહ્માંડ પણ પરબ્રહ્મ સ્વરૂપમયજ છે. ॥ ૧૦ ॥

## વિવેચન.

ભગવત્પાદ શંકરાચાર્ય આ શ્લોકમાં બ્રહ્મનો સર્વાત્મભાવ પ્રગટપણે બતાવે છે. સર્વનું અધિષ્ઠાન જે બ્રહ્મ તેને જાણ્યા પછી બ્રહ્મથી ઇતર જાણવા યોગ્ય કશું છેજ નહીં પરંતુ જે કાંઇ પ્રતીતિ થાય છે તે બ્રહ્મસ્વરૂપથી ભિન્ન થતી ન હોવાથી સર્વજ બ્રહ્મજ ભાસે છે. બ્રહ્મનાજ ભાસવાથી પ્રપંચ ભાસતો હોવાથી બ્રહ્મ સ્વરૂપેજ સઘળી સૃષ્ટિ જ્ઞાનીને તો દેખાય છે. બ્રહ્મ તત્ત્વનું અભેદ જ્ઞાન થયા પછી અને સર્વત્ર અન્વયરૂપે બ્રહ્મજ અનુભવ્યા

પછી અને નામરૂપનો ત્યાગ થતાં અસ્તિ, ભાતિ અને પ્રિય અંશથી સર્વસ્વરૂપ બ્રહ્મજ બ્રહ્મરૂપે જણાયા પછી ત્રિપુટીઓનો ક્ષય થાય છે, કારણ કાર્ય ભાવ ટળી જાય છે, જડ ચેતન ભાવ રહેતો નથી, ભેદ અભેદ ભાવ વિચરી જાય છે, કર્તા ભોક્તાપણું મટી જાય છે, વ્યવહારીક સત્તાની નિવૃત્તિ થાય છે, પ્રાતિભાસિક પદાર્થોની બ્રહ્મથી ભિન્ન પ્રતીતિ પણ રહેતી નથી પરંતુ એકજ પરબ્રહ્મ કે જે પરમાર્થ સત્તારૂપ પરમ ચૈતન્ય છે, સત્ય છે, કેવળ છે, દ્વૈતઅદ્વૈત ભાવથી રહિત શૂન્ય છતાં અસ્તિ અંશે કરી ભાવરૂપ છે તેંજ અવશેષ રહે છે.

जगद्विलक्षणं ब्रह्म ब्रह्मणोऽन्यन्न किंचन

ब्रह्मान्यद्भाति चेन्मिथ्या यथा मरुमरीचिका.

॥ इति वेदान्त कवि हिरालालेन व्याख्यातं धन्याष्टका संपूर्ण ॥

## ॥ द्वादश रत्ननुं पूर्णाहुति मंगळ प्रयाण. ॥

सर्ववेदांतसिद्धांतमगोचरं तमगोचरम्
गोविंदं परमानंदं सद्‌गुरुं प्रणतोऽस्म्यहम् ॥ १ ॥

श्रुति स्मृति पुराणानामालयं करुणालयम्
नमामि भगवत्पादं शंकरं लोक शंकरम् ॥ २ ॥

यस्य प्रसादा दहमेव विष्णु
मय्येव सर्वं परिकल्पितं च
इत्थं विजानामि सदात्मरुपं
तस्यांध्रि पद्मं प्रणतोऽस्मि नित्यं ॥ ३ ॥

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञानमूर्तिम्
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्‌गुरुं तं नमामि ॥ ४ ॥

गुरु ब्रह्मा गुरु विष्णु गुरु देवो महेश्वरः
गुरु रेकं परं ब्रह्म तस्मै श्री गुरवे नमः ॥ ५ ॥

अज्ञान तिमिरांधस्य ज्ञानांजनशलाकया
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥ ६ ॥

देहबुद्धया तु दासोहं जीव बुद्धया त्वदंशकः

आत्मबुद्धया त्वमेवाह मिति मे निश्चला मतिः ॥ ७ ॥

पुण्योहं पुण्यकर्मोहं पुण्यात्मा पुण्यसंभवः

त्वमहं पुंडरीकाक्ष न भेदोऽस्ति कदाचन ॥ ८ ॥

आर्यावृत्तम्.

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीन स्त्वम् ।

सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः ॥ १ ॥

स्त्रग्विणीवृत्तम्

अच्युतं शाश्वतं निष्प्रपंचात्मकं

निर्गुणं निष्कलं निर्मलं व्यापकं

निष्क्रियं सच्चिदानंद रुपं शिवं

निर्द्वयं केवलं शुद्ध देवं भजे ॥ १ ॥

॥ इति श्रीमच्छंकराचार्य विरचित द्वादशरत्नानि स्तोत्राणि ः वेदांत कवि हीरालाल जादवराय शर्मणा गुज्जर भाषायां व्याख्यातानि संपूर्णतां गतानीति शिवम्.

---

सर्वेत्र सुखिनः संतु सर्वे संतु निरामयाः ।

सर्वे भद्राणि पश्यंतु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

—०—

| अशुद्ध | शुद्ध | पृष्ठ | पंक्ति |
|---|---|---|---|
| દ્રષ્ટાંત | દ્રષ્ટા | ૨ | ૫ |
| બ્રહ્મ | બ્રહ્મ | ૪ | ૧ |
| रत्नत्रयम् | रत्नत्रयम् | ૮ | ૧ |
| વીણી | વાણી | ૮ | ૨ |
| मी | मि | ૮ | ૧૮ |
| શાસ્ત્ર અને | અને શાસ્ત્ર | ૯ | ૩ |
| નિવર્ત્તાકાર | વિવર્તાકાર | ૧૦ | ૬ |
| નિવિઘ્ન | નિર્વિઘ્ન | ૧૨ | ૧૨ |
| ચિશાનંદ | ચિદાનંદ | ૧૩ | ૯ |
| કહ્યાની | કાયાની | ૧૬ | ૫ |
| લેવાં | લેવા | ૧૬ | ૬ |
| બ્રહ્માંબુદ્ધિ | બ્રહ્માંબુધિ | ૧૬ | ૩૩ |
| ગૌર્ણ | ગૌણ | સર્વત્ર એમ વાંચવું. | |
| બ્રહ્મરૂપનીજ | બ્રહ્મરૂપનીજ | ૨૪ | ૧૧ |
| કૃષ્ટા | દ્રષ્ટા | ૩૧ | ૧૨ |
| અને વૃષ્ટિપાત | અને વૃત્તિ વૃષ્ટિપાત | ૫૩ | ૧૪ |
| હેવાય | કહેવાય | ૫૫ | ૧૩ |
| प्रत्यगेरस | प्रत्यगेकरस | ૫૬ | ૪ |
| લેવાનું | લેપાતું | ૭૫ | ૬ |
| તેને | તને | ૮૫ | ૩ |
| સૂત્રભષ્યાદિ | સુત્રભાષ્યાદિ | ૧૧૯ | ૪ |
| પ્રમાણુ | પ્રમાણે | ૧૧૯ | ૯ |
| ચિત્ત | ચિત્ | ૧૩૧ | ૭ |

ચતન્ય … … ચૈતન્ય … ૧૪૮ … ૧૦

યોગ્જ … … યોગ્યજ … ૧૬૬ … ૧૮

જાણુવવાળો… … જાણુવાવાળો ૨૨૦ … ૧૮

તત્ત્વથી ૪૨ … ૪૨ તત્ત્વથી ૨૨૪ … ૧૮

અંતઃકર … … અંતઃકરણુ ૨૨૯ … ૩

વસ્તુપ્રય … … વસ્તુત્રય ૨૩૫ … ૪

છે … … છું … ૨૫૨ … ૭

**तास्मिन** … … **तास्मिन्** … ૧૧૨ … ૪

વથી … … નથી … ૨૪૭ … ૪

ઉદાહદણુ … … ઉદાહરણુ … ૨૫૮ … ૪

એક્રતા … … એકતા … ૨૫૯ … ૧૦

થાથ છે … … થાય છે ૨૫૯ … ૧૫

**पराभाक्ति** … … **पराभक्ति** ૨૬૪ … ૨૧

અકૃષ્ટ … … અદ્રષ્ટ ૨૭૦ … ૧૧

ચતન્યરૂપ … … ચૈતન્યરૂપ ૨૭૩ … ૨૦

નશ્ચયરૂપ … … નિશ્ચયરૂપ ૨૯૪ … ૭

અસત્યથી … … સત્યથી ૨૯૫ … ૨૦

પુત્રાત્પત્તિ … … પુત્રોત્પત્તિ ૩૨૨ … ૬

અધિષ્ટાન … … અધિષ્ઠાન સર્વત્રે એમ વાંચવું

દ્વંદ … … દ્વંદ્વ સર્વત્ર એમ વાંચવું.

* આ ગ્રંથમાં શતશ્લોકીના શ્લોકોનો સમન્વય જાળવી શ્લોકની ગોઠવણી થઇ શકી નથી તેમ પ્રેસદોષો પણ કોઈ કોઈ સ્થળે છે વાસ્તે ગ્રાહકોએ તેટલી ભૂલ તરફ ક્ષમાદ્રષ્ટિ રાખવી.